# અનુક્રમણિકા.

श्री दंडकारण्य विहरिणे नमः

## ખૂબીનો ખજાનો અથવા ડહાપણનો દરીઆવ.

અપુર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનારી.

# બિરબલ અને બાદશાહ.

ની રસિક મનમોહન અને ચમત્કારિક વાર્તાઓ.

---

## ભાગ પહેલો.

પ્રિય વાંચક વૃંદ! બિરબલ અને બાદશાહ કોણ હતા? તથા કયાં તેમનાં જન્મ સ્થાન અને કેવા પ્રકારે હિંદના ઇતિહાસરૂપ પરમ રમ્ય અનુપમ નાટય શાળામાં આર્ય અને અનાર્યનાં મન આકર્ષિ લેનાર અત્યુત્તમ ચાલાક ખેલાડી નિવડયા? તેનુ ટુંક વૃત્તાંત આ પુસ્તકમાં આપવામા આવ્યું છે. પરંતુ બિરબલની અનહદ ચાતુર્યતા, ચપળતા, સમયસૂચકતા, બુદ્ધિ કૌશલ્યતા, રાજ્ય ખટપટ અને હાજર જવાબ વિષેની કહાણીઓથી આપ હજુ અજ્ઞાતછો; જેથી તે આતુરતા અલગી કરવા નીચેની વાર્તઓ વાંચો

---

## બિરબલનું વૃત્તાંત.

સુજ્ઞસજ્જનો ! આ આપની આર્ય ભૂમિના આર્ય (ક્ષત્રિ) વીરો કે જેમણે પોતાની ભૂમાતાના રક્ષણાર્થે તન ધન પુત્ર પરિવારાદિની કશી દરકાર ન રાખતાં અનન્ય પ્રકારે સ્વભૂમાતની જે સેવા બજાવી હતી તે વિષેનાં કેટલાંક વૃત્તાંતો આપ સાહેબોના જાણવામાં છે એટલે અત્રે વિશેષ પિષ્ટ પેષણ કરવાની આવશ્યકતા નથી? પરંતુ કહેવાનું એછે કે એ આર્યવીરોની સ્વતંત્રતા પ્રતાપી દૈવાંશી પૃથુરાજ ચહુઆણના કામાંધપણાથી નષ્ટ પામી અર્થાત્ સ્વતંત્રતાને બદલે પરતંત્રતાએ પગપેસારો કર્યો: એટલુંજ નહિં પણ ધર્મશત્રુ યવનોના તાબે થવાનો આવા વખતમાં આર્ય ધર્મનાં દેવાલયો-પુસ્તકો-મકાનો અને પવિત્ર સ્થાનકોનો લય કરવામાં પણ ધર્માંધ યવન રાજાઓએ કાંઇ કચાશ રાખી નહિં; તેમજ આર્યોને યવન કરવામાં પણ ઘણોજ જુલ્મ વર્તાવ્યો, અહા ! તે વાત્તો યાદ કરતાં અપાર પરિતાપની છાપ મન મંદિરપર દ્વારકાનાથની ધગધગતી છાપરૂપ છાપો મારે છે. અરે ! પણ તે અપરિમિત પરિતાપના દાહને શાંત કરનાર સુખદોપચાર રૂપ-ચંદન સમાન પ્રતાપી મુગલવંશ ભૂષણ શેહેનશાહ અકબર જ્યારે આર્ય ભુમિના પાયતખ્ત હસ્તિનાપુર ( દિલ્લી ) ના રાજ્યાસન પર બિરાજમાન થયા ત્યારે તે યવનોના જુલ્મોનો ઘોર દાહ આર્યોના અંત કરણમાંથી નાશ પામ્યો કેમકે ઉક્ત મહાપુરૂષની રાજ્યમાં આર્યો અને યવનોને એકજ સરખો ઇન્સાફ-લાભ મળતો હતો ધર્માંધ પણાના જોહાકી રોગ બંધ પડયા હતા. નેક ન્યાય મળવાથી ચોર, સુગલ લુચ્ચા, લફંગા અને વ્યભિચારી છાટકાઓનું જોર તદન ભાગી પડયું હતું એમ કહીયે તો પણ ખોટું ગણાય નહિ ! કે જેના રાજ્યમાં વાઘ બકરી એકજ ઓવારે પાણી પીવા સરખો પ્રકાર ચાલતો હતો, તે વારતાની પ્રતિતી આપનાર આ પુસ્તકના પ્રત્યેક ભાગો બસ છે !

પ્રિય વાચક વૃંદ ! એ મહાન વીર ધીર પુરૂષનું વૃત્તાંત જાણવાની આતુરતા દૂર કરવાને કિંચિત ટુંક વૃત્તાંત અત્રે જણાવું છું કે—ઉક્ત મહા પુરૂષનો જન્મ વિક્રમ સંવત ૧૫૯૮ હીજરી સને ૯૪૯ તારિખ ૫ મી રજબ માસમાં રવિવાર ( ઇ. સ. ૧૫૪૨ ના અકટોબર માસની તા. ૧૫મી) ના રોજ સિંધમાં આવેલા **અમરકોટ** માં થયો હતો. તેમના પીતાનું નામ હુ**માયુ** અને માતાનું નામ **મરિયમ મકાની ન્યાઅતણુ;** કિંવા **હમીદા** હતું, જે વખતે અકબરનો જન્મ થયો તે વખતે તેમનો પિતા રાજપાટ રહિત બની રખડતો રઝળતો ફરતો હતો; કારણ કે " **सर्वे य-**

**स्त भयान्वितं** " છે માટે ઉદય તેનોજ અસ્ત છે. ખીલવાં તેનેજ કરમાવાનું છે! ઘોડાપર ચડનાર તેજ પડનાર છે એ તો નિસ્સંદેહની વાર્તા છે જુઓ કે એજ હુમાયુ એક સમય દિલ્લીનું રાજ્ય કરતો હતો તેજ વીર નર ઉપર વિપત્તિનું વાદળ હોવાથી એક સાધારણ માણસની માફક રખડતું રવડતું ફરવું પડતું હતું. આહા! કર્મની વિચિત્ર ગતિ છે!! માટેજ નિરંતર સુજ્ઞ પુરૂષો કહે છે કે ધન, અધિકાર કે પરિવાર સંપત્તિનો મદ ન કરતાં સર્વ વસ્તુને અસ્થિર સમજી " **સર્વ તજીને ભજીએ શ્રી ગોવિંદને.** "

શેહેનશાહ **હુમાયુ** અમરકોટના રાજાને ત્યાં પરોણા તરીકે થઇ રહેલો હતો તે સમય પ્રતાપી અકબરનો જન્મ થયો. કેટલોક કાળ વ્યતિત થયા બાદ પુનઃ દિલ્લીની રાજધાની હુમાયુએ દુસ્મનોને હઠાવી સં. ૧૬૧૧માં હસ્ત કરી હતી; પરંતુ અસ્માત કાળની ફાળમાં પકડવાથી સીડી ( નિસરણી ) એથી પડી સંવત ૧૬૧૨ માં (ઇ. સ. ૧૫૫૬ ના જાનેવારી માસની તા. ૨૪મી ના રોજ) મરણ પામ્યો તેથી તેની ગાદી ઉપર શાહજાદો અકબર ૪૫ દિવસ પછી તખ્ત નસીન થયો, તે વખતે માત્ર અકબરશાહની ઉમ્મર ૧૩ વર્ષની હતી; તો પણ પોતે સારા સલાહકાર મંત્રી **બહેરામખાંને** કુલ રાજ્યનો કારભાર સોંપી રાજ્ય ધર્મને નિભાવતો હતો.

જ્યારે **બહેરામખાં** પોતાનાજ દુર્ગુણોથી પદચ્યુત થયો ત્યારે અકબર શાહની ૧૮ વરસની ઉમ્મર હતી તે વખતે સઘળો મોટા રાજ્યનો બોજો માથે પડ્યો; પરંતુ તેણે મહાન બુદ્ધિ કૌશલ્યતા વાપરી આ ગંપણ રાજતંત્રની દોરી હાથ રાખી હતી. તુર્ક અને પઠાણો પોતાના રાજ્યમાં સારા સારા હોદ્દા ઉપર અને લશ્કરમાં હતા. તેમને બહેરામખાંનો ભય હય થવાથી મુગલોને શત્રુ સમજી ખટપટ અને જુદાઇથી વર્તવા લાગ્યા; તદપિ અકબર શાહે આર્યવીરો-ક્ષત્રી નરવરો અને યવનોને એક સરખા ગણી ધર્મ મમતાવડે સર્વનાં મન પોતાના બાણી આકર્ષિ લીધાં તથા શામ, દામ, દંડ, ભેદની રચના ચલાવી અસજ્જન અને સજ્જનોને પોતાના વશિભુત બનાવી દીધા, **ટોડરમલ** જેવા જમા બંદીના કામ ઉપર ચતુર-કામેલ અને સ્થાપી ઉતમ પ્રકારે કાર્ય ચલાવવા માંડ્યું--જેપુરના રાજા **ભગવાનદાસજી** અને યોધપુરના રાજા **માનસિંહજી** જેવાઓને મોટા સરદારો નાગી શહેરોને ઠરાવ્યા. જ્યાં ત્યાં નીતિ, વિવેક, વિચાર, વિદ્યા,-હુન્નર વધારવા પુષ્કળ કાળ ધનની આહુતી આપી પોતાના રાજ્યમાં વિવિધ વિદ્યાઓના પ્રચાર કર્યો દારૂ, વ્યભિચાર, ગૌવધ, સતી થવાનો, ગુલામ કરવાનો, અને જજીયા વેરા વગેરેના અનરીત રીવાજો બંધ કરી દાન પુન્ય, ધર્મ ચર્ચા,

મસ્વર ભજનાદિ સુકાર્યો કરી પ્રાચીન ગ્રંથોનાં ભાષાંતરો-તરજુમા, ન્યાયનાં પુસ્તકો વગેરે લખાવી તેમજ કૃષિકાર વિદ્યા, ગણિત, કાવ્યાદિ અનેક પ્રાચીન વિદ્યાને પુનઃ જન્મ આપી આર્યાવર્તને વિશેષ દીપાવ્યો.

અકબરશાહના દરબારમાં **બિરબલ, ફૈજી, અબુલફજલ, તાનસેન, ગંગકવિ, જગન્નાથ** પંડિત વગેરે ઘણાજ હુંશીયાર કવિ, પંડિતો અને ચતુર બુદ્ધિમાન પુરૂષો વિદ્યમાન હતા. હમેશાં જ્ઞાન ગોષ્ઠી, સત્ય શોધન, અદલ ઇન્સાફ અને ગુણવાન હુન્નરી, વિદ્વાનોનો શોધ કિંવા ગુણ ગ્રહણ કરી યોગ્ય સત્કાર કરી નિરંતર આનંદમાં કાળ ક્રમણ કરતો હતો, માત્ર તે ત્રણ કલાક નિંદ્રા લેતો હતો. નિમેલા વખતે દરેક પંથના પંડિતોની સભા ભરી વિદ્યા વિનોદ મેળવતો હતો; તેમજ યવન છતાં આર્ય વિદ્વાનોના સહવાસથી આર્ય દેવતા વા, અગ્નિ, સૂર્યનો ઉપાસક હતો; એટલુંજ નહિં પણ દરરોજ સૂર્યનાં દર્શન કરી હાથમાં માળા લેઈ સૂર્ય સહસ્ર નામના પાઠનો પાઠ કરી ભોજન કરતો હતો. આહા ! સત સંગની મહિમા અપાર છે ! ! તેજ પ્રમાણે પોતાના જનાન ખાનામાં ક્ષત્રીયાણીઓ હોમ હવન આર્યોના નિયમ પ્રમાણે કરતી, પોતાની પટરાણી જોધપુરના રાજા માલદેવની પુત્રી જોધબા હતી; અને તેનોજ પુત્ર સલીમ (જહાંગીર) શાહ હતો. સારાંસમાં સર્વ પ્રકારે આર્ય અને અનાર્યને સુખદાઇ હતો; તેમજ વિદ્વાન, ઉદાર, પ્રમાણિક, શૂરવીર ગુણગ્રાહી અને વિદ્યા-કળાનો પિતા રૂપ હતો. તેથીજ ઉકત મહાંન્ પુરૂષને આજે પણ સર્વ કોઇ યાદ કરી ધન્યવાદ આપી ગર્વાનંદી બને છે.

વ્હાલા વીરો ! એ પવીત્ર ગુણ મંદીર, મુગલ કુલ કમળ દિવાકરઅકબર શાહ પણ આ ફાની દુનીયાને છોડી આખરે ૬૩ વર્ષની ઉમ્મરે ( સંવત ૧૬૬૧ માં પોતાના પુત્ર જહાંગીરને રાજ્ય સોંપી ) **બેહુસ્ત નસીન** ( સ્વર્ગવાસ ) થયો ધન્ય છે એવા ઉદાર વિદ્યા વિલાસી શેહેનશાહને. ! !

---

સ્વદેશ બાન્ધવો ! હવે ભારતમારતંડ રૂપ બુદ્ધિશાળી **બિરબલના** વૃત્તાંત તરફ દષ્ટિ કરીશું તો સખેદાસચર્ય ઉત્પન્ન થયા વિના રહેતો નથી; કેમકે તે મહાન્ પુરૂષનો જન્મ કયાં અને કયારે થયો ? તેમજ તેણે કોના પાસે વિદ્યાભ્યાસ કરયો ? મુખ્ય નામ શું હતું ? તે વિશે હજું કશો પત્તો મળતો નથી, માત્ર એટલુંજ અજવાળામાં આવ્યું છે કે તેના પિતાનું નામ **મહિદાસ** કિંવા **સિવદાસ** કે **બ્રહ્મદાસ** હતું. કેટલાક તેને બ્રહ્મભાટ કહે છે અને કેટલાક બ્રાહ્મણ કહે છે; પરંતુ ઘણાક દાખલા દલિલોથી

સિદ્ધ થાય છે કે બ્રાહ્મણજ હતો; પરંતુ કેવી જ્ઞાતિનો બ્રાહ્મણ હતો ? તે સિદ્ધ થઇ શકતું નથી !

બિરબલ ગરીબ સ્થિતિવાળો પણ કુલીન હતો, હીંદિ સંસ્કૃત. ફારસી અને કાવ્ય રચના વગેરેનું અતિ ઉત્તમ જ્ઞાન મેળવેલું હતું; તેમજ ઘણોજ ચાલાક, બુદ્ધિવંત, હાજર જવાબી, સમય સુચક, શુરવીર, ધૈર્યવંત દયાળુ, અને સ્વધર્મ-સ્વજાત્યાભિમાની હતો.

એકવાર બિરબલે વિચાર્યું કે-" મેં બહુ પ્રયાસ વડે અધિક ગુણો રૂપ રત્નોનો સંગ્રહ કર્યો; પરંતુ તે રત્નોનો પરિક્ષક પુરૂષ ( ઝવ્હેરી ) જો મળે તોજ તેની અપાર ખુબી અને કિંમત પ્રસિદ્ધમાં પ્રકાશમાન થાય ! મારે હાલમાં તે ઉત્તમ ઝવ્હેરી. રૂપ દિલ્લીપતી વિદ્યમાન છે અને તે ગુણી જનોનો પોષક છે તેમજ ગુણગાહી, ઉદાર, તથા કદરદાન છે; જેથી ત્યાં અવશ્ય જવું જોઇએ, એમ વીચારી ચરિતાર્થની આશાએ દિલ્લીએ જઇ પોંહચ્યો, તે વખતે માત્ર તેની પાસે પાંચ રૂપિઆજ હતા. વળી પોષક નમાલો હતો અને દિલ્લી શેહેરની રચના તથા ત્યાના નિવાસીઓનો પોષાક મકાન અને વાહનાદિનો દબદબો જોઇ પોતે ધોબીને અમુક પૈસા આપી ભાડાનો પોષાક લેઈ પરિધાન કરયો દરબારમા જવા પરવરયો પરંતુ દિલ્લીની છટા-ઠાઠ જોઇ કેવળ વિસ્મય દેવને સ્વાધીન થઇગયો અને મનસાથે તર્ક વિતર્કની સતરંજ રમવા લાગ્યો ! મહા મહેનતે રાજદ્વારે જઇ પોંહચ્યો અને દ્વારપાળ પાસે અંદર જવાની અરજ કરી, પરંતુ તેણે ચેરી મેરી માગી પણ પોતા પાસે તેટલી રકમનું ઠેકાણું પણ નહોતું તેથી અનેક પ્રકારની આજીજી કરી તદપિ છેવટે આશા વ્યર્થ ગઇ. મનમાં મહા દુખ માનતો ધર્મશાળાનો આશ્રય લેઈ વિચારમાં ગુંથાયો. હવે શી રીતે શાહની ભેટ લેવી ? ગમે તેમ કરીને પણ એક વખત શાહ સુધી પહોંચવું એતો સિદ્ધજ છે ! તે શિવાય પાછું જવું એતો મૂર્ખનો ધર્મ છે ! !

બીજે દિવસે પોતાના જાણવામાં આવ્યું કે " દરરોજ સવારના પોંહોરમાં નામદાર અકબરશાહ બે કલાક રાજમહેલના ઝરોખામાં બેસી નકીદાર પાસે પુકાર કરાવે છે અને તે વખતે ગમે તેની પણ ફરીયાદ જાતે સાંભળે છે " તેથી બિરબલે ભસ્મ-લંગોટી ફાટેલી ગોદડી ફુટેલું તુંબડું અને ત્રિશુળાદિ વિચિત્ર વેષ ધારણ કરી તે ધર્માસનના ઝરોખા નિચે જઇ પુકાર કર્યો કે " ફરીયાદ છે ! ફરીયાદ છે ! ! ફરીયાદ ! ! !) તે સાંભળી શાહે પોતાના પાસે બોલાવી ફરીયાદનું કારણ રૂપ પુછયું તેના ઉત્તરમાં બિરબલે જણાવ્યું કે "**પાયા હીરા લાખકા, આયા બેચન કાજ, ઠિના**

**લિયા છક્કડ લગા, ગૌહરી દગાહિ બાજ.** " આ દુહો સાંભળી શાહે વિસ્મયતા સાથે પુછયું કે " મારા શહેરમાં તેવો કોણ જુલ્મગાર છે? ત્યારે બિરબલે અનેક કવિતાઓ વડે પોતાનું ચાતુર્ય અને બુદ્ધિબળ તથા તાત્કાળિક જવાબ સાથે વિદ્વતાપણું દર્શાવ્યું; તેથી શાહ ઘણો ખુશી થયો અને અમુલ્ય શિરપાવ આપી દરરોજ પોતાની પાસે આવવા પરવાનગી બક્ષી. છેવટે બિરબલે રૂસવતખોર દ્વારપાળની વાર્તા જણાવી યોગ્ય સાસન અપાવી જોહાકી દોર બંધ પડાવ્યો. કેટલીક વાર્તાઓ ઉપરથી શાહની સાથે બીરબલને અન્ય પ્રકારે મુલાકાત થઇ હોય એમ જણાય છે.

તદનંતર બીરબલે દીનપ્રતીદીન પોતાની અક્કલ બુદ્ધિ ચાતુર્યતાવડે પ્રતાપી શાહનું મન સ્વાધીન કરી લીધું; તેમ શાહપણ આનંદ તથા અન્ય લોકોને ચાતુરીનું શીક્ષણ મળવાના હેતુથી વખતો વખત રમુજી અને આશ્ચર્યકારક પ્રશ્નો પુછી જગતના જનોને આનંદ જ્ઞાન આપતો બીરબલ પણ પોતાની કવીત્વશક્તિ અને વીદ્વત્તા કેવળ છેક પ્રધાન મંડળમાં મુખ્ય પદવીપર પદસ્થ થયો; તથા " **રાજા બિરબલ** " " **કવિરાય** " નો ઇલકાબ અને શાહની પુર્ણ પ્રીતી સાથ **નગરકોટની** મ્હોટી જાગીર સંપાદન કરી બીરબલની ચાતુરી અને ચમત્કૃતી દર્શાવનારી રસીક વારતાઓ બહુજ જગ વીદીત થઇ પડી. હિંદુધર્મ ઉપર શાહને શ્રદ્ધા જે હતી તે પણ બીરબલનાજ સહવાસની મહીમા હતી !

બીરબલે કેટલીક લડાઇઓમાં સેન્યાધીપતીનું પદ ગ્રહણ કરી અલૌકીક વીરતા દર્શાવી શત્રુઓનો પરાજય કરી સ્વબાહુ બળપણુ દર્શાવ્યું હતું. તે આર્યભુમીના અમુલ્ય રત્નનું છેવટે અફઘાનીસ્થાનની રોશનીઆ અને યુસુફઝાઇ પઠાણ લોકો લડાઇમાં સંવત ૧૬૪૧ માં અકસ્માત મરણ નીપજયું હતું. અને તે અકસ્માત મરણની ખબર પડતાં શાહના રૂદયમાં કારી ઘા થયો હતો; એટલુંજ નહી પણ તેની દીલગીરી ઘણો કાળ સુધી શાહના મનમંદીરમાં નીવાસ કરી રહી હતી. એજ તેના મહાન ગુણોની પ્રતીતી આપનાર દાખલો બસ છે ! એ મહાન પુરૂષનો સ્વર્ગવાસ થયે ૩૧૪ વર્ષો થયાં છે છતાં હજુ તેની ડાહપણને રમુજ ભરેલી કહાણીઓ ભરતખંડમાં આનંદ આપી રહેલી છે. વાહ ધન્ય છે ! એવા આર્ય નર રત્નને ! !

# વાર્તા પેહેલી.

મધર મહોર હરિયલ કાહી,
તાસેં બુદ્ધિ ત્રીયાકી માહી.

**મધુ માલતી.**

## "ધાર્યુ હતું શું અને થયું શું."

અકબરશાહના રાજ્યમાં દિન પ્રતિદીન બીરબલનું માન અધિક અધિક વૃદ્ધિ થતું ચાલ્યું તેમજ શાહ પણ બિરબલના ચાતુર્ય બળથી કેવળ ઇષ્ટ મિત્રની મુજબ તેને નિરંતર ચાહતો હતો તે જોઇ ઇર્ષાખોરોનાં અંતઃકરણ અત્યંત ધીખી ઉઠયાં, ઘણી વખત તેઓના હાથ હેઠે પડયા હતા અને શાહે પુષ્કળ વખત નકસ્છેહત કરેલ તદપિ '**કુતરાની પુંછડી ગમે તેટલી વખત ભુંયમાં રાખો તોપણ બ્હાર કાહાડી કે વાંકીને વાંકીજ "પડી ટેવ તેતો ટળે કેમ ટાળી"** તે પ્રમાણે પોતાની હમેશાંની બુરી આદતને આગળ વધારી વખતો વખત હુરમ સાહેબને સમાચાર આપતા કે :"નામદાર! બિરબલે બાદશાહ સાહેબને શું ભુરકી નાખી છે કે તેનીજ આંખ્યે જૂએ છે! અમે આપના ભાઇને વજીરાત મળી જોઇ સર્વેકો હર્ષવંત થયા હતા અને ખુદા પાસે દુવા માગતા હતા કે 'સદાકાળ નેકબંદા ઉપર આવીજ નીધાહ રાખી ઉમેદ બર આણશે;' પરંતુ તે હર્ષ તો વાદલની છાયા જેટલોજ વખત ટકવા પામ્યો! હશે એતો હવે એકવાર કહિ મનને સમજાવી લઇએ પણ સભાના દેખત આપના ભાઇ પાસેથી વજીરાતનો હોદ્દો છીનવી લેઇ બિરબલને સુપરદ કર્યો. એ અપમાન થયું જોઇ અમોને કારી જખમ થયો; પરંતુ કરવું શું? '**સત્તા અગાડી શાંહુપત શું કામ આવે?**' એમ સમજી મુંગે મ્હોઢે બેસી રેહવું પડયું; પરંતુ આપ હરકોઈ રીતે તે ભાઇના અપમાન થયા નો બદલો વાળવા બિરબલને આપણા રાજ્યમાંથી પદઃચ્યુત કરવા ન ભૂલવા વારંવાર અમારી ભલામણ છે." આ પ્રમાણે હુરમ સાહેબને સમાચાર ઉપરા ઉપર લાગતા વળગતા મારફતે પોંચાડવા લાગ્યા, તેથી હુરમ સાહેબને પણ પોતાના ભાઇનું અપમાન થયું તે વિષેનો બદલો લેવા તરફ ઘણુંજ મન ઉશ્કેરાયું. અહા! દુષ્ટ જનોની દુષ્ટ વૃત્તિ વિષે શાસ્ત્રકારોએ કહ્યું છે કે "**मन्येदुर्जन चित्तवृत्तिहरणे धातास्विभग्नोद्यमः**"

અર્થાત વિધાત્રા સર્વ પ્રકારનાં દુરસ્ત કાર્યો સાધ્ય કરવામાં ફતેહમંદ નિવડેલ છે પણ દુર્જનના ચિત્તની વૃત્તિ હરવામાં તેનો ઉદ્યમ ભાગી પડયો છે (નિષ્ફળજ નિવડયો છે) ખરેજ એ વાકય ઉકત વાર્તાની પુર્ણ પ્રતીતી આપી રહ્યું છે.

એક સમય તે હુરમ સાહેબમાં મહેલના શાહનું પધારવું થયું તે વખતે અનેક હાવ-ભાવ-હાસ્ય-વિલાસની ગમ્મતો કરતાં જ્યારે શાહનું પ્રસન્ન (રાજી) ચિત પોતાના સ્નેહમાં લીન થયું જણાયું ત્યારે સમય વિચારી બિરબલને ખસેડવાની યુકિત આદરી કહ્યું કે "આપ આટલો બધો પ્યાર રાખોછો તદપિ તે પ્યારના પ્રમાણમાં મારા જીવને આનંદ આપવામાં બહુજ ભેદ બુદ્ધિ રાખો છો તેથી ચોખું જણાઇ આવે છે કે સ્વાર્થના જેટલીજ સગાઈ ધરાવો છો—સત્ય અને શુદ્ધ પ્રેમની કોઇ અલૌકિકજ ખુબી પ્રકાશે છે। પરંતુ તે પ્રેમની મજાહ લુંટવા હજુ હું ભાગ્યશાળી થઇજ નહિં। તેથી હવે મને ઘણો કંટાળો આવે છે કે આવા પ્રપંચી પ્રેમભાવ કરતાં પ્રાણને પરલોક પાઠવી દેવો એ વધારે સારૂં છે." એમ કહી સ્ત્રી ચરીત્ર બતાવી અશ્રુપાત કરવા લાગી તે જોઇ શાહે બહુ પ્રકારે તેનું મન રાજી કરવા અનેક યક્તિ લડાવી કહ્યું કે "દિલોજાન। તું શા માટે ઉદાસ થાય છે? હું તારા કેહવા પ્રમાણે શું નથી કરતો કે તુ આવા મર્મમાં બોલ બોલી મારા કોમળ કાળજાને કંટાળો ઉપજાવે છે। જે તારા મનમાં ખટક હોય તે બેધડકથી કહે એટલે તેનો નિકાલ આવે ગભરાય છે શાને। ) આ પ્રમાણે શાહનુ પ્રીતિયુકત બોલવું સાંભળી પોતાની ધારણાને પાર પાડવા બોલી કે ( શું તમે મારૂં કેહવું માનોછો? કાક તો પાછલ બોલે પણ હું તો આપને મ્હોઢેજ કહુંછું કે એક રતિભાર મારૂં મન આપ રાખતાજ નથી। અને જો રાખોછો એ વારતા સિદ્ધ હોય તો તેની મને પ્રતીતી કરાવવા એક સુકન આપને અત્યારે કહું છું કે બિરબલને એકદમ તેના હોદ્દા ઉપરથી દૂર કરી મારા ભાઇના પાસેથી છીનવી લીધેલી જગ્યા પાછી ( મારા ભાઇને ) સુપરદ કરો। જો નહિં કરો તો તુરત આપનો પ્રેમ પતંગનો રંગ દેખાડી દેશે; એટલુંજ નહિ પણ તે સાથે હું મારા વ્હાલા પ્રાણને અકાળે જીનતમાં મોકલી દેઇશ। બસ આ છેલ્લું જે કહેવાનું હતું તે કહી દીધું, ) આવાં ( **છેલે કયારે પાણી પોંહચ્યા** ) સરખાં દુઃખદ વચનો સાંભળી શાહ મહા મુજવણના વટોળીયામાં ઘેરાયો અહા। સ્ત્રીઓ કેવી મૂર્ખ હોય છે? કેવળ પોતાની વાત સાચી કરવા સર્વેનું અકલ્યાણ કરવા યત્ન આદરે છે। ધિઃકાર છે સ્ત્રી હઠને।। હવે તેની

સ્ત્રી હઠ કરી પ્રાણને ત્યજીદે તેની મને જરા દરકાર નથી ! એક કરતાં એકાસી તેવી સ્ત્રીઓ મને મળશે; પરંતુ બિરબલ શરખો વિધ્વાન બુદ્ધિ-શાળી નરરત્ન મંત્રી મને મળવો મહા મુસ્કેલ છે; માટે હું તેની હઠ પ્રમાણે કદિ પણ ચલાવવા ચાહિસજ નહિં ! સાચી મોહબત મરદની કે ખરી વખતે માથું કુરબાન કરે ! રાંડનું મ્હો સાચવવાથી શું દાળિદ્ર મારવાની હતી ? શું એક સ્ત્રીનું કહ્યું માની મારૂં વચન ફોક કરૂં ? ( **વચન પાળે તે રાય બાકી તો રાંડી રાંડે !** ) માટે ગમે તે થાય પણ જે મેં ટેક પકડી તે જાળવતાં ( **याकुलकानरहोनरहोपरएकहीटेकग्रहीसोग्रही !** એવા નિશ્ચય ઉપર આવી શાહે આવેશ સાથેકહ્યુ કે (તને બિરબલના બુદ્ધિબળ વિષેની અનેક વખત પ્રતીતી મળી છે છતાં નર રત્નનું નિકંદન થવા ચાહેછે એનું પરિણામ સારૂં આવશેજ નહિં ! જે વાતમાં પાછળથી પસ્તાવો થાય તે વાતમાં પ્રથમ વિચાર કરી પોતાનો લાભાલાભ તપાસી પ્રવેશ કરીએ તો વિશેષ લાભ થાય છે ! માટે હૈયું ઉઘાડી ઉંડુ તપાસી જો ! તેમ કરતાં પણ તને મારી સુશિક્ષા અસર ન કરતી હોય તો ભલે ! તું પ્રાણ ત્યજીશ એમાં તનેજ હાનિ છે ! પરંતુ હું મારી રાજ નીતિ, ટેક અને નેકને એબ લગાડવા વ્હાલા વિવેકી બિરબલને ત્યજીશ નહિ ! કેમકે કસુર શિવાય તેને એક સુખન પણ કેમ કહેવાય ? માટે જે કસુર હોય તે બતાવ તો તેને દ-પફો દેઉં; પણ તેને પદભ્રષ્ટ કરવો એ મારાથી તો નહિંજ બને ) વાહા ધન્ય! એવા અટંકી ગુણગ્રાહી નીતિવાન નવરરોને !!!

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી હુરમે વિચાર્યું કે ( જો હું વધારે હઠ કરીશ તો હવે સારામાં ( **કોઠી ધોએ કાદવ નિકળે** ] તેવો પ્રકાર બનશે ! ઘણું તાણવા જાઉં તો તુટી જતાં વાર લાગવાની નથી અને શાહની શુદ્ધ પ્રીતિ બિરબલ ઉપર છે એટલે મારી ખટપટ હવે નકામી છે જેથી શાહનું મન જાળવી ઉપાય આદરૂં તોજ ઠીક થાય નહિ તો ડાહા-પણથી દાટ વળશે ) એમ વિચારી શાહ પ્રત્યે કેહવા લાગી કે ( ખુદા વિંદ ! ધન્ય છે આપની નેક ટેકને ! હું એજ જોવા ચાહતી હતી કે દિલ્લી પતી દિલદાર પણાના ધર્મને પૂર્ણપણે ઓલખ્યો છે કે નહિં ! પણ હવે મને પૂર્ણ ખાત્રી થઈ તેથી હું આપના અવિરલ પ્રેમને સત કોટી ધન્ય વાદ આપું છું !. ! )

તદનંતર શાહે હુરમ પ્રત્યે જણાવ્યુ કે ( જો આ વાકયો તમારા ભેદ ભાવ રહિત હશે તો તેથી હું ઘણોજ સંતોષ પામું છુ અને ભલામણ કરૂં છું કે-જો બિરબલનું બુદ્ધિ બળ કોઇ પણ યુક્તિ આગળ માત કરી

શકો તેવી યુક્તિ શોધી કાહડો ! તો તમારા ભાઈના અપમાન થયા બદલનો બદલો વળી શકે તેવો રસ્તો મારી પાસે છે ) આવાં શાહનાં વાક્યો સાંભળી હુરમ નમ્રતા સાથે બોલી કે ( જો આપ ગુસ્સો ન કરો તો ગમ્મતની ખાતર એક યુક્તિ રચીએ કે કાલે પ્રાત કાળે આપ મારા ઉપર ગુસ્સો બતાવી કોપભુવનમાં નિવાસ કરો અને બિરબલને એવો તાકીદી હુકમ આપો કે–આજે હુરમ સાહેબ પોતાનીમેળેજ અહીંયા આવી મને મનવી જાય તેવી યુક્તિ લડાવો જો એ યુક્તિમાં પછાત પડશો અને કોઈ બીજો એ કામ પાર પાડશે તો હું તમારી જગ્યા (હોદ્દો ) બીજાને સોંપી દેઈશ ! આજે મારી ટેક રાખવા એ યુક્તિ રચવાની અત્યાવશ્યકતા છે ( **લાખ જતાં પણ શાખ રેહવી જોઈએ** ) માત્ર નાક ચોકનાંજ નાણાં છે ! જેથી તે કામ જલ્દી પાર પાડો. તેમજ બીરબલ મને સમજાવવા આવશે તોપણ હું કોઈપણ પ્રયત્નવડે એનું કહેવું માનીશજ નહિ એટલે તે કામ તેનાથી પાર ન પડ્યું જાણી તેનો ચાર્જ હુસનખાને આપવામાં કશી અડચણ રેહશે નહિ: પરંતુ આપ આ વાતનો ભેદ તેને દશો આપશો નહિ. )

આ પ્રમાણે હુરમની પ્રપંચ રચના જાણી શાહે વિચાર્યું કે " બિરબલ હરેક પ્રયત્ને તેને મારી પાસે મોકલ્યા વિના રેહનારજ નથી એવી મને પક્કી ખાત્રી છે ) એમ જાણી તે વાતના શાહે કબુલ રાખી તેજ ગોઠવણ મુજબ પ્રાત કાળે હુરમ સાથે દરબારી લોકો જાણે તેમ તકરાર ઉઠાવી પ્રપંચ રચના અમલમાં લીધી અને બિરબલને પુર્વોક્ત પ્રમાણે તાકીદ આપી. તે સાંભળી બિરબલે વિચાર્યું કે " દંપતિ ( ધણી ધણીયાણીની ) તકરાર લાંબો વખત ટકવાની છેજ નહિં; પરંતુ એની મેળેજ હુરમ સાહેબ શાહને મનાવા જાય એવી યુક્તિ રચું તોજ મારૂં નામ બિરબલ. ) તદનંતર બિરબલ હુરમ સાહેબને મહેલે ગયો અને સલામ કરી અગાડી ઉભો રહ્યો, તેને જોઈ હુરમ મનમાં વિચારવા લાગી કે—" અરે ! મારા ભાઈનું માન ખંડન કરનાર આવી પહોંચ્યો, ખરેખર આજે એનો ઘાટ ઘડી નાખું ! ઘણા દિવસથી માતેલા સાંઢની માફક જ્યાં ત્યાં માથું ઘાલી સહુને સેહમાં દબાવતો હતો; પરંતુ **" ઘણું કરે એ થોડાને માટે ! "** આવા આવા સ્ત્રી બુદ્ધિને લાયક તર્ક કરી ફુલાતી હતી તેટલામાં બિરબલે કરી રાખેલ સંકેત થી એક પટાવાળો આવી કહેવા લાગ્યો કે " નામદારે હુકમ ફરમાવ્યો છે કે થયેલી વાર્તા આપણો હેતુ જલ્દી પાર પાડવા ઠીક સબંધ ધરાવે છે માટે એ વિષે બીજા બીલકુલ યત્નો આદરશો નહિં; પણ આ-

પણું ધારેલું કાર્ય જેમ જલ્દીથી સિદ્ધ થાય તેમ તે માટે ઝટપટ ધ્યાન આપવું; નહિં તો વચમાં કાંઇ રાજખટપટનાં વિઘ્નો આવી નડશે.) એમ કહી પટાવાળો ત્યાંથી રૂખસદ થયો. પટાવાળાના બોલવા તરફ ખાસ હુરમ સાહેબે ધ્યાન ચોંહડાડ્યું હતું તેથી તે સમાચાર સાંભળી મનમાં વિચારવા લાગી કે "એવી શું વાર્તા? ગમે તેમ હોય પણ કાંઇ છુપા ભેદ ભરેલી વાર્તા છે? એમતો એ શબ્દોનો અર્થ વિચારતાંજ સ્પષ્ટ માલમ પડે છે!) એમ વિચારી બિરબલ પ્રત્યે પુછવા લાગી કે "બિરબલજી! આ કહી ગયો તે વાર્તાનું રૂપ શું છે?) ત્યારે બિરબલે હાથજોડી કહ્યું કે "નામદાર! જહાપનાહનો એવો હુકમ છે કે આ વાર્તા હાલ બે દિવસ સુધી કોઇને પણ જણાવવી નહિં! અને પછી જે થશે તે એની મેળેજ પ્રકાશમાં આવશે એવો હુકમ છે એટલે તે વાર્તાનો રહસ્ય સમજાવવા લાચાર છું! આપની સેહેજ સલામી કરવા આવ્યો હતો. હાલ મને જરા પણ અવકાશ મળી સકતો નથી એટલેજ આપની હજૂર પણ વધારે વખત હાજર રહી શકતો નથી, અહા! અણધાર્યું શું બની ઉઆવ છે? માણુસ જીવને એ વાતથી ઘણોજ પરિતાપ ઉપજ્યો છે; પરંતુ જેનું નિમક ખાવું તેનું કહ્યું માથે ચઢાવી લેવું એ માણસનો સત્ય ધર્મ છે!) આવું ભેદ ભર્યું બિરબલનું બોલવું સાંભળી હુરમ ઘણાજ ઊંડા વિચારમાં પડી ગઈ અને એવી શંકા ઉત્પન્ન થઇ કે "જ્યારે મને કહેવાય તેવી વાર્તા નથી ત્યારે ખાસ એમ સમજાય છે કે—બાદશાહ સરકાર બીજી સ્ત્રી સાથે સાદી કરવાના હશેજ! તે શિવાય આટલી છુપી બાબત હોય નહિં?! તેમજ મને ખાત્રી થાય છે કે હાલમાં મારા ઉપરથી પ્રેમ પણ તેમણે ઉતારી દીધો છે, મારા ભાઇનું અપમાન પણ તેજ કારણથી થયું અને મારા કહેવા પ્રમાણે રૂસણું કરવું પણ કબુલ કર્યું તેનું પણ એજ કારણ હોવું જોઇએ. મને સારૂં લગાડવા મારી યુક્તિ કબુલ રાખી; પરંતુ મુદ્દામાં તો એકાંતમાં રહી પોતાનો પેચ પાર પાડવા યુક્તિ ઝડપથી આદરી છે એમાં જરા શક નથી! મારા સારા નસિબેજ પટાવાળો આવી બોલી ગયો તેથી પ્રથમ મારા સમજવામાં આવ્યું માટે હું મારા ડાહાપણમાં બિરબલને ખસેડવા યુક્તિ રચતાં હુંજ ક્યાંક ખસેડાઇ જઇશ જેથી સરકારને એકાંતમાં રહેવા દેવા એથી મારા માથે અપાર દુઃખનો ડુંગર ડોલશે, તેથી ડાહાપણ ડોળવું મૂકી દેઇ ઝટપટ ખુદાવિંદની હજૂર જવું એમાંજ સાર છે નહિં તો બાજી હાથથી ગયા પછી પસ્તાવાનો પાર રહેશે નહિં,) એમ વિચારી જ્યાં શાહે કે પબુવનમાં નિવાસ કર્યો હતો ત્યાં એકદમ છડી સ્વારીએ જઇ પોહચી અને ખાવિંદ

આગળ પોતાના બાઇ બદલ લીધેલી હઠ વિષેની બનેલી કસુરની માફી માગવા લાગી તે જોઇ શાહને ભારે આશ્ચર્ય ઉત્પન્ન થયું અને હુરમ પ્રત્યે કહેવા લાગ્યો કે ( પ્યારી આપણો કરેલો ઠરાવ કેમ ભૂલી ગઇ ? ) તે સાભળી હુરમે કહ્યું કે ( શું ત્યારે રૂપણું રાખવા દેઇ આપને બીજી સ્ત્રી સાથે લગન કરવા દેઉ કે ? ( **એવું સોનું શું કામનું કે કાન ત્રાડે?** એવા રીસણામાં મારો મનખો લાસ થઈ જાય. માટે સંકેતને શું કરવો! ) તે સાંભળી શાહે જ જણાવ્યુ કે આ વ્હેમ તને કોને ડસાવી દીધો ? હું કુરાનના સોગંદ ખાઇને કહુંછું કે મારો એવો વિચાર બિલકુલ છેજ નહિ! હું ખાત્રી પૂર્વક સમજી ચૂકયોછું કે તને બિરબલે એ ફંદમાં ફસાવી હશે અને જે વાર્ત્તા આપણી ધારેલી પાર પાડવાની હતી તે માટે ફોકટજ દોડાદોડ થઈ છેવટે ( **રળીઆ ગઢવી કયાં ગયા હતા કે ઘેરના ઘેર અને ભરડકા જોર** ) તેવું બન્યું ) આ પ્રમાણે પ્રતિજ્ઞા પૂર્વક શાહનું બોલવું સાંભળી હુરમને ખાત્રી થઈ કે (હું ફોકટ ભરમમાં ભૂલી અને મારી અક્કલનું તોલ કરાવ્યું, અને બિરબલના બુદ્ધિબળને અધિક બળવાન બનાવ્યું તથા હાથે કરીને મારો દાવ હું હારી બેઠી. હસે બાઈનું ( **નસિબ ચાર ડગલાં આગળનું આગળ !** ) રહે છે! હું શું કરૂં ? એની ખટપટથી ઉલટો બિરબલને વિશેષ લાભ થયો. ( **ભાગ્યશાળીને માટે ભુત રળે** ) એ વાત સર્વાંશે સત્યજ છે, ) એમ વિચારી બિરબલનું બુદ્ધિબળ જોઇ પોતે શરમીંદી બની ગઇ અને શાહ બિરબલની યુકિતનાં વખાણ કરી તેના માનમાં વધારો કર્યો.

વાર્ત્તાનો સાર એ ગ્રહણ કરવાનો છે કે ( સ્ત્રીઓ પોતાના મૂર્ખ ભાઇ માટે પતિ સાથે કેવી રાડ મચાવે છે ? તથા નરરત્ન જેવા નરોનો હામ ટાળવા સ્ત્રીઓ કેવી ખટપટ ઉઠાવે છે ? તેમજ સ્ત્રીઓ કોકના ભરમાવ્યે કેવી ભરમાઇ જાય છે ? બીજુ ટેક નેકને ગુણગ્રાહીપણું જાળવનાર નુપતિઓ કેવા કદરદાન અને સ્ત્રીની દરકાર ન રાખતાં સદગુણી પુરૂષોની કેવી રીતે ચાહના રાખે છે? ત્રીજું દુષ્ટ લોકોની દુષ્ટ ખટપટો કેવી હોય છે ? અને બુદ્ધિબળથી ચતુર નરો કેવા પ્રકારે જગતને પોતાનું બનાવી મનમાં વધારો કરાવ છે ! વગેરે વગેરે સાર સમજવાનો છે.

---

# વારતા બીજી.

## ચોપાઈ.

ચાતુરને ચતુરાનન ચાહ્ય; ચાતુરને ચતુરા પણ ચાહ્ય;ભૂપ ચતુરની ચાહે ભેટ, મહિમાં મોહનિ મંત્ર એ નેટ. **શર્મ્મા.**

## તેરી બી ચૂપ ઓર મેરી બી ચૂપ.

એક સમય ગણગોર્યાની ત્રીજનો હિંદુ તેહેવાર હોવાથી દિલ્લી શેહરનાં શોખિન સ્ત્રી પુરૂષો વિવિધ જાતનાં વાહનોપર બીરાજી કે પેદલજ મોજ મ જાહ કરતાં રમણિય ઉપવનમાં દેવાળય સ્થાને અસંખ્ય માણુસો ગયાહતા. દેવાળયની આસપાસ છેલ છબીલી સુંદરીઓનાં ટોળે ટોળાં જમ્હે થઈ મનોહર કંઠથી ગાયન કરતાં અને પરસ્પર તાળીઓ લેતાં ફૂદડી ફરી રહ્યા હતાં, તેમજ રસિક પુરૂષો અનેક પ્રકારનાં વાજીંત્રો બજાવી રહ્યા હતા અને ગભીર મિષ્ટ સ્વરથી રાગ આલાપી મસ્ત બનતા હતા, ક્યાંક ભાંગ ઘુંટાઇ રહી હતી તો ક્યાંક ચોરસ સેતરંજ અને ગંજીફા વગેરે ખેલી રહ્યા હતા, ત્યારે કયાંક ભાત ભાતની મન ભાવતી ભોજન સામગ્રીઓ બની રહી હતી, જ્યાં ત્યાં વિવિધ પ્રકારનાં નાટારંભ, તાન, તમાસા, રમ્મત, ગમ્મત અને કસરતો થઇ રહેલી હતી. આનંદમાં વખત જતાં વારશું લાગે ? રાત્રી પડી ગઇ સર્વેકો પોત પોતાના સ્થાનક પ્રત્યે ગમન કરવા લાગ્યાઃ તેવા સમયનો લાગ જોઇ નામદાર ખુદાવિંદ બાદશાહ વેષ બદલી નગર ચર્ચા જોવા અને પોતાની પ્રજા સુખી છે કે દુઃખી કિંવા મારા કારોબાર વિષે પ્રજાનો શું અભિપ્રાય છે ? તે જાણવાના હેતુથી મુખ્ય રસ્તાઓ અને મોહલ્લાઓમાં જવાનાં નાકાં પકડી જ્યાં ત્યાં ચર્ચાઓ નિહાળ તે અને વાર્તાઓ સાંભળ તે હતો; તેવામાં એક ચાલાક ચતુરા ચતુર નરને શોધવા, આવતા જતા પુરૂષો તરફ જોતી હતી, તેણીની બાદશાહ તરફ એકા એક નજર પડવાથી ત્યાં જઇ ઇશારો કર્યો જેથી બાદશાહ સમજી ગયો કે મને કાંઇ પુછવા ચાહે છે; પરંતુ તે સ્ત્રીની વૃત્તિતો તેમને પોતાની સંગાથે લઇ જવાની હતી

તેથી ચર્યા જોવાની વિચારણાએ પોતે પણ સંગાથે ચાલ્યા, થોડેક છેટે ગયા બાદ તે ચતુરાએ ભેદ જણાવ્યો કે મારી બાઇ સાહેબના પતિ પરદેશ ગયા છે અને વધારે વખત જવાથી કામદેવે વ્યાકુલ કરી છે જેથી આપ જેવા ચતુર નરનો મેલાપ કરવા આતુર છે માટે આપ પધારી મારી બાઇ સાહેબનો કામ શાંત કરો! એમ વાત કરતા કરતાં મુકામે આવી પોંહચ્યા અને તેમને મકાનની અંદર લેઇ, ગઇ પ્રથમ મજલે ઉભા રાખી બાઇ સાહેબને વરધિ આપી કે "એક ચતુર પુરૂષને તેડી લાવીછું" બાઇએ ખુશી થઇ જણાવ્યું કે "તેમને બેસાડો અને હું જરા તેજ કાર્યની વ્યવસ્થા કરી અંદર બોલાવું છું" તે હુકમ થતાં બાદશાહને કહ્યું કે "આપને જ્યાં ઠીક લાગે તે સ્થાન ઉપર જરાવાર બેશો હું થોડીજ વારમાં અંદર આપના માટે ગોઠવણ કરી પાછી આવુંછું" એમ કહી તે અંદર ગઇ ત્યારે બાઇએ પુછયું કે "તે ક્યાં બેઠા છે?" દાસીએ જણાવ્યું કે "મારા ઢોલીયા ઉપર બેઠા છે?" તે સાંભળી સુજ્ઞ બાઇ દિલગીર થઇ કહ્યું કે "આવનાર પુરૂષ ચાલાક નહી હશે! આ દૂધનો કટોરો લેઇજા અને તેમને આપી કહેજે કે દૂધ શાનું છે?" દાસી કટોરો લેઇ તેમને આપ્યો અને કહ્યું કે "દૂધ શાનું છે?" તે સાંભળી બાદશાહ બોલ્યોકે "ભેંસ અગર ગાયનું હશે! એટલું બોલી તે દૂધ પી ગયો. તે સમાચાર દાસીએ બાઇને કહ્યા જેથી બાઇએ જાણ્યું કે બિલકુલ બોટ છે, ફરી એક ગુલાબના ફૂલની છાબ ભરી દાસી સંગાથે મોકલી ત્યારે તે છાબ પાથરી ઉપર ઠલવી પાછી આપી, દાસીએ અંદર જઇ તે હકીકત કહી તેથી બાઈ પોતાના કપાળમાં ટપલાં મારી કહ્યુંકે શું આ હેવાન મારી સોબત કરવા લાયક છે? દાસી જા આ છેલ્લી વખત એક અતલસનું કપડું આપુંછું તેની ઘેડ ભાગી નાખ અને આવનાર પુરૂષને એટલુંજ કહેજે કે આ કપડાની ઘેડ બેસાડી આપો" દાસી અતલસને ચોળી નાંખી બાદશાહને આપ્યું અને ઘેડ બેસાડી આપવા કહ્યુ. બાદશાહે ઘણી માથાકૂટ કરી પણ તે નાજુક પ્રકૃતિવાળા નરને એ હજામ પટી ક્યાંથી આવડે? કંટાળી પાછું ફેંકી દી-

હ્યું ! તે કપડું લેઇ અંદર જઇ બાઇને હકીકત રોશન કરી કે બાઇ બહુજ ગુસ્સે થઇ બોલી કે " એ બેવકુફના સરદારને ધક્કા મારી બ્હાર કાહાડી મૂક ! અને ફરી બજારમાં જા બરોબર પરીક્ષા કરી ચતુર નરને શોધી લાવ !! " તે હુકમ થતાંજ દાસીએ હાથ પકડી ઉઠાડી ધક્કા મારી દાદરથી ગગડાવી બુરે હાલે બ્હાર કાહાડી મૂક્યો " અને પોતે દ્વાર બંધ કરી બજાર તરફ ચાલી. બાદશાહે વિચાર્યું કે " મને ઉમંગભર લાવી અને શું વચકું પડ્યું કે મારા આ હાલ કર્યા ? પરંતુ એથી માહું મારે લગાડવું એ બેરબ્બાજબી છે ! કારણ કે અંદર શું રહસ્ય રહેલો છે તે જાણ્યા વિના આકળું થવું નહિં, ચર્ચા જોવા સંચરવું અને રૉપ બતાવવો **" આટો ખાવો અને ભસવું "** એ બે શી રીતે બને ? પરંતુ એમ કરવું યોગ્ય છે કે દ્વાર ઉઘાડી અંદર દાખલ થઇ જાઉં કેમકે બીજો કોણ હવે ચતુર નર આવે છે તે શું કરે છે અને શા હાલ થાય છે? " તે તો જોઉં એમ મપ સાથે નિશ્ચય કરી સદરહુ મકાનમાં ગુપ્તપણે દાખલ થઇ છૂપાઇ રહ્યો. હવે દાશી બજાર તરફ ગઇ હતી તે ત્યાં ચતુર નરની તપાસ કરતાં આપણી આ વાર્ત્તાઓનો નાયક બિરબલ પણ પોતાના પ્રિય મિત્ર મંડળ સહ મેળામાં ગયો હતો તે ત્યાંથી રમ્મત ગમ્મત કરી–નિહાળી વિશેષ રાત્રી જવાથી શેહેર ભણી પાછો ફર્યો, શેહેરમાં દાખલ થયા પછી જેમ જેમ પોતપોતાનાં મકાનો આવતાં ગયાં તેમ તેમ પોતાના મીત્રો સ્નેહ સહિત ભેટી છૂટા પડતા ગયા, છેવટે પોતે એકલો મલપતો ચાલ્યો જતો હતો તેવામાં પેલી દાસી તુરત તેની પાસે આવી પ્રાર્થના કરી કહ્યું કે " આપ જરા મારી સંગાથે મારી બાઇની વિરહાગ્નિ શાંત કરવા પધારો " તે સાંભળી નિશંક અને કૌતુતનો રસિઓ બિરબલ તેની સાથે ચાલ્યો અને મુકામે પહોંચ્યાં, મકાન ઉપર ગયા કે પ્રથમની માફક બેશવા ફરમાવ્યું ત્યારે બિરબલ આસપાસ નિગાહ કરીનહિં બેસતાં ઉભોજ રહયો; કારણ કે બાદશાહ જે ઢોલીઆપર બેઠો હતો તે દાસીને સુવાનો હતો તેથી અયુગ્ત સ્થાને બેસવું અયોગ્ય લાગ્યું તે બીના બાઇના જાણવામાં આવવાથી આ-

નંદિત બની કે "આ ચતુર નર હોય એમ જણાય છે" પ્રથમની મુજબ દૂધનો કટોરો ભરી દાસી સાથે મોકલ્યો અને પુર્વવત્ કહ્યું ત્યારે બિરબલે કહ્યું કે "મારૂં દૂધ બ્રાહ્મણનુ છે" આ સમાચારથી બાઇ ઘણીજ ખુશી થઈ અને ફૂલની છાબ ભરી મોકલાવી તે જોઈ બિરબલે તે છાબ પૈકી બે સુંદર ગુલાબના ફૂલ કહાડી લેઇ કહ્યું કે "આપણ બન્ને શિવાય કોઇ પણ આ વાત જાણનાર નથી ! એમ તમારી બાઇને કહેજો" દાસીએ હકીકત સમાચાર બાઇને વિદિત કર્યા તેથી અત્યંત હર્ષમાં આવી પ્રથમનું ચોળી નાંખેલું અતલસનું કાપડું ઘેડ બંધ બનાવવા મોકલ્યું ત્યારે તે કાપડાની બિરબલે ઘેડ બેસાડી કહ્યું કે "કદી વાત ખુલ્લી થનાર નથી; પરંતુ દૈવયોગે ખુલ્લી થશે તો પાછી ઘેડ બેસાડી દેઇશું માટે જરા પણ ફિકર કરશો નહિ !" દાસીએ અંદર જઇ કાપડું આપી પ્રત્યુત્તર જણાવ્યો તે જાણી હર્ષઘેલી બની એકદમ ચતુર શિરોમણિને ભેટવા આતુર બની બહાર આવી નમ્રતાથી અભિવંદન કરી ભેટી હસ્ત ગ્રહણ કરી અંદર લેઇ ગઇ, પલંગપર બેસાડી સ્મિત હાસ્ય, હાવ, ભાવ, કટાક્ષ અને અનહદ પ્રેમ સાથે આલિંગ ચુંબન આપી વિરહ તાપને સમાવ્યો અને આનંદ રાત્રિ વ્યતિત કરી. પ્રાતઃકાળ થએ નિરૂપાયપણે બિરબલને ત્યાંથી જવાની રજા થઇ, ડેલી પર્યંત આવી બેઅદબી થઇ હોય તેની માફી માગી પ્રણામ કરી કહ્યું કે "આપની કિંકરીને પુનઃ કયારે દર્શનનો લાભ દેશો? મને વિસારી દેતા નહિ ! આ માલમત્તા અને હું આપને સ્વાધીન સમજી કોઇ પ્રકારે જુદાઇ ન ગણતાં જે ઇચ્છા હોય તે બેધડક હુકમ ફરમાવશો. જરા પણ મનમાં શંકા રાખો તો આપને મારા સોગંદ છે." આવી પ્રેમ ભરેલી વાર્તા કરી પ્રેમીજનો વિખુટાં પડ્યાં, બિરબલે પોતાના સ્થાન ભણિ ગમન કર્યું અને પ્રેમાળબાઇ પોતાના આનંદભૂવનમાં પરવરી. બિરબલના આવવાબાદ જે જે બીના બની તે તે સઘળી છુપી રીતે બાદશાહ જોઇ રહ્યો હતો અને આશ્ચર્ય સાથે ખેદયુક્ત બનતો વિચાર તો હતો કે જે પ્રમાણે આ બ્રાહ્મણે કર્યું તેમ જો મેં બુદ્ધિ ફેલાવી વર્તણુક ચલાવી હોત તો હું પણ આ-

વાજ પ્રકારે આ હુરપરી સમાન નાઝુક બદની પરીનો પ્રેમી આશક બનવા ભાગ્યશાળી બનત પણ " **લસ્કરા ભેદ પાયા કે આગોંસે ગદ્ધા આયા** " મેતો " પ્રથમ કોળીએ માખી " જેવું કર્યું; હશે બન્યું તે ખરૂં પણ એ અક્કલવાન બ્રાહ્મણનું મુકામ ક્યાં છે? તે જાણવું અને તેની સંગાથે કાંઇ ઔરજ ખુબી લઢાવી હું પણ એવો હુશીયાર બનું! એવા વિચાર કરતો કરતો બાદશાહ બિરબલની પૂંઠે પુંઠે ચાલ્યો, જે મકાનમાં બિરબલ દાખલ થયો તે મકાનની ચોકસ નિશાની એ હતી કે મકાનની આગળ એક ચંપાનું ઝાડ હતું, શિવાય મેહલ્લો અને તે મકાનની આસ પાસની નિશાનીઓ યાદ રાખી પોતાના મેહેલે ગયો; પરંતુ ચેન પડ્યું નહિં. નાહી, ખુદાની બંદગી કરી રાજ્ય રીત પ્રમાણે ખાન, પાન, સુખવાસ કરી એકાંત મેહલમાં બેઠક કરી પોતાના હજુરી નોકરોને બિરબલના મુકાનની ચોકસ નિશાનીઓં આપી કહ્યું કે " એ ઘરમાં જુવાન બ્રાહ્મણનો છોકરો રહે છે તેને તરત બોલાવી લાવો " હુકમ થતાં હજુરીઆઓ ઝડપથી બતાવેલી નીશાનીઓ મુજબ જઇ પહોંચ્યા અને બિરબલને જણાવ્યું કે " ખુદાવિંદ તુમકું બોલાતેહેં જલ્દી ચલો " બિરબલે આ એકાએક બાદશાહનું તેડું થયું જાણી વિચાર્યું કે " મારૂં શું કામ હશે? શું રાત્રીની વાર્તા કોઇના જાણવામાં આવી હશે? અગર પ્રથમ આવનાર પુરૂષ કાંઇ રાજદ્વારી પુરૂપ હશે? હશે ગમે તેમ હોય; પરંતુ ગયા શિવાય છુટકો થનાર છે? " **હરી ઇચ્છા બળવાન** " જો દિવસ પાંસરો હશે તો પડશે પાશા પોબાર! આંચકો ખાવાની કશી પણ જરૂર નથી! " મીયાંનો મગજ તો જુવાબ જરા મળતાં વાર થવાથી અસમાન તરફ ઉછળ્યો અને બોલ્યો કે " કયું સુનને મૈ આતાહૈ યા નહિ? દેર કરનેકા વખ્ત નહિ હૈ! ફિર હમારે કુછ કહેના પડે વોહ ઠીક નહિ સિધિ રીતસે ચલોગે તો અચ્છા હૈ નહિ તો ફિર મુસ્કેટાટ કરકે લે જાના પડેગા!! " બિરબલે જણાવ્યું કે " ખો સાહેબ! હું કપડાં પેહેરી તમારી સાથે આવું છું ખુદાવિંદના હુકમને શી રીતે લોપાય? ", એમ કહી ઘરમાં ગયો પોશાક પહેરી ઇષ્ટદેવનું સ્મ-

શું કરી તે હજુરીઆઓની સંગાથે જહાંપના હજુર હાજર થયો, આશિર્વાદ દેઇ ઉભો રહ્યો કે બાદશાહે પોતાની નજીક બેસવા ફરમાવ્યું, બિરબલ પણ રાજ્ય રીતી પ્રમાણે બેઠો. બાદ બાદશાહે ખુસ મીજાજથી પુછયું કે "તુમારા કયા નામ હે ?" બિરબલ હાથ જોડી "જી જહાંપના મેરા નામ બિરબલ હૈ" "અચ્છા બિરબલ ! કલકી રાત કહાં ઔર કૈસેં ગુજારી ?" (જી ગરીબ નિવાજ બિછાનેપે ગુજારી !) (નહિં નહિં સચ્ચ કહો કલ-કહાં ગએથે ?) જી હજરત ! કલ તો મેલે (ઓરસ) મૈ ગયાથા ઔર વ-હાંસે કુચ્છ બંગબંગ પીકે રાત પડજાને કે સબબસે બિરાદરોંસે જુદા હોકર ઘરકું ચલા આયા ઔર નિસ્સેમૈ ચકચૂર હોનેસેં બિછાનેપર લેટ ગયા !) (કયું મુજેથી ચાલાકીબતલાતા હે? સચ્ચ કહો નહિતોનાહકમારે જાઓગેમાલુ-મ નહિપે કે યહે ઇનસાફી અમકા જમાહે !( આ વાતથી બિરબલ સમજી ગયો કે "બાદશાહે રાત્રની હકિકત સઘળી જાણી છે અને પ્રથમ આવનાર પુરુ-ષ પણ પોતેજ હોય એમ અનુમાન કરી શકાય છે માટે "**હાથી આગળ પુળો પડયો છે**" તોપણ શું થયું ? **જેને રામ રાખે તેને કોણ ચાખે ?**" માથે આવી પડયા પછી બીહવું એ તો બાયલાનું કામ છે ?! હવે તો હિકમત લડાવીએ તોજ ક્ષેમ પૂર્વક ઘેર પોંહચાય ! એમ વિચારી હિમ્મતથી જવાબ આપ્યો કે નેક નામદાર ! "જો બીનાથી સો આપકે આગે રોશનકી ઔર મૈંકુછ જાનતા નહિ હું. (સીપાઇ ! યહે બમનકું મેહલકી પીછલી બારીસે ઉંધે શિર લટકાઓ જબ કુછ મેરે કું બાતે કહેનેકું ચાહે તબ ઉસકું ઉપર ખીં-ચ લેકે મુજકું જાહેર કરો ( આથો હુકમ થતાં બેરહેમ અને યમરાજ રૂપ સીપાઇઓએ બિરબલ કુવામાં ઘડો ફાસે તેવી ગતિ કરી. આ બનાવ રાત્રવાળી રસિક રમણિએ પોતાની હવેલીના ઝરોખામાં બેઠે જોયો અને ફાસેલા પુરૂષને ચોકસ રીતે પીછાણી લીધો કે" મારા હૈયાનોહાર બિરબલજ છે અને તેના ઉપર અચાનક આફત આવવાનું કારણ પણ પ્રથમ આપ-નાર પુરૂષ તે નામદારજ હોવા જોઇએ ? હશે ! હવે તેને આફતમાંથી કોઇ પ્રકારે બચાવવો " એમ વિચારી પેલી દાસીને કહ્યું કે "એક રૂપિયાનો ટો-

પલો ભરી પેલો પુરૂષ સાહમે ફાંસેલો છે તેના નજીક જઇ ટોપલો ઠલવી પછી પાછો ભરી ચાલી આવજે " દાસીએ હુકમ પ્રમાણે કર્યું તેમજ દાસીને જોઇ બિરબલ સમજ્યો કે આટલા રૂપિયા ખરચતાં પણ છૂટકો થાય તેમ યત્ન આદરો એમ પ્રેમાળ પ્રિયાએ સૂચવ્યું. બિરબલે સિપાઇઓને જણાવ્યું કે ( મને ઉપર લ્યો મારે કાંઇ નામદારને અરજ ગુજારવી છે. ) તે સાંભળી ઉપર ખેંચી લીધો અને જહાંપનાને જાહેર કર્યું તેથી બાદશાહે તેની પાસે આવી પુછ્યું કે ( કહા બાત કહેનેકીહે ? ) જી નામદાર! યેહી કહેતા હું કે ગરીબ બમનકું નાહક કયું સતાતેહો ભલા ખુદાકી રાહપર મુઝે છોડદો ઔર કુછ નજરાણે કે લીયે રૂપૈ ચહીયેતો લ્યો ( આ સાંભળી બાદશાહે ગુસ્સે થઇ કહ્યું કે ( અબતકભી બદમાસી નહી છોડતા ? બસ તેરેતો વોહી હાલ હોના મુનાસબહે ) એમ કહી બિરબલની પ્રથમ પ્રમાણે ગતિ કરીપુન. તે પ્રેમાળ પ્રેમદાએ પોતાના પ્યારાની આ પ્રમાણે દુઃખાવસ્થા જોઇ સોના મોહરો, હીરા માણેક વગેરેના ટોપલા ભરી પુર્વવત્ દાસીને મોકલી સંજ્ઞા જણાવી અને બિરબલે નામદાર આગળ તદબીર લઢાવી તદપિ કશું વળ્યું નહિ. છેવટે સદરહુ સુંદરીએ દહીની ગોરસી દાસી સાથે મોકલાવી અને તેદાસીએ બિરબલની નજર આગર તે ગોરસી ઊધી વાળી ચાલી ગઇ તેથી બાદશાહને અરજ કરવા છેવટે જણાવ્યું ઉપર ખેંચી લીધો, અને તેની વાત નામદાર સાંભળવા લાગ્યા બિરબલે દુઃખી ચેહરે જણાવ્યુ કે ( સિરતાજ !! કલમેં રાતકી વખ્ત ઇશ શેહેરમેં ગમ્મત દેખનેકે લિયે નિકલાથા ઉસ વખ્ત એક ઔરતને આકે મુઝે ઇશારા કીકા મૈ ઉસ્કે પીછે ચલા ઉસને જાહેર કીયા કે ( મેરી સેહાનીકા ખાવિંદ ઘર નહિ હૈ ઔર વોહ ખાવિંદકે શિવાય બડી બેજાર હો રહીહે જીસ્સે આપ ચલીયે ઔર વસ્લકી મજાહ લીજીયે ! ) મૈ તો ઉસકે સાથ ગયા, હવેલી મૈ દાખીલ હુવા, ચિરાખ જલ રહીથી એક ઢોલીયાભી બીછાયા હુવાથા, વહાં જાકે મૈ તો બૈઠ ગયા, પીછે ઉસકી સેહાનીને એક દુધકા કટોરા ભર કર મેરે વાસ્તે ભેજા ઔર લૈંડી બોલી કે ( દુધ કીશકા હૈ ) મૈને જુવાબ દીયાકે ( ભેંસ કે ગાયકા હોગા ) એસા

કહેકર દૂધ પી ગયા, ફીર ફુલોંસે ભરી એક છાબ મેરી તરફ ભેજી, મૈતો વ્હો ફુલોંકું બીછાકે સો ગયા, બાદ એક અતલસકા કપડા મસલકે ભેજા ઔર કહાકે ઇસકું અચ્છી તરાહસે જમાકે દો મૈંને કુચ્છ શિરપચી તોકી મગર ઉસકી ગડી ન જમને સેં ગુસ્સે હોકર ફેંકદીયા પહે સબ સમાચાર સેહાની સુનકર બડી કફા હોગઇ ઔર કહેને લગાકે ઐસે હેવાન ગદ્ધેકું કહાંસે ઉઠા લઇ ? માર ધક્કે ઓર ગીરાદે નીચે ) એસા કહાકે લોંડીને મુજે આકે ઉઠા કર બુરે હાલશે ધક્કે સાર દદરસે નીચે ગીરા દીયા ઉસ્સે મેરી તો હડ્ડી હડ્ડી નરમ હોગઇ, ખુન ભી નીકલા મગર કરના કયા ? **" ઇસ્ક બાજી હૈ બુત પરસ્તે હર કશુરાકાર નેસ્ત ધોલ છક્કડ લાત મુક્કી આબરૂ દરકાર નેસ્ત "** લેને ગઇ પુત ઔર બોઆઇ ખમસ ) વૈસા મેરેપર હાલ ગુજરા. કયાં કહું નાસદાર ! રાત ઇસત રેહસે ગુજરી ઔર ફજરસે ઉંધે શિરસે ઝુકતાહું ? ! ( રડીયુકે યાર સદાહે ખ્વાર કાંટોંકા બિછોના ઔર ઉપર જૂતીયેંકા માર ) આ વાત સાંભળી બાદશાહે જણાવ્યું કે " વાહ બિરબલ અચ્છી હિકમત લહાઇ ! તેરી તો નહી મગર મેરી તો યૈરી ફજેતી હુઇથી ! તુને તો ખૂબ એસ આરામ લુંટ લીયા ઔર મેને તો માર ખાયા, નિંદ ગુમાઇ ઔર ગુપચુપ ઘર આયા ! ) આ સાંભળી બિરબલ બોલ્યો કે ( જી જહાપના ! જુઠ કીસલીયે કહેતેહો કયા આપપર ઐસી ગુજરી ? ) ( બસ ! બિરબલ કુચ્છ કેહેનેકી બાત નહિ ) ખુદાકે વાસ્તે **અબતો તેરીભી ચૂપ ઔર મેરીભી ચૂપ** કર નહિ તો કોઇ લોગ જાનૈગે તો નાહક ( લોક હાંસી ઔર ઘરમૈ નુકશાન ) હોગા મગર તેરી ચાલાકી દેખ કેં મેં બહોત ખુશ હુવાહુ ઔર ચાહતાહું કે અબ મેરી ચસ્મોંકે આગેસેં કભી તું દૂર મત હઠ. જો કુચ્છ પૈસા યા કોઇભી ચીજ ચહીએસો બે ધડકસે લેના ઔર હરવખ્ત મેરા રાજ્યકારોબામૈ કાબિલહો મોજ મજાહ કર. આજસે મૈ તેરેકું કોલ દે કસમ ખાકર કહેતાહું કે તેરેસૈ કોઇ તરેહસેં જુદાઇ નહી રખુંગા ઔર એક અઝીજ દોસ્તકી મુવાફક સમુજ હરદમ નિભાઉંગા. ) બિરબલ પોતાનું

અહોભાગ્ય થયું સમજી ખુદાવિંદને હાથ જોડી કહેવા લાગ્યો કે "જૈસા નામદારકા હુકમ, મૈં તો આપકાહી હું જો કુચ્છ ફરમાવેગે વોહ ફરમાન બજાનેકે વાસ્તે યહે બંદાભી શિરઝુકાકે હાજરહે" આવી ઘણીક અરસપરસ વાતો થઈ અને પ્રેમની ગાંઠ જોડાની ત્યાર પછી સર્વ પ્રકારે બિરબલ સમૃદ્ધિવંત થયો અને બાદશાહના દરબારમાં સર્વથી માનીતો અને અક્કલમંદ ગણાયો.

આ વાર્તા ઉપરથી જે સમજવાનું છે તે ખુલ્લું સમજાય છે એટલે વિશેષ કેહવાની જરૂર નથી પણ એટલુંજ કહેવું બસ છે કે બુદ્ધિબળવાળા ચતુર નરની સહુકો ખરા દિલથી ચાહના કરેછે અને અક્કલવડે એક ગરીબ મનુષ્ય પણ મહાન પદને પામી મોટું મન મેળવે છે માટે જગતમાં અક્કલ અને ચતુરાઇ છે તેજ મહાન્ કિંમતી ચીજ છે.

---

## વારતા ત્રીજી.

### દિલમાં કહી ડાહાપણ જાય ડૂલી તકદીર આગે તદબીર લુલી, ખાડ ખોદે તેજ પડે !

અકબર બાદશાહના દરબારમાં બિરબલ એ એક મહાન્ બુદ્ધિમાન પુરૂષ હતો તેથી બાદશાહની તેના ઉપર ઘણી મમતા હતી, કોઇ પણ પ્રકારની રાજ્યકારોબારની વારતા વિષે ફેરફાર-સુધારો કિંવા ગુંચવણ ભરેલી ફરીયાદોના ફેંસલા કરવા હોય તો બિરબલની સંમતી પ્રમાણે કામ કરવામાં આવતુ હતું આથી તમામ મુસલમાન મુસદ્દી વર્ગમાં એક બ્રાહ્મણ મહા માનીતો થઇ પડવાથી બહુ ઇર્ષા કરી જવાસાની પેઠે મનમાંનેમનમાં બળી ભસ્મ થવા લાગ્યા, ઘણીક ખટપટો બિરબલને ખસેડવા માટે ઉઠાવી પણ દરીદ્રના મનોરથની પેઠે સર્વ વિચારો વ્યર્થ થયા ! પરંતુ એકજ વસ્તુની પાછળ ગમે તેટલા નાસીપાસ થયા છતા પણ મચ્યાંજ રહીએ તો અંતે ઇશ્વર ફતેહ આપેજ છે, એ દાખલાને વળગી રહી મુસલમાન મુસદ્દીઓએ નિશ્ચય કર્યો કે "**શત્રુ અને રોગ ઉગતાંજ છેદાય તો ઠીક**" વધારે

વખત ગયે સર્વ ઉપાય નકામાંજ થઇ પડવાના! એ અન્ય જાતીનો પુરૂષ પોતાનો પક્ષ સબળ કરવા સ્વજ્ઞાતિનાં માણસો જ્યાં ત્યાં ગોઠવી આપણી જ્ઞાતિનું નિકંદન કરાવશે; માટે પ્રથમથી એનુંજ નિકંદન કરવું એ સમાન એકે ઉપાય શ્રેષ્ટ નથી !" એમ નક્કી કર્યું; પરંતુ તે યુક્તિ રચવી શી રીતે ? તથા બાદશાહપાસે બિરબલ શિવાય કોઇ વાત કરવા પામતું નથી માત્ર એક ઇમામ નામનો હજામ નામદારની હજામત કરવા જાય છે તે વાત કરી શકે તેમ ગોઠવણ બની શકે તેમ છે અને તે વખતે બિરબલ પોતાના ખટકર્મમા રોકાયલો હોયછે જેથી ત્યાં ન હોવાથી વાર્ત્તાની સરી ઇબારત થઇ શકશે એમ ધારી ઇમામને સર્વ હકિકતથી વાકેફ કર્યો અને મોટી રકમ બક્ષીસખાતે આપવા ઠરાવી જેથી "**પૈસો જોઇ મુનીવરનું પણ મન ચળે છે**" તે કામ કરવાની ઇમામે હિમ્મત ભીડી હા પાડી બાદ એક વખતે નામદારની હજામત કરવા ઇમામ ગયો અને વિનોદની વાર્ત્તાઓ ચલાવતાં સમય જાણી બોલ્યો કે ( ખુદાવિંદ ! આજે આપની હજામત ઉપર મને વિચારણા ઉત્પન્ન થઇ કે આપના વડીલોની ઘણીજ નાજુક પ્રકૃતિ હતી; કેમકે આનો આસ્તરો હલકો ફેરવતાં છતાં પણ સહન થઇ શકતો નહિ, નામદાર મેં તેમની હજુર અઠાવીશ વર્ષ પર્યંત નોકરી કરી; પરંતુ કોઇ દિવસ મારાપર ગુસ્સો કર્યો નહોતો, તેઓને સ્વર્ગવાસ થયાને આજે દશ વર્ષ થયાં પણ તેમના કુશળ સમાચાર મળ્યા નહિં તેમ આપ નામદારે પણ કદી ખબર મંગાવી નહિ એ ખરેખર વિસ્મય થવા જેવું છે! ) બાદશાહે ઇમામની વાત સાંભળી હસીને તાજુબી સાથ કહ્યું કે ( શું ઇમામ તું ગાંડો થયો છે ? અરે! જે સ્વર્ગ લોકમાં જાય છે તેમના સમાચાર મૃત્યુ લોકના મનુષ્યો લાવી શકે છે? કદીજ નહિ ! અલ્યા થોડીજ હલકારા મારફતે ચીઠ્ઠી કે ખબર મોકલી શકાય તેમ છે. ( ઇમામ બોલ્યો ) નામદાર ! એમ તે હોય ? સ્વર્ગવાસીઓના સમાચાર મળી શકે છે; પરંતુ જેવા તેવા હલકારાથી તે કામ પાર પડી શકતું નથી પણ જો બિરબલ જેવો મહા ચતુર નર ધારે તો તે કામમાં ફતેહ મેળવે એમ હું ખચિત માનું છું; કાર-

ણુ કે એક વખત આપના વડીલોએ બિરબલને સ્વર્ગમાં મોટા વડિલો અને મિત્રમંડળની ખબર કહાડવા મોકલ્યો હતો તે વખતે ખર્ચ તો જરા વધારે થયું હતું; પણ આપના વડીલોની ખબર લાવ્યો. હતો. બિરબલને જ્યારે સ્વર્ગમાં મોકલ્યો ત્યારે સુગંધી તેલોથી સ્નાન કરાવી, બ્રાહ્મણોના સ્મશાનમાં ચિતા ખડકી મોટી ધામધુમ અને વાજીંત્રોના અવાજ સાથે ચિતામાં સુવાડી આગ લગાડી દીધી હતી તે પછી ધૂમાડાની મારફતે આકાશે ચઢી ગયો હતો અહા ! શું તેની પુણ્યાઇ અને ચાતુરીની વાત કહું? એવું કામ તો તેનાથીજ થઇ શકે ! માટે ગરીબ પરવર ! ખર્ચથી ન બીહતાં એક વખત બિરબલને સ્વર્ગમાં મોકલી વડીલોની ખબર મંગાવો ! ” આ પ્રમાણે ચમત્કૃતિ ભરેલું હજામનું બોલવું સાંભળી બાદશાહે સત્ય માન્યું કહ્યું છે કે “ **મોટા લોકોને કાન હોય છે પણ સાન હોતી નથી** ” તે પ્રમાણે કશો વિચાર ન કરતાં જ્યાર બિરબલ આવ્યો ત્યારે બાદશાહે સ્વર્ગવાસી વડીલોની ખબર લાવી આપવાની હકીકત જણાવી તેથી બિરબલ સમજ્યો કે “વિરૂદ્ધ પક્ષવાળાઓએ મારો ઘાણવાળવા આ ઘાટ રચ્યો છે; પરંતુ હુંજ ખરો કે તેમનો ઘાટ ઘડી દુસ્મનોની છાતીએ શળ સમાન થઇ મલપતો ફરૂં ! પરંતુ આવી વાત ઠસાવનાર કોણ હશે ? તેને ઓળખવો જોઇએ ”એમ ધારી બાદશાહને બિરબલે કહ્યું કે “ નામદાર હું આગળ એક વખત સ્વર્ગમાં ગયો હતો ખરો પણ તે ગુપ્તપણે કરેલી વાર્ત્તા માત્ર બે ચાર જણજ જાણતા હતા તેમજ આપના વડીલોએ જાણના લોકોને ધમકી આપી સખ્ત હુકમ કર્યો હતો કે ‘આ વાત કોઇના જાણવામાં આવે નહિ ( એમ આજ્ઞા થવાથી પુજ્ય બુદ્ધિવડે અદ્યાપિ પર્યંત તેમનો સ્વર્ગવાસ થયોછતાં આપ નામદાર અગાડી પણ એ વાર્ત્તા કહી નહોતી તદપિ તે ગુપ્ત વાર્ત્તા આજે આપના કાને શારીતે આવવા પામી ? એજ મને વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે!! તે સાંભળી બાદશાહે અથઇતી વાર્ત્તા કહી સંભળાવી અને કહ્યું કે “ તું એકવાર ફરી વડીલોની ખબર લેઇ આવીશ ત્યારેજ ઠીક થશે !( બિરબલે જણાવ્યું કે “ જહાપનાહ ! સ્વર્ગ લોકમાં જવું એ વાત મનુષ્યોને ખરેખરી દુષ્કર

છે પણ મંત્ર બળવડે કરીને તે કાર્ય સિદ્ધ થઇ શકે છે । હું મંત્રઉપાસનાની વિધિ જાણું છું, પરંતુ તે પ્રયોગ કરતાં કેટલોક વખત લાગશે એટલે તેમાં હોમ હવન વગેરે કરી સર્વ દેવોને સંતુષ્ટ કરી કાર્ય સફળ કરવું પડે છે અને તેમાં વિશેષ ખર્ચ થાય છે તેમ છતાં પણ આપ ખર્ચ કરવા તૈયારછો જેથી સર્વ પ્રકારે આપની આજ્ઞા હું માથે ચઢાવુંછું, માત્ર ચાર લાખ રૂપિયાની જરૂર છે તે મળ્યા બાદ અનુષ્ઠાન કરી આજથી છ માસ થતાં હું વડીલોના સમાચાર લેઇ પાછો આપ પાસે આવીશ ” બાદશાહે પણ તે સઘળી વાત કબુલ કરી “**ગરજવાનને અક્કલ હોય નહિ**” રૂપિયા માંગ્યા પ્રમાણે આપ્યા, બિરબલ રૂપિયા લેઇ મકાને પોહચ્યો. તદનંતર બિરબલે એવો તદબીર રચીકે બ્રાહ્મણોની સ્મશાન ભૂમિથી અર્દ્ધા ગાઉ સુધી ગુપ્ત ભૂંયરૂં કોઇના જાણવામાં ન આવે તેમ બનાવરાવ્યુ અને એવી યુક્તિ રચીકે તે સ્મશાનમાં સાંચો (યંત્ર) ગોઠવી ઉપર પગનું દબાણ કરતી વખતે પાટીયું અંદર ઉતરી પોતે ગુપ્ત રસ્તે ચાલ્યો જાય અરે તે ત્રાંબાનું પાટીયું પુનઃ પૃથ્વિ બરોબર બની રહે (હાલમાં જેમ નાટકનાથતા દેખાવમાં પૃથ્વિમાં ગેબ થઇ જવાના અને આવવાના સ્ટેપ ગોઠવે છે) તેમ ગોઠવણ કરી; બાદ બાદશાહને જાહેર કર્યું કે “ કાલ રાત્રીના સમય અનુષ્ઠાન પુર્ણ થાય છે માટે ચિતા ખડકાવી જે તૈયારી કરવી છે તે કરીલેવી “ આ વાર્તા સાંભળી બાદશાહ હજામ (ઇમામ) ના કહેવા મુજબ ચિતા આદી સર્વ સામગ્રી તૈયાર કરાવી એટલે બિરબલ તેમાં બેઠો અને સમસ્ત લોકોની મળેલી મેદનીના જોતાં સળગાવી દેવાનું કહ્યું તેથી અગ્નિ ચિતાની ચોફેર મૂકી. ગુલાલ અબીરની ગીરદમાં અને ધૂપના તથા ચિતાના ધુમાડામાં બિરબલે કરી રાખેલી યુક્તિ સિદ્ધ કરી ગુપ્ત પ્રદેશમાંથી પસાર થઇ કોઇ ગુપ્ત સ્થળમાં જઇ નિવાસ કર્યો. આથી સર્વેકોએ જાણ્યું કે બિરબલે સ્વર્ગ પ્રત્યે ગમન કર્યું. બાદશાહ પોતાના વડીલોના સર્વ સમાચાર મળશે અને બિરબલના વિરૂદ્ધ પક્ષના સુસ્હદી વર્ગ પોતાના વચમાંથી સદાનું નડતું સાલ ટળ્યું એમ જાણી બહુજ ખુશી થયા; તદનતર ઇમામની યુક્તિથી

પ્રસન્નતા પામી બાદશાહે અને મુસુદ્દી વર્ગે ઇનામ ખાતે મોટી રકમ બક્ષીસ કરી અને તેની સર્વેકો તારીફ કરવા લાગ્યા. બાદ બિરબલ ગુપ્ત ગૃહમાં રહી સર્વ વૃત્તાંત મેળવતે છ મહિના પસાર કર્યા. એક સમય વર્ષા તથા વીદ્યુત અને ગર્જારવનું તોફાન પ્રબળ જાણી બિરબલ ગુપ્ત ગૃહથી પ્રકટ થઇ પોતાના શરીરે વિચિત્ર પ્રકારનાં ચિત્ર અને છાપ તિલક બનાવી તથા વિચિત્ર વસ્ત્રો પરિધાન કરી વિલક્ષણ રૂપ રચ્યું તેમજ ઇમામની કપટ પટુતાનો બદલો લેવા છ મહિના પર્યંત હજામત કરાવી નહિં તેથી બયાતન વેષ વડે કોઇપણ તેને ઓળખવા પામ્યું નહિં. બિરબલ સ્વર્ગ લોકથી આવ્યો છે આવી બાતમી (ખબર) બાદશાહને અપાવી જેથી બાદશાહ અત્યંત હર્ષયુક્ત બની મહા સમારંભસહ દરબારમાં તેને આણ્યો અને સ્વર્ગલોકની અથઇતિ હકિકત પૂછી ત્યારે બિરબલ બોલ્યો કે ( ખલકકે ખુદાવિંદ જે વખતે હું ચિતામાં બેઠો અને અગ્નિની ચોતરફ લગાડી તેની ધુમ્રશ્રેણીઓ કાસે જઇ પોંહચીને દ્વારા હું પણ મંત્રબળે આકાશે જઈ પોંહચ્યો, છેક મેત્ર મંડળ પર્યંત ચઢયો અને સર્વત્ર દેવ વિમાનો મારા દ્રષ્ટિ પથમાં પડયાં તે પૈકી એક સુંદર વિમાનમાં હું જઇને બેઠો અને સ્વર્ગલોક જવાથી મેં વૈમાનિકોને ઇચ્છા જણાવી તેથી મને સ્વર્ગ વિષે લેઇ ગયા, જઇને જોઉં છું તો અપસરાઓના નવલ નાટારંભ! સ્વર્ગ લોકની અભિનવ રચના, અવર્ણનિય અમૃતનો આસ્વાદ અને મનોહર કિન્નરોનાં ગીત સંગીત ચક્ષુ સમીપ ચમત્કારીક બનાવો ખડા થયા ! અહા ! જે મનુષ્યો કિંવા રાજા, માહારાજા, યોગી અને તપશ્વીઓ મૃત્યુલોકમાં રહી મહાન્ દુષ્કર તપશ્ચર્યાઓ તથા યજ્ઞયાગાદિ મોટાં સુકર્મો કરી સ્વર્ગ સુખ સંપાદન કર્યાં છે. એ સુખ સહજમાં પ્રાપ્ત થતાં નથી! ત્યાંના નિવાસિયોના સુખની શું વાર્ત્તા કહું ?! કેમકે તે સુખો વાસ્તવિક રીતે વિચારતા અનુભવ્યા શિવાય કાંઇ કહેવાથી બની આવે તમ નથી.! નામદાર ! સત્ય કહું છું કે તે સુખ વૈભવો લજી આલોક આવવા બિલકુલ મારૂં દિલ ચાહતું; નહતું તેમજ આપની આજ્ઞાનો અનાદર થશે તે પણ હું દરકાર રાખતો નહતો; પરંતુ કરતું

શુ ? આપના વડીલોનો અત્યંત આગ્રહ હોવાથી આવવું પડયું તેનું કારણ કે આપના વડીલોને સમસ્ત પ્રકારનાં મહાન્ સુખો સ્વાધિન છે તોપણ એક ખેદજનક પ્રકાર એવો છે કે તેઓ કોઇના આગળ પ્રકાશ કરી શકતા નથી; કેમકે સ્વર્ગલોકના રહેવાશીઓને કાંઇ આ લોકના લોકોની માફક ઉદર પુરણા માટે મહેનત કરવી પડતી નથી. જ્યારે ભૂખ લાગે છે ત્યારે માત્ર અમૃત પાન કરે છે એટલે મહાનંદ તૃપ્તિ મળે છે, તે અમૃત આગળ આ લોકના સર્વે વખણાતાં પકવાનો પણ ફીક્કાં અને નક્કામાં લાગે છે: જ્યારે એ પ્રમાણે ખાંવાપીવાની સોઇ ( સવડ ) હોવાથી કોઈ કોઇની ત્યાં પરવાહ ધરાવતા નથી જેથી આપના વડીલોને હજામતની મોટી આપદા વેઠવી પડે છે, આપણા ઇમામ હજામનો બાપ ત્યાં છે તે કયારે ક્યારે મહા મહેનત અને આજીજી કરવાથી ઉપયોગી થાય છે; પણ તેનો હાથ બહુજ ભારે છે અને વડીલોની પ્રકૃતિ નાજુક છે; જેથી તેના હાથનો અસ્તરો જરા પણ સહન થતો નથી તે સબબથી તેની પાસે હજામત કરાવતાજ નથી! ગરીબપરવર! આપના વડીલ જેવાઓની જ્યાં એવી દશા છે ત્યાં મારા સરખા ગરીબની તો વાતજ શી ? ! આજે છ છ મહિના થવા પણ સુદલે મારી હજામત થઇ નથી, ત્યાં બાકી તો સર્વે પ્રકારનું પૂર્ણ સુખ હોવાથી કશું દુઃખ જણાતું નથી; પણ આપના વડીલોની હજામત મારા કરતાં બમણી વધેલી છે તેથી ઘણોજ કંટાળો થાય છે. જ્યારે આ લોકમાં આપના વડીલો હતા ત્યારે માત્ર આપણો ઇમામ હજામ તેમને પસંદ પડયો હતો તેથી તેને વારંવાર યાદ કરે છે અને મને કહ્યુ કે ( બિરબલ અમારી એટલી અડચણ દૂર કર અને તું મૃતયુલોકમાં જઇ આ હકિકત બાદશાહને કહી સંભળાવજે કે એકાદો સુંદર હલકા હાથવાળો હજામ અહીંયાં મોકલી દે. નામદાર ! મારા મનમાં અહિંયાં આવવાનું નહોતું પણ શું કરૂ ? આપના વડીલોની આજ્ઞા શી રીતે ઓલંઘન કરી શકું ? પછી સર્વ સુખ વૈભવને લાત મારી હું નિકળ્યો અને વર્ષાદની ધારા મારફત હાલ રાત્રે નીચે આવી પોંહચ્યો જે હકિકત હતી તે કહી હવે જેમ ખુ-

હાવિંદની મરજી હોય તેમ કરવા મુખ્તયાર છો. જો ઇમામને મોકલવો હશે તો એક મહિમાં સુધીમાં તેને મોકલવામાં નવું ખર્ચ કરવું પડશે નહિં; કેમકે કદાચ મને સ્વર્ગલોક જવા આવવામાં ઓછો વધતો વખત લાગી જાય માટે મેં મંત્રારાધના કરતી વખતે આઠ મહિનાની બંધણીરૂપ સંકલ્પ કરેલો છે માટે હજુ તે મુદતમાં એક માસ બાકી છે જેથી માત્ર ચિતા એક નવી ખડકવી પડસે એટલે થયું !) આ પ્રમાણે બિરબલની વાર્ત્ત સાંભળી અક્ષરસઃ સતકમાની પોતાના વઝીરોની અડચણ દૂર કરવા માટે ઇમામને બોલાવી સ્વર્ગે જવા વિષે કહ્યુ જેથી ઇમામ સમજી ગયો કે આ કામ બિરબલનાંજ છે! , પણ આશ્ચર્ય એ થાય છે કે મરી ગયેલો સજીવન શી રીતે થયો ? હવે હું ગમે તેવાં બ્હાનાં બનાવીશ; પરંતુ બાદશાહ કશું કાને ધરનાર નથી! હાય! **"હાથનાંજ કર્યાં હૈયે વાગે"** તે ખરૂં છે ! એમ ચિંતાગ્રસ્ત બની પોતાની પાપી પ્રપંચ રચનાને ઘણી ધિઃકારવા લાગ્યો; પણ "હાથમાંથી બાજી ગયા" પછી શું કામ આવે ? સિંહના પંઝામાંથી નાશી પણ ક્યા છૂટવું ? એવો પશ્ચાતાપ કરતો બાદશાહના કહેવા પ્રત્યે આનાકાની કરવા લાગ્યો; પરંતુ બાદશાહે તો ચિતા ખડકાવી બલાતકારે ઇમામને અંદર સુવાડી આગ લગાડી દીધી! આ પ્રમાણે બિરબલે પોતા ઉપર આવેલું સંકટ પોતાની ચાતુર્યતા વડે ટાળ્યું અને હજામને યોગ્ય સાસન આપ્યું.

આ વાર્ત્તા ઉપરથી એ સાર ગ્રહણ કરવાનો છે કે જ્યાં જેઓનો પક્ષ સબળ હોય ત્યાં અન્ય જ્ઞાતિના કે પક્ષ રહિત મનુષ્યને રાજ્ય કારોબાર ચલાવતાં ઘોર વિપત્તિઓ વેઠવી પડે છે અને વખતે મરણને શરણ થાય છે માટે યાદ રાખવું કે પોતાનો પક્ષ સબળ હોય ત્યાં વિશેષે કરીને કારોબારમાં હાથ નાખવો કારણ કે **"બહુ તાતણે બળીયું"** ગણાય! બીજો એ સાર સમજવાનો છે કે મનુષ્ય પાસે વાતનો ભેદ સમજવામાં કેમ યુક્તિ રચવી ? તથા વિપત્તિમાંથી કેમ બચવું ? તેમજ મોટા લોકોના મનમાં જે વાત ખાસ ઠસી હોય ત્યારે કેવા પ્રકારે યુક્તિ રચી દ્રવ્ય હાથ કરી પોતાના ઘરનો ખુણો તાજો કરવો ? અને આપણા શત્રુનો કેવા પ્રકારે દાવ

લેવો તથા પાપીઓ પ્રપંચના પાસ રચી મકલાય છે પણ આખર **"ખોટે તેજ પડે છે"** એમાં જરા શક નથી ! વગેરે વગેરે સાર ગ્રહણ કરી યોગ્ય સમયે કાર્યમાં યાદ કરવો જેથી મનકામના સિદ્ધ થાય છે.

---

## વારતા ચોથી.

### દોહરો.

કરામત કીરતારની, જાણો "બુદ્ધિ" જરૂર;
કૃપા હોય કીરતારની, તોજ મળે તલપૂર

### સમયસૂચકતા.

એક દિવસ બાદશાહે કચેરીમાં બેઠેલા સઘળા અમીર ઉમરાવોની સમક્ષ એક એવું પ્રશ્ન કર્યું કે "આ કચેરીમાં આવેલાં સમસ્ત લોકોના મનમાં અત્યારે શું ઇરાદો હશે ? તે કોઇ કેહેશો ? " આ પ્રશ્ન સાંભળી સર્વ અમીર ઉમરાવોએ પોત પોતાની બુદ્ધિ વડે બહુ બહુ વિચારો કર્યા; પરંતુ સર્વ લોકોનો શું ઇરાદો હશે એ કેમ કહી શકાય ? અગર કદાચ તર્ક શક્તિ ચાલાવી કાંઇ યુક્તિ ગોઠવી કાહડી બતાવીએ ને વખતે યુક્તિ ખોટી ઠરે તો અપમાન થાય ! એવા વિચારોમાં મુઝાવા લાગ્યા કિંતુ કશો જવાબ દેઇ શકયા નહી, છેવટે બાદશાહે બિરબલને પ્રશ્ન કર્યું કે "અહિયાં બેઠેલા સઘળા અમીર ઉમરાવો અને સભાજનોના મનમાં શું ઇરાદો હશે તે કહી શકશો ?" તે સાંભળી બિરબલ બોલ્યો કે " જી પરવરદિગાર ! કહી શકીશ ! પરંતુ દરેકના મનમાનો ઇરાદો જુદો જુદો કહું કે એકજ વખતે સઘળાંઓનો ઇરાદો દર્શાવી દેઉં ? તે સાંભળી બાદશાહે સાનંદાશ્ચર્યથી જણાવ્યું કે "બસ એકજ જવાબમાં કહી બતાવો ! " ત્યારે બિરબલે જણાવ્યું કે " નામદાર ! અહીયાં બેઠેલા અમીર ઉમરાવ અને સભાજનોના મનમાં એવોજ ઇરાદો છે કે આપ નામદાર જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર આકાશમાં તપે ત્યાં સુધી વગર હરકતે રાજ્યપ્રતાપ અને ધન-દોલત, પુત્ર પરિવાર, અને કીર્તિ દિન પ્રતિ દિન વિશેષ પ્રાપ્ત કરી મહાન ભોગ ભોગ

વો. એવો. સઘળાઓનો ઇરાદો છે જો એ ઉત્તરમાં શંકા રહેતી હોય તો પ્રત્યેક જણને પુછી ખાત્રી કરો ! આ પ્રમાણે ચમતકારિક યુક્તિ જોઇ બાદશાહ અને સર્વે સભાજનો વગેરે અત્યંત ખુશી થયા અને બિરબલની અક્કલની સર્વેકો તારીફ કરવા લાગ્યા !

આ વાર્તાનો સાર એ ગ્રહણ કરવાનો છે કે કેવી સમય સુચકતા વાપરી કોઇ મનુષ્ય આગળ કિંવા કચેરી કે મિત્ર મંડળમાં સર્વને સંતુષ્ટકારી અને તુર્ત તર્કશક્તિવડે મિષ્ટ ઉત્તર આપવો ?

---

## વારતા પાંચમી.

દુર્જન દાગ લગાડવા કાર્યે કરે પ્રતિકૂળ,
પણ પરમેશ્વર પાંસરો (તો) મહાજન પણ અનુકૂળ.

### શૂળીને બદલે સત્કાર.

દિલ્હી શેહરમાં એક દેવીદાસ નામનો ગૃહસ્થ રેહતો હતો. તેના માટે નગર નિવાસીઓએ એવી અફવા ચલાવેલી હતી કે— ( જો પ્રાતઃકાળમાં કોઇ મનુષ્ય દેવીદાસનું મુખ જુએ તો તેને તે દિવસે અન્ન ખાવાને મળતું નથી ! ) તે અફવા બાદશાહને કાને જઈ પોંહચી ત્યારે બાદશાહે વિચાર્યું કે— ( તે અફવા સત્ય છે કે અસત્ય તેનો નિર્ણય કરવોજ ! ) એમ ધારી દેવીદાસને સીપાઇઓ પાસે પકડી મગાવ્યો અને એકાંત જગ્યોમાં બેસાડી રાખ્યો. બીજે દિવસ પ્રાતઃકાળમાં બાદશાહે ઉઠતા વાંતજ તેનું મુખ જોયું અને વિચાર્યું કે ( આજે હવે શું હકિકત બને છે તેની ખાત્રી કરૂં.

હવે બાદશાહને જ્યારે જમવાનો વખત થયો ત્યારે જમવા બિરાજ્યા, નવનવ પ્રકારનાં ભોજન થાળમાં પિરસાઇ મુખ આગળ થાળ મૂકયો, એટલામાં તે થાળની અંદર ધરોળી પડી તેથી બાદશાહને ગ્લાની ઉત્પન્ન થઈ અને જમ્યા વગરજ ત્યાંથી ઉઠી ગયા, બીજી નવી રસોઇ તૈયાર થવા માંડી આ બનાવથી બાદશાહને ખાત્રી થઇ કે દેવીદાસનું મુખ જોયું તેનો આ પ્રભાવ છે ! માટે તેવો દુષ્ટનો નાશ કરવો એજ ઉત્તમ છે! એમ વિચારી

વધકારોને બોલાવી હુકમ કર્યો કે ( આ દુષ્ટને એકદમ શુળીએ ચઢાવી ધો. આ હુકમ સાંભળતા વધકારો તેને લેઇ ચાલ્યા; પરંતુ " **રામરાખે તેને કોણ ચાખે** " માર્ગમાં બિરબલ મળ્યો અને તેની સઘળી હકીકતથી વાકેફ થયો. બિરબલે તેની વાર્ત્ત સાંભળી અંતરમાં દયા ઉત્પન્ન થઈ તેથી તેને એકાંત લેઇ જઈ કહ્યુ કે ( ભાઇ ! જરાપણ બીહીશ નહિં જે વખતે તને વધ સ્થાનકે લેઇ ગયા પછી વધ કર્ત્તા પુછશે કે તારી શું ઇચ્છા છે અર્થાત્ તારે કાંઇ કેહવું અગર ખાવું પીવું કે ઇશ્વર સ્મર્ણ કરવા વિચાર છે? એમ કહે ત્યારે તારે એટલુજ કેહવું કે મારૂં મોઢુ જોવાથી માણસોને અન્ન ખાવા મળતું નથી; પરંતુ મેં આજ બાદશાહ હજુરનું મોઢુ જોયું તેથી મને શુળી મળી છે માટે એટલુંજ લોકોને પરોપકાર માટે જાહેર કરવા ચાહુંછું કે કોઇ પણ બાદશાહ સાહેબનું પ્રાતઃકાળમાં મોઢુ જોશો નહિ નહિંતો મારા જેવા બુરા હાલ થશે! આટલું આ મજેલી મનુંષ્યોની મેહનીમાં કેહવા ઇચ્છુંછું. એમ કેહજે ) એમ કહી બિરબલ ચાલ્યો ગયો અને તેને વધ સ્થાનકે લેઇ ગયા, જ્યારે વધકારોએ પુછ્યું કે ( તારી હવે શુ ઇચ્છા છે તે જણાવ! ) તે સાંભળી દેવીદાસે બિરબલની શિક્ષા મુજબ કહી જણાવ્યું જેથી તેઓ વિસ્મય થઇ બાદશાહને જાહેર કરવા ગયા અને તેની કહેલી હકીકત જાહેર કરી જેથી બાદશાહ ઉલટો ગભરાયો અને પોતાની ફજેતી થશે એમ ધારી વધકારને કહ્યુ કે ( તે ગૃહસ્થને વધ ન કરતાં મારી પાસે લાવો ) એવો હુકમ કર્યો । વધકારો ગૃહસ્થને લેઇ હજુરની હજુર આવ્યા ત્યારે તે ગૃહસ્થને બાદશાહે ઇનામ આપી કહ્યુ કે ( આ વાર્ત્તા કોઇની આગળ કરશો નહિ!) એમ કહી વિદાય કર્યો. પછી વધકારોને પુછ્યું કે ( તમે આ ગયો તેને વધસ્થાનકે લેઇ ગયા તે વખતે રસ્તામાં કાંઇ મળ્યું અગર એને કોઇ સાથે વાત કરી હતી? ) વધકારોએ કહ્યું કે ( સિરતાજ ! ફક્ત બિરબલજી સાથે તેણે કાંઇક વાર્ત્તા કરી હતી ) આ સાંભળી બાદશાદ સમજી ગયો કે ( આ ખુપી સઘળી બિરબલની અક્કલનીજ છે, શાબાસ છે એની અકલને ! ! ) એમ તારીફ કરતો મનમાંને મનમાં આનંદમાન બન્યો ! !

વાર્તાનો સાર ખુલ્લોજ સમજાય છે કે અક્કલવાન હોવાથી પણ બચાવી શકે છે માટે અક્કલ એજ કિરતારની કરામત છે!

## વારતા છઠ્ઠી.

( હાજર જવાબિ હોય, સહી બુદ્ધિશાળિજ સોય! )

### હાજર જવાબ.

એક દિવસ બાદશાહે બિરબલને કહ્યુ કે ( જે પ્રાણિમાત્રની દ્રષ્ટિએ સૂર્ય અને ચંદ્ર જણાય છે; તે ચંદ્ર સૂર્યના પ્રકાશથી સર્વ વસ્તુ જોઈ શકાય છે પણ કોઇ એવી વસ્તુ હશે કે ચંદ્ર અને સૂર્યના પ્રકાશમાં પણ ન જણાય ? હાજર જવાબી બિરબલે જણાવ્યું કે ( નામદાર તેમના પ્રકાશ છતાં પણ અંધારૂં નજરે જોઇ શકાતું નથી!) આ માર્મિક યુક્તિ સાંભળી બાદશાહ ઘણો પ્રસન્ન થયો.

આ વાર્તાથી એ જાણવાનું છે કે જે હાજરજવાબ આપી શકે તેજ બુદ્ધિની ખરી ખુબી!

## વારતા સાતમી.

### વંસત તિલકા છંદ.

જેને અનીતિ પ્રિય હોય સદાજ ઝાઝી,<br>
તેને સુનીતિ પથ ગામી જણાય પાજી;<br>
પાપી પ્રપંચ કરી પુષ્કળ દ્વેષ ધારે,<br>
સીઝે ન અર્થ તદપિ ન મતિ સુધારે.

### બિરબલ અને તાનસેનના ગુણનો મુકાબલો.

દિલ્લી પતિ નામદાર અકબરશાહની હજુર બિરબલ નામનો પ્રધાન ( દિવાન ) મહા ચતુર, ધૂર્ત્ત અને અક્કલવાન હતો તેથી કદરદાન બાદશાહ તેને ઘણી મમતાથી ચાહતો એટલુંજ નહિ પણ પ્રતયેક કામમાં તેની સલાહ લીધા શિવાય આગળ ડગ ભરતો નહોતો; તેવા સંબંધથી તમામ મુસલમાન વર્ગ ઘણોજ નારાજ રેહેતો અને નીરંતર એજ વિચાર થતા કે

" આપણા મુસલીમાનો રાજ્યમાં વળી **" કબાબમાં હડી "** સમાન નડનાર એ બ્રાહ્મણે મોટા રાજના કારોબારની લગામ કેવળ પોતાને હાથ કરી લીધી અને આપણને તેની તેહેનાતમાં રહેવું પડે છે ખરેખર હીણ પદ છે ! માટે કોઇ પણ પ્રકારે તે પદભ્રષ્ટ થાય અગર અહીયાંથી દૂર ટળે તો તેની જગ્યા આપણી કોમના માણસને હાથ આવે ! " એમ નિશ્ચય કરી એક તાનસાન નામનો ગવૈયો કે જેણે તમામ હિંદુ મુસલમાનોને પોતાની ગાયન કળાવડે કેવળ વસ્ય કરી લીધા હતા, તેને તે જગ્યા ઉપર દાખલ કરવો ! એમ ધારી એક દિવસ તાનસાનને ગાયન કરવા માટે એક અમીરે બોલાવ્યો અને નામદારને આમંત્રણ કર્યું કે " આજ આપ મીજલસમાં પધારવા મહેરબાની કરશો " તદનંતર સર્વ અમીર ઉમરાવ અને બાદશાહ વગેરેનું પધારવું થયું, મીજલસ ભરાણી તે વચ્ચે તાનસેને પ્રથમ દીપક રાગ છેડયો કે તે રાગના પ્રભાવથી રોશની માટે કરી રાખેલી બત્તીઓએ એની મેળેજ તાત્કાળ જ્યોતિ પ્રકાશી દીધી અને જ્યાં ત્યાં રોશની ઝગઝગાટ બંધ દીપમાન થઇ તેથીબાદશાહ અને સર્વ મીજલસના મનુષ્યો અત્યંત આશ્ચર્ય યુક્ત થઇ ગયાં, તદનંતર તાનસેને સર્વ પ્રકારની સમયની રાગ રાગણીઓ ઉત્તમ આલાપસહ ગાઇ બતાવી, તે વખતે સર્વ મંડળ આનંદમય બની એકે અવાજે વાહ! વાહ!! સાબાશ છે !!! એમ કહી તાનસેનના ગુણની પુષ્કળ તારીફ કરવા લાગ્યું કે **" તાનસેનકી તાનમે સબી તાન ગુલતાન "** બાદ ગાયન બંધ કર્યા પછી અમીર ઉમરાવ અને તમામ મુસદ્દી વર્ગ વગેરે બાદશાહની મરજી સુપ્રસન્ન નિહાળી કહેવા લાગ્યા કે " જહાંપનાહ ! બિરબલથી તાનસેન કેટલા ગુણવાન અને જ્ઞાનવાન છે ?! તેનો પ્રત્યક્ષ દાખલો કિંવા મુકાબલો હજુરની હજુરજ મોજુદ છે એટલે વિશેષ તારીફ કરવાની જરૂર નથી ! માટે સર્વકો ચાહે છે કે એવા અક્કલવાન પુરૂષને કદાચ બિરબલની જગ્યા આપવામાં આવે તો ઘણુંજ ઉત્તમ ગણાય ! " આવું તેઓનું બોલવું સાંભળી બાદશાહે જણાવ્યું કે " તમારૂં કહેવું ખરૂં છે; અને બિરબલ કરતાં

ગમે તેટલા તાનસેન વધારે ગુણવાન છે; તદપિ બિરબલના બુદ્ધિબળ આ-ગાડી તાનસેનના ગુણ વખતે માન્ત થઇ જાય એમ હું માનું છું ! અને એ વાતની ખાત્રી તમોને થોડાજ વખતમાં બતાવીશ " એ પ્રમાણે કેટલીક વાતચિત થયા બાદ પાન ફૂલ વહેંચ્યા પછી મીજલસ બરખાસ્ત થઇ.

બીજે દિવસે બાદશાહે ઇરાનના શાહને એક પત્ર લખ્યો કે " આપ તરફ બિરબલ અને તાનસેનને મોકલ્યા છે તેમનાં આ પત્ર દેખત શિરચ્છેદ કરાવશો. ) એવી મતલબનો પત્ર લખી પોતાની મોહોર છાપ કરી તે પત્ર બિરબલ અને તાનસેનને સ્વાધીન કર્યો અને હુકમ કર્યો કે ( દબદબા સાથે ઇરાનના શાહ પાસે જાઓ અને આ પત્રનો પ્રતિઉત્તર લેઇ આવો. )

બાદશાહની આજ્ઞા પ્રમાણે બીજેજે દિવસે બન્ને જણા ઘટીત દબ-દબા સાથે પ્રયાણ કર્યું, કેટલેક દિવસે ત્યાં જઇ પહોંચ્યા બાદ દરબારમાં જઇ યોગ્ય રીતી પ્રમાણે વંદન કરી અદબ સાથ રહી અકબર બાદશાહે આપેલો પત્ર હાજર કર્યો, તે પત્ર શાહે વાંચવાની સાથેજ સેવકોને હુકમ કર્યો કે ( આ બન્નેને શહેર બ્હારના મેદાનમાં લેઈ જઇતેમનાં મસ્તક ઉ-ડાવી દો ) આવી શાહની આજ્ઞા થવાથી સીપાઇઓ બન્નેને પકડી વધ-સ્થાનકે લેઇ ચાલ્યા ત્યારે તાનસેન ઘણોજ ભયભીત થઇ રડવા લાગ્યો તે જોઇ બિરબલ બોલ્યો કે ( હવે રડવાથી શું વળવાનું છે ? કષ્ટ વખતે ઘણું ધૈર્ય ધારણ કરી આવી પડેલી આપદામાંથી બચવું એજ ડાહાપણ અને ચાતુરી છે; તેમજ મારા કરતાં આપ ગુણમાં અધિક શ્રેષ્ટ છો; કારણ કે બિરબલની જગ્યા આપને અપાવવી એવી તમારા જાતીભાઇઓએ ખુદ બા-દશાહને વિનતી પણ કરી છે; માટે બાદશાહે આપણ બન્નેની અક્કલનો મુકાબલો કરવા આવો પ્રસંગ આણેલો છે તેથી આપ ગુણના પ્રભાવવડે સંકટ નિવારણ કરો ) આ સાંભળી તાનસેન હાથ જોડી બોલ્યો કે ( ભાઇ તમો મોટા પરોપકારી છો અને આપનું બુદ્ધિબળ અગાધ છે, હું આપને શરણ છું ! જેથી મારું ઉપહાસ્ય ન કરતાં પ્રાણ રક્ષણ કરવાની યુક્તિ યોજી અને જીવીતદાન આપો ) આ પ્રમાણે દીનવાણી યુક્ત બોલવું સાંભળી બિ-

રબલે કહ્યું કે ( બ્હિશો નહિં ! ધૈર્ય ધારણ કરો અને હું કહુ તે પ્રમાણે કરો એટલે સંકટ રહિત થશો ! )

તાંકસેને તે કબુલ કર્યું. બાદ બિરબલે જણાવ્યું કે ( જે વખતે આપણને આ સીપાઇઓ વધસ્થાનકે લેઇ જાય તે વખતે ઘણાજ હર્ષ સાથે મને પાછળ હઠાવી સીપાઇઓને કહેવું કે ( ભાઇઓ પહેલું મારૂં માથું કાપો ! અને હું તમને પાછળ હઠાવી કહીશ કે ભાઇ એનાથી પેહેલાં મારૂં માથું કાપો ! એ પ્રમાણે અત્યંત ઉત્સાહ બતાવવો પછી જે મારે બોલવું હશે તે હું બોલીશ. )

તદનંતર ચાલતાં ચાલતાં કેટલાક લખતે વધ કરવા (મારી નાખવા) ની જગ્યાએ પોંહચ્યા એટલે પ્રથમ કરી રાખેલી ગોઠવણ મુજબ બન્ને જણે ધામધુમ આદરી, તે જોઇ વધકારો અત્યંત આશ્ચર્યવંત થયા કે ( આ બન્ને કેવા મુર્ખ છે ! સાક્ષાત મરણનો સમય આવ્યો છે છતાં આનંદ વૃત્તિથી માંહો માંહે ધામધુમ મચાવી રહ્યા છે કે પેહેલાં મારૂં માથું કાપો અને બીજો કહે છે કે પેહેલું મારૂં માથુ કાપો ! માટે આ આશ્ચર્ય જનક વાર્તા શાહને જાહેર કરવી જોઇએ પછી જેમ નામદારનો હુકમ હશે તેમ કરીશું. ) એમ વિચાર કરી તે બન્નેને શાહની હજુર લેઈ ગયા અને સઘળી હકીકત જાહેર કરી જેથી શાહ પણ તાજુબ થયો અને કહ્યું કે ( મનુષ્ય માત્રને પ્રાણથી વધારે વ્હાલી કોઇ ચીજ નથી ! તેમ છતાં તમેબન્ને જણ બેરીકરા બની અંદરો અંદર પ્રથમ જાન ( જીવ ) આપવામાં આતુરા થઇ રહ્યા છો એનું શું કારણ છે ? ) એવું શાહે પુછ્યું ત્યારે બિરબલ બોલ્યો કે (નેકનામ કદરદાન સરકાર ! એ વાત આપ અમોને પુછશોજ નહિં અને કહિશું પણ નહિં; કારણ કે એથી અમોને ઘણુંજ નુકશાન થાય છે અને જે આશા પાર પાડવા અમારા ધણીએ આપની પાસે મોકલેલા છે તેમની આશા પુરી થશે નહિં, અમારા પ્રાણ લેવા એવો અમારા ખાવિંદે આપને પત્ર લખેલો છે તો જાણવુંજ જોઇએ કે તેમાં કાંઇ ખાસ મતલબ હોવીજ જોઇએ ! એમ આપના દિલમાં ખ્યાલ સ્હેજ આવવોજ જોઇએ; કેમકે જો અમારા ફક્ત પ્રાણજ અમારા ધણીને લેવા હોત તો તે-

મને કાંઇ મુશ્કેલ નહોતું; પરંતુ આપની તરફ શિરચ્છેદ કરવા મોકલ્યા માટે ખાસ જરૂરનું કારણ છે એ તો સિદ્ધજ થાય છે, માટે વાર ન કરતાં એકદમ મારૂં શિરચ્છેદ કરો અને પછી તાનસેનનું." આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહને ઘણીજ આતુરતા વધી કે અત્રે વધ કરવા મોકલ્યા તેનુ સબળ કારણ હશેજ તેથી કહેવા લાગ્યો કે "જ્યાં સુધી તમે તે ખરી વાત મારા અગાડી જાહેર નહિં કરો ત્યાં સુધી શિરચ્છેદ કરવામાં આવનારજ નથી !" ત્યારે બીરબલ બોલ્યો કે "જ્યારે આપ એ વાત બરોબર જાણી લ્યો ત્યારે તુરત અમારા શિરચ્છેદ કરવાં; અને એ વાત અમારા બાદશાહને કાને બિલકુલ જવા દેવી નહી !" શાહ બોલ્યો કે "કબુલ છે." પછી બિરબલ હાથજોડી શાહ પ્રત્યે અરજ કરવા લાગ્યો કે "અમારા ધણીને આપનું રાજ્ય પોતાના તાબામાં લેવા માટે ઘણી વખતથી આતુરતા ભરી આશા લાગી રહી છે, પરંતુ ખુદ આપ તો શમશેર બહાદુર છો ! એથી લડાઇ કરી મનની મુરાદ બર આવે એમ ન જણાવાથી ના (લા) ઇલાજ થયા હતા. પણ હાલ મક્કેથી બાદશાહ સરકારને ત્યાં એક પીરજાદા પધારેલા છે તેમને હાથ જોડી નમ્રતાથી પુછયું કે "ઇરાનના શાહનું રાજ્ય મારા તાબામાં શી રીતે આવે ?" તેના ઉત્તરમાં પીરજાદાએ કહ્યું કે "ઇરાનનો શાહ મ્હોટો પુણ્યશાળી પ્રતાપવંત છે ! માટે એનું રાજ્ય તમારા તાબામાં આવશે નહિ; પણ જો તેમના હાથથી બે મનુષ્યો નાહક—બેગુન્હેગાર મરાય તો એની મેળેજ તે શાહ ગુજરી જશે; પરંતુ બે જણા વગર વાંકે મરાય તેમાં જે પહેલો વધ થાય તે શાહની ગાદીનો માલીક થશે અને પછી વધ થશે તે બિરબલની પદવી પામશે !" એવું પીરજાદાનું બોલવું સાંભળી બાદશાહે અમને બે જણને વિશેષ પ્યારના કારણથી આ તરફ આ યુક્તિ લડાવી મોકલ્યા છે માટે હવે વાર લગાડવાનો વખત નથી, પહેલા મારૂં અને પછી તાનસેનનું શિરચ્છેદ કરો જેથી વહેલું કાર્ય સિદ્ધ થાય ! ) શાહે કહ્યું કે જ્યારે એમ છે ત્યારે હું મારૂં પોતાના હાથેજ નિકંદન કરવા શા માટે તૈયાર થાઉં ? બળતી લાહ્યમાં કોણ પડશે.

માટે જેવા આવ્યા તેવા તમારા ઘેર તુરત ચાલ્યા જાઓ અને હું લખી આપું છું તે કાગળ તમારા શાહને આપજો, આજ સુધી હું તમારા શાહને સુજ્ઞ્ખી સમજતો હતો પણ હવે એનાં બુરાં કાવતરાંથી એના લખેલા પત્રને માન્ય કરતો નથી ! ) આ પ્રમાણે શાહનાં વચનો સાંભળી બહુજ બન્ને જણા નારાજ થયા અને ઉતરેલે ચ્હેરે ત્યાંથી વિદાય થયા. કેટલેક દિવસે દિલ્હી આવી પહોંચ્યાં અને બાદશાહને મળ્યા તેમ ત્યાં બનેલી સઘળી હકીકત અને પત્ર રજુ કરી ઉભા રહ્યા. પત્ર વાંચી બાદશાહે દરબાર ભર્યો અને તાનસેન તથા બિરબલ ને સભા સમક્ષ પુછ્યું કે "તમો શી રીતે જીવતા આવ્યા?" તે સાંભળી તાનસેને ત્યાં સઘળી બનેલી હકીકત કહી અને બોલ્યો કે "ગરીબ પરવર! બિરબલની અક્કલને ધન્ય છે! અને એની અજબ ચાતુરીથી મારો પ્રાણ બચ્યો!" એ સાંભળી બાદશાહે પોતાની જાતવાળાઓને કહ્યું કે "મેં તમોને પ્રથમજ કહેલું હતું કે બિરબલની અક્કલ આગળ તાનસેનના ગુણ દટાઈ જાય! તેનો પ્રત્યક્ષ દાખલો જોયો?" આવું બાદશાહનું બોલવું સાંભળી બિરબલનું દ્વેષી મંડળ પૃથ્વી બાણી નિહાળતું જણાયું અને ફરીથી બિરબલ વિષે ઝાઝી અદેખાઈ ન કરવા તેમના મન સાથે તેમને પ્રતિજ્ઞા કરી.

આ વાર્ત્તા ઉપરથી એ સાર ગ્રહણ કરવાનો છે કે તાત્કાળિક બુદ્ધિ ઉત્પન્ન થવી એ ખરેખર ઇશ્વર કૃપા હોય તોજ થાય છે! અને મરણની અણીથી બચી આનંદે અમન ચમનમાં વિહાર કરે છે માટે તાત્કાળીક બુદ્ધિ સંપાદન કરવા "**મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા**" મેળવે તો કૃતેહ પામે

---

# વાર્તા આઠમી.

## मश्करी करतां अवरनी, आप बने खरेखात.

### મશ્કરીની મજાહ!

**એક** સમય ગ્રીષ્મ ઋતુમાં બાદશાહને ઠંડા પાણીએ સ્નાન કરવાની ઇચ્છા થઇ જેથી પોતે, હુરમ સાહેબ અને બિરબલ એ ત્રણ જણાં રાત્રે

જમુનાજીના એકાંત ઘાટ ઉપર ગયાં અને બન્ને જણાએ પેહરેલો પોશાક બદલી બિરબલના ખભા ઉપર મૂકયો અને પોતે નદીમાં સ્નાન કરવા લાગ્યાં બિરબલ એક પોતાના ફરજન્દ તરીકે હોવાથી તેની કાંઇ વિશેષ અદબ રાખતાં નહોતાં તેમ પુંઠ વાળી ઉભેલો બિરબલ તે તરફ જોઇ શકે તેમ પણ નહોતું, તેમજ ગમે તેટલી પ્રીતિ મ્હોટાં લોક રાખતાં હોય તદપિ નીતિ મુજબ વર્તવું એજ વ્યાજબી છે એમ સમજી ચુપ ચુપ કપડાં ખભા ઉપર રાખી ચંદ્રની જયોતી નિહાળતો હતો તેવામાં બાદશાહે બિરબલની મીઠી મસ્કરી કરી કે "બીરબલ હાલ તારા ખભા ઉપર એક ગધેડાનો બોજો લાદેલો છે કે નહિ?" આથી બિરબલ મીઠી મસ્કરીનો ભાવ સમજ્યો અને તેના જવાબમાં જણાવ્યું કે "નારે નામદાર! એક ગધેડાનો તો શું પણ બે ગધેડાનો બોજો મારા ખભા ઉપર હાલ લાદેલો છે!" આ માર્મિક પ્રત્યુત્તર સાંભળી બાદશાહ ચુપ થઇ ગયો અને પોતાની મીઠી મશ્કરી પોતાનાજ ઉપર આવી પડી તેનો પશ્ચાતાપ કરવા લાગ્યો.

વાર્તાનો સાર એ છે કે કદી પણ કોઇની મસ્કરી કરવી નહિં અને કરવી હોય તો આપણા કરતાં બમણું બોલે તે સાંખી રેહવાની શક્તિ હોય તોજ કરવી નહિં તો માઠાં પરિણામ નિપજે-બીજું બિરબલનું માર્મિક હાજર જવાબી પણું કેવું છે? તેથી વાકેફ થઇ બુદ્ધિની તારીફ કરવી.

---

## વાર્ત્તા નવમી.

દિલ્હીપતિ અકબરશાહને નવિન નવિન ગ્રંથો રચવાને અને વિદ્વાનો દ્વારા રચાવવાનો ઘણોજ શોખ હતો; તથા આર્ય અને યવન ધર્મના પુસ્તકો ઘણાંજ વાંચ્યાં હતાં, તે પૈકી આર્ય ઇતિહાસનો સાગર કે જેને મહાભારથના નામથી ઓળખીએ છીએ તે મહાભારથ શાહના વાંચવામાં આવ્યું તેથી પોતાના મનમાં અત્યંત ઉત્કંઠા ઉત્પન્ન થઇ અને ફરી ફરીને કૌરવ પાંડવના યુદ્ધની વાર્ત્તા વાંચી જોઇ વિચાર્યું કે "જે પ્રમાણે પાંડવોના પરાક્રમ વડે આ પુસ્તક રચાયું છે તે પ્રમાણે મારા પ્રતાપનું પુસ્તક કે

તેનું "બાદશાહી ભારથ" એવું નામ રાખવામાં આવે કે નહિ ?" તે જાણવા અને જોવાની તેના મનમાં નિરંતર રટણા લાગી રહી. એક દિવસ બિરબલ સાથે એકાંતમાં કેટલીક વાતચિત થતાં બાદશાહે પોતાના મનનો વિચાર જણાવ્યો કે "આજ દિવસ પર્યંત જે જે નામાંકિત નરવરો થઇ ગયા છે તે આની અક્ષય કિર્તીના લેખ વાંચવામાં આવે છે જેમકે કૃષ્ણજીનું ભાગવત, રામજીનું રામાયણ, પાંડવ કૌરવનું ભારથ તે પ્રમાણે બની શકે કે નહિં ? કેમકે જે પાંડવો આખા ભરતખંડમાં ચક્રિવર્ત્તિ રાજા હતા તેવોજ હાલ હું છું અને સર્વત્ર મસહુર તથા નેક ન્યાયવંત છું! માટે મારૂં ભારથ રચાવવા ચાહું છું માટે તે વિષે ખાસ તજવીજ કરવા મારી તમને ભલામણ છે અને તેના સંબંધમાં જે જે સાહિત્ય—સાધનો જોઇએ તે તે પુરા પાડવા તૈયાર છું, તે સાંભળી બિરબલના સ્વધર્માભિમાનનાં અંકુરો હૃદયામાં સ્ફુરાયમાન થઇ આવ્યાં, મન સાથે વિચાર્યું કે જો અકબર ચરીત્ર બનાવવાનું કહ્યું, હોત તો ઠીક પણ ભારથ બનાવવાનું કહે છે જો ના કહીએ તો તેનાં પરિણામ સારાં આવે નહિ; પરન્તુ એવી યુક્તિ લડાવવી જોઇએ કે એની મેળેજ પોતાનું ભારથ બનાવવાના કહે કિંતુ દ્રવ્ય મેળવવાનો ઠીક સમય હાથ લાગ્યો છે ! વખત આવ્યો જે જવા દે છે તે મહા મૂર્ખ પછી બહુ પસ્તાય છે: માટે "**ગયા વખત ફેર હાથ આવતા નહિ**" જે કાર્ય કરી લીધું તે આપણું "**મુલતવી રાખવાનાં માઠાં ફળ છે**" એમ વિચારી બોલ્યો કે "જહાં પનાહ ! અકબરી ભારથ બનાવવું એ કાંઇ મુષ્કલની વાર્ત્તા નથી ! પરંતુ જેમ ભારથમાં એક લાખ પચીશ હજાર શ્લોક છે તેમજ આપના ભારથના પણ રચવા જોઇએ; માટે શ્લોક દીઠ એક રૂપિયો ફક્ત રચવાનો થશે જેથી સવાલાખ રૂપિયા થાય તેજ આપને વિચારવાનું છે ! જો ખર્ચ તરફથી બંદોબસ્ત થશે તો ભારથ બનાવવા માટે સઘળી ગોઠવણ થવા કશી અડચણ નડશે નહિં. જેવો સરકારનો હુકમ હોય તેમ કરવા તાબેદાર હાજર છે ( આ સાંભળી બાદશાહ અતિ આતુરતા સાથે જણાવ્યું કે ( કિં-

દના બાદશાહના ખજાને શું ખોટ છે ? સવાલાખ રૂપિયા ખજીનામાંથી લ્યો અને ભારથ રચાવવું શરૂ કરો; પરંતુ એ ભારથ કેટલી મુદતમાં રચાઇ રહેશે ? ) બિરબલ બોલ્યો ( ખુદાવિંદ ! છ મહિના થતાં સંપૂર્ણ ભારથ રચાઇ તૈયાર થશે ) આ સાંભળી શાહ ઘણોજ આનંદમાન થયો; તુરત ખજાનચીને બોલાવી સવાલાખ રૂપિયા બિરબલને ઘેર મોકલાવવાનો હુકમ કર્યો અને ખજાનચીએ પણ તે હુકમને ઝટપટ અમલમાં આણ્યો તદનંતર બિરબલે તે પૈસા સુકૃત્યમાં અર્થાત્ તલાવ, કુવા, વાવડી, ધર્મશાળાઓ વિદ્યાશાળાઓ, અને અન્નક્ષેત્રો વગેરે સ્થાપના કરી પોતાના જન્માંતર માટે સુખડી પ્રાપ્ત કરી, હવે ભારથ બનાવવાનું કામ બાકી રહ્યું તે માટે યુક્તિ શોધતો હતો, છ માસ પૂર્ણ થવા આવ્યા, તેટલામાં એક દિવસ બાદશાહે બિરબલને પુછ્યું કે ( કેમ બિરબલ તમારા કહેવા મુજબ ભારથ રચવાની અવધિ પૂર્ણ થવા આવી છે માટે ભારથ તૈયાર થયું કે નહિં ? કિંવા હજુ વાર છે ? ) બિરબલે હિમ્મતથી જવાબ આપ્યો કે નેક નામદાર થોડું બાકી છે તે મુદત થતાં સુધી પૂર્ણ થઇ જશે.) પ્રીય પાઠક ગણો ! ભારથની તો એક લીટી પણ લખાણી નથી છતાં કેવા પ્રકારે હિમ્મત રાખી ઉત્તર આપ્યો તથા શી રીતે સવા લાખ રૂપિયા પચ્યા અને શાહની પ્રીતિ તેવીને તેવીજ રહી ? તે જાણવા ઇચ્છો છો ?

સાહેબો ? બિરબલે ઘેર જઇ કોરા કાગળોનાં મોટા પુસ્તકના કદજેટલાં પાના કાપી આગળ પાછળ લાકડાની પાટલીઓ રાખી સુંદર રેશમી વસ્ત્રમાં તેને મજબૂત બાંધી ઉપર રેશમી ગુંથેલી પાટી વીંટી તે બગલમાં મારી બાદશાહની પાસે આવ્યો અને બગલમાં રાખેલા પુસ્તક ઉપર શાહની નજર પડતાં હર્ષ સાથે પુછ્યું કે ( કેમ ભારથ પૂર્ણ થયું ? ! ) તે સાંભળી બિરબલ બોલ્યો કે ( જી ગરીબ પરવર ! તૈયાર છે ) એમ કહી બાંધેલું પોસ્તક છોડવા માંડ્યો તે જોઇ શાહ આનંદી ચેહેરે જોવા ચતુર બન્યો તેટલામાં બિરબાણે જણાવ્યું કે ( પરવર દિગાર ? ગ્રંથતો સંપૂર્ણ થઇ ગયો છે; પરંતુ જરા થોડો મતલબ બાકી રહ્યો છે તેનો ખુલાસો હુકમ સા-

હેબ પાસે ગયા વીના થાય તેવો નથી માટે જો આપનો હુકમ હોય તો હું જઇને પુછી આવું અને પછી પુસ્તક વાંચી આપ નિહાળો," બાદશાહે બિરબલને તે પુસ્તક છોડ જોઇ ખાત્રી થઇ કે નક્કી ગ્રંથ પુર્ણ થયો છે એમ ધારી જણાવ્યું કે" ખુસોની સાથે હુરમ સાહેબ પાસે જઇ જે પુછવું હોય તે પુછી આવો અને પાછા અહિયાં જલદી આવી કિતાબના દેદાર દેખાડો એટલામાં બિરબલે પુસ્તક છોડયું લખેલું છે કે કોરૂ ? તે ન દેખાડતાં જેમ તેમ બાંધી હુરમ સાહેબ પાસે જવા પરવર્યો, જનાનખાનામાં જવાની બિરબલને છુટ હતી તેથી બેધડક હુરમ સાહેબ આગળ જઇ કુરનસ બજાવી બાંધેલું પુસ્તક આગળ મૂકી "અકબર બારથ સંબંધી જે હકિકત હતી તે અથપ્રતિ કહી સંભળાવી અને આ જે પુસ્તક આપની હજુર લેઇને આવ્યો છું તેજ છે; સરકારને બતાવ્યું; પરંતુ કાઇક ઓછી રહી ગયેલી મતલબ પુરી કરવા માટે આપ હજુર હજુરની મંજુરી મેળવી આવ્યો છું જો આપનો હુકમ હોય અને મારા બોલવા પર આપ ગુસ્સો કે માઠું ન લગાડો તો તે મતલબ માટે આપને અરજ કરૂં ?!" હુરમ સાહેબે પ્રસન્નતાથી જણાવ્યું કે " બે ધડક ખુસીથી પુછવું હોય તે પુછો મને તમારા બોલવાથી જરા પણ ગુસ્સો કે માઠું લાગનાર નથી ! " આવું બોલવું સાંભળી ચાલાક ચતુર ધુર્ત બિરબલે હાથ જોડી વિનતી કરી કે " નામદાર ! જેવી રીતે ભારથમાં પાંડવોની સ્ત્રી દ્રૌપદી કે જેને પાંચ ભરથાર હતા, તેજ પ્રમાણે આપણે આપનો પાંચ ભારથર નામ શું શું છે ? તે ફક્ત જાણવાની જરૂર છે ! બાકી તો બધી રીતે આ ગ્રંથ ભારથના સમાન ખ્યાતિવંત તૈયાર થઇ ચુકયો છે. " તે પ્રષ્ણ સાંભળતાં હુરમ સાહેબને ગુસ્સો તો અનહદ આવી ગયો પરંતુ ખાનદાન અને મોટા મનુષ્યોનો એ ધર્મ છે કે બોલ્યા પછી અબોલ ન થતાં વચન પાળવું એટલે હવે ઉપાય શો ! માટે બિરબલને જણાવ્યું કે "બિરબલ ! તમને અને સરકારને આવી મશ્કરી કરવાની બુદ્ધિ કોણે આપી ! કે આવું ભારથ બનાવ્યું ! શું ગ્રંથને બાળવો છે?!"એટલું બોલી લુંડીને બોલાવી હુકમ કર્યો કે "આ પુસ્તકને લેઇ જાઅને સળગતી ભઠ્ઠીમાં નાખી બાળો

દે તેમજ તે બળી ખાંખ થઇ જાય ત્યાં સુધી તું ત્યાંજ ઉભી રહે" આ હુકમથી ત્યાંજ લુંડી તે પુસ્તકને લેઇ ગઇ અને ભઠ્ઠીમાં નાખી બાળી ભસ્મ કરી નાખી હુરમ સાહેબને તે હકીક્ત નિવેદન કરી તે સાંભળી બિરબલને મહા આનંદ પ્રાપ્ત થયો, પરંતુ ઉપરનો ડોળ અત્યંત ઉદાસ યુક્ત બતાવવા હુરમ સાહેબ પાસેથી ચુપ ચુપ છપાંચ ગણી દિલગીરમય બની બાદશાહ હજુર આવ્યો અને તેને ઘણોજ નિશાશાને સ્વાધીન થયો જોઇ શાહે આશ્ચર્યવડે પુછ્યું કે "કેમ બિરબલ! શું થયું આમ એક દમ દિલગીર થવાનું કારણ શું? બિરબલે તે પ્રશ્નના ઉત્તરમાં અથથી ઇતિ પર્યંત બનેલી બીના કહી દેખાડી બોલ્યો કે "પરવર દિગાર! એમાં મારો શો ઇલાજ? કેમકે ખરીવાર્ત્તા પુછ્યા વિના છુટકોજ નહતો! અને પુછતાં આ પ્રકાર બન્યો એમાં મારો શો દોષ? જો બરોબર ભારથ બનાવીયે તો આનવીન ભારથ પ્રાચીન ભારથ સમાનજ તમામ હક્ક ધરાવેલ છે કે નહિં? તે ખાસ તપાસવાની જરૂર છે! જેટલી ખામી તેટલીજ પુસ્તકમાં ખામીજ ગણાય: માટે મેં પુછ્યું; પણ હુરમ સાહેબને તો આપ સિવાય અન્ય પુરૂષ બાપ સમાન હોવાથી માર પ્રશ્ન વડે બહુજ ગુસ્સે થયાં અને ઘણી કાળ મનની આહુતી આપેલી જે રચાયેલું પુસ્તક તે બાળી નંખાવ્યું હવે કરવું શું? સવાલાખ રૂપિયા મારી મહેનત અને ભારથ તમામ વ્યર્થ ગયા! હવે ફરીથી તે મોટું ખર્ચ અને ખુટતી મતલબ પુરી પડાય તો ફરી તૈયાર થાય." આ સાભળી શાહે જણાવ્યુકે "આવા ભારથની મને જરા પણ જરૂર નથી! હશે જે થયું તે થયું." બિરબલે કહ્યુકે "જેવી ખુદાવિંદની મરજી. એમ કરી આજ્ઞા માગી પોતાને ઘેર ગયો.

આ વાત ઉપર એ સાર ગ્રહણ કરવાનો છે કે મનુષ્ય માત્રને પોતાના ધર્મનું અભિમાન ગમે તેટલો મહાન હોય કે ધન માન મળ્યા છતાં પણ રાખવાની જરૂર છે; તથા મોટા લોકો પાસે પોતાનો સમય આવે કેવા પ્રકારે યુક્તિ રચી દ્રવ્ય મેળવી લેવું તેમ તેનો કેવો સદપયોગ કરવો અને મળેલું ધન બીન હરકતે કેમ કરવાથી પચીજાય વગેરે વગેરે જાણવાનુંછે.

## વારતા ૯ મી.

કિંચિત કારણ કારણે, નીચ નડે તજી લાજ;
થાય ભલે નિજનું બુરૂં. ( પણ ) પરનું બગાડે કાજ.

**" નાગાને શી લાજ ! "**

દિલ્લી શેહેરમાં એક મહા કુટીલ કૌભાંડી અને તરકટ રચનાર સ્ત્રી રેહતી હતી, તે સ્ત્રીને એક દિવસ તેની પડોસણની સાથે કાંઈ કારણસર તકરાર થઇ તેથી તે ( પડોસણ ) નો ઘાટ ઘડવા તેણે પોતાના છોકરાને મારી નાંખ્યા મોઢેથી બુમ મારી તે પાપણિએ પ્રપંચ રચી બીચારી પડોસણને ગળે પડી કે " મારા છોકરાનું ખુન કરનાર આ રાંડજ છે ! હાય ! હાય રે ! ! એણે મારૂં સત્યાનાશ વાળી મૂકયું ગઇ કાલે ટંટો થયો હતો તેનું વૈર રાખી આજે મારા નિરપરાધિ બાળકનો હત્યારીએ જીવ લીધો ! પણ હું એને મારા છોકરાને મારી નાંખ્યાનો બદલો અપાવ્યા વગર કદિ છોડનાર નથી ! " એમ કપટ કળા કેળવતી ફતુવા કરતી પડોસણને જઇને વળગી અને બોલી કે " રાંડ ! કાળા કર્મની કરનારી આ કામને પોંહચી ? બસ ! ચાલ તું સરકારમાં ત્યાં તારા દુષ્ટ કૃત્યનો બદલો અપાવું ! છિનાલ ! ઘણા વખતનો તારો પાપનો ઘડો ભરાયો છે તે આજે ફોડી નાખું, જ્યારે મારા છોકરાના ખુન શાટે તને શુળી ઉપર ચઢેલી જોઉં ત્યારેજ મારી ઉછળતી છાતી અને ઉકળતું લોહી શાંત થશે ' એમ કહી બિચારીને ગમે તેમ બોલી સાડલાનો છેડો પકડી કચેરીમાં ઘસડી ગઈ, "**તમાસાને તેડું હોતું નથી !** " કેટલાંક લોકો તે તમાસો જોવા સાથે ગયાં. કચેરીમાં ગયા ત્યારે ન્યાયાસન ઊપર ખુદ બિરબલ બિરાજમાન થયો હતો તેની આગળ ફૌભાંડખોર સ્ત્રીએ ફરીયાદ કરી ત્યારે તેની પડોસણ બાઇને બિરબલે તેના ઉપર તોહમત મૂકવાનું કારણ અને ખુનની હકીકત પુછી, તે વિષે તે બાઇ બોલી કે " હું તે ખુનના સંબંધમાં કશું જાણુતીજ નથી ! કેવળ ખોટું આળ મારા માથે મુકી નાહક મને દોષિત ઠરાવવા તરકટ રચેલું છે આપ આ કેશમાં દિર્ઘદ્રષ્ટિ નહિં વાપરશો તો હું નિરદોષ અબળા

દોષવાન ગણાઇશ ! " આવી રીતે બન્નેનો અરસ્પર ઉલટ પાલટ તપાસ કેટલીક વખત સુધી ચલાવ્યો; પરંતુ સત્ય શું છે ? તે કળવામાં આવ્યું નહિં તેમ સાથે આવેલા માણુસોની શાક્ષિ લેતાં પણ ફરીયાદીની વાત ખરી છે એમ જણાયું; તેમ પ્રતિવાદણ આવું ઘોર કર્મ કરે નહિં ! એમ સ્વાભાવિક રીતે તેના મુખમુદ્રાપરથી ભાસતું હતું તે જોઇ બિરબલે તર્કશક્તિ ફેલાવી ફરીયાદણને કહ્યું કે " તમો બ્હાર જઇને બેસો થોડીવાર પછી તમને બોલાવું છું " ફરીયાદણના ગયા બાદ પ્રતિવાદણને કહ્યું કે " જો તમે ફરીયાદણ બાઇના છોકરાનું ખુન કર્યું નથી એમ કહો છો એ વાત ખરી હોયતો કચેરીને ખાત્રી થવા કચેરી સમક્ષ તમામ વસ્ત્ર કાહાડી નગ્ન થઇ ઉભાં રહો " એટલે બસ છે તે સાંભળી બાઇ બોલી કે " સાહેબ ! મારો જીવ જાય તે શિક્ષાને પાત્ર થવા ખુશી છું; પરંતુ જીવ જતાં પહેલાં કોઇ કાળે પણ આપે હુકમ ફરમાવ્યો તે અમલમાં આણીશ નહિ ! ભલે આપ માલિક છો દોષિત ઠરાવી શિરચ્છેદ કરાવશો તો મારૂં શિર હાજર છે " આ પ્રમાણે બાઇનું બોલવું સાંભળીને તેને બ્હાર જવા કહ્યું અને ફરિઆદણને અંદર બોલાવી કહ્યું કે " જો તમારા છોકરાને તમારી પડોસણેજ માર્યો છે એવા ત ખરી છે તો કચેરીને ખાત્રી થવા કચેરી સમક્ષ તમામ વસ્ત્ર દૂર કરી નગ્ન થાઓ ! એટલે બસ ! બીજા કશા પુરાવાની જરૂર નથી. " આ સાંભળતાં પોતાની ધારેલી ધારણા બર આવવાની આશાએ ઝટપટ નગ્ન થવા હિલચાલ ચલાવી તે આચર્ણ જોઇ બિરબલને ખાત્રી થઇ કે આ ફરીયાદણ નિર્લજ્જ નીચ અને કેવળ તરકટ ખોર છે એમાં જરા શક નથી ! નહિંતો આવી બાબત સભા સમક્ષ કરવા તૈયાર થાયજ નહિં ! એમ વિચારી ફરીયાદણને માર મારવાનો હુકમ કર્યો, સીપાઇઓએ ચૌદમું રત્ન સરૂ કર્યું કે ખરી વાત કબુલ કરી તે જોઇ બાદશાહ વગેરે સર્વકો તાજુબ થયા, તરકટ ખોર બાઇને જીવતી બાળી મૂકવી એવો કઠોર હુકમ કર્યો; કારણકે ફરીથી એવાં તરકટ કરવા કોઇ પણ પગલું ન ભરે માટે તેને એજ નશીબત ઠીક છે ! અને એને ધડે લેઇ અન્ય પણ બુરાં આચરણો આદરશે નહિં

તેવીજ રીતે પેલી પડોસણને સદાચરણ વાળી જાણી મોટા સન્માન સાથે પ્રશંસા કરી ઘેર પોંહચતી કરી. અને બાદશાહ તથા શેહેર નિવાસિઓ બિરબલની બારીકી તપાસ માટે વખાણ કરવા લાગ્યા **કરશે તેજ ભરશે**

વાર્તાનો સાર એ લેવાનો છે કે આખર સત્ય એજ તરી આવી છે: માટે તરકટ રચના તજી સદા સદાચારમાં પ્રવર્ત્તમાન થવું એમાંજ વિશેષ લાભ અને સુખની વૃદ્ધિ છે.

---

## વારતા દશમી.

અકુલિન કુલિન થવા ચહે પણ કદિ કુલિન બને નહિ !
શું કાચ તે મણિ રત્ન સમ ઘણનાજ માર શકે સહિ ?

**( બદમાસ ગુલામ અને બાણુ શેઠ. )**

એક ધનાઢય બાણુને ત્યાં એમ ગુલામ સિદી નોકરી કરતો હતો, તેના ઉપર બાણુની સારી મોહ મમતા હતી, એક વખત તે ગુલામને કાંઇ કારણસર બાણુએ ઠપકો આપ્યો તેથી ગુલામ સિદીભાઇનો મીજાજ છેક અ સમાન તરફ ઉડી પડયો। (**ચાંદભાઇની ભેંસને ડાબું કેહવાય કેમ?**) સિદીભાઇના મનમાં એવી ખુમારી ચઢી આવી કે( બસ ) અહિંયા રેહેવુંજ નહિં। ( **શું દિવર માટ દિકરી જણી છે ?** ) મારૂં કિસમત જોરવાન હશે તો ( **તેરે મંગન બોહતહૈ તો મેરે ભૂપ અનેક** ) ( **ઠાકરને ચાકર ઘણા અને ચાકરને ઠાકર ઘણા !** ) એમ વિચારી ત્યાંથી છ પાંચ ગણ્યા ! દૂર દેશ જઇ વસવું એમાં સાર છે એવુંસમજી દિલ્લી શ- પાંચ આવી રહ્યો અને કામ ધંધે વળગ્યો. બાણુ શેઠે વ્હાલા ગુલામનો ઘણો શોધ કર્યો પણ પત્તો લાગ્યો નહી તેથી જાણ્યું કે કાળનો માર્યો કયાંક જતો રહ્યો હશે એમ વિચારી તેની આશા મૂકી દીધી.

એક વખત તે બાણુ શેઠને કોઇ કાર્ય પ્રસંગે દિલ્લી જવું પડયું ત્યાં પેલો ગુલામ તેમની નજરે પડયો એટલે તેને બોલાવ્યો પણ " **નિ- માજ પઢતાં મસજીદ કોટે વળગી** " તેવો પ્રકાર બન્યો ! ઉલટો ગુ-

લામ ગળે પડયો કે "કેમરે ગુલામ ? આટલા દિવસ કયાં નાશી ગયો હતો ? ઠીક થયું કે આજે તારો પત્તો લાગ્યો ! ચાલ હવે થા આગળ !" આ વિપરીત વાકયોચ્ચારથી બાપુ શેઠ મહા વિસ્મય પામ્યો "શું ઉલટો ચોર કોટવાળને દંડે છે ?" અરે મૂર્ખ ! તું મારો ગુલામ છે કે હું તારો ગુલામ છું ? જરા મ્હોં સંભાળી બોલ ! કોણ ગુલામ છે તે સહુ સહુની સીકલજ કહી આપે છે ! છેક શું નિકમહરામી આદર છે ! આખર જાત ઉપરજ જાય છે !" આ સાંભળી ગુલામ ઘણો ખીજ-વાઇ બોલ્યો કે " બેસ ! બેસ ! શાહણુપત નહી ચલાવ ! ! પાજીના પાદશાહ ! છાનોમાનો આગળ થાય છે કે નહિં ? નહિં તો જોયું છે આ જુતું ?" એમ બન્ને જણની વચ્ચે ઘણી તકરાર થઇ છેવટે ન્યાયમં-દિરનો તેમને આશ્રય લેવો પડયો, કચેરીમાં બેઠેલા લોકો અને અમલદારો પણ આ ચમત્કારીક તકરારનો મામલો જોઇ આશ્ચર્ય બન્યા ! બિરબલે કે-ટલીક મીનીટ સુધી આ કેશ વિષે વિચાર કરી હુકમ કર્યો કે "આ સાહમા મકાનમાં બન્નેને જૂદી જૂદી બારીમાંથી ડોકાં બ્હાર કઢાવી ઉભા રાખો" સીપાઇએ હુકમ પ્રમાણે બન્નેને અલગ અલગ બારીઓમાંથી ગરદન બ્હાર કઢાવી ઉભા રાખ્યા; બાદ બિરબલે હુકમ કર્યો કે " જુઓ છો શું ગુ-લામનું ડોકુ એકદમ તરવારથી ઉડાવી જૂદું કરો " આ હુકમ સાંભળતાં વાત ખરા ગુલામે ડરીને તરત ડોકું બારીની અંદર લેઈ લીધું; અને બીજો તેમને તેમજ નિર્ભયપણે ડોક રાખી ઉભો રહ્યો હતો આથી બિર-બલ જાણી ગયો કે " જે ડરી ગયો તેજ ગુલામ છે અને અડગણે ઉભો રહ્યા તે શેઠ છે એમાં જરા શક નથી !" એમ નિશ્ચયપર આવી બાપુશેઠને તાબે થવા પેલા ગળેપડુ ગુલામને ફરજ પાડી અને આખર શેઠને સ્વાધીન ગુલામને થવું પડયું, આ કેસનો ફેંસલો જોઇ શાહ તથા કચેરી બિરબલની અક્કલ વિષે ઘણી સુંદર તારીફ કરી ધન્યવાદ આપ્યો.

આ વાત ઉપરથી એ સમજ લેવાની છે કે નાહક ગમે તેટલા કોકને ગળે પડી તેથી આબરૂ પર હુમલો કરીયે કિંવા હલકો માણુસ છતાં હ-

વાલદારી લેવા ચાહીએ તેથી કશું વળતું નથી; ! પણ આખરે સર્વ મેહેનત બરબાદ જાય અને સત્ય હોય તેજ પ્રકાશી નીકળે માટે તરકટીખોરો કે કાંધીઆ લોકોએ ધડો લેવા લાયક આ દાખલા વાંચી ગળે પડવાના કે કોકને નાહક ફસાવવાના ધંધા માટે જળાંજળી દેવી; કેમકે છેવટે **સત્યમેવજયતે.** !

# વારતા અગીઆરમી.

જગમાં પ્રબળ પ્રતાપીતું, વિશ્વા વિશજ વિત;
સુર મુનીવર નર નારિનાં, ચિત્ત બગાડે ખચિત.

**એ પણ ખોયું અને આ પણ ખોયું !**

કોઇ એક બ્રાહ્મણ પોતાના દેહનું કલ્યાણ અને પાપના પુંજને દહન કરવા કાશીજીની યાત્રા કરવા ઇચ્છતો હતો; પરંતુ તેના મનમાં એક મહા મુઝવણ એ હતી કે ઘણી મેહનતે જીંદગી ભરમાં મેળવેલા એક હજાર રૂપિયા પાસે હતા તે ક્યાં મૂકીને કે કોને સોંપીને જવા ? તે વિચાર રાત દિસવ તેના મનમાં ઘોળાયા કરતો અને તે વિચાર યાત્રા કરવા જવામાં બાધારૂપ થઇ પડયો હતો. એક સમય તેના ગામમાં વસતો એક બુઢો ફકીર ઘણોજ લાયક અને પ્રમાણિક ગણાતો હતો, તે દર સંધ્યાકાળે સ્વાસ નાખવા ફરતો હતો તે તેની નજરે પડયો અને તેના મનમાં સુઝી આવ્યું કે “ આ વૃદ્ધ અને પ્રમાણિક સાંઇને જો મારા રૂપિયા સોંપીને જાઊં તો જરા પણ બગાડ થશે નહિં અને પુનઃ પાછો હું આવીશ તે વખતે તુરત મને પાછા સોંપશે એમાં બિલકુલ શક નથી !) એમ નિશ્ચય કરી બીજે દિવસે હજાર રૂપિયાની પોટલી બાંધી તે ફકીરને તકીએ ગયો અને જઇને સાંઇ પ્રત્યે કેહવા લાગ્યો કે ( સાંઇ સાહેબ ! હું મારા ધર્મનું મોટું તિર્થ જે કાશીજી કેહવાય છે ત્યાં જવા ધારૂંછું, મારી પાસે આ એક હજાર રૂપિયા છે તે જો સાથે લેઇ જાઉતો રસ્તામાં ચોર ઠગ મળે અને લુંટી લેઇ જાય માટે તે આપની પાસે મૂકી જવા આવ્યોછું. ) એ સાંભળી ફકીર બોલ્યો કે ( નહિં ! નહિ ! તે વાત વિષેનો એક શબ્દ પણ

ઉચરવો નહિ, અમે ફકીરલોકો દરગાહમાં પડયા રેહનાર, જગતની મોહમાયા જાળ ત્રોડી ઉદાસીન બની કેવળ માલિકનું ભજન કરવા આ વેષ ધારણ કર્યો છે તેને આ ખટપટમાં પડવું એ બિલકુલ યોગ્ય નથી ! માટે તમે તમારૂ ધન કોઇ બીજાને ત્યાં જઇને સોંપો ) આવું સાંઇનું બોલવું સાંભળી બ્રાહ્મણને અધિક પ્રતિતી થઇ કે કેવળ આ ફકીર શુદ્ધ નિષ્ઠાવાળો અને નિસ્પ્રેહી છે માટે તેને ત્યાંજ રૂપિયા મૂકવા ! એમ ધારી સાંઇને વિનતી કરવા લાગ્યો કે ( સાંઇ મૌલા ! આપ ગમે તેમ કેહશો પણ આ રૂપિયા આપનાજ મુકામમાં મૂકી જવાનો છું ! મને ગામમાં આપના શિવાય કોઇનો ભરોસો નથી જેથી આપને આ એરજ માન્ય કર્યા વીના છૂટકો થનારજ નથી ! ) બાદ સાંઇએ વિચાર્યું કે (આ બ્રાહ્મણને જેમ જેમ હું ના કહીશ તેમ તેમ એ માનનાર નથી માટે દરગાહની જગ્યા ઘણી મોટી છે એક ઠેકાણે ભલે દાટી જાય આપણે એના રૂપિઆની શું જરૂર છે? જ્યારે આ વશે ત્યારે કાહાડી જશે. એમ વિચારી કહ્યું કે ) ભાઇ ! જ્યારે તમારો એવોજ વિચાર અને વિશેષ આગ્રહ છે તો જ્યાં તમોને ઠીક લાગે તે જગ્યોએ તમારે હાથેજ ખાડો ખોદી તેમાં રૂપિયા રાખી સરખું કરી જાઓ, જ્યારે તમારે જોઇએ ત્યારે કાહાડી જજો. ) આથી બ્રાહ્મણ ખુશી થયો અને યોગ્ય જગ્યાએ નિશાની રાખી રૂપિયા ભંડારી દીધા અને ત્યાંથી સાંઇની રજા લેઇ ચાલતો થયો. તદનંતર પોતે નિર્ધાસ્ત બની કાશીજીની યાત્રાએ ગયો ગંગાજીમાં સ્નાન કરી શ્રી વિશ્વનાથજીને જળ, ચંદન, પુષ્પ, અક્ષત, બીલપત્ર, નૈવેદ્ય, ચઢાવી કૃતાર્થ જન્મ માનતો ગયાજી, બદ્રીનાથજી હરદ્વાર, સેતુબંધરામેશ્વર, દ્વારકાનાથ, મથુરાં, પ્રયાગ આદી ધામ ફરી બે વર્ષે પાછો આવ્યો; પરંતુ પેલા સાંઇએ તો કેટલોક વખત બ્રાહ્મણની વાટ જોઇ પણ તેનો પત્તો ન જણાવાથી પોતાનું પેલા રૂપિયા જોઇ મન બગડયું અને દાટયા હતા ત્યાંથી કાહાડી લઇ પોતાના કબજે કર્યા; તેમ ધાર્યું હતું કે કદાચ બ્રાહ્મણ જીવતો આવ્યો અને માગશે તો ક્યાં આપણને હાથો હાથ સોંપ્યા છે? કે કોઇ સાક્ષીદાર છે? માટે એ તો કાંઈ નહિ !

દુનીયામાં એમજ થતું આવ્યું છે, ઉંચો નીચો પગ પડ્યા વિના કાંઇ પૈસો એકઠો થતોજ નથી ! રળ્યે તો માત્ર રોટલા ખર્ચ નીકળે છે, ઘણા દિવસ પ્રમાણિકપણે વર્ત્યો પણ પૈસો જોયો નહિં; તેમ દુનિયામાં મારી પ્રમાણિકત છવાએલી છે જેથી તેનું ગળે પડતું કોઇ માનનાર નથી અને આપણને ખુસીથી આ રકમ પચી જશે." એવી બદધાનત થવાથી બિચારા બ્રાહ્મણનાં નાણાં હજમ કરી દીધાં. જ્યારે બ્રાહ્મણ ઘેર આવી પોહોંચ્યો ત્યારે પોતાનો માલ પાછો આણવા વિચારણા થઇ, સાંઇની પાસે ગયો અને પૈસા લેઇ જવાની માગણી કરી તે સાંભળી ફકીરે જવાબ આપ્યો કે "મને શું ખબર છે કે તું પૈસાનું પૂછે છે ! મૂકયાં હોય ત્યાં જો." બિચારો બ્રાહ્મણ ગાભરો બની રૂપિયા દાટેલી જગ્યોએ ખોદી જોયું તો અંદર કશું મળે નહિં, તે જોઇ બ્રાહ્મણ વિસ્મય થયો ! અને નિરાશાને સ્વાધીન થઇ વિચારના વાયુમાં ગર્ક બન્યો. 'અરે ! ભગવાન ! હવે શું ઉપાય કરવો ? ફકીરે લુચ્ચાઇ કરી માલ પચાવ્યો એમાં જરા શક નથી ! આ કરતાં તો યાત્રાએ ગયો ત્યાં પુન્ય કે પરમાર્થ નિમિત્તે ખર્ચ્યા હોત તો પરલોકની ખર્ચી થાત; પરંતુ આતો **"ગાય દોહીને કુતરાને દુધ પાયું."** કદાચ એ એમ કહે કે કોઇ લેઇ ગયું હશે ? તો તે પણ ખોટું કેમકે તે વખતે કોઇ પણ હતું નહી, ફક્ત અમે બેજ હતા; માટે તેણેજ ગડબડ કરી છે એ વાત તો **"સોળ વાલને એક રતી છે"** પણ હવે કરવું શું ? માલ મળવાની આશા અને ફાંફાં મારવાં ફોકટ છે, સાક્ષી નહિં પુરાવો નહિં ? હાય ! વિના કારણે વિશ્વાસથી ફસાઇ **"ઘેર કપાસ ખાવાં જતાં ગાંઠની ઊન પણ ગુમાવી,"** તેવો ઘાટ બન્યો ! બોલવાથી કે બકવાથી શું વળે ? મુંગે મોઢે છ પાંચ ગણ્યા શિવાય અન્ય ઇલાજજ નથી; અરેરે ! છેવટે ચુપ ચુપ ઘેર જઇ ભિક્ષાવૃત્તિ કરી પેટ ભરવાનો વખત આવ્યો ? શિવ ! શિવ ! ! શિવ ! ! !"

એમ શોક સમુદ્રમાં ડુબકી ખાતો ખાતો ઘેર ગયો. એક વખત તેના મનમાં સુઝી આવ્યું કે "બાદશાહ હજૂર જાઉં અને વખતે બુદ્ધિ

શાળી પ્રધાન મંડળદ્વાસ કાંઇ ઇન્સાફ મેળવું, જોઉં તોખરો કે કેવા કેવા દિર્ઘદ્રષ્ટી ચલાવનારા અને અક્કલ બાહાદૂર નરો છે?" એમ ધારી બાદશાહ હજૂર ગયો અને હાથજોડી દીન વચને પોતાની તમામ હકીકત નિવેદન કરી. બાદશાહ બનેલો બનાવ સાંભળી આશ્ચર્યતા સાથ વિચારમાં પડયો કે "જે ફરીયાદમાં સાક્ષી-પુરાવા નથી તેનો ઇન્સાફ કેવા પ્રકારે કરવો? કે તેમ ફકીરને અને આના વચ્ચે થયેલી ગડબડમાં શું સત્યતા છે? તેનો પણ શા આધારપર નિર્ણય લાવવો?" એમ વિચારી બિરબલ સાહમું જોયું કે બિરબલ હાથ જોડી બોલ્યો કે "ખુદાવિંદ! આટલી બધી ફીકર કરવાની કશી જરૂર નથી! નામદારનો હુકમ હોય તો હાલ એ બ્રાહ્મણનાં નાણાં બ્રાહ્મણને અપાવું, આપના મોટા પગાર,તથા નિવાજસો બેઠે બેઠે ખાઉં છું તે શા માટે? કે અગવડ અને તાજુબી ભરેલો બનાવ કિંવા ગહન રાજખટપટના મામલામાં ચાલતી અકળ ખટપટો અને વિચિત્ર ફરીયાદોનાં ઘુંચવાઈ ગયેલાં કોકડાંરૂપ ઘોંટાળા આવી પડે તે વખતે બારીકથી દીર્ઘદ્રષ્ટા તર્કશક્તિ અને શામ, દામ, દંડ, ભેદ વાપરી તેનો તત્વ શોધી નિસ્તાર લાવવો એજ મુખ્ય કર્ત્તવ્ય કર્મ! માટે આપને ઉદ્દવિઘ્ન બનવાનું પ્રયોજન નથી." તે સાંભળી બાદશાહે કહ્યું કે "બહુ સારૂં આ વાર્તાનો કેવી રીતે નિસ્તાર લાવો છો તે જોવાને આતુર છું" તદનંતર બિરબલે કિમતી દાગીના તથા જવાહિર લાવી તેની એક પોટલી બાંધી એક નોકરને હાથમાં આપી અને તે મનુષ્યના કાનમાં કાંઇક વાર્તા કહી ફીકરને ત્યાં મોકલ્યો હવે તેને ગયાને કેટલીક વાર થઇ ત્યારે તે ફરીયાદી બ્રાહ્મણને બિરબલે કહ્યું કે "હાલ મારા મોકલેલા માણસને અને ફકીરને વાતચીત થતી હશે માટે તમે ત્યાં જાઓ અને તમારા રૂપિયાની ઉઘરાણી કરો એટલે એ ચુપચુપ તમારા રૂપિયા આપીજ દેશે!" એ હુકમ થતાંજ બ્રાહ્મણ ફકીરના તકીયા તરફ રવાના થયો. હવે જે બિરગલે પ્રથમ મોકલેલો માણસ તે કિમતિ દાગીના અને જવાહિરની પોટલી લેઇ સાંઇના પાસે જઇ પહોંચ્યો અને પગે લાગી સાંઇને અરજ કરવા લાગ્યો કે "સાંઇ સાહેબ!

મારો ભાઇ પરદેશ ગયેલો છે તે આ તરફ આવવાનો હતો; પરંતુ આ-જકાલ આજકાલ કરતાં ઘણો વખત થયો છતાં હજુ તે આવ્યો નહિં અને હું વાટ જોઇ અધીરો બન્યો, છેવટે મેં વીચાર કર્યો કે તેની તપાસ કરવા જવું એજ બેહેતર છે; પણ એક મને મોટી અડચણ નડવાથી હું મારી ઉમેદ બર લાવી શકતો નથી માટે આપને એ સબંધી અરજ કરવાની એ છે કે મારા પાસે કેટલાક કિમતિ દાગીના અને જવાહિર છે તે આપને સોંપવા આવ્યો છું; કારણ કે વિચાર કરી જોતાં મને આપ શિવાય કોઇ મનુષ્ય આ શેહેરમાં ભરોંસાદાર માલમ પડતું નહિં તેથી હું આપને સોંપવા આવ્યો છું માટે આપ તેને ઠેકાણે મુકો." આ સાંભળી સાંઇ બોલ્યો કે "બસ્સા એ અમારા ફકીર લોકોનું કામ નહિં! ધન દોલત અને માયાની જાળમાં જો પડવું હોત તો ફકીર શા માટે થાત? "**ફકીરોંકો દોલતકી પરવા નહિ**" માટે તું કોઇ બીજાને ત્યાં જઇ તારો માલ સોંપ, હું તારા માલને અડવા ચાહતો નથી!" આવું નિસ્પ્રેહતાવાળું બોલવું સાંભળી બોલ્યો કે "સાંઇ બાવા! બીજા કોઇને આ ધન સેંપવા હું ચાહતોજ નથી; કેમકે એતો ભરોંસાનું કામ છે! તેમજ આપ સરખા ઓલીયા સાંઇ મૌલા બીજાના ધન માલને પથ્થર સમાન ગણે છે તેજ માટે હું આપની પાસે આ માલ મૂકવા આવ્યો છું વાસ્તે આપ મારો માલ સંઘરો.) એવું કહી તે પોટલી સાંઇને બતાવી, સાંઇએ પોટલીમાંનો કિમતી માલ જોયો કે મન ચળાયમાન થયું, તે માલ સંગ્રહવાની આશા ઉત્પન્ન થઇ; એટલામાં પેલો બ્રાહ્મણ આવી પોંહચ્યો અને કેહેવા લાગ્યો કે "ફકીર સાહેબ! મારા જેવા બીજાના માલનો પણ પકાર કરવાની જરૂર કરશો નહિં! અને મેં યાત્રાએ જતી વખતે આપને જે માલ સોંપ્યો છે તે મહેરબાની કરીને પાછો આપો!) આવું બ્રાહ્મણનું બોલવું સાંભળી ફકીરે વિચાર્યું કે "આ માણસ જો બ્રાહ્મણની તકરાર જાણશે તો શંકાને પાત્ર થશે અને પોતાની મેળે '**ઘેર બેઠ ગંગા આવી**' છે તે પાછી જશે! તેમ બ્રાહ્મણના રૂપિયા આ કિમતી માલ આગળ કશી

વિસાદમાં નથી; માટે તે રૂપીઆ આપી દેઉં તો આ માલ આપણને પચશે, નહિં તો મોટો લાભ આવેલો ગુમાવી બેસીશ." એમ વિચારી બ્રાહ્મણને કહ્યું કે " શું તમે દિવાના થયા છો ? એક જગ્યોએ માલ રાખી બીજી જગ્યોએ જુઓ તો તે શી રીતે મળે ? તમારો માલ ( આંગળીથી ઇસારો બતાવી) પેલા ખુણામાં રાખેલો છે ત્યાં ખોદીને જુઓ પછી નાહક કોઇને બદનામી આપજો !" બ્રાહ્મણે ફકીરની બતાવેલી ઇસારત પ્રમાણે ખોદી જોયું તો પુરેપુરા પોતાના રૂપિયા હાથ લાગ્યા અને તે લેઇ સાંઇની માફી માગી રસ્તો માપ્યો. સંજ્ઞા ગોઠવી રાખ્યા મુજબ એક માણસે જવાહિરવાળા માણસને આવી કહ્યું કે તમારો ભાઇ ઘેર આવી પહોંચ્યા છે તે સાંભળી સાંઇ પાસેથી રજા માગી હર્ષઘેલો બની જવાહિર લેઇ રસ્તો માપ્યો તે જોઇ સાંઇએ વિચાર્યું કે **એ પણ ખોયું અને આ પણ ખોયું.**

આ વાર્તા ઉપરથી એ સાર ગ્રહણ કરવાનો છે કે-પૈસાથી ભલભલાનાં દિલ બદલી જાય છે. તથા પોતાની અન્ય જને પચાવેલી ચીજ પાછી કેવા પ્રકારે હાથ કરવી ? તે યુક્તિ જાણવાનો આ એક સરસ દાખલો છે માટે એવીજ રીતે કોઇ કોઇ અન્ય યુક્તિ-બુદ્ધિબળ વાપરી કાર્યમાં ફતેહ મેળવવી.

---

## વારતા બારમી.

"બળથી બુદ્ધિ આગળી જો ઉપજે તાતકાળ"—**પંચોપાખ્યાન.**

એક દિવસ બાદશાહે બિરબલને કહ્યું કે " બળદનું દૂધ લાવી આપો" બિરબલે વિનંતિ કરી કે " બહુ સારૂ નામદાર !" તદનંતર એક ઘોડાને નદિમાં લેઇ જઇ ઉભો રાખી તેને ખરેરો અને માલેસ કરવા લાગ્યો; આ બનાવ ખુદ બાદશાહના જોવામાં આવ્યો જેથી બિરબલને પુછ્યું કે " આ શું કરવા માંડ્યુ છે ? ) બિરબલે અરજ કરી કે " પરવર દિગાર ! આ ઘોડાની ઘોડી બનાવું છું ! ) બાદશાહે અત્યંત આશ્ચર્ય સાથે કહ્યું કે " શું દિવાના થયા છો ? ! શું ઘોડાની ઘોડી ક્યાંએ થઇ સાંભળી છે ? ) બિરબલે કહ્યુ કે ( ખાવિંદ ! ઘોડાની ઘોડી ન બને ત્યારે

બળદનું દૂધ કયાંએ નીકળતું સાંભળ્યું છે ? ! તે સાંભળી બાદશાહ ખ
બોજ ખુશી થયો અને તેની યુક્તિની તારીફ કરી.

વાર્તાનો સાર વાર્તા ઉપરથીજ ખુલ્લો સમજાય છે.

## વારતા તરમી.

### " યોગ્ય સમય વાપર અરે। તર્ક બુદ્ધિ તતખેવ "

એક દીવસ બાદશાહે બિરબલને પુછયુ કે ( બિરબલ આપણા દિલ્લી શેહેરમાં કાગડા કેટલા હશે ? ) આવો તર્ક સાંભળતા બિરબલ બોલ્યો કે ( ખાવિંદ આપણા દિલ્લી શેહેરમાં સાઠ હજાર પાંચસો ને બાવન કાગડા છે ! ) શાહે જણાવ્યું કે ( કદાચ એથી ઓચ્છા વધતા હોય તો ? ) બિરબલ બોલ્યો કે ( હજૂર જો મારી ગણતરીથી ઓચ્છા થાય તો જાણવું કે તે ટલા કાગડા પોતાના ભાઇબંધોને મળવા બ્હાર ગામ ગયા છે અને જો વધારે થાય તો સમજવું કે બ્હાર ગામથી પોતાના ભાઇબંધોના સમાચાર લેવા તેટલા અહીંયાં આવ્યા છે ! ) આ તર્ક શકિત વાપરેલી જોઇ બાદશાહ ઘણો ખુશી થયો,

વાર્તાનો સાર ખુલ્લોજ સમજાય છે.

## વારતા ચઉદમી.

એક દિવસ બાદશાહે બિરબલને પુછયું કે ( બિરબલ ચાડી કરનારને શું શિક્ષા કરવી યોગ્ય છે ? ) બિરબલે પોતાની ચાડી કરનારાઓમો બાટ ખડવાનો દાવ આવ્યો જાણી બોલ્યો કે ( ગરીબ પરવર ! ચાડી કરનારને તેના કાન ચ્છેદ કરવાની શિક્ષા યોગ્ય છે! આ સાંભળી શાહ બોલ્યો કે ( બરોબર તે ચાડી કરનારાઓ કાનમાં આવી પારકી ચાડી ચુગળી વાતો ભરવે છે; તેમ તેઓ તેવી ખોટી ન પગી ગપ સાંભળી બીજાનું અનિષ્ટ કરવા ધારે છે; માટે કાનચ્છેદ કરવામાં આવે તો બેશક ચાડીયા ચાડી કરતા અટકે એમાં જરા શક નથી. એમ કહીશાહ બિરબલની યુકિતનાં વખાણ કરવા લાગ્યો.

વાર્તાનો સાર એ છે કે પોતાનો દાવ આવ્યે દુશ્મનોને કદી જતા મૂકવા નહિં તેમજ તેવા સમય એવી યુક્તિ લડાવવી કે ઉપજાવી કાહડેલી યુક્તિ પણ ખરી ઠરે અને દુશ્મનો શેહમાં દબાય.

---

# વારતા પંદરમી.

**" હોય ભલે હિમ્મત બાહાદુર પણ છેવટે ચોર તણા પગ કાચા."**

દિલ્લી શહેરમાં વસતા એક મોટા શાહુકારના ઘરમાં ચોરી થઇ તેનો તપાસ ઘણોજ કર્યો પણ કશો પત્તો લાગ્યો નહિં ત્યારે છેવટે બિરબલ હજૂર તે સાહુકારે ફરીયાદ કરી. બિરબલે પણ તે ચોરીની તપાસ ઉલટ પાલટ સ્વાલ જવાબ વગેરેથી કરી; પરંતુ કશો દાખલો બેઠો નહીં તેથી બિરબલે એક યુક્તિ વિચારી ચાર વાંસની સરખા માપની લાકડીઓ મંગાવી અને તે શેઠના ચાર સખદાર નોકરોને આપી કહ્યું કે " ભાઇઓ સહુ સહુને આપેલી લાકડી એકેક રાત્ર પોતાની પાસે રાખી બીજે દીવસે મને આપી જવી એટલે હું ખરા ચોરને મારા ઇલમવડે તુરત પકડી કહાડીશ; કેમકે એ ઇલમના જોરથી ચોરી કરનારની લાકડી એક રાતમાં ચાર આંગળ વધી જશે." આ પ્રમાણે કહી લાકડીઓ આપી વીદાય કર્યો. અને બીજે દિવસે બિરબલની પાસે તે ચારે જણા આપેલી લાકડીઓ લેઇ આવ્યા; પરંતુ તે ચાર પૈકી એક જણે ( જેણે ચોરી કીધેલી હતી તેણે)જાણ્યું કે ઇલિમના જોરથી ચાર આંગળ લાકડી વધી જશે ત્યારે આપણે ચોર ઠરીશુંજ ! માટે પ્રથમથીજ ચાર આંગળ કાપી કાહાડી પછી જવું એટલે પછી ઇલ્મિ શું કરનાર છે ? એમ વિચારી તેણે તેજ પ્રમાણે કર્યું, કહ્યું છે કે **" ચોર પોતાનું ડાહાપણ ડોહલી હાથેજ ચોર બને છે "** ચોરી અને જારી ઘણોજ ચાલાક પુરૂષ હોય તો છ માસ લગી છુપી રાખી શકે છે; પરંતુ આખર પ્રકટ થયા શિવાય રહેતીજ નથી ! **" પાપ પોતાની મેળેજ પ્રકાશમાં આવે છે "** જયારે ચારે જણા પોતપોતાની લાકડી હાથમાં ઝાલી ઉભા રહ્યા કે એક પછી એકની લાકડી લેઇ માપ ભરી જોયું, જેની લાકડી ચાર આગળ કાપી નાખેલી જણાઇ તેને તુરત એકાંતમાં બોલાવી કહ્યું કે " ચોરીનો માલ કયાં છે ? જલદી લાવી હાજર કર નહિં તો ચામડી ઉખેડી લુણ ભરવામાં આવશે ! જાણવામાં નથી કે આ અદલ ઇન્સાફી અકબરશાહનુ રાજ્ય છે ? " આ સાંભળી ચોર ગભરાયો અને માલ કબુલ કર્યો તેમજ સાહુકારને ગયેલો માલ પુરેપુરો અપાવ્યો.

વાર્તાનો સાર એછે કે ચોર લોકો પોતાની ચોરી છુપાવવા કેવી ચાલાકી કરે છે? છતાં બુદ્ધિમાન ન્યાયાધિશો કેવી યુક્તિ વાપરી તેઓને પકડી પાડે છે? માટે હમેશ ચોરી કરનાર સખશોને આ ચાનકદાર ચેતવણીથી ચેતવાનું છે કે દુષ્ટ ચોરી કર્મ કદી પણ ન કરવું; નહિં તો આખર ફજેતીના ફાળકા થાય છે!!

બોલી બોલ અમોલ હ, બીન તોળ્યાં મત બોલ;
પેહેલી ભીતર તોલ કે, પીછે બાહાર બોલ.

એક સમય કચેરીમાં બેઠેલા અમીર ઉમરાવો અને ચતુર જનોને બાદશાહે એક પછી એકને પ્રશ્ન કર્યું કે "સત્તાવિસમાંથી નવ જાય ત્યારે બાકી શું રહે?" સર્વે કોઇ પોતાપોતાની મતિ અનુસાર બોલ્યા કે "ખુદાવિંદ! સત્તાવિસમાંથી નવ જાય ત્યારે બાકી ૧૮ રહે" અને કેટલાક તેટલું પણ ન બોલતાં ગલાં તલાં ગણવા લાગ્યા: છેવટે બિરબલ તરફ જોઇ શાહે પ્રશ્ન કર્યું તે સાંભળી બિરબલ બોલ્યો કે "ખલકના ખાવિંદ! સત્તાવીસમાંથી નવ ગયા પછી બાકી ધુળ રહે છે; કેમકે સત્તાવિસ નક્ષત્રો પૈકી નવ નક્ષત્ર વર્ષાદ સાથે નિકટ સંબંધ ધરાવનારાં છે પણ જો તે નવ નક્ષત્ર પ્રતિકૂલ થયાં અર્થાત્ નવ નક્ષત્ર વર્ષ્યા વિના ખાલી ગયાં તો પછી અન્નના પાકની શી આશા? ત્યારે બાકી ધુળજ રહે કે નહિં?" આગૂઢઆશય પ્રદર્શિત કરનાર પ્રશ્નાર્થ સાંભળી સહુકો આશ્ચર્ય પામ્યા અને સર્વેકો બિરબલની બુદ્ધિ કૌશલ્યતાનાં વખાણ કરવા લાગ્યા.

( વાર્તાનો સાર બુદ્ધિની ચમત્કૃતિ બતાવનાર ખુલ્લોજ છે. )

---

## વારતા સોલમી.

( સમયજ વર્તે તેજ સુજાણ, નહિં તો **નર** નહિં પણ **ખર** જાણ. ]

### અક્કલની કસોટી!

એક દિવસ બાદશાહે સવારના પહોરમાં મોઢું ધોઇ ખીજમતદારોની **અક્કલ** જોવા ખીજમતદારોને કહ્યું કે [ જાઓ જલદી **બોલાવી** લાવો.)

કોને બોલાવી લાવો તે માટે કશું જણાવ્યું નહોતું; તેમ ફરી પુછાય પણ કેમ? તેથી ખીજમતદારો આમથી તેમ દોડા દોડ કરવા લાગ્યા અને કોને બોલાવી લાવવો તે વિષે ગડ મથલ કરવા લાગ્યા. તેવા સમય બીરબલે આ લોકોને બાબરા બનેલા જોઇ પુછ્યું કે [ કેમ આમ દોડા દોડ કરી રહ્યા છો? ) તે સાંભળી અરજ કરી કે [ સાહેબ ખુદાવિંદ હુકમ કર્યો છે કે જાઓ જલ્દી બોલાવી લાવો, પણ કોને બોલાવી લાવવા તે ફરમાવ્યા નથી માટે મહા મુઝવણમાં પડ્યાં છીએ, આપ કાંઇ રસ્તો બતાવો તોજ બીએ નહિં તો નોકરી જવાનો સમય સાંપડ્યો છે! ] એવી દીનતા યુક્ત વાણી સાંભળી બિરબલે પુછ્યું કે [ તમોને હુકમ કર્યો તે વખતે બાદશાહ સાહેબ શું કરતા હતા? ) હજુરીઆએ ઉતરમાં જણાવ્યું કે [ મુખ ધોઇ ઉભા રહ્યા હતા. ] બિરબલે કહ્યું કે ( જાઓ ત્યારે હજામને બોલાવી લાવો ) આ હુકમ થતાં તેજ પ્રમાણે હજામને બોલાવી બાદશાહ હજુર ગયા અને અરજ કરી કે ( ખુદાવિંદ! બોલાવી લાવ્યો ! બાદશાહે કહ્યું કોને! ખીજમતદારે જણાવ્યું [ નામદાર ! હજામને બોલાવી લાવ્યો ] તે જાણી શાહ વિસ્મય થયા અને વિચાર્યું કે આ બુદ્ધિ ચાતુર્યતા ખીજમતદારો પૈકી કોઇની હોય એમ સંભવ થતો નથી ? ; પરંતુ કોઇ અન્યની હોવી જોઇએ! ) એમ વિચારી ઉલટ પુલટ તપાસ કરતાં જણાવ્યું કે આ બિરબલની બુદ્ધિ ચાતુર્યતા છે! તે જાણી શાહ ઘણો બિરબલની તારીફ કરતો પોતાના હજૂર બુદ્ધિ નિધાન નર રત્નો છે એવાં તરંગમાં ગર્વાનંદ થયો.

વારતાનો સાર એ ગ્રહણ કરવાનો છે કે કોઇએ અક્કલની પરીક્ષા લેવા કિંવા સહેજ સાજ ગોળ ગોળ વારતા જણાવી હોય તો તે વખતે સમયાનુસાર યોગ્ય બુદ્ધિ વાપરવી તોજ ચતુરમાં ગણના થાય છે અને લોકો તેમની ઉત્તમ તારીફ કરે છે.

## વારતા સતરમી.

[ કદિન કરો કોઇ ભૂલિને, વણિક તણો વિશ્વાસ; ]

( જે અંબે ઉચરાય. )

એક વિશ્વાસુ માણસે પોતાના વિશ્વાસુ વાણિયાને ત્યાં એક હજાર

રૂપિયા અનામત મૂકયા હતા, કારણ કે પોતાના છોકરાઓથી છાની રકમ વૃદ્ધાવસ્થામાં કામ લાગે તેવા ઇરાદાથી મૂકી હતી તેને કેટલોક વખત થઇ ગયો બાદ જરૂર પડવાથી તેણે વાણીયા પાસે જઇ પોતાની મૂકેલી અનામત પછી માગી ત્યારે વાણિયો બિલકુલ ઇન્કાર ગયો. તેણે ઘણાં કાલાં વાલાં કર્યા પણ **"સાકરનો હીરો ગળ્યો"** [ તે મુજબ કરી ઉલટો તકરાર કરવા લાગ્યો; છેવટે બન્ને જણા કચેરીમાં લડતા લડતા ગયા. થાપણ મૂકનારે ફરીયાદ નોંધાવી. પ્રતિવાદીને પુછતાં જણાવ્યું કે ( ગરીબ પરવર આ ડોસો ગળે પડુ છે ! પૂછો એના ત્રણે છોકરાઓને બોલાવીને, જો તેઓ ફરીયાદીની વાતને વજનદાર કહેતો પછી આપ જેમ ફરમાવશો તેમ હું હુકમને તાબે થઇશ, ] આ સાંભળી સરકારે સીપાઇ મારફતે ફરીયાદીના છોકરાઓને બોલાવી રૂપિયા વિષેની વારતા પુછી તો તેઓ એ જણાવ્યું કે [ સરકાર સાહેબ ! અમારા બાપની હમણા ડાગળી છટકી ગઇ [ દિવાનો થઇ ગયો છે; માટે તેની ફરીયાદી ઉપર કશું પણ વજન રાખવા જેવું નથી; પણ કોઇ આબરૂદારની આબરૂપર નાહક હુમલો કરે તેવી કઢંગી રીત માટે ઘટતો ઉપાય લેઇ તેને સાસન અપાય તો ઠીક; કારણ કે તે શિવાય તેમનો જીવ ઠેકાણે આવશે નહિ ! ) આ પ્રમાણે ફરીયાદીના છોકરાઓનું બોલવું સાંભળી ફરીઆદીને પુછયું કે " આ વિષે હવે શું બોલવા માગો છો ? ) તે સાંભળી ડોસે અરજ કરી કે " નેક નામદાર ! એ બોલવા માગું છું કે હું દિવાનો નથી ! છોકરા કે કોઇ મનુષ્ય પૈસા સાથેજ સગાઇ ધરાવે છે એ આપ સાહેબથી અજાણ્યું નથી ! મારી પાસે કશું નથી એમ મેં છોકરાઓને દર્શાવ્યું તેથી મને તેઓએ તજી દીધો છે; મે વૃદ્ધાવસ્થામાં કામ આવે એવા હેતુથી આ વિશ્વાસુ વાણિઆને છોકરાઓ ન જાણે તેમ રૂપિયા સોંપ્યા હતા, તે વખતે કોઇ સાક્ષી નહોતું માત્ર આંબાના ઝાડ તળે ગણી આપ્યા અને એ લેઇ ગયો !) આ પ્રમાણે રીયાદીનું બોલવું સાંભળી બિરબલે પુછયું કે જ્યારે આંબા નીચે બેસી ગણી આપ્યા છે ત્યારે શું ફીકર છે ? જાઓ આંબાને

જઈને કહો કે "નામદાર સરકાર તને મારીવતી સાક્ષી પુરવા ફરજ પાડેલ છે માટે તે વિષે તારો શું વિચાર છે? અને તું કેવા પ્રકારે સાક્ષી આપવા ચાહે છે?) આવું બિરબલનું બોલવું સાંભળિ સર્વ સભાજનોને નવાઈ જેવું લાગ્યું! વાદી ત્યાંથી તે આંબાની તરફ ચાલ્યો, આશરે ઘડી થવા આવી એટલે બિરબલે બહુજ તાકીદ બતાવી કહ્યું કે "હજુ સુધી વાદી ઝાડ પાસે જઈને કેમ આવી પોંહચ્યો નહિં? કેટલી બધીવાર!) તે સાંભળી પ્રતિવાદી 'જે અંબે ઉચરાય' તેવા પ્રકારે બોલ્યો કે "તે ઝાડ દૂર છે એટલે વાર તો લાગેજ!) આ સાંભળી બિરબલ બોલ્યો કે "જ્યારે તેં ફરીયાદીની થાપણ રાખીજ નથી અને તે વાતજ તદન ખોટી છે તો તને શું ખબર? કે તે ઝાડ દૂર છે! માટે મારી ખાત્રી આ તારા શબ્દથીજ થાય છે કે તે તેજ આંબાના ઝાડ તળે ફરીવાદીની થાપણ ગ્રહણ કરી છે એમાં જરા શક નથી! માટે જલ્દી આપી દે નહી તો સખ્ત શિક્ષાને પાત્ર થઈશ!" આથી તે પ્રતીવાદી ગભરાયો અને ચુપ ચુપ તે થાપણના ૧૦૦૦ રૂપિયા લાવી ફરીયાદીને સ્વાધીન કર્યા. આ જોઈ બાદશાહ અને કચેરી મંડળ બિરબલના બુદ્ધિબળની ઘણીજ તારીફ કરવા લાગ્યું.

વારતાનો સાર એછે કે કોઈને છુપી રીતે થાપણ સોપવી નહિં. વાણિયાનો વિશ્વાસ કરવો નહિં[. પૈસો જોઇ પોતાનું મન બગાડવું નહિં! નહિં તો છેવટે "**સત્ય હોય છે તે ઉપર તરી આવે છે**" અને આખરે હજારો માણસ દેખતાં પોતાની અમૂલ્ય આબરૂ લુંટાય છે; માટે કદિપણ કોઈના માલ પ્રત્યે બદધાનત કરવી નહિં.

---

## વારતા અઢારમી.

ઉત્તમ પામી ઉચ્ચપદ, નમ્ર બને નિરધાર;
દયા ક્ષમા સુ ઉદારતા, અધિક કરે ઉપકાર.

### 'કુલિનની કુલિનતા!

એક દિવસ એક વૃદ્ધ કારીગર બિરબલની પાસે આવ્યો, આવવાનું

કારણ એ હતું કે વિદ્યા હુન્નર જે મનુષ્યને સ્વાધિન હોય છે તેને લક્ષ્મી સ્વાધિન હોતી નથી તેથી બિચારો દ્રવ્યની સહાયતા માટે અરજ કરવા લાગ્યો કે " મહારાજ ! હું હુન્નરી માણસ છું; પરંતુ હવે મારી વૃદ્ધાવસ્થા થઇ છે એટલે વિશેષ મહેનત વાળાં કામો કરવામાં અશક્ત છું. આપ જાણો છો કે વિદ્યાને અને લક્ષ્મિને શોકયોના ખાર છે ! જેથી બહુધા કરીને જ્યાં વિદ્યા ત્યાં લક્ષ્મી ત્યાં અને લક્ષ્મી ત્યાં વિદ્યા ભાગ્યેજ વાસ કરે છે; તો પણ એ વાતે દિલગીર ન થતાં હું એમ માનું છું કે " હુન્નર એજ સાચો કિમતિ હીરો છે ? " અને આપ જેવા કદરદાનો તેની ખુબ જાણે છે ! નામદાર ! હમણાં પંદર દિવસ ઉપર વળી મારા નશીબે મારો એકજ એક કમાઉ દીકરો મરણ પામ્યો છે; તેથી મારી હીમ્મત હારી બેઠી છે. એટલે હું લાચારીમાં આવી ગયો છું; માટે આપ મને થોડી ઘણી દ્રવ્યની સહાયતા અપાવો ! આપની ઇશ્વર સદા જય કરસે. )

આ સાંભળી બિરબલે થોડા રૂપિયા અને એક સાકરનો કાંકરે તે કારીગરને આપી કહ્યું કે " હાલ તમારા પોષણ માટે આ જુજ રકમ લેઇ જાઓ અને આ સાકરના કાંકરાનો આપ આપની કારીગરીને કેળવી સુંદર, ન પરખી શકાય તેવો હીરાને ટક્કર ખવડાવનાર એક હીરો બનાવી લાવો એટલે સર્વ ઉપાધી મટી જશે. ) તે સાંભળી કારીગર બોલ્યો કે "બહુ સારૂ સાહેબ ચાર દીવસની અંદર તેનો હીરો બનાવી આપ હજુર આવીશ. ) એમ કહી પોતાને ઘેર ગયો અને તે સાકરના કાંકરાનો એવો હીરો બનાવ્યો કે એકવાર ઝવ્હેરી લોકો પણ ભૂલાવો પામે !

ત્રીજે દિવશે તે હીરો લેઇ બિરબલ હજુર ગયો અને બનાવટી હીરો આગળ રજૂ કર્યો. તેની બનાવટ ને હીકમત જોઇ બિરબલ ઘણોજ ખુસી થયો અને કારીગર પ્રત્યે જણાવ્યું કે " આ હીરો બાદશાહ સાહેબની પાસે લેઇ જવો ધારૂં છું માટે તમે પણ મારી સાથે ચાલો ) તે સાંભળી કારીગર તેમની સંગાથે ચાલ્યો અને બાદશાહ હજૂર ગયા; તે વખતે બાદશાહ સ્નાન મંજનની તૈયારી કરતા હતા, તેથી બિરબલે પોતાની ઇચ્છા-

ને અનુંકૂળ વખત મળ્યો જાણી કારીગરને બ્હાર બેસાડી પોતે નામદાર પાસે ગયો. બિરબલને આવેલ જોઈ શાહે આતુરતાથી જણાવ્યું કે ' કેમ બિરબલ ! આ વખતે આવવાનું શું પ્રયોજન છે કાંઇ ખાનગી વારતા કે જરૂરી કારણ છે ? ) જી જહાપનાહ ! બીજું તો કાંઇ કારણ નથી; પણ એક જવાહીર વેચનાર એક સુંદર તરેહનો હીરો લેઇ આવેલ છે અને તે આપને રાખવા યોગ્ય છે માટે હું તે હીરો લેઇને આપ પાસે આવ્યો છું. બાદ બાદશાહે તે હીરો હાથમાં લેઇ જોઇ ઘણો ખુસી થયો અને કહ્યું કે બાર વાગ્યા પછી તેને દરબારમાં લેઇને આવો અને આ હીરો હમણાં તમારી પાસે રાખો. ) બિરબલે કહ્યું કે " ગરીબ પરવર ! મારે જરા જરૂરનું કામ છે માટે બ્હાર જવાનો છું અને વખતે ત્યાં મને વાર લાગી તો તે હીરો ના હક મારે જાળવવો પડે અને જવ્હેરી આવી પાછો જાય; માટે હાલ આપની પાસેજ રહેવા દો ! ) તે સાંભળી શાહે હીરો પોતાની કમ્મરની આંટમાં રાખ્યો બિરબલ રજા માગી ઘેર ગયો. અને કારીગરને કેટલીક યુક્તિ સમજાવી બાર વાગ્યે કચેરીમાં આવવા ભલામણ કરી.

જે વખતે દરબાર ભરાયો તે વખતે પેલા વૃદ્ધ કારીગરે આવી બિરબલને પોતાના આવ્યાની વર્ધી અપાવી તેથી જવ્હેરી ( કારીગર ) ને અંદર આવવા હુકમ કર્યો. બિરબલે નામદારને વિનવ્યુ કે " ખુદાવિદ ! તે હીરાવાળો ઝવ્હેરી આપ હજુર આવ્યો છે માટે હવે શું હુકમ છે ? ]

બાદશાહને તો તે હીરાની યાદીજ ઉતરી ગઇ હતી જે વખતે સ્નાન મંજન કરી વસ્ત્ર બદલ્યું તે વખતે હીરા માટેની સુરતા રહી નહોતી તેમ પાણીનો સ્પર્શ થતાંજ સાકરનો હીરો પ્રવાહી રૂપ થઇ રસ્તો માપી ગયો હતો, જ્યારે જવ્હેરી આવ્યાની બિરબલે યાદી આપી ત્યારે હીરા માટે શાહે જણાવ્યું કે "બિરબલ ! લાવો તે હીરો ? "

બિરબલે કહ્યું કે " નેકનામદાર ! મારી પાસે નથી પણ હજૂરે કમ્મરની આંટમાં રાખ્યો હતો એવી મને ખાસ સુરતા છે " તે સાંભળી શાહને યાદ આવ્યું અને હમામખાનામાં ખબર કાહાડવા તાકીદ આપી. જઇ બિરબલે

હમામખાનામાં ( બિજાઓને બતાવવા ) પુષ્કળ તપાસ કરાવી પણ હીરો હાથ લાગેજ કયાંથી ? !

છેવટે શાહને જઇ જાહેર કર્યું કે " ખાવિંદ ! હીરો બહુ તપાસ કરતાં છતાં પણ બિલકુલ હાથ લાગ્યો નહી " શાહે વિચાર્યું કે આપણે એ ઝવ્હેરીનો હીરો ખોયે; પરંતુ જે તેની કિમ્મત હોય તેટલા રૂપિયા તેને આપી દેવા જોઇએ ! એમ વિચારી કારીગર ( ઝવ્હેરી) ને પુછ્યું કે " તમારા હીરાની શી કિમ્મત છે ? ) કારીગરે અર્જ કરી કે " નામદાર ! એ હીરાની ઇરાનનાશાહે ત્રણ હજારે માગણી કરી હતી; પણ મને તે ન પાલવવાથી મેં આપ્યો નહી અને આપની પાસે આવ્યો છું માટે હવે હજૂરની નિગાહમાં આવે તે ખરૂં " શાહે જણાવ્યું કે " હાલ તેના કેટલા રૂપિયા લેવા ચાહો છો ?" કારીગરે કહ્યું કે " જીહજૂર ! હાલ પાંચ હજાર રૂપિયા ચાહુંછું. ) શાહે તુરતજ પાંચહજાર રૂપિયા આપવાનો હુકમ કર્યો.

કારીગર તે રૂપિયા લેઇ ઘેર ગયો અને પોતાના કાર્યમાં આનંદમાન બન્યો.

વારતાનો સાર એ છે કે અધિકારી, વગ વસીલાદાર કિંવા ગૃહસ્થ લોકોએ હમેશાં નબળી સ્થિતિમાં આવી પડેલા કારીગરોને-વિદ્વાનોને સહાયતા આપવી તથા અપાવવી એજ તેમનો મુખ્ય ધર્મ છે.

---

## વારતા ઓગણીસમી.

એક સમય બાદશાહે બિરબલને પુછયું ( પાન કેમ સડી જાય છે ! રોટલી કેમ બળી જાય છે અને ઘોડા ચાલતાં ચાલતાં કેમ અટકી જાય છે ? ) આ ત્રણ પ્રશ્નનો ઉતર બુદ્ધિશાળી બિરબલે એકજ ઉત્તરમાં જણાવી દીધો કે ( ખુદાવિંદ ! ફેરવ્યા વગર ) આ પ્રમાણે બિરબલની બુદ્ધિ ચાતુરી જોઇ શાહ બહુ ખુશી થયો.

( વાર્ત્તાનો સાર ખુલ્લોજ છે. )

---

# બિરબલ અને બાદશાહ.

## ભાગ ત્રીજો.

### વારતા વીશમી.

**અકલવંત કોને કેહવો ?**

સિદ્ધ કરે નિજ સ્વાર્થ તેજ જન સુજ્ઞ ગણાએ,
હીમ્મત હારી કામ તજે તે મૂર્ખ ગણાએ.

એક દિવસ શાહે બિરબલને પુછ્યું કે "બિરબલ ! અકલવંત કોને કેહવો ? અને દિવાનો કોને કેહવો ?" હાજર જવાબી બિરબલે જણાવ્યું કે "સિરતાજ ! જે મનુષ્ય ધારેલી ધારણામાં ફતેહ મેળવે તેજ ચતુર શાહણો-જ્ઞાની અને અકલવંત જાણવો અને જે પોતાની ધારેલી ધારણાએ પાર ન પોહચતાં અધવચ ફસાઇ પડે તે મૂર્ખ-દિવાનો જાણવો." એ સાંભળી બાદશાહ ઘણો ખુશી થયો અને બિરબલની અકલ માટે તારીફ કરવા લાગ્યો.

વાર્તાનો સાર એ છે કે જે માણસ ધારેલી ધારણા પાર પાડે તેજ શાહણો અને પાર ન પાડતાં નાહક ફજેત થાય તે મુર્ખ ગણાય છે; માટે બુદ્ધિ કૌશલ્યતાવડે જે કાર્ય માટે વિચારણા કરવી તે કાર્યમાં ગમે તેટલાં વિઘ્ન આવી પડે તોપણ પારજ પાડવી.

---

### વારતા એકવીસમી.

**તમાસાને તેડું જોઇતું નથી.**

ચાહે સુર અસુર નર નાગ વર ભૂપ સિદ્ધ
આતુરકી ચાહના તો ભેદ ચારો કરેહૈ.

## જથા નામા તથા ગુણા !

દિલ્લી શેહેરમાં નેકન્યાઈ ગુણગ્રાહી અકબર શાહની હજૂર અક્કલવંત પ્રમાણિક અને સમયસૂચક બિરબલ મંત્રી હતો. તેણે પોતાની અવર્ણનિય ચાતુર્યતા વડે આખા ભરતખંડવાસી જનોનાં મન પોતાતરફ આકર્ષી લીધાં હતાં એટલુંજ નહિ પણ સુદ્ધાં રાજા માહારાજાઓ પણ તેને અત્યંત મમતાથી જોવા ચાહતા હતા.

એક વખત મણિપુર નામે શેહેરના ચંદ્રકાન્ત રાજાએ બિરબલના બુદ્ધિબળની અતિ ખ્યાતિ સાંભળી વિચાર્યું કે "ખાસ હું જાતે જઈ તે બિરબલની ચાતુરી તથા બુદ્ધિબળની પરીક્ષા કિંવા પ્રતીતિ કરૂં." એમ ધારી તે રાજા એકાકી કોઈને સંગાથે ન લેતાં માત્ર ઘોડેશ્વાર થઈ સાદા પોષાક સાથે દિલ્લી ભણી પ્રયાણ કર્યું.

જ્યારે દિલ્લી શેહેર નજીક આવી પોંહચ્યું તેવામાં એક એવો બનાવ બન્યો કે રસ્તાની અંદર એક લંગડો ભિખારી બેઠેલો હતો તેણે ચંદ્રકાન્તને કહ્યું કે "મેહેરબાન! આપ કોઈ ખાનદાન અને દયાળુ માણસ હો એમ જણાય છે તેથી અરજ કરૂંછું કે આ પાસેના (દિલ્લી) શેહેરમાં કોઈ કામ માટે જવું છે; પરંતુ મારા પગ ચાલવામાં અશક્ત થઈ પડ્યા છે જેથી જો આપ મને આપના ઘોડા ઉપર બેસાડી શેહેર સુધી પોહચાડો તો મોટી મેહેરબાની! ઇશ્વર આપનું કલ્યાણ કરશે!" આ પ્રમાણે દયા જનક વચનો સાંભળી ચંદ્રકાંત રાજાને દયા ઉત્પન્ન થઇ અને તેને ઘોડા ઉપર બેસાડી પોતે ઘોડાને દોરી આગળ ચાલ્યો, ધન્ય છે એવા દયાળુ રાજાઓને!!

જ્યારે દિલ્લી શેહેરના બજારમાં જઇ પોંહચ્યા ત્યારે ચંદ્રકાંતે તે લંગડા ભિખારીને કહ્યું કે "બજાર આવ્યો માટે હવે ઉતરી તમો તમારૂં કામ સિદ્ધ કરો" આ સાંભળી લંગડો ભિખારી બોલ્યો કે "શું કહ્યું? ઘોડા ઉપરથી ઉતર એવું મને તું કેહનારજ કોણ? શું તારો ઘોડો છે? તું તારે દોરી આગળ આગળ ચાલ્યો જા! ગળે પડવાની વાત નહિં કર!"

આવું લંગડાનું બોલવું સાંભળી ચંદ્રકાંત રાજા આશ્ચર્ય યુક્ત વિચારવા લાગ્યો કે "અરે ઇશ્વર ! આ ધર્મ કરતાં ધાડ આવવા સરખો પ્રકાર શુ સાંભળું છું ? જ્યારે દીનવાણિ તેની સાંભળી દયા લાવી અહિંયાં સુધી હુ પગે ચાલતે અને એને ઘોડે બેસાડી લાવ્યો તેનું છેવટ આજ પરિણામ ? ! '**નિમાજ પઢતાં મસજીદ કોટે વળગી**' ખરેખર '**દયા ડાકણને ખાય**' તેવો દાખલો દ્રષ્ટી સમીપ દેખાડયો. હશે ! બેર બન્યું તે ખરૂં એની શું તાકાત છે કે મારો ઘોડો પચાવી જશે ? પરંતુ અત્યારથી એ શિક્ષા ગ્રહણ કરવાની છે કે જેના અંગમાં ખોડ હોય અર્થાત્ લંગડો–લુલો–બા- ડો–કાણો–આંધળો હોય તેનો વિશ્વાસ કદિ કરવો નહિં અને વિશ્વાસ કરે તેની આ વલે થાય ! ( લંગડા પ્રત્યે ) અરે ભલા માણસ ! મેં તારૂં દુઃખ જાણી જ્યારે મારા ઘોડા ઉપર બેસાડયો ત્યારે હવે ઘોડોજ પચાવી જવો ધારે છે ? વાહરે દિલ્લીના ઠગ ! તારીપણ ઠગાઇ ઔરજ તરેહની જણાય છે ? ! હવે મશ્કરી અને શાહાણપણ ચલાવવી મૂકી દેઈ તું તારે રસ્તે જા ! " આવું ચંદ્રકાંતનું બોલવું સાંભળી લંગડાનો મીજાજ છેકજ છાપરે ચઢી ગયો અને ભ્રકુટી ચઢાવી બોલ્યો કે "મેં તને ગરીબાઈ દાખલ જ- રાવાર ઘોડે બેસવા દીધો એટલે ધણીજ થઇ પડવા ધારે છે ? જા જા સિ- ધો રસ્તો માપીજા નહિંતો હમણાં નાહક ભારે થયેલો વાંસો હલકો કરાવી- શ ! " આમ બન્ને જણના વચમાં ઘણી તકરાર થઇ તેથી બજારમાં લોક ઘણાંક એકઠાં થયાં "**તમાસાને તેડું જોઇતું નથી ?**" છેવટે બન્ને જણ અદલ ઇન્સાફ લેવા કચેરીએ ચઢયા અને તમાસો નિહાળનાર લોકો પણ સાથે સામેલ થયા. બિરબલ તેઓની ફરીયાદ સાંભળતો હતો તેટલામાં બા- દશાહની પણ સ્વારી આવી. તખ્ત ઉપર બિરાજમાન થયા. બિરબલે નિયમ પ્રમાણે નંબરવાર કેસો ચલાવવા સરૂ કર્યા પ્રથમ નંબરનો એ કેસ હતો કે "એક ખાટકી અને એક ઘાંચી બન્ને બારે વાંધો પડેલો હતો. બિર- બલે જણાવ્યું કે તમો બન્નેમાં વાદી કોણ અને પ્રતિવાદી કોણ છે ? તે સાંભળતાં ઘાંચી કહે હું વાદી અને ખાટકી કહે હું વાદી છું. " આવો

નવાઇ સરખો પ્રકાર જોઈ બિરબલે પુછયું કે "તમો તમારી ખરી હકીકત શું છે? તે કહો એટલે તમારી તકરારનો અંત આવશે!" તે સાંભળી પ્રથમ ઘાંચી બોલ્યો કે "સાહેબ હું મારી દુકાને બેઠો બેઠો ચોપડામાં નામું લખતો હતો તે વખતે આ રજુ છે તે ખાટકી આવ્યો અને એક રૂપિઆનું તેલ આપો, એમ કહ્યું એટલે મેં તેને એક રૂપીઆનું તેલ આપ્યું અને હું મારૂં નામું લખવામાં વળગ્યો. મારી વકરાની શિલિક જ્યારે તપાસવા પાસે પડેલી થેલી તરફ તપાસ કરવા લાગ્યો તો તે થેલી સમુળગી મળેજ નહિં! ખાટકીના આવ્યા પેહલા અને પછી બીજું કોઇ આવ્યું નહતું તેથી મને ખાટકી ઉપર શક આવ્યો અને જલ્દી દોડતે તેની પાછળ પોંહચ્યો તો તેના હાથમાં મારી થેલી દીઠી એટલે મેં તે થેલી ખુંચાવી લીધી તેથી **'ઉલટો ચોર કોટવાળને ગળે પડે'** તેવો ઘાટ રચી કહેવા લાગ્યો કે એ થેલી તો મારીજ છે! સાળા ચોર! ખુંચાવીને ક્યાં લેઇ જવી ધારે છે?" આ પ્રમાણે કેટલીક તકરાર થવાથી આપ હજૂર તેને પકડી લાવ્યો છું માટે મારી રૂપિયાની ભરેલી થેલી અપાવી એગળે પહુને યોગ્ય નસિયત આપો! હું ઇશ્વરના સોગદ ખાઇ કહું છું કે આ મારી કહેલી હકીકત તદન ખરીજ છે."

બાદ ખાટકીને બિરબલે પુછયું કે "હવે તારી હકીકત શું છે?" તે સાંભળી ખાટકી બોલ્યો કે "ગરીબ પરવર! હું મારી દુકાન ઉપર વકરાના રૂપીઆ ગણી થેલીમાં નાખી બેઠેલો હતો તેટલામાં આ ઘાંચી તેલ આપવા આવ્યો. હમેશા એજ ઘાંચી તેલ આપવા આવે છે અને મારા ઘરથી ચાર પાંચ ઘરને છેટે તેનું ઘર છે. મારી પાસે પડેલી રૂપિયાની થેલી મારી સુરતા ચુકાવી લેઇ ચાલતો થયો. પાછળથી મને ખબર પડતાં તુરત દોડી પકડી પાડયો અને એના હાથમાંથી મારી થેલી મેં લેઇ લેવા માંડી પણ તે તો પોતેજ તેનો ધણી થઇ બોલ્યો કે "તે થેલી તો મારી છે તને શું સવારના ઘરના ઉન્હા ડામ આપે? આ પ્રમાણે ઉલટી હુજ્જત કરવા લાગ્યો તેથી તેને હજૂર આગળ પકડી લાવ્યો છું માટે મને મારા રૂપિયા

અપાવો. મારી ખરી વાત નાહક મારી જાય છે! હું જરા પણ ખોટું બોલતો હોઊં તો મને પેગંબરના સોગંદ છે."

આ પ્રમાણે બન્નેની ચમત્કારીક ફરીયાદ સાંભળી તેઓને જણાવ્યું કે "તમે તે થેલી મારી પાસે મૂકી જાઓ અને કાલે હાજર થજો એટલે તમારા કેસનો ફેંસલો આપીશ."

ત્રીજા નંબરની ફરીયાદ એ હતી કે એક સ્ત્રીએ કાજી ઉપર ફરીયાદ કરી હતી બિરબલે તેણીને સ્વાલ કર્યો કે "તારી ખરી હકીકત શું છે? તે પ્રતિજ્ઞા ઉપર રહી સાચે સાચું બોલ!" બાઇ બોલી કે 'હું ઇશ્વર પ્રતિજ્ઞા કરી સાચે સાચું કહું છું કે હું આ શહેરની નજીકના ગામમાં રહું છું આસરે એક મહિના અગાઉ મારે કોઇ જરૂરના કામ માટે ગામ જવાની ફરજ પડી; પણ મારી પાસેનો કિમતી સર સામાન અને પાંચસે મોહરો કયા વિશ્વાસુને સોંપવી? એ બાબત મહા મુઝવણમાં પડી. છેવટે વિચાર કરતાં મને યાદ આવ્યું કે આ ગામના કાજીને ત્યાં સોંપું તો કશી હરકત નથી; કેમકે કાજી એ એક ઇન્સાફી, નિષ્પક્ષપાત અને પ્રમાણિક હોય છે માટે ત્યાંજ મૂકવી. એમ ધારી હું તે મોહરો અને કિમતી સામાન પેટીમાં ભરી પેક કરી કાજી હજૂર ગઇ અને જણાવ્યું કે, ' મારે કાંઇ અતિ અગત્યના કાર્ય પ્રસંગે ગામ જવાનું છે તેથી આ પેટીમાં કિમતી સામાન અને પાંચસે મોહરો છે તે આપને પૂર્ણ વિશ્વાસ પાત્ર ગણી સોંપવા ચાહું છુ માટે આપ આ પેટી ઠેકાણે મૂકો, જ્યારે હું ગામથી પાછી આવીશ ત્યારે લેઇ જઈશ અને પેટીની સાચવણ બદલ આપની સેવા (ભેટ) કરીશ અને આપના સારા હકમાં ખુદાની બંદગી વખતે સારી દુવા માગીશ.' તે સાંભળી કાજીએ કહ્યુ કે બાઇ તું મારો વિશ્વાસ રાખી સોંપવા આવી છે તો તેવીજ રીતે મારે તે પેટી રાખી સાચવવીજ જોઇએ! માટે ખુશીથી મૂકી જા અને એમાંથી એક કોડી પણ માલ આડો અવળો થાય તેની જરા પણ ધાસ્તી રાખીશ નહી! જ્યારે જુએ ત્યારે પાછી લેઈ જજે.

હું ગામ જઇને જ્યારે પાછી આવી અને તે અનામત તરીકે સોંપેલી

અવેજ ભરેલી પેટી પાછી માગી ત્યારે કાજીએ જણાવ્યુ કે ' બાઇ ! કાંઇ ગાંડી થઇ છે કે શું? પેટી શી અને વાત શું ? તે કયે દાહડે મને પેટી સોંપી હતી ? તને ખબર નથી કે ખોટું બોલનારનું ઘરબાર સરકાર લુંટી લે છે ? માટે જેમ આવી તેમ મુંગે મ્હોડે પાછી જા ! નહિંતો ધક્કા મારી પુરે હવાલે બ્હાર કાહાડવી પડશે આ પ્રમાણે કાજીએ મારી સોંપેલી અનામત માટે ઇનકાર કર્યો તેથી આપ હજૂર આવી છું; માટે કૃપા કરી મને મારો માલ પાછો મળે તેમ ઉપાય લેવો જોઇએ. ' આ હકીકત સાંભળી બિરબલે કેટલીકવાર સ્વસ્થ ચિત્તે વિચાર કરી કહ્યુ કે " કાલ પ્રભાતકાળે તું કાજી પાસે જઇ મૂકેલી અનામત માટે એકવાર ઉઘરાણી કરજે અને તે શુ જવાબ આપે છે ? તે હકીકત મને પાછી આ વખતે જણાવજે એટલે તુરત ફેંસલો આપીશ. એમ કહી તેણીને ઘેર જવા હુકમ કર્યો.

ત્રીજા નંબરની ફરીયાદ ચંદ્રકાંત અને લંગડા ભિખારીની હતી તેમને બોલાવી બિરબલે કચેરીના નિયમ પ્રમાણે પુછયું કે ( તમારી ખરી હકીકત શું છે? તે કહો ! ) ત્યારે બન્નેએ એક પછી એક જણે પોતાની તકરારી હકીકત પરમેશ્વરના સોગંદ ખાઇ પુર્વે પ્રમાણે કહી સંભળાવી. બિરબલે તેઓને જણાવ્યું કે આ ઘોડો અહિયાં મૂકી જાઓ અને કાલે આ વખતે એટલે જેનો ઘોડો હશે તેને સોંપવાં આવશે, એમ કહી વિદાય કર્યા.

બીજે દિવસે શેહેરમાં તે ચમત્કારીક ચર્ચા ફેલાવાથી પુષ્કળ મનુષ્યો તેને ન્યાય શું મળે છે ? તે જોવાને આતુર બની કચેરીમાં એકઠાં થયાં. બિરબલે નંબરવાર ફેંસલા આપવા શરૂ કર્યા.

પ્રથમ ઘાંચી અને ખાટકીને બોલાવી ઘાંચીને ( ગીતાજી ) અને ખાટકી ( કુરાન ) પુસ્તક હાથમાં આપી બિરબલે કહ્યું કે ( ફકત પ્રતિજ્ઞા ઉપર એટલુંજ કહો કે થેલી મારી છે તે સાંભળી બન્ને જણે પોતપોતાના ધર્મનાં પુસ્તકોની પ્રતિજ્ઞા ઉપર ઉપર પ્રમાણે કહ્યું કે તુરત બીરબલે તે થેલી ખાટકીને આપવા અને ઘાંચીને ૫૦ ફટકા મારવા હુકમ કર્યો.

બીજા નંબરે તે બાઇને બોલાવી પુછયું કે ( બાઇ તને કાજીએ

નારો અવેજ પાછો સોંપ્યો કે નહિં ?) બાઇએ જણાવ્યું કે ( સાહેબ ! મને પૂરે પૂરો અવેજ મળી ચૂકયો છે માટે કશી પણ તકરાર રહી નથી. તે સાંભળી તેણીને એક બાજુએ બેસવા હુકમ કર્યો. બાદ ત્રીજા નંબરે ચંદ્રકાન્ત અને લંગડો ભિખારી હાજર થયા તેમને પોત પોતાના ધર્મનાં પુજ્ય પુસ્તકો હાથમાં આપી પ્રતિજ્ઞા ઉપર કહેવા જણાવ્યું કે ( તમારો ઘોડો સરકારી ઘોડા શાળામાં બાંધ્યો છે માટે ચાલો જેનો હોય તે ઓળખી કાહડો એટલે આપાવી દેશે; જે ખોટો માલીક થશે તે શિક્ષાને પાત્ર થશે ! ) તે સાંભળી બન્ને જણ બોલ્યા કે ( સાહેબ અમારો ઘોડો છે ! ) બાદ બિરબલ તે બન્નેને ઘોડાશાળામાં જ્યાં હજારો ઘોડા બાંધેલા હતા તેમાંથી પોતાનો ઘોડો કયો છે તે ઓળખી કાહાડવા કહ્યુ. બન્ને જણે પોતાના ઘોડાને ઓળખી કહાડયો. બાદ કચેરીમાં આવી લંગડાને પચાસ ફટકાનો હુકમ કર્યો અને ચંદ્રકાન્તને ઘોડો સુપરદ કર્યો.

જે કાજી બાઇની મૂકેલી અનામત પાછી આપવા હાનકાર કરતો હતો તે કચેરીમાં આવ્યો અને અનામત મૂકવા આવનાર બાઇને ત્યાં બેઠેલી જોઇ તેની મુખમુદ્રા નિસ્તેજ થઇ ગઇ. આ સ્થિતી બિરબલે જોઇ કાજીને કહ્યું કે ( તમે ન્યાયાધિશનું કામ કરવા યોગ્ય છો (!) કેમકે આ બાઇ જેવાં તમારા વિશ્વાસ રાખી અનામત સોંપે અને તે પછી માગે ત્યારે તેને જુઠી પાડી ઉલટી ધમકી આપવી કે ( ખોટું બોલનારનાં ઘરબાર લુંટી લેવામાં આવે છે ) વાહ ! શાબાસ છે આપ ખરા કાજી! ( આ સભા સમક્ષ કટાક્ષ કથન સાંભળી કાજી કશું પણ ન બોલતાં ભુંય સામું જોઇ એશિયાળો બની રહ્યો. " બિરબલે જણાવ્યું કે "આ તમારી અયોગ્ય વરતણુંકને લીધે હવે પછી તમારા કામ ઉપરથી તમને દૂર કર્યા છે. બસ એટલીજ શિક્ષા આપી એક વખત જતા કરવામાં આવે છે. જાઓ હવે પછી એવાં કામ કરતા નહિં. " એમ કહી બાઇ અને કાજીને રજા આપી.

બાદ કચેરી બરખાસ્ત થયે ચંદ્રકાંત રાજાએ બિરબલ આગળ જઇ કહ્યું કે " હું મણિપુર શેહેરનો ચંદ્રકાંત રાજા છું, મેં તમારી બુદ્ધિ ચા-

તુમેતાની લોકોદ્ધારાએ ઘણીજ પ્રસંશા સાંભળી તેથી રૂબરૂ મુલાકાત લેવા ઇચ્છા થઈ અને રસ્તામાં આવતાં તમારી હજુર આવેલી ફરીયાદીના ફંદમાં ફસાઈ પડયો; પરંતુ તમારી બુદ્ધિકૌશલ્યતા માટે જેવીજ તારીફ સાંભળતો હતો તેવીજ નજરે જોઈ કિંતુ (પણ) હું પુછવા ચાહું છું કે તમોએ આજે આપેલા ફેંસલા કયા ન્યાયના આધારે આપ્યા છે? તે મેહેરબાની કરી જણાવો!"

આ પ્રમાણે ચંદ્રકાન્તનું બોલવું સાંભળી અતિ નમ્રતા સાથે બિરબલે જણાવ્યું કે "નામદાર! ઘાંચી અને ખાટકીની થેલી વિષે મેં મારા મુકામ ઉપર જઈ તે થેલી અને રૂપિયા ગરમ પાણીમાં ધોવડાવ્યાં ત્યારે કાંઈક લાલાસ પડતું પાણી તથા દુર્ગંધીવાળુ જણાયું તેથી તર્ક કર્યો કે આ થેલી ઘાંચીની નથી પણ ખાટકીની છે; કેમકે જો ઘાંચીની હોત તો પાણીમાં રંગ-બદલો આવત નહી પણ ચીકટની તર જણાત; પરંતુ ખાટકીના હાથથી લોહી માંસ વગેરે થેલી અને રૂપિયાને લાગેલું તેથી પાણીમાં રંગ અને દૂર્ગંધ જણાઈ એથી નિશ્ચય થયો અને તેજ આધારે તેવી તકરારનો ફેંસલો આપ્યો.

જે બીજી બાઈની ફરીયાદ હતી તે માટે હું જાતે રાત્રે કાજી પાસે ગયો અને મેં કાજીને કહ્યું કે 'મારે કોઈ જરૂરના કામ પ્રસંગે બ્હાર ગામ જવાનું છે માટે મારી જગ્યાનો ચાર્જ (હોદો) આપને સોપવો ધારૂંછું તેમજ મારો ખજાનો પણ આપનેજ સોંપવા ચાહુંછું. આપ સવારે કચેરીમાં પધારજો એટલે સર્વ લોકો (સભાસદો) સમક્ષ આપને મારી જગ્યાએ નિમીશ અને ખજાનો પણ સ્વાધિન કરીશ." આટલું બોલી હું મારે ઘેર આવ્યો. અને પછીથી તે ફરીયાદણ બાઈને મૂકેલી અનામત પાછી લેવા મોકલાવી; કાજીએ એમ ધાર્યું કે જો હું મૂકેલી અનામત ઇન્કાર જઈશ અને કદાચ તે બાઈ ફરિયાદ કરશે તો તે વાત બિરબલના જાણવામાં આવશે અને બેઆબરૂ બદઘાનતવાળો જણાવાથી પોતાનો હોદો તથા ખજાનો સોંપવાના છે તે મને સોપશે નહિં; માટે ગુપચુપ રીતે અનામત પાછી આપી

બાઇને વિદાય કરવી તેમાંજ ફાયદો છે. એમ ધારી અનામત સોંપી દીધી.

ત્રીજા ટંટાનો નિકાલ એ રીતે કર્યો કે જે વખતે આપને અને લંગડાને ઘોડાશાળમાં ઘોડો ઓળખવા માટે તેડી ગયો ત્યારે બંન્ને જણે તે ઘોડાને ઓળખ્યો; પરંતુ લંગડો ઘોડા આગળ ગયો ત્યારે ઘોડો જરા દૂર હડી ચમ કર્યો હતો અને આપ ઘોડા પાસે ગયા ત્યારે ઘોડો આનંદથી આગળ આવ્યો તેથી મેં જાણ્યું કે એ ઘોડાનો માલિક આજ છે! તેમજ તે ન્યાયથી સંતોષકારક પરિણામ પણ ભાસતાં હતાં. ખરો ઇન્સાફ મળે ત્યારે માણસ નિરૂત્તર થઇ જાય છે.”

આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી ચંદ્રકાંત ઘણોજ પ્રસન્ન થયો. પ્રેમસહ બુદ્ધિ ચાતુર્યતાની તારીફ કરી મનમાં આનંદ પામી પોતાના સ્થાન પ્રત્યે ગમન કર્યું.

વાર્તાનો સાર એછે કે બુદ્ધિશાળિ માણસને રાજા માહારાજાઓ પણ પ્રેમથી ચાહી મળવાને આતુર બને છે. બુદ્ધિશાળિ સત્ય અને અસત્યનો ભેદ અલગ પાડી શકે છે. પૈસો ન્યાયિ માણસોમાં મન પણ કેવાં ચળાવીદે છે? લાલચ અને આશામાં માણસ કેવા પ્રકારે ઉલટો ફસાઈ જાય છે? તરકટી લોકો કેવાં તરકટ રચી શકે છે? અને ખોડવાળા માણસની ખંધાઇ કેવી હોય છે? વગેરે વગેરે બાબતોનું જ્ઞાન આ વાર્તા ઉપરથી ગ્રહણ કરવાનું છે.

---

## વાર્ત્તા બાવીશમી.

બાળ બુદ્ધિનું જો પ્રબળ તો, બળ અકળ નર તે દાખવી;
સરવસ્વ તે જગ વશ્ય કરી, મહિમા બતાવે નવ નવી.

### “ માણસના શરીરમાં એક વાત રૂપ મોટી કરામતછે.”

એક દિવસ એક ફકીર બાદશાહની હજુર આવ્યો આસિસ આપી કહ્યું કે “બાદશાહજી હું ફકીરછું અને મક્કેથી આવ્યોછું આપની મુલાકાત લેવી અને આ મક્કાસરીફની પ્રસાદીરૂપ ‘સબજા’ આપવાં. એજ ઇરાદો હતો

તે ખુદાએ આજે પાર પાડયો માટે 'સબજા' સિકારો " એટલામાં એક બ્રાહ્મણ ત્યાં આવ્યો અને આસીર્વાદ આપી વિભૂતિ અને ચોખા શાહના હાથમાં આપી બોલ્યો કે "નામદાર હું ગરીબ બ્રાહ્મણછું અને આપની ભેટ લેવા ઘણા દિવસથી આતુર હતો. અમારા ધર્મ શાસ્ત્રમાં એવી આજ્ઞા છે કે રાજા–ગુરૂ–જોશી–દેવ અને વિદ્વાનની ભેટ લેવા જતાં ખાલી હાથે જવું નહિ; પણ કોઇ ફળ કિંવા માંગળિક વસ્તુ લઇને જવું તથા તે અર્પણ કરવી તેથી મારી પાસે બીજુ કશું ન હોવાથી આ માંગળિક વિભૂતિ અને ચોખા આપને આપી મનેચ્છા સફળ કરૂં છું "

બાદશાહે પોતાના અમીર મીરજાખાંને બતાવ્યું કે " આ બ્રાહ્મણે શું લાવી મને અર્પણ કર્યુ છે ? " મીરજાખાંએ જોઇને કહ્યું કે " જહાંપનાહ ! આતો રાખ અને ચાવલ છે અને એ આપનું અનિષ્ટ કરવા ઇચ્છતો હોય તેમ ભાવ જણાય છે ! " આવું મીરજાખાંનું બોલવું સાંભળતાં **"રાજાને કાન હોય પણ સાન હોય નહિ "** મનેચ્છા સફળ કરવાને બદલે શાહે ગુસ્સો લાવી હુકમ કર્યો કે ધક્કા મારી એકદમ આ બ્રાહ્મણને બાર કાહાડી મૂકો !" આવો હુકમ થતાંજ પગરખાં અને અંગરખાંએ ધક્કા મારી બિચારાને દરબારમાંથી હાંકી કાઢયો. મૂળતે મીયાંભાઇ બ્રાહ્મણ ઉપર મોંડું વાટનાર અને વળી તેમને આવો લાગ મળ્યો પછી શું જોઇએ ?

ફકીરની આપેલી 'સબજા' જોઇ શાહ ઘણોજ ખુશી થયો અને ફકીરને એક હજાર રૂપીઆ તે બદલ આપ્યા અને તે લેઇ ફકીર વિદાય થયો. થોડીવારે બિરબલનું કચેરીમાં આવવું અને નિરાશ થયેલા બ્રાહ્મણનું ઉતર્યે ચ્હેરે બ્હાર નિકળવું થયું. નિસ્તેજ મુદ્રાયુક્ત બ્રાહ્મણને જોઇને બિરબલે પુછ્યું કે "ભાઇ ! કેમ ઉદાસ છો ? અને તમોને શું દુઃખ છે તે કેહવામાં કશી અડચણ ન હોય તો સુખેથી મને જણાવો. ) આવાં બળી ગયેલા મનુષ્યને ચુનાનુ પાણી અને તેલનો લેપ થવા સરખાં શિતળ વાકયો સાભળી મનમાં શાંતિ ઉપજી અને કચેરીમાં બનેલી હકીકત તેણે કહી સંભળાવી.

તે સાંભળી બિરબલે કહ્યું કે " મહારાજ ! તમો અહિંયાં થોડીવાર ઉભા રહો હું કચેરીમાં જાઊં છું અને તેજ શાહ પાસેથી તમોને બક્ષીસ અપાવું છું: જરા પણ દિલગીર થતા નહિં ! ) એમ કહી પોતે કચેરીમાં ગયો અને ત્યાં જતાંવાંત ફકીરને ઇનામ આપ્યાની ખબર મળી. તદનંતર બિરબલ બાદશાહને સલામ કરી અર્જ તરીકે " નેકનામદાર આપ પાસે હમણાં બંગાળા દેશનો એક બ્રાહ્મણ આવ્યો હતો તેનું અપમાન કર્યું તે ઠીક ન કર્યું; કેમકે આપની ગાદી અમ્મર રેહવા તે બ્રાહ્મણ શ્રી મહાકાળીના અનુષ્ટાનની પૂર્ણાહુતી થયે હોમજનીત વિભૂતી આપને પ્રસાદી રૂપ આપવા આવ્યો હતો; પરંતુ આપે તો ઉલટો તિરસ્કાર કર્યો એથી આપની અપકિર્તિ અને ભેદ બુદ્ધિ લોકોમાં ફેલાશે. તેમજ જે પ્રસાદીવડે આપની ગાદી-રાજ્ય-ધન-દોલત રવાના થઈ જાય એવો આશિર્વાદ આપનારને અર્થાત એ આશિર્વાદનો અર્થજ ખુલ્લો જણાય છે કે 'સબજા' બધું જા તેને મોટું ઇનામ આપ્યું એ કેટલી બધી વિચિત્ર વાર્તા ? ! તેનો આપજ વિચાર કરી જુઓ.

એ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહે જણાવ્યું કે ' બિરબલ ! તે બ્રાહ્મણે મારૂં રાજ ખાક (રાખ) થઈ જાઓ ! એવું ધારી રાખ અને ચોખા હાથમાં આપ્યા માટે તેને હાંકી કાહડયો અને ફકીરે જે વ્હાલી ચીજ (સબજા) તે મકકેથી લાવી મને આપી તે માટે ઇન્સામ આપ્યું.

" ગરીબ પરવર ! એ બન્નેની આસીસનો ભાવાર્થ બરોબર રીતે આપના સમજવામાં આવ્યો નથી. ખુદાવિંદ ! એ બે આશિર્વાદનો અર્થ એવો થાય છે કે જ્યારે ફકીર ' સબજા) એવો આશિર્વાદ ચીજની ઓથમાં સુચવ્યો કે આપની ધન દોલત ગાદી બધી રવાના થઈ જાઓ (સબ) એટલે તમામ-સઘળું અને (જા) એટલે રવાના થાઓ. ત્યારે બ્રાહ્મણે ચીજને ઓથે આશિર્વાદ યથાર્થ ભાવ વાળો સુચવ્યો કે જે ફકીર (સબજા) કહે છે તે સઘળી વસ્તુઓ માટે પ્રભુને વિનતી માગી લેકિધું કે ' રાખ ( અર્થાત તે સર્વ વસ્તુ કાયમ રાખ નામદાર ! જેણે બદદુવા આપી તેને ઇનામ અને સારી દુવા આપી તેને ધક્કા એ કેવો અજીત પ્રકાર ! )

આવુ બિરબલનું બોલવું સાંભળી બાદશાહે વિચાર્યું કે બિરબલનુ બોલવું સત્ય છે અને ગેરવ્યાજબી રીતે મારાથી વરતાયું છે એમાં તો શક નથી ! હવે જે બદદુવા આપનારને ઇનામ અપાઇ ગયું એતો ખેર પણ સારી દુવા આપનારનું અપમાન કર્યું એ એક મોટી ભૂલ થઇ છે એમ વિચારી શાહે બિરબલને કહ્યું કે "બિરબલ હવે જે થનાર હતું તે થયું પણ તે બ્રાહ્મણને શોધી કાહાડી તેને બે હજાર રૂપિયા બક્ષિસ કરો અને તેની સારી દુવા વધાવી લ્યો."

તે સાંભળી બિરબલે અર્જ કરી કે "નામદાર ! તે બ્રાહ્મણ આપણા દરબારગઢની બ્હાર ઉભેલો છે માટે સીપાઇ મોકલી બોલાવી આપના હુકમને અમલમાં લાવું છું." એમ કહી સીપાઇ મોકલી તે બ્રાહ્મણને બોલાવી ૨૦૦૦ રૂપીઆ આપી સંતુષ્ટમાન કરી વિદાય કર્યો.

વાર્તાનો સાર એ ગ્રહણ કરવાનો છે કે બગડી ગએલી વાર્તા કેમ સુધારી લેવી ? તથા મોટા લોકોના મનમાં કેવા પ્રકારે વાત ઠસાવવી ? તેમજ મોટો અધિકાર મળ્યા છતાં પણ જાતિ અભિમાન અને વડાઈ અવશ્ય દેઇ ખરી સારા કૃત્યમાં ભાગ લેવોજ ! વગેરે વગેરે સાર સમજવાનો છે.

---

## વારતા તેવીસમી.

### નોક ચોક જાળવવાનાંજ નાણાં મળે છે. !

વખત વિચારી વાત કર, તો સહુ સુખ અનુકૂળ;
વણ સમજ્યે જો વદીશ તો, તો સહુ સુખ પ્રતિકૂળ.

એક વખત એક ઉમરાવે પોતાના બાગમાંથી નામચિન રસીલી પાકેલી કેરીઓ લાવી બાદશાહને નજરાણા દાખલ મોકલી. તે કેરીઓ સુંદર સ્વાદિષ્ટ હોવાથી શાહ અને હુરમ સાહેબ બન્ને જણ એકાંત ભૂવનમાં બેસી ખાતાં હતાં; તે વખતે શાહ મશ્કરીની ખાતર પોતાની ખાધેલી કેરીઓનાં ગોટલા છોતરાં હુરમ સાહેબની અગાડી નાખતા હતા. તેવામાં બિરબલ ! ત્યાં આવી પોંહચ્યો તેને જોઇ ગમ્મતની ખાતર શાહ બોલ્યા કે

"બિરબલ! મારી ઓરત કેવી ખાઉકણી છે? પોતાનુંજ પેટ ભરવા સમજેલી છે; જુઓ કે હું અત્યાર સુધી માત્ર આ એકજ કેરી ખાઈ રહ્યો નથી તેટલામાં તો એણે કેટલી બધી કેરીઓ ખાધી છે? તે આ ગોટલા છોતરાંનો ઢગલો જોતાંજ અનુમાન થઇ શકે છે!" આવું બાદશાહનું બોલવું સાંભળી હુરમ સાહેબ ઘણીજ શરમાઈ ઓશીયાળી બની ગઈ તે જોઈ બિરબલે (જે વખતે બાદશાહે અકબર બારથ રચાવ્યાનું કહ્યુ હતું તે વખતે હુરમને પાંચ પતિ માટેના પ્રષ્ણ પૂછવાથી બહુ માઠું લાગ્યું હતું તે ખટક હુરમ સાહેબના દિલમાંથી દૂર કરી મહેરબાની સંપાદન કરવા) તે તકનો લાભ લેઈ બોલ્યોકે "હુરમ સાહેબે બધી કેરીઓ ખાધી એ વાત તો સાચી છે, પરંતુ તેમના ખાવિંદની કાંઈ તારીફ ઔરજ પ્રકારની છે, કેમ હુરમ સાહેબે તો માત્ર કેરીઓનો રસ ચુસી લીધો; પણ આપેતો કેરીઓની છાલ (છોતરાં) ગોટલા અને અંદરની ગોટલી પણ છોડી નથી અર્થાત્ કેરીમાંથી કોઇ ભાગ ત્યાગન કર્યો નથી એ ખરેખરી ખૂબી છે!" એટલે એ શબ્દદોમાં એવો માર્મિક ભાવ સૂચવ્યો કે હુરમ સાહેબે તો જે કેરીઓ ખાધી છે તેના છોતરા ગોટલાં જણાય છે તેથી વધારે કેરીઓ ખાધી એમ આપ કહોછો. પણ આપ એમના કરતાં પણ એટલી બધી વધારે ખાઈ ગયા છો પણ તેની ગણત્રી ન કરી શકાય તેટલા માટે તેના છોતરાં ગોટલા પણ બચાવ્યાં નથી!" આ માર્મિક ભાવ ભરેલી યુક્તિ સાંભળી હુરમ સાહેબે પોતાની ચઢતી વાત થઈ જાણી ઘણાંજ ખુસી થયાં અને બિરબલ પ્રત્યે જે ખટક ધરાવતાં હતાં તે આ યુક્તિના કારણથી દિલથી દૂર કરી વાત્સલ્યતા પ્રેમ દર્શાવતા વિચારવા લાગ્યાં.

વાર્ત્તાનો સાર એ છે કે મીઠી મશ્કરી કરવામાં પણ કેટલીક વખતે સામાનો માર્મિક પ્રત્યુત્તર મળે છે કે માણસનો ચ્હેરો ઝાંખો થઇ જાય છે માટે મશ્કરી કરવાની ટેવ બને ત્યાં સુધી હૃદયમાં ન રાખવી. બીજુ જે આપણો મીત્ર સગો—કે ઉપરી હોય તેને આપણા વચન કે કર્તવ્યથી માઠું લાગ્યું હોય તો તે ખટક મનમાંથી દૂર કરી પુનઃપ્રીતિ અને મહેરબાની મેળવવા તરફ આપના ઇચ્છાઓ લેવા તક શોધવી.

## વારતા ચોવીશમી.

કરો ન કદિએ કોય, ઠઠા બાજી ઠીક ગણિ;
હાંસી ઉલટી હોય, તજો ટેવ એ તમ તણિ. માધવાનંદ.

### કંકણ અને કેશની ગણત્રી.

એક દિવસ કચેરી બરખાસ્ત થયા બાદ શાહ બિરબલને રંગમહેલમાં લેઇ ગયો. અને હસ્ય વિનોદની વાર્તાઓ કરવા લાગ્યા. તે વખતે શાહે બિરબલને પુછ્યું કે ( બિરબલ તમારી સ્ત્રીના હાથમાં કેટલાં કંકણ છે ? ) હાજર જવાબી બિરબલે જણાવ્યું કે ( નામદાર ! મારી સ્ત્રીના હાથ તરફ મારી દ્રષ્ટી દિવસ ભરમાં કોકજ વખત જાય છે તેમજ મારા હાથ સાથે તેનો હાથ ઘણીજ થોડી વખત લાગતો જણાય છે; તો પણ ખાત્રીથી કહું છું કે જે જગ્યોએ આપ ખુદાવિંદની હરદમ-વારંવાર દ્રષ્ટી પડે છે તેમજ આખા દિવસમાં સેંકડો વખત આપ નામદારનો હાથ ફર્યા કરે છે તે દાઢીના જેટલા કેશ (વાળ) છે તેટલાંજ કંકણ છે; માટે દાઢીના કેશ ગણી લ્યો એટલે કંકણની ગણત્રી પણ થઇજ જશે ! ) આ ચેપટ્રીકા સરખો ઉત્તર સાંભળી બાદશાહ ચુપ થઇ બિરબલના બુદ્ધિબળની સરાહના કરવામાં મસગુલ બન્યા.

વાર્તાનો સાર ખુલ્લોજ છે કે કોઇ પ્રશ્ન પુછે અને તે વિષેનો યથાર્થ ઉત્તર આપી શકવામાં સંદેહ રહેતો હોય; તદપિ તે મર્મ ખુલ્લો ન પડવી દેતાં નવીન તર્ક ગોઠવી એવો જવાબ આપવો તથા ગપ્પ પણ સત્યમાં ખપે અને યોગ્ય ઉત્તર મળવાથી સાહમેનો માણસ પણ પ્રશ્નોત્તરની સરાહના ( વખાણ ) કરતો આનંદમાન બને.

---

## વારતા પચીસમી,

ચોરી ચાહન થાય છે, જ્યારે ચોર ઝલાય;
બાંધી મારે મહિપતિ, છેક ફજેતી થાય. ક. દ. ડા.

## ચોરની છત્રીશ કળા!

એક સમય વસંતરૂતુમાં બાદશાહે દિલ્લી શહેરની બ્હાર અતિ સુંદર રમણિક બાગ હતો તેમાંના બંગલામાં કચેરી કરવાની ઇચ્છા જણાવી, તેથી તે બંગલાની અંદર નાના પ્રકારની બિછાયત સુંદર ફરનીચર અને ખુસબોદાર વસ્તુઓના છંટકાવ વગેરેની ગેહવાણુ કરી, શાહ કચેરી મંડળસહ અનૂપમ સ્થળ ઉપર બિરાજમાન થયા; અને બિરબલ સાથે ન્યાય રચનાની યુક્તિઓ માટેની સમલત ચલાવી, તે વખતે એક સોદાગરે આવી અરજ તરીકે ( પરવર દિગાર! હું મળવા દેશનો રહેનાર છું અને બંગાળામાં વ્યાપાર અરથે ગયો હતો, ત્યાં એક સાહુકાર પાસે સુંદર રેજંસ પક્ષી મારા જોવામાં આવ્યુ અને તેની સુદરતા તથા અક્કલની ખૂબી જોઈ મારૂં મન લલચાયું કે આ પક્ષીના ધણીને મનમાનતા પૈસા આપી ખરીદી લેઈ આપ ખાવિંદને ત્યાં ભેટ કરવી એ ઇચ્છા પ્રબળપણે વધવાથી તેના માલ ધણીને એક હજાર સોનામોહરો આપી તે (રાજહંસ) પક્ષી મેં ખરીદી લીધું અને ત્યાંથી આપ હજૂર આવવા રવાના થયો; પરંતુ મારા મનની ઉમેદ મનમાંજ રહી!; કારણકે મારા ચાકર નોકરોમાંથી કોઇ દુષ્ટાત્મ તેને મારી નાખી ભક્ષણ કરી ગયો! તેથી મને ઘણોજ પરિતાપ થયો. કોણે તેને મારી નાખ્યો? તે વિષેની મેં ઘણી તપાસ ચલાવી; પણ કશો પતો લાગવા પામ્યો નહિ. તેજ હેતુ માટે આપ હજૂર અરજ કરૂં છું કે તે પક્ષીને મારનાર કયો માણસ છે? તેનો પતો લગાડવા આપ નામદાર યત્ન ચલાવશો!) આ પ્રમાણે સોદાગરની અરજ સાંભળી તેના ચાકર નોકરોની બારીક રીતે તપાસ ચલાવી; પરંતુ કશો દાહડો વળ્યો નહિં. તેથી સોદાગર અત્યંત ઉદાસ થઇ બિરબલને કહેવા લાગ્યો કે "આવા બાદશાહી દરબારમાં પણ જ્યારે ગુન્હો કરનારનો પતો ન લાગ્યો તેથી ખાત્રી થાય છે કે અહિંયાં પણ ન્યાયશાસ્ત્રી માટેની મોટી ખોટ જણાય છે!) આ માર્મિક વાક્ય સાંભળી બિરબલે સોદાગરના નોકર-ચાકરોને પુનઃ બોલાવી પોતાની સાહમા ઉભા રાખ્યા અને થોડીવાર કડે એક ટનથી જોઈ રહી

બિરબલ આશ્ચર્ય સાથે બોલ્યો કે ( વાહ ! શું પક્ષી મારી ખાનારનું ધૈર્ય પણ છે ! ! પક્ષી તો મારીને ખાઈ ગયો તેતો ઠીક; પરંતુ તે પક્ષીનાં પિછાં પણ પાઘડીમા ખોસી કચેરીમાં આવી ઉભો છે છતાં ગુન્હો કબુલ કરતો નથી એ શું થોડી નવાઇની વાત છે ? ! ! ! )

આવું બિરબલનું બોલવું સાંભળી જેણે પક્ષી મારી નાખ્યું હતું તેના મનમાં શંકા ઉત્પન્ન થઈ કે ( કદાચ મારી ભૂલ થઇ ગઇ હોય અને પાઘડીમાં એકાદ બારીક પિંછ રહી ગયું હોય ને ! ! એમ જાણી ભયનો માર્યો પોતાની દેહનું ભાન ભૂલી ગયો **ચોરના પગ કાચા હોય ) તે** પ્રમાણે અધીર બની કોઇ ન જાણી શકે તેમ પાઘડી ઉપર હાથ ફેરવી પિચ્છુ તપાવસવા લાગ્યો. આ તેની કર્તવ્યના કોઇના લક્ષમાં ન્હોતી, પણ બિરબલે છે ચાનરો ઉપર મજબૂત સુરતા રાખેલી હતી તેથી તે કૃત્ય પ્ર. કાશમાં આવી ગયું અને તત્કાળ તે ચાકરને ચૈદમુ રત્ન ( માર ) આપવા માટે સોપાઇઓ હુકમ કર્યો. જ્યારે અચ્છો મેથીપાક ખાધો કે ગુન્હો કબુલ કરવા મરજી જણાવી તેથી ( **બુધે જાર બાજરીનીર પાંસરી, બુધે ડાબું દેવહા દે, અને બુધે છોકરૂં છાનું રહે.** ” એ વાતની પ્રતીતી મેળવી અને કચેરી સમક્ષ ગુન્હેગારે તે પક્ષી માર્યા વિષેનાં કારણો અને તેના મુદ્દા પણ રજુ કર્યા. આ પ્રમાણે અજબ ચાતુર્યથી ગુન્હેગારને પકડયો તે કારણથી બિરબલની દેશ પ્રદેશમાં વિશેષ કિર્તી વિસ્તરી.

વાર્તાનો સાર બુદ્ધિની પ્રગલ્લભતા માટેનો સિતાર વાત ઉપરથીજ ખુલ્લો જણાય છે.

---

## વારતા છવીસમી.

બુધ જન વિબુધને વશ કરી, પાર પમાડે કામ;
નરવરની શું વિસાદ ત્યાં, જ્યાં જગ બને ગુલામ.

**સબસે બડી બુધ.**

**પ્રેમાનંદ.**

એક દિવસ બાદશાહે બિરબલ પ્રત્યે પુછ્યું કે "બિરબલ એક શા-
હણો મનુષ્ય જોવાને હું આતુરછું માટે ખોળી લાવો.' બિરબલે વિનવ્યું કે
" સરકાર સાહેબ ! એક શાહણાની ખોળ કરતાં દશ હજાર રુપિયા ખર્ચ
થશે " શાહે ખજાનચીને હુકમ કર્યો કે " બિરબલના મુકામ ઉપર
૧૦,૦૦૦ હજાર રૂપિયા પોંહચડાવી દો. "

તદનંતર બિરબલ શાહણા માણસની શોધમાં વિચર્યો. એક દિવસ
બજારમાં એક સમજદાર માણસને જોઈ તેને બિરબલે કહ્યું કે " જેમ
હું કહું તેમ કરવામાં જો તમે કબુલ થાઓ તો મારે કાંઇ થોડું તમારૂં
કામ છે તેમજ તે કામ પાર પડ્યે એકસો રૂપિયા પણ હું આપીશ. "આ
પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી તેણે વિચાર્યું કે " પૈસાના પૈસા મળશે
અને વળી મોટાની મહેરબાની મેળવીશ " માટે બન્ને તરફથી ફાયદો સમજી
તેણે તે વાર્તા કબુલ કરી ત્યારે બિરબલે તેને કહ્યુ કે હું તમોને બાદશાહ
હજુર લેઇ જવાનો છું; પણ ત્યાં ગમે તેટલી શાહ તમોને વાર્તા પુછે
તદપિ એક શબ્દ પણ બોલવો ( ઉત્તર આપવો ) નહિં. બાદ બન્ને જણ
કચેરીમાં ગયા અને બાદશાહને વિનતિ કરી કે " ગરીબ પરવર ! આપ
નામદારના હુકમ પ્રમાણે શાહણો મનુષ્ય શોધી લાવ્યો છું." બાદશાહે તેને
બોલાવી પાસે બેસવા હુકમ ફરમાવ્યો અને શાહણા પ્રત્યે બાદશાહે પુછ્યું
કે " તમો કયાંથી આવ્યા ? કેવી જ્ઞાતિના છો ! તમારૂં શું નામ છે ? શું
ખબર છે ? વગેરે વગેરે ઘણાક પ્રશ્ણો કર્યાં; તથાપિ તેણે પ્રત્યુત્તર કાંઇજ
આપ્યો નહિં તેથી શાહ ગુસ્સે થઇ બિરબલ સાહમું જોઇ બોલ્યો કે " મૂર્ખ
સાથે સમાગમ થયો તો શું કરવું? " બિરબલ બોલ્યો કે " સિરતાજ ! ચુપ
થઈ રહેવું ! " આવું બિરબલનું મરમ ભર્યું વાકય સાંભળી અર્થાત્ મૂર્ખનો
મેલાપ દૈવયોગે થાય તો કશું પણ ન બોલતાં ચુપ-મૌન થઈ રહેવું તે-
થીજ શાહણો ચૂપ પકડી બેસી રહયો છે એટલે શાહ મૂર્ખ અને ચુપરહે-
નાર શાહણો એમ ઠરાવ્યું એથી શાહ મનમાં લજ્યાને પાત્ર થયો અને
બિરબલના શાહપણની યુક્તિ રચના વિચારી " મારી પાસે પણ કેવાં નર

રત્ન છે ?!" એવા રંગમાં ગર્વાનંદ બન્યો. ધન્ય છે ગુણગ્રાહી શાહને !!
વાર્તાનો સાર વાર્તા ઉપરથી ખુલ્લો સમજાય છે.

---

## વારતા સતાવિશમી.

લહેને મોટમ માન, અન અધિકારી જન કદિ.

### મહાન્ પુરૂષની નહાનતા !

એક સમય બાદશાહ કચેરીમાં બિરાજમાન થયો હતો તે વખતે પોતાનો દૂધભાઈ (ધાય માતાનો છોકરો) શાહ હજુર આવ્યો. તેને શાહે પ્રેમસહ પોતાના નજીક બેસાડી બિરબલ પ્રત્યે શાહે જણાવ્યું કે " આ અમારા દૂધભાઈ છે અને એમને એક નાહનું રાજ્ય આપવા મારો ઇરાદો છે: પરંતુ તે ન્હાના રાજ્ય માટે ન્હાના બિરબલની પણ અતિ આવશ્યકતા છે તેથી એક ન્હાનો બિરબલ પેદા કરી લાવો તે " સાંભળી બિરબલે કહ્યું કે " જો હુકમ નામદાર ! " બીજે દિવસે એક બળદ–બેહલને સિંણગારી રેસમી રસી ગળામાં બાંધી પોતે તે બળદને દોરી કચેરીમાં આવ્યો, તે જોઇ બાદશાહે આશ્ચર્ય યુક્ત પુછ્યું કે " આ શું ? અને મારા દૂધભાઈ માટે ન્હાનો બિરબલ શોધી કાહડયો કે નહિં ? " તે સાંભળી બિરબલ બોલ્યો કે " જી સરકાર ! હાજર છે, આપના દૂધભાઈ માટે મારોજ દૂધભાઇ લેઇને આવ્યો છું તે નિહાળો " એમ કહી બળદને દેખાડયો ત્યારે શાહે કહ્યું કે " તમારો દૂધભાઇ બળદ શી રીતે થાય ? " ત્યારે બિરબલે કહ્યુ " કે નામદાર ! આ આપના દૂધભાઈ શી રીતે થાય ! બાદશાહે જણાવ્યું કે " એમની માનું હું દૂધ પીતો હતો તેથી અમારા દૂધ ભાઈ છે ! " ત્યારે બિરબલે હર્ષ સાથે જણાવ્યું કે " હું પણ આ બળદનીમાનુંજ દૂધ પી મોટો થયો છું માટે આ પણ મારો દૂધ ભાઇ કેમ ન કેહવાય ? તે ગુઢાર્થવાળો જવાબ સાંભળી મનમાં હર્ષવંત થઇ ચુપ થઈ રહ્યો. કારણ કે બિરબલે મર્મમાં જણાવ્યું કે મોટા લોકોની બરોબરી હલકા લોકોથી કદિ પણ કરી શકાયજ નહિં માટે આપના વિચાર અતિ

ઉત્તમ છે; તદપિ અધિકારીનેજ અધિકાર યોગ્ય છે તેમ બિરબલ આપનાજ દરબારમાં શોભે. આવી વાર્તામાં છુપી યુકિત રહેલી હતી તેથી શાહ મનમાં સમજી બિરબલની યુકિત વખાણવા લાગ્યો.

વાર્તાનો સાર એ લેવાનો છે કે જે જેના યોગ્ય જે વસ્તુ હોય તેજ તેને શોભા આપે; પણ વગર અધિકારીને અધિકાર અપાય તો લાભ થતો નથી પણ હાનિજ થાય છે! બગલો ઉજ્વળ હંસ જેવો દેખાવમાં હોયછે તદપિ હંસની બરાબર કામોમાં હરીફાઈ બજાવી શકતોજ નથિ. **" છાણના દેવને કપાસીયાનીજ આંખ્યો જોઇએ. "**

---

## વારતા અઠ્ઠાવીશમી.

બ્રહ્મપદે તિરથ સકળ, વસે સદા બળ રામ;

### ચમત્કૃતિ ભરેલો પ્રશ્ન.

બાદશાહે બિરબલને પુછ્યું કે " તમારો મહામંત્ર કયો!" બિરબલે જણાવ્યું કે " નામદાર! ગાયત્રી મંત્ર " ત્યારે શાહે પુછ્યું કે " તમે ગાઈ પુજક છો ત્યારે ગાઈના ચામડાના જોડા પગમાં કેમ પેહરો છો? " બિરબલે ઉત્તર આપ્યો કે " જહાંપનાહ! બ્રાહ્મણના પગમાં ૬૮ તીરથનો વાસ-મુકામ છે તેથી તે પગોનો અને ગઉચર્મનો યોગ થવો યોગ્યજ છે; કારણ કે તે બન્નેના સંગમથી અધિક તીર્થનો મહિમા વધે છે અને તીર્થનું તે વડે રક્ષણ થાય છે; માટે તેમ કરીયે છીએ. " આ યુક્તિ સાંભળી શાહ ખુસી થયો.

વાર્તાનો સાર હાજર જવાબીપણાની ચમત્કૃતિ બનાવનાર દાખલા રૂપ છે.

---

## વારતા ઓગણત્રીશમી.

**વ્હાલામાં વ્હાલાં ધન, સુત, સ્ત્રી તો પણ પ્રાણ ઉપર બહુ વ્હાલ!**

**પ્રાણ બચાવ્યા પછી પારકાને બચાવવા પ્યાર બતાવવો.**

એક સમય બાદશાહ પોતાના આનંદ ભુવનમાં બિરાજમાન થએલ હતો

તે વખતે બિરબલ પાસેજ બેઠેલ હતો.શાહ અને બિરબલ વચ્ચે કેટલીક રાજ્ય રંગની આડી અવળી વાર્ત્તાઓ થયા પછી પુછ્યું કે "બિરબલ! માણસને સર્વેથી વધારે વ્હાલી કઇ વસ્તુ છે?" બિરબલે કહ્યું કે "નેકનામદાર! હું તો એમ માનુ છું કે આ દુનિયામાં સર્વેથી વધારે વ્હાલી વસ્તુ પોતાની જાન (પ્રાણ) છે, એથી અધિક વ્હાલી કોઇ અન્ય વસ્તુ નથી, ચાહે તો અમીર, ફકીર, દુઃખી, સુખી મનુષ્ય હશે કિંવા, જાનવર હશે તોપણ પોતાના પ્રાણને બચાવવામાં વધારે ખંત ધરાવશે;પણ પ્રાણની દરકાર ન રાખતાં પૈસો-કે સગાં સંબંધી બચાવવા કદી પણ ધ્યાન આપશે નહિં એથી ખાત્રી થાય છે કે સર્વેથી પ્રાણ વધારે વ્હાલો છે. આ પ્રમાણે વાર્ત્તાલાપ થઇ રહ્યા છે તેટલામાં શાહની એક સ્ત્રી પોતાના બાળકને રમાડતી પ્યાર સાથે ચુંબન લેતી હતી તે ઉપર નજર પડી એટલે શાહને મોટો આનંદ ઉપજ્યો અને બિરબલ પ્રત્યે જણાવ્યું કે "મને તો એમ જણાય છે કે સર્વ વસ્તુ કરતાં બાળક વધારે વ્હાલું લાગે છે!" તે સાંભળી બિરબલે અરજ કરી કે "સરદાર આપનું કેહવું ખરૂં છે; પરંતુ જ્યારે પોતાના પ્રાણ ઉપર મહા આફત આવી પડે છે તે વખતે ધન-દૌલત-પુત્ર-સ્ત્રી-પરવાર અને વ્હાલાં-સબંધી વગેરે એક પણ વ્હાલાં લાગતાં નથી, માત્ર પોતાનો જીવ કેમ બચે? તેજ યુક્તિમાં ગુંથાતું પ્રિય થઈ પડે છે.' શાહે કહ્યુ કે બિરબલ! તમે કહો છો તે ખરૂં હશે; પરંતુ અનુભવ વગર તેની મનમાં અસર થતી નથી; માટે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થયેલું જોવાને આતુર છું." તે સાંભળી બિરબલે કહ્યુ કે "નામદાર થોડા દિવસમાં એના પ્રત્યક્ષ દાખલો આપને બતાવીશ."

એ પ્રમાણે બન્ને વચ્ચે વાર્ત્તા થયા પછી કેટલાક દિવસો ગયા પછી સીપાઇને હુકમ કરી એક બે માસના બચ્ચા સહિત વાંદરીને પકડી બગીચાની અંદર રખાવી. તદનંતર એક વીશ હાથનો ઉંડો ખાડો ખોદી તૈયાર કરી રાખ્યો, બાદ બાદશાહ પાસે જઇ વિનવ્યું કે "ગરીબ પરવર! 'સર્વેથી પ્રાણ વાહાલો કે બાળક વાહલું છે' તેની આપને ખાત્રી ક-

રી આપવાનો આજે સમય છે; માટે આપ બગીચાની અંદર પધારો." બાદશાહ આનંદ યુકત થઈ બિરબલ સંગાથે ચાલ્યો. બગીચામાં પોંહચ્યા પછી સીપાઇને સંકેત મુજબ સાન બતાવી સમજાવ્યો કે તેણે બચ્ચા સહીત વાનરીને ખાડાની અંદર નાખી ઉપરથી પાણીનો પ્રવાહ ધોધબંધ ચલાવ્યો! જ્યારે ખાડામાં પાણી ભરાવા લાગ્યું કે વાંદરી પોતાના બચ્ચાને છાતી સરખું વળગાડી પોતાનો બચાવ ખોળવા લાગી તે જોઇ બિરબલે શાહને કહ્યું કે "નામદાર! હવે મજાહ જોવાની છે" જોત જોતામાં થોડીવારે પાણી ખાડામાં વધવા લાગ્યું તેથી વાનરી ચારે તરફ બહુજ ઠેકડા મારી બચાવ માટે તરફડીયાં માર્યાં પણ કશો દાહડો વળ્યો નહી. વાનરીના પેટ સુધી પાણી આવ્યું કે બચ્ચાને ખભા ઉપર રાખી રક્ષણ કરવા લાગી. જેમ જેમ પાણી ઉપર ચઢતું ગયું તેમ તેમ માથા ઉપર બચ્ચાને ચઢાવી બચવા ઉપાય શોધ્યા તે જોઈ શાહે કહ્યું કે "કેમ બિરબલ! પ્રાણ વાહાલો કે બચ્ચાં વ્હાલાં! જુઓ બિચારી વાનરી બચ્ચાનો જીવ બચાવવા કેટલાં પ્રયત્ન કરે છે?" બિરબલે કહ્યું કે "નેકનામદાર! જરા થોડીવાર જોયા કરો હમણાંજ તેનો દાખલો જણાઇ આવશે." હવે વાનરીને ગળા સુધી પાણી આવી પોંહચ્યું કે પછી તેણીએ બચ્ચાને બચાવવાની આશા ફોગટ છે એમ લાગવાથી તથા હું પણ તેનો બચાવ કરવામાં નાહક જીવ ખોઈ બેસીશ એમ વિચારી છેવટે નિરૂપાય થઇ બિચારીએ બચ્ચાને પગતળે ઘાલી તે ઉપર પોતે ઉભી રહી પોતાનો પ્રાણ બચાવવા વળખાં મારવા લાગી તે જોઇ બિરબલે પાણીનો પ્રવાહ બંધ કરાવ્યો અને તેને બ્હાર કઢાવી લીધી, પછી શાહને વિનવ્યું કે "કેમ સિરતાજ?! અત્યાર સુધી આ વાંદરીને બચ્ચું કેવું પ્યારૂ હતું; પરંતુ જ્યારે પોતાનો જીવ જવાનો વખત નજીક દેખાયો ત્યારે બચ્ચાને જીવાડવાની આશા છોડી દેઇ પોતાનો પ્રાણ બચાવવા ઉપાય આદર્યો. એવીજ રીતે મનુષ્યને પોતાનાં બાળકો વ્હાલાં છે પણ જીવ ઉપર તવાઇ આવી પડી કે ઘર-બાર-છોકરાં-સ્ત્રી-ધન-દોલત કે મા બાપ વગેરે કોઇ કોઇનું

નથી ! પોતાના પ્રાણુ અગાડી બધાંએ કશી વિશાદમાં નથી માટેજ સર્વ વસ્તુ કરતાં જીવ વધારે વ્હાલો છે ! " આ પ્રત્યક્ષ પ્રમાણુ જોઈ બાદશાહ બડી તાજુબી પામ્યો અને બિરબલની અક્કલ માટે તારીફ કરવા લાગ્યો. વાર્તાનો સાર વાર્તા ઉપરથી ખુલ્લોજ સમજાય છે.

---

## વારતા ત્રીસમી.

દુગ્ધ સ્વેત દધિ સ્વેત હૈ, હંસ સ્વેત બગ સ્વેત;
પર્યેમામલે જાનિએ, ઉચ્ચ નીચકો ભેદ.—**ચંચલદાસ.**

### પરીક્ષક નરોની બલિહારી !

એક સમય અકબર બાદશાહને માલ્યાલના રાજા રોહસેને પત્ર મોકલ્યો કે **"અસ્સલનો કમ અસ્સલ, કમ અસ્સલનો અસ્સલ, ગાદીકા ગદ્ધા, અને બજારનો કુતરો"** એ ચાર વસ્તુ મારી તરફ શોધ કરી મોકલી આપો અને જો ન મોકલાય તો મારી સાથે લડાઇ કરવા તૈયાર થાઓ " એવી મતલબનો પત્ર હલકારા સાથે આવ્યો તે બાદશાહે વાંચી વિચાર્યું કે " આમાં લખેલી ચીજો મળી શકે તેવી નથી અને ન મોકલાય તો યુદ્ધ કરવું એ પણ એક મહા નુકશાનીમાં ઉતરવાનું છે: માટે કરવું શું ? " એમ શોચ યુક્ત બની સ્તબ્ધ થઈ બેઠો હતો, તેટલામાં બિરબલ આવ્યો, સલામ કરી આગળ ઉભો; પરંતુ બાદશાહની મુખ મુદ્રા નિસ્તેજ પડેલી જોઇ અરજ કરી કે " ખુદાવિંદ ! શું મહાન સંકટ આવી પડયું છે ? શું પરચક્ર (શતરૂ સૈન્ય )ની કિસ્ત આવી લાગી છે ! જો એમ હોય તો તે જલદી ફરમાવો એટલે તે વિપત્તનું વાદળ વેરી નાખવા ત્વરાએ ઉપાય શોધીએ." આવાં બિરબલનાં વાકયો સાંભળી શાહને ધૈર્યતા ઉત્પન્ન થઇ તેથી રોહસેન રાજાનો આવેલો પત્ર બિરબલના હાથમાં આપ્યો અને કહ્યું કે " વાંચી જુઓ અને શું કરવું ? તે વિષે અભિપ્રાય આપો " બિરબલે પત્ર વાંચી કહ્યું કે " નામદાર ! આ ચાર ચીજો મળવી કાંઈ બહુ મુસ્કેલ નથી; પરંતુ કેટલીક વખત લાગશે ખરો ! માટે એક વર્ષની મુદત રોહસેન પાસે

માગી લેવી એટલે ફતેહના ડંકા ! ) આવો ઉત્સાહ યુક્ત ઉત્તર સાંભળી શાહે હર્ષ સહ પત્ર લખી એક વર્ષની મુદત માગી લીધી. તદનંતર બિરબલે બાદશાહને જણાવ્યું કે "હવે આપણે તે ચાર ચીજો હાથ કરવા માટે એક લાખ રૂપિયા જોઇશે માટે તે હુકમ થવામાં ઢીલ ન થવી જોઇએ ; શાહે ખજાનચીને કહી લાખ રૂપિયા બિરબલને ત્યાં પોંહચતા કરાવ્યા; અને બિરબલે પણ શાહની પાસેથી કેટલાક માસની રજા માગી તે કામ પાર પાડવામાં પ્રવર્ત્યો અર્થાત સાહુકારનો વેષ ધારણ કરી જોઇતાં સહિત્યો સજી રોહસેન રાજાના નગર ભણી પ્રયાણ કર્યું. કેટલેક દિવસે ત્યાં જઈ પોંહચ્યો સારૂં બજારનું મથક નિહાળી સુંદર હવેલી ભાડે રાખી દબ દબા સાથે સરાફી વ્યાપાર રોજગારની એક મોટી પેઢી જમાવી દીધી.

હવે તે શેહરનો કોટવાળ કે જેનો કોટવાળી ચબુતરો પોતાની હવેલીના સન્મુખજ છે તેની સાથે ધીરે ધીરે ઓળખાણ જોડી માયા વધારી **"હાથ પોલો તો જગત ગોળો"** એ કહેવત સાહુકારે અમલમાં આણી એટલે કોટવાળજીતો બિચારો આધીન આધીન થઈ ગયો. દરરોજ ચાહ, પાણી, ખાવું, પીવું, અને મુખવાસ વગેરે નવ નવ પ્રકારનાં સુખો મળવા લાગ્યાં. કોક વખતે ગાન, તાન, તમાસા ની મજાહ પણ ઉડવા લાગી. અને દિવસે દિવસે સ્નેહમાં વધારો થયો તેથી ગામમાં કોઇ સારૂં ગાયન કરનાર કે નાચ કરનાર આવ્યું કે તુરત શેઠ હજુર તેડી લાવે અને તેને વિદાયગીરી વખતે જે રકમ આપવા કોટવાલ કહે તે શેઠ તુરતજ આપે, આ પ્રમાણે રીતભાત ચલાવી. એક વખતે એક સોળ વર્ષની શ્યામા ઘણીજ ગાન કળામાં પ્રવીણ હતી તેને લેઈ ( કોટવાળ ) શેઠ પાસે આવ્યો અને કેહવા લાગ્યો કે "આ નાયકા સુંદર સૂરતની તથા મનોહર કંઠવાળી છે; માટે તેનો નાચ મુજરો થવો જોઈએ." તે સાંભળી સેઠે કહ્યું કે "બહુ સારૂં." બાદ પોતાના દિવાનખાનામાં શ્યામા નાયકાએ નાચ અને ગાયન શરૂ કર્યા તેમજ એવી રાગરાગણીના આલાપ–તાન છોડયાં તથા અપૂર્વ પ્રકારની નાચકળા બતાવી તેથી સેઠ ઘણોજ ખુસી થયો અને કોટવાલને પુછ્યું કે

"આ નાયકાને વિદાયગીરીમાં શું બક્ષિસ આપીએ તો ઠીક ?" તે સાંભળી કોટવાળે જણાવ્યું કે "બસો રૂપિયા આપીએ તો સારૂં દેખાય !" એજ પ્રમાણે સેઠે પણ તાત્કાળ રૂપિયા ગણિ આપ્યા તે જોઇ નાયકા આનંદાશ્ચર્ય સાથે વિચારવા લાગી કે "અત્યાર સુધી વિદાયગીરીના બસો રૂપિયા આપનાર મને કોઇ સેઠ મળ્યો નથી. પાંચ, દશ, વીશ, અને પચાશનો છેવટ સુધી આપનાર મળ્યા છે; પરંતુ આની ઉદારતા તો અતિ વિશેષ છે ! માટે આવા સેઠને છોડી બીજાની તાબેદારી ઉઠાવવી એ ખરેખર મુર્ખાઇ ભરેલું ગણાય ! એમ વિચારી સેઠ પ્રત્યે વિનતી કરવા લાગી કે "સેઠજી સાહેબ ! હું આ રૂપિયા લેવા ચાહતી નથી પણ આપનીજ સેવામાં રહી તેહનાત ઉઠાવવા ચાહું છું; માટે જો કૃપા કરી મને આપની દાસી ગણી લ્યો તો બસ છે !" આવું મૃદુળ વાકય સાંભળી સેઠે કહ્યું કે "ઠીક છે જો તમે નિર્મળ પ્રેમથી વર્તવા અને પ્રેમ પંથમાં પરવરવા ચાહતાજ હો તો મારી ના નથી ! ખુશીથી આવો જાઓ આનંદ હાસ્ય વિનોદ કરો અને જે જોઇએ તે યોગ્ય વખતે મદદ માગી લ્યો." બાદ નાયકા પોતાના મુકામ ઉપર ગઇ અને સેઠને પણ સાથે તેડી ગઇ નાના પ્રકારની કાકક્રીયા કેળવી સેઠનું મન પ્રસન્ન કર્યું અને આખી રાત્રી કામ કુતુહળમાં વ્યતિત કરી. પ્રાતઃકાળે જ્યારે સેઠ પોતાને મુકામે જવા તૈયાર થયા કે નાયકા ગદ ગદ કંઠે વિનવા લાગી કે "મારા હૈયાના હાર ! આપ જવા તૈયાર થયા છો પણ હું આપને અહીંથી જવા દેવા ચાહતી નથી, પછી આપ તરછોડી ચાલ્યા જશો તો અબળાનું કોઈ જોર નથી !" શેઠે કહ્યું કે "વલ્લભા ! દિલગીર થવાનું કાંઇ કારણ નથી. ! ખાઓ પીઓ અને મજાહ કરો ! તેમ હું તમારી પાસેનો પાસેજ છું, જો હું અહિંયાંજ રહું તો લોકોમાં મારા માટે ખોટો વિચાર ફેલાય અને અહીંયાને અહિંયાંજ રેહવાથી કાંઇ પ્રીતિલતા વિશેષ વૃદ્ધિને પામે એમ છેજ નહી; માટે આનંદમાં વર્ત્તો." એમ કહી સેઠ પોતાના મુકામ ઉપર આવ્યો; અને પ્રીતિના નિયમ પ્રમાણે કળાવંતી (નાયકા) સાથે વર્તવા લાગ્યો.

એક વખત કોટવાળે શેઠને પુછ્યું કે "સેઠજી! તમે લગ્ન કર્યું છે કે નહી?" સેઠે કહ્યું કે "લગ્ન કરવા ઇચ્છુંછું પણ સારા કુળની કન્યા મળે તોજ તે વાત બને! નહિં તો એ લાબ્ધા કરતાં આમ રેહવું એ વધારે પસંદ કરૂંછું" કોટવાળ બોલ્યો કે "સેઠજી! હું આપના માટે સારા કુળની કન્યા શોધવા અવશ્ય મહેનત લેઇશ." સેઠે જણાવ્યું કે "જો એવી સુકુળીની મળે તો ઘણાજ આનંદની વાર્તા" આ પ્રમાણે વાતચિત થયા પછી કોટવાળ પોતાના મુકામે ગયો.

કોટવાળે એક સારા કુળની ખુબસુરત કન્યા પુષ્કળ યત્ન વડે મેળવી અને સેઠને બતાવી. સેઠે પણ પસંદ કરી તેથી તેના માબાપનો અભિપ્રાય મેળવી ઘડીયાં લગ્ન લીધાં, વિધિયુક્ત પાણી ગ્રહણ કરી પોતાના ગૃહમાં ધરણીને પધરાવી.

કેટલાક દિવસો પછી શેઠે એવો નિયમ શરૂ કર્યો કે દરરોજ બ્હાર જતા નિકળે કે જોરથી તે સ્ત્રીની પીઠ (વાંસા) ઉપર એક કોરડો મારવો અને પછી પોતાના કામ ઉપર જવું. આ પ્રમાણે કરતાં કેટલાક દાસો ગયા ત્યાર બાદ બજારમાંથી એક પાકેલું કાળીંગડું (તરબુજ) લાવી તેના બે કકડા કરી જુદાજુદા દુપ્પટામાં લપેટી સફેદ રૂમાલમાં બાંધી લીધા, અને તે ચુપચુપ રીતે દોડતે દોડતે ઘરમાં પ્રવેશ કરી પોતાની સ્ત્રી જોઇ શકે તેવી રીતે ભયભીતપણું બતાવતો પેટીની અંદર તે બન્ને પોટકીઓ મૂકી તાળું વાસી ગુસ્સો લાવી સ્ત્રીને બે કોરડા મારી કહ્યું કે "ખબરદાર! જો આ વાત કોઇને કહીછે તો જાનથીજ મારી નાખીશ! આજે હું આ ગામના રાજાના કુંવરનું માથું કાપી લાવ્યોછું તે આ પેટીમાં મૂક્યું છે! માટે તું જો આ હકીકત કોઇને પણ કહીશ તો તારા પણ બે કકડા કરી નાખીશ! એમ કહી ઝટપટ બ્હાર ચાલી નિકળ્યો, ઘરમાંથી બ્હાર નિકળવા પામ્યો નથી તેટલામાં તો મોટી બુમ મારી રડવા લાગી. સામેજ કોટવાળી ચબુતરો હતો તેથી આ બુમાટ સાંભળી કોટવાળ અને સીપાઇઓ દોડી આવી પુછ્યું કે "કેમ આટલાં બધાં રડોછો? તેનું કારણ જો અમોને જણા-

વો" તે સાંભળી રડતાં રડતાં બોલીકે "મારા વર મહારાજાના કુંવરનું માથું કાપી લાવ્યા છે અને આ પેટીમાં મૂકી તાળું વાસી બ્હાર ગયા, મને આ વાત કોઇને ન જણાવવા માટેનું કહી માર માર્યો તેથી હું રોઊછું" એમ કહી પોતાનો વાંસો ખુલ્લો કરી કોરડાના સોર કોટવાળને દેખાડયા એટલે ખાત્રી થઈ કે "સેઠ મહા પાપી દેખાય છે બસ હવે એકદમ તેને શેહેરમાંથી શોધિ કાહાડી સારી શિક્ષા અપાવું; શું મેં સારા કુળની કન્યા આ માટે અપાવી હતી? તેની આવી વલે કરવી? અને આવાં ચંડાળનાં કાર્મો કરનારો!?"

એમ વિચારી સીપાઇઓને ચારે બાજુએ શેહરમાં દોડાવી સેઠને પકડી લાવવા હુકમ કર્યો. સીપાઇઓ ખુનીને પકડી પાડવા ઘણીજ બાહાદૂરી બતાવતા શેહરમાં દોડા દોડ કરી રહ્યા હતા તેટલામાં સેઠની ભેંટ થઇ કે કશું પણ પુછગાછ ન કરતાં એકદમ સીપાઈ બોલ્યા કે "જુઓછો શું મારો? બાંધો! પકડો આ ખુનીને!" એમ કહી લાત તથા મુક્કી અને પાહુના પ્રહાર શરૂ કર્યા તથા મુસ્કેટાટ બાંધી બડબડવા લાગ્યા કે "કેમ? નાસી ગયા હતા ને? હવે ક્યાં જશો? હાથે કરીનેજ મોતને તેડું કર્યું" એમ કહી સીપાઈઓ સેઠને બાંધી ચબુતરા ઉપર લાવ્યા અને મેથીપાક આપવા લાગ્યા, ત્યારે સેઠ બોલ્યો કે "ભાઈ! મારોછો શા માટે! શું ગુન્હો કર્યો છે તે તો જણાવો?" કોટવાળે કહ્યું કે ચુપ રહે? જાણ્યું તારૂં સાહુકારપણું! શું ગુન્હો કર્યો છે તે હમણાંજ જણાઇ આવશે, હરામખોર! આવાં આવાં કાળાં કર્મો કરવા માંડયા છે? ઠીક છે! હમણાં સુંઠનો સ્વાદ ચખાડી દઉંછું!" એમ બડબડી સેઠને મોટા બંદોબસ્ત સાથે દરબાર હજૂર લેઈ ગયો અને મહારાજા પ્રત્યે અરજ કરી કે "સિરતાજ! આ હરામખોર આપનો મોટા અપરાધિ છે! કે જેણે આપના કુંવરનું શિરચ્છેદ કરી પોતાના ઘરમાં પેટીની અંદર મૂકયું છે અને તે વાત કોઈને જણાવવી નહી એવી ધમકી આપી સ્રીને વાંસામાં કોરડા માર્યા છે માટે તે સ્રીને બોલાવી તેનો વાંસો જોવાથી નામદારને તુરતજ ખાત્રી થશે."

આવું કોટવાળનું બોલવું સાંભળી રાજાને અત્યંત ગુસ્સો આવ્યો અ-

ને પોતાના કુંવરનું શિરચ્છેદ કરનાર ખુની જાણી એકદમ કશો પણ તપાસ ન કરતાં હુકમ કર્યો કે " આ દુષ્ટને હાલને હાલ શુળી ઉપર ચઢાવી દ્યો !" આવો કઠોર હુકમ થતાં વાંરજ કોટવાળ અને સીપાઈઓ શેઠને આગળ કરી સ્મશાન ભૂમીકાએ લેઈ ચાલ્યા. તે વખતે સેઠનો ચાકર ત્યાં ઉભો હતો તેને સેઠે કહ્યું કે " મારી સ્રીને જઈ કહે કે તારો ભરતાર શુળી ઉપર ચઢે છે, આ સમાચારનો શું જવાબ મળે છે તે જલ્દી મને લાવી આપ' ચાકરે એજ પ્રમાણે સર્વ સમાચાર સેઠાણીને જઇને કહ્યા તે સાંભળી જરા પણ ઉદાસ ન બનતાં ગુસ્સો લાવી બોલી કે "ભલે ચઢવા દે, કરશે તેવાં ફળ ભોગવશે એમાં કોઇ શું કરે ? ' આવું સેઠાણીનું બોલવું સાંભળી ચાકરે તુરત આવી સેઠને પાછી તે હકીકત જણાવી તે સાંભળી ચાકરને કહ્યું કે હવે તું મારી નાયકાને જઈ સમાચાર કહે કે " સેઠ હમણાંજ આવે છે. ) ચાકરે નાયકાને ત્યાં જઈ કહ્યું કે સેઠ હમણાંજ આવે છે. એટલા સમાચાર કહ્યા તે સાંભળી ઝટ ઉઠી બારીએ આવી માર્ગ નિહાળવા લાગી.

સેઠે કોટવાળને દીનવચને અરજ કરી કે ( જરા કળાવંતીના ઘર આગળ થઇને મને લેઇ જાઓ તો આપની મોટી મહેરબાની ! ) તે સાંભળી કોટવાળ તે તરફ લેઈ ચાલ્યો, બારીએ ઉભેલી ચતુર નાયકાએ શેઠને મુસ્કેટાટ બાંધેલા અને કાળી કફનીઓના સખ્ત બંદોબસ્ત સાથે આવતા જોયા તેથી અત્યંત ખેદ પામી નીચે ઉતરી કોટવાળને હાથ જોડી કહ્યું કે ( આ બસો રૂપિયા આપ પાન સોપારીના લ્યો અને માત્ર બે ઘડી સુધી આ સેઠને આ ઝાડ નીચે બેસવા પરવસી કરશો તો હું આપ સાહેબનો બહુજ આભાર માનીશ, હું માહારાજા હજૂર જાઉંછું જો ગુન્હો માફ કરી એમને છોડી મુકવાનો હુકમ કરશે તો ઠીક નહિં તો ખુશીથી પછી લેઈ જજો. ) આ પ્રમાણે નાયકાનું બોલવું સાંભળી કોટવાળે વિચાર્યું કે "બે ઘડી શુળીએ મોડો ચઢાવવામાં આપણું શું જાય તેમ છે ? બસો રૂપિયા તો ઘર બેઠા કરે !) એમ વિચારી નાયકાનું કેહવું કબુલ કર્યું " પૈસો શું ન કરે ?"

નાયકા ઉતમ પ્રકારનો પોષાક પરિધાન કરી દરબારમાં ગઇ અને માહારાજા હજૂર મધુર સ્વરે અલૌકિક ગાન તાન કરી માહારાજાનું અત્યંત મન મોહીત કરી નાખ્યું; એટલુંજ નહિં પણ માહારાજાએ પ્રસન્ન થઈ કહ્યું કે " આ વખતે જે તારી ઇચ્છા હોય તે વેણ માગી લે ! " આવું મહારાજાનું બોલવું સાંભળી નાયકાએ માહારાજની પાસેથી કોલ માગી નમ્રતાથી વિનતિ કરી કે " ગરીબ પરવર ! જો મારી ઇચ્છા પુર્ણ કરવાને આપ તૈયાર હોતો હમણાં જે સેઠને શળીએ ચઢાવવાનો હુકમ કર્યો છે તેને શળી ન દેતાં મુકત કરાવો. " એ સાંભળી રાજાએ જણાવ્યું કે સેઠને તો ક્યારનોએ શળીએ ચઢાવી દીધો હશે માટે બીજું કાંઇ માગ " નાયકાએ કહ્યું કે " નામદાર ! જો જીવતો હશે તો છોડી મૂકાવા હુકમ કરવો નહિં તો બીજું મારે કશું જોઇતું નથી. ) આવું નાયકાનું બોલવું સાંભળી સીપાઇઓને તાકીદ આપી કે " જો સેઠ જીવતો હોય તો એકદમ તેને છોડી મુકવો. ) તે સાંભળી સીપાઇઓ દોડતા જતા હતા તેટલામાં ઝાડ નીચે કોટવાળ અને સીપાઇઓના બંદોબસ્ત સાથે સેઠને બેઠેલો જોઇ કોટવાળને મહારાજાનો હુકમ સંભળાવી દીધો એટલે સેઠને છોડી દેઇ વિલે મોઢે કોટવાળે રસ્તો માપ્યો. એટલામાં નાયકા પણ આવી પોંહચી અને સેઠને પોતાના બંગલામાં લેઇ ગઈ. દુ:ખદાઇ બાનાવના સબબથી દિલ ભરાઇ આવ્યું તે જોઈ સેઠે તેનું મન શાંત પાડવા કહ્યું કે " તું જરાપણ બીહીશ નહિં આવી ખટપટ કોણે કારણ પ્રસંગેજ ઉભી કરી છે,તેમજ હવે હું મારા શહેર ભણી જાઊં છું અને ત્યાંથી ચાર દિવસ પછી પાછો આવીશ, પછી તને હું મારી સાથે લેઇ જઇશ માટે કોઇ વાતે ગભરાઇશ નહિં ! ) આ પ્રમાણે નાયકાને ધીરજ આપી બીજી આડી અવળી હાસ્ય વિનોદની વાર્તાઓ કરી ત્યાંથી વિદાય થઈ પોતાનો બ્યાપાર સંકેલી પોતાના ગામ ભણી ચાલી નીકળ્યો. બાદશાહને સલામ કરી વિનવ્યું કે " મલયાલના રાજાએ જે ચાર વસ્તુઓ માગી હતી તે તૈયાર છે ) આવું બિરબલનું બોલવું સાંભળી શાહે અતિ આનંદ યુક્ત પુછ્યું

કે " તે ચીજો કયાં છે ?) બિરબલને કહ્યું કે " તે ચીજો તે રાજાના ગામમાંજ છે માટે આપ મને એક પત્ર સહી શિક્કા સાથે લખી આપો. ) આ પ્રમાણે વાર્તા સાંભળી સહી શિક્કા સાથેના પત્રમાં લખી જણાવ્યું કે " આપની મંગાવેલી ચારે ચીજો બિરબલ સાથે મોકલી છે તે તપાસી લેશો અને પાછો ઉત્તર લખી આપશો. ) તે પત્ર લેઈ બિરબલ પોતાના અસલ સ્વરૂપ (બિરબલના પોશાક) થી ચતુરંગી શેન્યા સહ પૂર દબદબા સહીત માલ્વાલના રાજનગરમાં જઇ પોહોંચ્યો અને વર્દી અપાવી કે " દિલ્હીથી બિરબલ આપની ભેટ લેવા આવ્યો છે. )

છડીદારે વર્દી આપી કે તુરત અંદર આવવા હુકમ કર્યો. બિરબલ પણ રાજરીતિ મુજબ પ્રવેશ કરી મહારાજા સન્મુખ આવ્યો યોગ્ય વિનયથી અભિવંદન કરી ઉભો રહ્યો; તેમજ મહારાજાએ પણ યોગ્ય આદર સત્કાર-સહ આસન આપ્યું. પરસ્પર કુશળતા પુછી બિરબલે બાદશાહનો પત્ર માહારાજાને આપ્યો. માહારાજાએ વાંચી આશ્ચર્યતાથી પુછયું કે " તે ચાર ચીજો ક્યાં છે ? ) બિરબલે જણાવ્યું કે " માહરાજ ! અહિંયાજ મોજુદ છે ) એમ કહી પોતાના માણસને કહ્યું કે " મારી સ્ત્રી અને નાયકાને અહીંયાં બોલાવી લાવો. ) અનુચર જઈ બન્નેને બોલાવી લાવ્યો; તેમને પોતાની પછવાડે ઉભાં રાખી બિરબલ બોલ્યો કે " નામદાર ! હું અહિંયા (આપના શહેરમાં) સેઠનું સ્વરૂપ (ઠાઠ) સજી કેટલોક વખત રહ્યો હતો અને તે સમયે આ સ્ત્રીની સંગાથે લગ્ન થયાં હતાં. મેં એ સ્ત્રીની સાથે એવો નિત્ય નિયમ શરૂ કર્યો કે જ્યારે હું બ્હાર જાઉં ત્યારે તેના વાંસામાં એક કોરડો મારી પછી જાઉં, એમ કરતાં કેટલાક દિવસ થયા ત્યારે એક વખતે પાકેલું તરબુજ ખરીદી તેના બે ટુકડા કરી સુંદર દુપટ્ટામાં વીંટી સફેદ રૂમાલમાં બાંધી ગાભરો બની એકદમ ઘરમાં આવ્યો અને પેટી ઉઘાડી તે પોટકી અંદર મૂકી તાળું વાશી વાત ન જણાવવા માટે સ્ત્રીને ભલામણ આપી ગુસ્સેથી નિયમ કરતાં એક વધારે કોરડો (જેરબંદ) મારી ઉતાવળો ઉતાવળો બ્હાર જતો રહ્યો. એટલામાં બરાડાપાડી

રડવા લાગી અને આગળની દાઝ કાઢાડવાની ઇચ્છાએ કુતવા શરૂ કર્યો, આ આપની હજૂર બેઠેલા કોટવાળે તેને જઇ રડવાનું કારણ પુછ્યું અને તેણે ખાનગી વાત જાહેર કરી તેથી કોટવાળ મને મુસ્કેટાટ બાંધી આપ હજુર લાવ્યો. આપે શૂળિ ઉપર ચઢાવવા હુકમ કર્યો પણ આ પાસે ઉભેલી નાયકાએ મારો જાન બચાવ્યો. નામદાર! આ જે મારી પરણેલી સ્ત્રી છે તેને મારો પ્રાણ બચાવવા યત્ન કરવ જ જોઇએ! છતાં શૂળીનો હુકમ થયે સાંભળી સ્વસ્થ થઇ 'કાસ ટળો' તેમ જાણી બેસી રહી તેથી આ અસલ છતાં કમ અસ્સલનું કામ કર્યું માટે '**અસ્સલનો કમઅસ્સલ**' એ આપની એક વસ્તુ તો મળી ચુકી. હવે નાયકાને આગળ ઉભી કરી બિરબલ બોલ્યો કે "મહારાજ! આ કમ અસ્સલ જ્ઞાતિ કેહવાય છતાં મારી સાથે પૂર્ણ પ્યાર ધરાવતી હતી, હું મરી ગયો હોત તો એને બીજાનો આશ્રય લેવામાં અડચણ ન્હોતી; તદપી મને શળી ચઢાવવા લેઇ જતો જાણી પોતે મહાદુ:ખ પામી કે એમને સૂળિની શિક્ષા થઇ પછી મારે કોનો આશ્રય લેવો? માટે હરેક પ્રયત્ને એમનો જીવ બચે તેમ ઉપાય આદરવો **મનુષ્ય યત્ને ઇશ્વર કૃપા**' હશે તો ફતેહજ થશે, એમ ધારી આપની કૃપા મેળવી અને મને મુકત કરાવ્યો; તેથી આ કમ અસ્સલ છતાં અસ્સલપણાનું કામ બજાવ્યું માટે આ આપની '**કમ અસ્સલનો અસ્સલ**' એ બીજી વસ્તુ.!) ત્યારબાદ બિરબલે કોટવાળ તરફ આંગળી બતાવી માહારાજને કહ્યું કે "નામદાર! 'બજારનો કુતરો' તે આ પોતેજ!) કોટવાળે કહ્યું કે "મને બજારનો કુતરો શા કારણથી કહો છો?) બિરબલે જણાવ્યું કે "કુતરાનો સ્વભાવ છે કે જ્યાં સુધી તેને રોટલાનો કડકો ખાવાને મળે ત્યાં સુધી તે ધણીની તાબેદારી કિંવા મરજી જાળવે અને અનેક પ્રકારનાં લટુકડાં કરે; એજ પ્રમાણે તમે પણ છો; કેમકે જે વખતે મારી સ્ત્રીએ તમોને કહ્યું કે 'મહારાજાના કુંવરનું મારા ધણીએ માથું કાપી પટારામાં મૂક્યું છે.) તે સમાચાર સાંભળી તમે મને પકડયો તથા માર આપવા માંડયો; પરંતુ જરા પણ વિચાર કર્યો કે 'આ સારો પ્રતિષ્ટીત સેઠ છે, તો એની રીત-

બાત આવા દુષ્ટ પ્રકારની હોયજ નહિં ! તેમ.જ તમારા મનમાં ત પણ શરમ ન ઉપજી કે આ શેઠ પાસે બેસી ખાન પાન ગાન તાન અને મોટી નિવાજસોની મજાહ મેળવી છે અને એનાજ ઉપર વિપત્તિનું વાદળ ઘેરાયું તે વખતે નિમક હલાલી બજાવી જેમ બને તેમ વિપત્તિનું વાદળ વિખેરવા હરેક કોસીસ કરવીજ જોઇએ; પરંતુ તે ન વિચારતાં તુરત નિમક હરામી આદરી કેવળ બેશરમી બેરહેમીયત બની મારાપર જુલ્મ ગુજાર્યો અને મોટો ગુન્હો પકડયા વિષેની બહાદુરી તથા માહારાજાનું માન મેળવવા ઉદ્યમ આદર્યો માટે '**બજારનો કુતરો**' ખરેખર થઇજ ચુકયો તેથી મહારાજ; આ આપની ત્રીજી ચીજ સંભાળી લ્યો. હવે માત્ર 'આદીનો મહ્નો રહયો તે વિશે જણાવતાં આપ પાસે માફ માગી લેઉંછું કે બે અદબી માફ કરશો; કેમકે તે ચોથી ચીજ આપ પ્રત્યેજ લાગુ પડે છે! (મહારાજાએ જણાવ્યું કે શીરીતે?) ત્યારે બીરબલ બોલ્યો કે "પ્રથ્વિનાથ! જે વખતે કોટવાળ મને મુસ્કેટાટ બાંધી આપ હજુર લાવી આરોપી ઠરાવ્યો તે વખતે આપે કશો પણ વિચાર ન કરતાં એકદમ શુળીએ ચઢાવવા હુકમ કર્યો; પરંતુ એ પ્રથમ વિચારવાનું જરૂરનું હતું કે મારા કુંવરનું આને શિરચ્છેદ કર્યું એ વાત ખરી છે કે ખોટી? તે બાબત પુરતો તપાસ કરી ખરૂં જણાયા પછી મને શિક્ષાને પાત્ર કર્યો હોત તો યોગ્ય હતું; પણ તે સત્યાસત્ય ન તપાસતાં સાહસ રીતે મારા પ્રાણ લેવા હુકમ કર્યો માટે એ ચોથી ચીજ કોના પ્રત્યેજ લાગુ પડે છે તે આપજ વિચારી જુઓ. નામદાર! હવે ચાર ચીજો આપને પોંહચી ચુકી છે માટે મારા ખુદાવિંદને ખાત્રી થવા માટે આપ તે ચીજો પોંહચ્યાની પહોંચ કૃપા કરી લખી આપો. આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી રાજા ઘણોજ પ્રસન્ન થયો અને બીરબલના બુદ્ધિબળની અત્યંત સ્તુતી કરવા લાગ્યો. બાદ બીરબલને કીમતી પોષાક આભૂષણ વગેરે આપી ચીજો પહોંચ્યા બદલ પહોંચ લખી આપી. બીરબલે પણ પોતાના શહેર ભણી જવાની રજા માગી, પોતાની માયા સંકેલી નાસકા અને સ્ત્રીને લેઇ દિલ્લીએ આવી પહોંચ્યો. બાદશાહને સલામ

કરી પહોંચનો પત્ર આપ્યો તે વાંચી શાહે ઘણીજ બીરબલની બુદ્ધિ માટે તારીફ કરી પુષ્કળ દ્રવ્ય-પોષાક બક્ષીસ કર્યા અને પ્રથમ કરતાં બીરબલ સાથે વિશેષ નેક દિલથી વર્તવા લાગ્યો.

વારતાનો સાર એ ગ્રહણ કરવાનો છે કે કુળવાન સ્ત્રી હોય છે તે અકુલીન નીવડે છે અને અકુલીન કુલીન નીવડે છે. બીજું સ્ત્રીને ખાનગીવાત કહેવી નહિ; કેમકે શ્રીયુધિષ્ઠિરજીનો શ્રાપ હોવાથી તેના પેટમાં વાત ટકવા પામતીજ નથી **"પ્રેમદાની બુદ્ધિ પાનીએ"** હોય છે, હઠેલી કે ક્રોધવાન બની એટલે તે પોતાનું હિત અહિત સમજી શકતી નથી. ત્રીજું સરકારી નોકરીયાત વિશેષે કરીને પોલીસ ખાતાવાળાઓનો કદીપણ વિશ્વાસ કરવો નહીં; કારણ કે એમને ગમે તેટલું ખવરાવીશું પીવરાવીશું કિંવા તેમની તમીજ ઉઠાવીશું કે તેમના પ્રત્યે ઉપકાર કરીશું; તદપિ આપણા પ્રત્યે આફત આવ્યે તેજ આપણને ઝપાટી પાડવા પ્રથમ યત્ન આદરશે. ચોથું અમલદારોએ કે અમીરોએ પોતા પાસે આવેલા કેસ ( કાર્ય)માં પુર્વાપરનો વિચાર કરી ઇન્સાફ કિંવા હુકમ ફરમાવવો; નહિં તો વખતે અંધાધુંધીમાં ગરીબોનો ઘાણ નિકળી જાય, વગેરે વગેરે સમજવાનું છે.

**ત્રીજો ભાગ સમાપ્ત.**

---

# બિરબલ અને બાદશાહ.

## ભાગ ચોથો.

## વારતા એકત્રીશમી.

ચાહે સમ કરી ચતુર નર, સાધે છે નિજ સ્વાર્થ.

**કેશવચંદ્ર.**

એક સમય બાદશાહે બિરબલ પ્રત્યે જણાવ્યું કે " બિરબલ ! જો તું મને હસાવીશ તો હું મોટી બક્ષિસ આપીશ. ) આવું શાહનું બોલવું સાંભળી અનેક યુક્તિ લડાવી રમ્મત ગમ્મત ભરી હાસ્યજનક વાર્તાઓ કરી; તદપિ શાહને હસવું આવ્યું નહી તેથી છેવટે બિરબલે બાદશાહના કાનમાં કહ્યુંકે " જહાપનાહ જો આપ હવે નહિ હસશો તો હું મોટી બુમ મારીશ ! ) તે સાંભળી શાહ તેના ટીંખલીપણા વિષેનો ભાવ યાદ કરી હસ્યા; સબબકે ઘણાં યત્ન કરવા છતાં તેનો ઉપાય ચાલ્યો નહિં ત્યારે છેવટે ઉટપટાંગ ટીંખલ જણાવવા યત્ન આદર્યો તે જાણી હસવું આવી ગયું; એટલે બિરબલે કહ્યુંકે ( નામદાર ! આપ આપની સરત પૂરી થયલી સમજી ધારેલી બક્ષિસ આપી દો ) તે સાંભળી બોલેલું પાળવા તુરત બક્ષિસ આપી. આહા ! ' दंतिदन्त समानंहि महतां निर्गतांवचः " આ વિદ્વાનોનું વાકય મહાન્ પુરૂષોના વચનની કેટલી અને કેવી મહત્તા દર્શાવે છે ? શાહ બિરબલની તર્ક વિધા જોઈ ખુસી થયો અને પુન જ્ઞાન ગોષ્ટી આગળ ચલાવી.

વાર્તાનો સાર ખુલ્લોજ છે.

---

## વારતા બત્રીશમી.

નર સરવર વર છે નરો, (પણ) બુદ્ધિનીરયુત હોય;
નહિં તો નર સરવર કને, કદિન આવે કોય.

**કલ્યાણજી.**

## જેવો વખત તેવાં વાજાં

એક સમય બાદશાહની માતુશ્રીનો સ્વર્ગવાસ થયો તેમજ તેજ વખતે હુરમ સાહેબે એક શાહજાદાને પણ જન્મ આપ્યો. ( પુત્ર પ્રસવ્યો ) આ બન્ને સમાચાર પ્રજામાં સાથેજ ફેલાયા તેથી પ્રજાજનો મહા મુંઝવણમાં પડ્યાં; કેમકે માતુશ્રીના મરણનો શોક પ્રદર્શિત કરવો કે શાહજાદાના જન્મનો હર્ષ બતાવવો ?! તે વિષની કશી સુઝ પડી નહી; કારણકે શોક અને હર્ષને કટ્ટાં વૈર છે હવે એ બેનો સંગાથે શી રીતે મુકાબલો થાય ? આવી બરદોળ વિચારતા હતા તેવામાં તેમને સાંભરી આવ્યું કે “ આ બાબત બિરબલજીની સલાહ લેઇએ તો નિકાલ આવે. ” આ વાત સર્વાનુમતે સિદ્ધ થઇ કે બિરબલજી હજૂર પ્રજાના આગેવાનો ગયા અને પ્રજાની મુંઝવણના સમાચાર જણાવ્યા, તે સાંભળી બિરબલે કહ્યું કે “ ગૃસ્થો ! સર્વ જનો મળી દરબારમાં જાઓ અને જે વખતે જહાપનાહની નજર તમારા તરફ આવે કે તુરતા તુરત સર્વ ખુલ્લાં માથાં કરી ઉભા રેહજો, જો બાદશાહ આ બનાવ જોઈ હસે તો તમારે પણ હસવું અને જો રડવા સરખો ભાવ કરે તો તમારે રડી પડવું. ” આ પ્રમાણે બિરબલની યુક્તિ સાંભળી તેમણે તેજ પ્રમાણે યુક્તિ કરી રાજદ્વારમાં ગયા. તે વિચિત્ર બનાવ જોઇ શાહને હસવું આવ્યું કે તુરત સર્વેએ હસી આનંદ દર્શાવ્યો. છેવટે પુછગાછ કરતાં જણાયું કે આ યુક્તિ રચના બિરબલની છે તેથી શાહ બિરબલની તારીફ કરવા લાગ્યો.

વાર્ત્તાનો સાર ખુલ્લોજ છે.

---

# વારતા તેત્રીશમી.

ચતુર તણી ચતુરાઇ તે છુપી રહે નહી છેક.

**વ્યાસ.**

## પર ઉપકાર કરવો તેજ પુણ્ય.

એક વખત બાદશાહે એક લુહાર (લવાર) ને હુકમ આપ્યો કે “એક સુંદર મજબુત બખ્તર તૈયાર કરી લાવ ! ” લુહારે ઘણી કારીગરી કેળવી

તારીફ લાયક બખ્તર તૈયાર કરી શાહની હજૂરમાં આવ્યો. બાદશાહે તેની પરીક્ષા કરવા જમીન ઉપર બખ્તરને રાખી ગોળી બ્હાર કર્યા તેથી બખ્તરના ટુકડા થઇ ગયા. તે જોઇ શાહ ગુસ્સે થઇ બોલ્યો કે "જો આ પ્રમાણે ફરી બખ્તર તૈયાર કરી લાવ્યો તો તારૂં માથું ધડથી જુદુંજ કરવામાં આવશે." તે કઠોર હુકમ સાંભળી બિચારો લુહાર બહુજ ડરવા લાગ્યો ? મહેનત ફોકટ ગઇ તેની ફીકર ન કરતાં હવે શી રીતે કરવું ? તે વિષે મનમાં ભારે ભરદ્દોળા કરતો પોતાને ઘેર ગયો. બીજે દિવસે તે બિરબલ હજૂર જઇ કરગરવા લાગ્યો કે "મેહરબાન ! મને કોઇ કૃપા કરી યુક્તિ બતાવો કે જેથી મારી મેહનત લેખે આવે અને મોતમાંથી બચું !" બિરબલે તેનો દયામણો દેખાવ જોઇ અને કરૂણાજનક વાણિ સાંભળી જણાવ્યું કે "ફરી બખ્તર તૈયાર કરી તારા શરીર ઉપર ધારણ કરી કચેરીમાં આવજે, જ્યારે પરીક્ષા કરવા કહે ત્યારે અરજ કરવીકે ગરીબ પરવર ! જમીન ઉપર રાખી બખ્તરની પરિક્ષા લેવાતી નથી; પણ શરીર ઉપર પેહેરી પરીક્ષા લેવાય છે જેથી ખબર પડે છે કે શરીરનું કેટલું સંરક્ષણ કરે છે ? માટે હું પેહરીને ઉભોછું આપ ગોળી બ્હાર કરી બખ્તરની અજમાયસ ભલેથી કરી લ્યો ! આટલુંજ કેહજે એટલે તારૂં કાર્ય સિદ્ધ થશે." આ પ્રમાણે બિરબલની યુક્તિ યાદ રાખી લુહારે બખ્તર તૈયાર કરી તેજ પ્રમાણે શાહ હજૂર જઇ વાક્ય રચના કરી, તે જોઇ બાદશાહે વિચાર્યું કે "લુહારનું કેહવું સત્ય છે ! પરંતુ આ યુક્તિ એની હોય નહિં !" લુહાર સાથે પ્રશ્નોત્તર કરતાં જણાયું કે આ યુક્ત રચના બિરબલની બતાવેલી છે, તે જાણી શાહ ખુસી થયો અને લુહારને સારો શિરપાવ આપી વીદાય કર્યો.

વારતાનો સાર એજ છે કે આવી પડેલી આફતમાંથી બચવા માટે બુદ્ધિરૂપી ધન ઘણુંજ અમૂલ્ય છે; પરંતુ એ એક ઇશ્વરી બક્ષિસ છે માટે ઇશ્વરની કૃપા સંપાદન કરી મનેચ્છા પૂર્ણ કરો.

# વારતા ચોત્રીશમી.

હાનિકાર હાંસી સદા, સમજી તજે સુજાણ.

વલ્લભ.

એક વખત બાદશાહ અને બિરબલ રાજ પાટિકાએ ફરવા ગયા ત્યાં એક કૂતરો રસ્તાની બાજુએ એક કેટલાક દિવસની કાળી પડી ગયેલી રોટલીનો કકડો ખાતો હતો, તે જોઇ શાહે બિરબલની મીઠી મશ્કરી કરતાં જણાવ્યું કે "બિરબલ! જુઓ જુઓ પેલો કૂતરો કાળીને ખાય છે!" આવું શાહનું બોલવું સાંભળી બિરબલને કાંઇ વિચિત્રજ વાત્તા ભાસી કે 'નામદાર કપટ પટુતા વડે મારા માથાના ઘા સમાન વાર્તા મશ્કરી દ્વારા સૂચવે છે કેમકે મારી માનું નામ 'કાળી' છે તેથી કાળીને કૂતરૂં ખાય છે એમ મશ્કરીમાં જણાવ્યું, પણ હું તેનો એવો જવાબ વાળું કે આયંદે નામદાર એવી મશ્કરી કરવાની ટેવજ છોડી દે, એમ વિચારી ઉત્તરમાં જણાવ્યું કે "નામદાર! છે તો કાળી પણ એના મનથી તો તે ન્યામત માની લીધેલ છેતો" એ ઉત્તર સાંભળતા શાહને બહુ માઠું લાગ્યું અને ગુસ્સો કરી બોલ્યો કે "કેમ બિરબલ! મારાં માજી સાહેબની મશ્કરી કરે છે કે શું? શું મારાં માજીને કૂતરાં ખાય છે? એમ તું મશ્કરીમાં જણાવે છે!" બાદશાહને ગુસ્સો થવાનું કારણ એ હતું કે તેમની માનું નામ 'ન્યામત બુ' હતું, બિરબલે કહ્યું કે "ગરીબ પરવર! ગરીબ કિંવા તવંગર એ વર્ગને માનો પ્યાર સરખોજ હોય છે; જેમ આપને એ નામથી ગુસ્સો આવ્યો તેમ ખુદાવિંદ! મારી માની પણ તેજ પ્રમાણે મશ્કરી કરી છે માટે પ્રથમ પગલું આપે ભર્યુંછે પછી નામદારને ગુસ્સો લાવવો વ્યાજબી નથી" તે સાંભળી બાદશાહે પોતાની ભૂલ થયેલી જાણી વાત ફેરવી કે બિરબલ હુંતો કાળી રોટલીના કકડાને કૂતરૂં ખાય છે તે જોઇ સહેજ કહ્યું હતું" પરવર દિગાર જો આપે શુદ્ધ બુદ્ધથી એમ કહ્યુ હોય તો મેં પણ શુદ્ધ બુદ્ધિથીજ આપને તે પ્રશ્નનો ઉત્તર આપ્યો છે; કેમકે કૂતરાના મનમાં તે કાળી રોટલી ખરાબ થઈ ગયેલી નથી; પણ ન્યામત

( સારી ) છે, એમ સમજી ખાય છે. " આ પ્રમાણે બોલવાથી શાહખુસી થયો અને મનમાં સમજ્યો કે હવે પછી આવી મશ્કરી કરવી એ ગાઢ સંબંધમાં અયોગ્ય છે.

વારતાનો સાર એ છે મર્મમાં મશ્કરી કરવાથી ઘણી વખતે મહા માઠાં પરિણામો નિવડે છે અને કારી ઘા સમાન સામા માણસના શુકન સાંભળી સાંખી રેહવા પડે છે; માટે મશ્કરીની ટેવ છોડીજ દેવી. બીજું પોતાકી ભુલ વડે ગેરવ્યાજબી બોલાઇ ગયું હોય તો પોતાની મેળેજ પોતાની ભુલનો પસ્તાવો કરી બગડેલી વાતોને સુધારી લેવી જાઇએ.

---

## વારતા પાત્રીસમી.

મતિમાન અનુમાનથી મનના સમજે મર્મ,
**ભુલાભીરામ-**

### ટાણાનાજ નાણાં છે !

એક સમય બાદશાહે દરબાર ભરી કોઇ રાજ્ય સંબંધી વિચાર ચલાવી. બિરબલને ગમ્મતની ખાતર શાહે પુછ્યું કે "આ સર્વ દરબારીઓના મનમાં અત્યારે શું વિચારણ હશે ! બિરબલે વિનવ્યું કે " નામદાર ! સર્વ દરબારીઓના મનમાં અત્યારે એવી વિચરણા છે કે આપ નામદારનું કલ્યાણ થાઓ ! સદા જય થાઓ શતરૂઓનો નાશ થાઓ ! અને નિરંતર રાજ્ય સમૃદ્ધિથી આનંદમાન રહી નિરવિઘ્ન પણે રાજ્ય સુખો ભોગવો ! એજ વિચારણા છે.'' શાહે દરબારીઓને તેજ પ્રમાણે પુછ્યું તો સર્વ જણાઓએ બિરબલના વાક્યોનેજ સત્ય કર્યું; ત્યારે બાદશાહે પુછ્યું કે " મારામનમાં શું વિચારણા જ તે કહો ? " બિરબલે જણાવ્યુ કે " સિરતાજ ! આપના મનમાં એ વિચારણા છે કે આપણા પુર્વજો સદગતિમાં નિવાસ કરે અને પુર્વજોને નરકે જવા ચાહો છો તથા અપકિર્તી થવાથી ખુસી છો ? તો તે ફરમાવો. " આવી બિરબલની અભિનવ યુક્તિ જાણી શાહ હર્ષવાન થયો અને તેનાં વાક્યો કબુલ કરવાં પડ્યાં.

વારતાનો સાર એજ કે જે વાતમાં આપણે માહેતગાર ન હોઇએ તદપિ તેનો કોઇ પ્રાષ્ણ પુછે તો એવો ઉત્તર ગોઠવી ઓઢવી દેવો કે તેને તે કબુલજ કરવો પડે; માટે તેવી બુદ્ધિ વાપરવી;

---

## વારતા છત્રીસમી.

ઉપજે યુક્તિ વિધ્ર તો શમે સહુ સંતાપ.

**મણિલાલ.**

### એક અક્કલવાન હજારને હરાવે !

એક સમય અકબરશાહે વિચાર્યું કે " બિરબલ-ઘણો શાહણો, અક્કલના ભંડાર રૂપ, વકતા, સમય સૂચક અને રાજ ખટપટનો પ્રવિણ તંત્રી છે; પરંતુ કુલ મુસલમાન વર્ગમાં એ એકજ બ્રાહ્મણ હોવાથી તેના માટે મારા જાતિવાળાઓ વખતો વખત અપરિમિત શ્રમ ઉઠાવી તેને ખસેડવા મત્ન ચલાવે છે માટે **"બહુ તાતણુ બળીશું;"** કોઇ વખતે તે પરિણામે હાનિકારક પ્રકાર ગણાય; પણ જો એ દીન ધર્મને સ્વીકારીલે તો તમામ ખટપટનો અંત આવી જાય " એમ વિચારી વખતો વખત શાહ બિરબલ પ્રત્યે કેહેતો કે " બિરબલ ! તમારી સાથે મારે બેહદ નાતો છે; તો પણ કોઇ દિવસ મારે ત્યાં નાસ્તો કરવા આવ્યા નથી માટે એક વખત તે સંયોગ બને તો ઘણી ખુસી થવા જેવી વારના છે. " એમ હર વખત [illegible] હતો; પણ બિરબલ બીલકુલ ના ન કેહતાં ગમે તે બ્હાનું કાહાડી છટકી જતો. એક વખતે બિરબલ ઘણાજ જરૂરી કામમાં ગુથાયેલો હતો તે તકનો લાભ લેઇ શાહે બિરબલને ક કહ્યુ કે " કાલે મારે ત્યાં નાસ્તો કરવા આવજો. " બિરબલ કામમાં તલ્લીન બનેલો હોવાથી બેકામમાં તેનાથી " હા આવીશ." એમ કહેવાઇ ગયું. તે સાંભળી બાદશાહને ઘણો હર્ષ તથા સંતોષ ઉપજ્યો. બીજે દિવસે પ્રભાતે કાજી દરબારી વગેરેને બોલાવી પછી નાના પ્રકારની રસોઇ તૈયાર કરાવી. મુસલમાની ધર્મના કાયદા પ્રમાણે મીજવાની ઠરાવી, મોટા આનંદોત્સવ લીધે ગાન તાન વાજીત્રનાદ

ચાલી રહયો હતો. અનેય પ્રકારના પશુ પક્ષીઓના માંસની તકરારીઓ અ-મુલ્ય પ્રકારે બનાવી મુકી.

જ્યારે બિરબલ કામથી અલગ થયો ત્યારે તેને ભાન આવ્યું કે "મેં શાહને ત્યાં કાલનાસ્તો કરવા જવાનીહા પાડીછે, અરો પણ જવાય કેમ? અને ન જાઉંતો જહાપનાહનું અપમાન ગણાય અને તેથી ખીજવાઇ વખતે પ્રાણ લેઈ લેવાની તક હાથ લાવે; માટે હવે શું કરવું? બન્ને તરફથી ફસામણ થઇ, ધર્મ ભ્રષ્ટ કરવા કરતાં તો મરવું લાખ ગણો દરજ્જે સારૂં છે: હે જ-ગતનિયતા મુકુંદ! જે અત્યાર સુધી ભરતખંડમાં આપના દાસની કિર્તિ વિસ્તરેલ છે તેને શું છેવટે કાળો ડાઘ લગાડવાનો વખત આવશે કે? જે-મ પાણીમાં કમળ કોરૂં રહે તેમ યવન મંડળમાં અદ્યાપિ સુધી નિર્લેપપણે રહી સ્વધર્મને સાચવ્યું છે માટે હવે પણ આપ નભાવશો." એમ વિચાર તો કયો રસ્તો લેવાથી બન્ને તરફની વારતા બની રહે તેજ યુક્તિની ર-ચના શોધવા લાગ્યો અને એકાએક એક યુક્તિ તે ઉપાધીથી મુક્ત થવા-ની ઇશ્વિર કૃપાએ સુઝી આવી તેથી મનો વૃત્તિશાંત કરી નિદ્રા વસ્ય થયો.

પ્રાતઃકાળે નાહી પુજન કરી પોષાક પેહરી તૈયાર થાએ છે તેટલા-માં બાદશાહને ત્યાંથી મીજવાનીનું આમંત્રણ (નોતરૂં) આવ્યું તેને બિર-બલે કહ્યું કે (જાઓ નામદારને કહો કે હમણાંજ આવે છે) એમ કહી સિપાઇને રવાના કર્યો. તદનંતર બિરબલે સોનિને ત્યાં જઈ દાગીના ધોવા-ની પીછી માગી લીધી અને તે લેઇને દરબાર ગઢમાં પ્રવેશ કર્યો, તેને જે-ઇને સર્વ યવન મંડળને ઘણો આનંદ થયો. બાદ બિરબલ સર્વ તૈયારી થઈ જાણીને શાહ પ્રત્યે કેહવા લાગ્યો કે (પરવર દિગાર! આપ નામદારની ખાતર મારા મનમાં કોઈ પ્રકારની જુદાઈ નથી તેથીજ આ વખતે આ-પની ઇચ્છા પ્રમાણે વરતવા અહીંયાં આવ્યોછું તો મારી એક અરજ છે કે હિંદુ રીવાજ મુજબ કેલના પાંદડાની પાતલ ઉપર પાણીનો છંટકાવ થવો જોઇએ; માટે આપની આજ્ઞા મને થવી જોઇએ તો તે પાતળો તથા ખાનપાનની ચીજો આસપાસ જગ્યા પવિત્ર કરવા નિયમ પ્રમાણે પાજ-

છાંટું ) તે સાંભળી શાહે ખુસી સાથે જણાવ્યું કે ( બિરબલ ! તેમ કરવામાં મારી તરફથી કશી અડચણ નથી, એ ધડકથી તમારા રીવાજ પ્રમાણે ક્રીયા કરો. ) આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી જળપાત્ર હાથમાં લેઇ ખીસામાંથી સૂઅરના વાળની પીંછી સર્વ મંડળ જુએ તેમ કાહડી તે કુંચી વડે સર્વ પત્રાવળ ઉપર અને રસોઇની આસપાસ પાણી છાંટવું શરૂ કર્યું તે જોઇ મુસલમાન લોકો બહુ નારાજ થયા કારણ કે મુસલમાની ધર્મમાં સૂઅરના શરીરનો કોઇ પણ ભાગ (હાડ-વાળ-ચર્મ-નખ વગેરે ) ભૂલ્યે ચૂકયે પણ અડી જાય તો નાપાક થયું ગણી કપડાં, મુકામ અને શરીરને પાણિ કે ગુલાબ જળથી પવિત્ર કરી દેવું પડે છે. તેમજ તે વસ્તુને જે અડે તેને ન્યાત બહાર મૂકી દેછે તેથી બિરબલને સર્વકો કુવચનો સંભળાવવા માંડયા અને ત્યાંથી બહાર કાહાડી મૂકી નાપાકી દૂર કરવા મચી પડયા, બાદશાહ તે ચુપચુપ બેઠા જોયા કરતા હતા; કેમકે તેમને વચનથી બાંધી લીધા હતા એટલે ઉપાયશો ? સર્વ રસોઇ નાખી દેવડાવી મકાન પવિત્ર કરી ફરી નવીન રસોઇ કરવી શરૂ કરી. પરંતુ આ બનાવ બન્યા પછી ફરીથી કોઇ દિવસ બાદશાહે પોતાને ત્યાં નાસ્તો કરવાનું બિરબલને કેહવાનું યાદ કર્યુંજ નહિં; કેમકે આ તેની અટકચાલાઇવાળી યુકિત હરવખ્ત શાહને યાદ આપ્યા કરતી હતી અને મનમાં વિચાર તો કે ( શું બિરબલની અક્કલ છે ? કે ગમે તેવા ફાંદામાંથી સટકી જતાં જરા વાર લાગતીજ નથી. વાહ ! સાબાસ છે ! ! )

વારતાનો સાર એ છે કે મહાન્ સંકટ આવ્યે ન ગભરાતાં ધૈર્ય ધરી સંકટથી બચવાના ઉપાયો શોધવા. બોલેલું પાળવું. તેમજ જેઓ આપણને પેચમાં લેવા ધારતા હોય તેજ એની મેળેજ આપણને હાંકી કહાડે તેવી સરસ યુક્તિ રચી આવી પડેલી આફતમાંથી મુક્ત થવું; એજ બુધ્ધિ અને પુરૂષાર્થ !

---

## વારતા સાડત્રીસમી.

બાળક છે સુખમાં સદા, નિર્ભય નિપટ નિ:શંક.

ઘેલાભાઇ.

### સર્વથી મોટું કોણ ?

એક સમય બાદશાહે બિરબલને સગર્વથી પુછ્યું કે "બિરબલ! આ જગતમાં સર્વથી મોટું કોણ છે?" બિરબલ આ વાક્યથી સમજી ગયો કે "હું મોટો છું" એમ બાદશાહ કેહવડાવવા માગે છે; પરંતુ તે ગર્વનો પરાજય કરવો એથી પરિણામ લાભ છે એમ વિચારી બોલ્યો કે "નામદાર" સર્વથી મોટું ન્હાનું બાળક!! રાજા, ધનવાન, બાહાદુર અને હિકમતવાળો હોય તદપિ તે સર્વથી બાળક મોટું છે; કેમકે તે કોઇથી બ્હિવાનુંજ નહિં તેમ દેશપતિની દરકાર પણ કરવાનું નહી." આવું બોલવું સાંભળી શાહને હસવું આવ્યું અને કેહવા લાગ્યો કે "બાળક શી રેતે મોટું ગણાય? તેનું પ્રમાણ આપો." બિરબલે કહ્યું કે "નામદાર! કહેવેથી ન બને એતો અનુભવી જોઇએ તોજ ખાત્રી થાય." આવું બિરબલનું બોલવું સાંભળી શાહનો જરા ઉદાસી ચ્હેરો થયો, આડી અવળી વાતો કરી પોતાના નિયમમાં પ્રવર્ત્યો.

તદંતર આઠ દશ દિવસ બાદ "સર્વથી મોટું કોણ?" તે પ્રશ્નોત્તરની પ્રતીતી બતાવવા એક દોઢ બે વરસનો હુશીયાર નિર્ભય છોકરો ચાકર પાસે તેડાવી સાથે લીધો; અને શાહ પાસે આવી સલામ કરી આગળ બેઠો. તે ખૂબ સૂરત વ્હાલું બાળારાજાને પણ શાહના આગળ બેસાડ્યો શાહ સુંદર સ્વરૂપ બાળકને જોઇ ખુસી થયો અને પોતે તે છોકરાને હાથમાં લેઇ ચુંબન લેવા લાગ્યે; પણ તે છોકરે કોઇ દિવસ નહી જોએલ તેવી અને લાંબી દાઢી જોઇ આડાઇ કરવા લાગ્યો અને બાળ ક્રીડાની મસ્તી આદરી. તેથી કંટાળો લાવી શાહે છોડી દીધો! બિરબલને કેહવા લાગ્યા કે "આ બાળક કેવું તોફાની છે!" બિરબલે કહ્યું કે "નામદાર! એ સર્વથી મોટું છે; કેમકે આપની પણ જેને બ્હીક નથી જેમ એના મનમાં આવે તેમ કરે! આપ ખલકના ખાવિંદછો પણ તે નથી જાણતું કે આપ બાદશાહછો, કોઇ

પણ માણુસની તાકાત નથી કે આપના શરીરને હાથ અડકાડી શકે, જો આપના સાહમું વાંકી નજરથી જુએ તો તેને શિક્ષાને પાત્ર કરોછો; પરંતુ આપ આ બચ્ચાને સજાપણ કરવા શક્તિમાન નથી માટેજ એ સહુથી મોટું ગણાય છે!" આ વાર્તા સાંભળી શાહને પ્રતીતી થઇ કે "ખરેજ ન્હાનું બાળક સર્વથી શ્રેષ્ટ છે." બાદ બિરબલનું શાહણુ પણ જોઈ કિમતી પોષાક અને આભૂષણો બક્ષિસ કર્યા. બિરબલ તે છોકરાને લેઇ ત્યાંથી પોતાને મારગે પરવર્યો. છોકરે પોતાના કાર્યમાં ફતેહ પમાડી તેથી તે બાળા રાજાને ઉત્તમ પોષાક અને એક મોતીની કંઠી ઇનામ દાખલ આપી તેના માબીત્રને સોંપ્યો.

વાર્તાનો સાર એજછેકે પોતાના ઉપરી કે મીત્રને ગર્વ આવ્યો જણાય ત્યારે તેઓને મદાંધથી દુર કરવા એવી યુક્તી રચવી કે તેનો ગર્વ ગરદમાં મળી જાય, જો તે વખતે તેને પુષ્ટિ આપીયે તો પરિણામે હાની થાય છે; માટે તેવું ભલું ચાહી સન્મતિમાં દોરવો. બીજું બાળહઠ અને દુનીયાંથી કેવી રીતે બાળકો બેદરકાર રહે છે તેનો ઉત્તમ દાખલો છે.

---

## વાર્તા અડત્રીસમી.

સુમાર્ગમાં પ્રેરે સદા, સજ્જન આપી શીખ.

કાશીરામ.

### હું મોટો કે ઇંદ્ર મોટો ?

એક દિવસ બાદશાહ સર્વ દરબારીઓ કરતાં અગાઉ આવી કચેરીમાં બિરાજમાન થયો અને જેજે દરબારીઓ અમીર ઉમરાવ આવે કે તેને એવું પ્રશ્ણ કરવા લાગ્યો કે "હું મોટો કે ઇંદ્ર મોટો ?" પરંતુ કોઈ એ પ્રશ્ણનો ઉત્તર દેવા શકિતવાન થયું નહિ; કેમકે જો ઇંદ્રને મોટો કહીએ તો બાદશાહ ગુસ્સે થાય અને જો બાદશાહને મોટો કહીએ તો કેહશે કે શી રીતે ઇંદ્રથી મોટાસુ ? એમ પૃચ્છા કરે તો શું કેહવું ?" એમ વિચારી ભય શંકા યુક્ત બની કોઇએપણ ઉત્તર આપ્યો નહિં. જ્યારે બિરબલ કચેરીમાં આવ્યો કે

તેજ પ્રમાણે તેને શાહે પ્રણુ કર્યું ત્યારે બિરબલ બોલ્યો કે "સરકાર! ઇંદ્ર કરતાં આપ મોટા!" બાદશાહે પુછ્યું કે "શી રીતે" ત્યારે બિરબલે ઉત્તર આપ્યોકે "નામદાર! અમારા ધર્મ શાસ્ત્રના લેખ પ્રમાણે આ શ્રષ્ટી બ્રહ્મદેવે ઉત્પન્ન કરી છે તે બ્રહ્મદેવે આપને અને ઇંદ્રને ત્રાજવામાં બેસાડી તોલ્યા તો આપ ઇંદ્ર કરતાં વજનમાં વધારે જણાયા અને ઇંદ્ર કમતી જણાયો તેથી તેનું ત્રાજવું ઉંચુ ગયું તેજ કારણથી તેને સ્વર્ગનું રાજ્ય આપ્યું અને આપનું ત્રાજવું નિચું ગયું તેથી મૃત્યુ લોકનું રાજ્ય આપ્યું; માટે આપ ઇંદ્ર કરતાં મોટા અને ઇંદ્ર ન્હાનો એ સિદ્ધાંત છે!" તે સાંભળી શાહ ચુપ થઇ રહ્યો; કેમકે તે બિરબલનો ઉત્તર દેખીતો પ્રશંસા કારક હતો પરંતુ વ્યાજનિંદાસ્તુતિ અલંકાર રૂપ હતો એટલે ઉપરથી સ્તુતિ પણ અંદર હલકાઇ અને નિચાપણું જણાવનારો બોલ હતો. સબબ કે ઇંદ્રનું ત્રાજવું ઉંચું અને આપનું નીચું છે એથી એમ સુચવ્યું કે તમારા કરતાં ઇંદ્રનું સ્થાન ઊંચું છે (ચડતી પંક્તિનું છે) તેમજ સર્વથી ઉત્તમ સ્વર્ગ લોક તેનું રાજ્ય ઇંદ્રને આપ્યું અને સર્વ દુઃખથી પૂર્ણ મૃત્યુલોકનું રાજ્ય આપને આપ્યું એજ હલકાપણું બતાવી આપે છે. આ માર્મીકને બોલ સમજી ગર્વને ત્યજી દીધો અને બિરબલની વાક્ય ચાતુરી તથા બુદ્ધિબળની પ્રશંસા કરવાગ્યો; કારણ કે બાદશાહ સત્ય ગુણનો ગ્રાહક અને કદરદાન હતો જેથી શાચી વાત ઉપર ગુસ્સો ન લાવતાં પોતાની ભૂલને ધિક્કારતો હતો

વારતાનો સાર ખુલ્લોજ છે કે કોઇ માણસ પ્રત્યે કઠોર બાણ રૂપ વચનો કહેવાનાં હોય પરંતુ તેને ખુલ્લી રીતે માઠું ન લાગે, લોકો આપણા બોલની પ્રસંશા કરે અને તેઓને ટકોર બસ થઇ પડે તેવાં માર્મિક બાત બજવનાર વચનો કહેવાં એજ બુદ્ધિબળ અને વાક્ય ચાતુરી!

---

## વારતા ઓગણચલીસમી-

એક સમય બાદશાહે બિરબલને પુછ્યું કે "જેને કોઇ કાળે પણ **વિસામો લેવાનો વખત આવતોજ નથી એવી કોઇ વસ્તુ છે?"**

બિરબલે તાત્કાળ જવાબ આપ્યો કે "નામદાર! સાહુકારનું વ્યાજ કે જેને રાત કે દિવસ વિશ્રાંતિ મળતીજ નથી, પણ હરવખત મેહનતજ કર્યા કરે છે અર્થાત્ રાતને દાહડો રળ્યાજ કરે છે." એ સાંભળી શાહ ખુશી થયો.

વારતાનો સાર હાજર જવાબી બતાવી આપે છે અને સુચવે છે કે દુઃખ વેઠવું એ ઠીક પણ એવા સાહુકારોને ત્યાંથી કોઈ વખત પણ રૂપિયા ઉપાડવા નહિં, કેમકે એ સાહુકારી વ્યાજથી કદી પણ તમે તરવા પામશોજ નહિં માટે બ્યાજે નાણું ચાલે ત્યાં સુધિ ન લાવવા વિચારણા કરવી.

---

## વારતા ચાલીસમી.

સમય વિચારી સુજ્ઞ નર, બોલે બોલ અમોલ.

**નંદરામ.**

એક વખત બાદશાહે બિરબલને પુછ્યું કે "સ્વર્ગને કેવા લોકો પ્રાપ્ત કરે છે અને નરક કોણ પ્રાપ્ત કરે છે? અર્થાત્ સ્વર્ગે કોણ જાય છે? અને નરકે કોણ જાય છે? તેની પ્રતીતી બતાવો!" આ પ્રાષ્ણ સાંભળી બિરબલે હાજર જવાબ આપ્યો કે "જે મનુષ્યના મુવા પછી લોકો વાહ! વાહ! કહે તો તે સ્વર્ગે ગયો અને જો મુવા કેડે તેની નિંદા કિંવા ખરા બહતો એવું કહે તો તે નરકે ગયો. એમ સમજવું." આવો ઉત્તમ સાંભળી શાહ ખુસી થયો. અને તે વારતા કબુલ કરી.

વારતાનો સાર એ છે કે જેની મુવા પછી પણ લોકો કિર્તી ઉચરે તો તેનું જીવતર ધન્ય અને સ્વર્ગ પામ્યો ગણાય; પણ જો મુવા પછવાડે બદબોઇ સંભળાણી તો નરકે ગયા સરખુંજ સમજી લેવું; માટે જેમ બને તેમ એવાં કાર્યો કરવાં કે મરણ પછી સુકિતી ફેલાય તોજ જીવત ધન્ય છે!

---

## વારતા એકતાલીસમી.

સુષ્ટુ વાક્ય સુણિને સદા, શમે સકળ નિજ ક્રોધ **દેવીદાસ.**

**"દીવા હેઠળ અંધારૂં."**

એક વખત બાદશાહ અને બિરબલ કિલ્લાના બુરજ ઉપર બેસી હવા ખાતા હતા તે સમય બુરજને નીચે એક ગૃહસ્થને સાર ચોરો મળી લુંટી લેતા હતા ત્યાં શાહની નજર પડી અને ગૃહસ્થની નજર બુરજ ઉપર ગઇ; શાહ અને શાહુકારની એક નજર થતાં ગહસ્થે અરજ કરી કે "ગરીબ પરવર ! આપ જોઇ રહ્યા છો છતાં મને ચોર લોકોએ લુંટી લીધો અને તે કુશળ ક્ષેમથી પળાયન પણ કરી જાય છે !!" તે અરજ શાહે સાંભળી ગુસ્સો લાવી બિરબલે પ્રત્યે કહ્યું કે "! આલોજ મારા રાજ્યમાં બંદોબસ્ત રાખ્યો છે કે ! અને જ્યારે જ્યારે હું પુછુંછું ત્યારે ત્યારે એજ જવાબ મળે છે કે ખુદાવિંદ સર્વ સ્થળે રાજ્યમાં આબાદી વર્તે છે !' પરંતુ એ તદન વાતો અસત્ય હતી એમ મને અત્યારે પ્રતીતી થાય છે, કે મારી નજરેજ તોફાની અને નિભિંક ચોરોએ બિચારા ગૃહસ્થને લુંટી લીધો એ કેવો બંદોબસ્ત ? !" આ વાક્યો સાંભળી બિરબલ હાથ જોડી બોલ્યો કે "જહાંપનાહ ! દીવાની નીચે અંધારૂંજ હોય છે એ આખું જગત જાણે છે ત્યારે આપ કિલ્લા ઉપર પ્રતાપી શેહનશાહ કુળદિપક પ્રકાશવંત છો માટે કીલ્લા નીચે અંધારૂ ( અંધેર ) હોય તેમાં નવાઈ શી ? પરંતુ એ વિચારો કે આસપાસ જરાપણ અંધારૂં છે ?" આવી અપૂર્વ યુક્તિનું વાક્ય સાંભળી શાહ ખુસી થયો અને તેની બુદ્ધિ કૌશલ્યતા વિષે શાબાશી આપી

વારતા સાર એ છે જે સમય વિચારી બોલવાથી કાર્યમાં ફતેહ પામે છે; માટે તેજ બોલવું એજ બુદ્ધિ કૌશલ્યતા. !

---

## વારતા બેતાળીશમી.

એક વખત બાદશાહે બિરબલને પુછ્યું કે "બરબલ ! બ્રાહ્મણ તરસ્યો કેમ રહયો ? અને ગધેડો ઉદાસ કેમ થયો ?" આવું ચગત્તારિક પ્રષ્ણ સાંભળી હાજર જવાબી બિરબલે એકજ શબ્દમાં બન્ને પ્રષ્ણનો ઉત્તર આપ્યો કે નામદાર ! 'લોટા ન થા' અર્થાત્ બ્રાહ્મણ પાસે લોટો નહોતો તેથી પાણી પીધા વગર રહ્યો અને ગધેડો લોટયો નહોતો અર્થાત્

લોટવાનું માળ્યું નહોતું માટે ઉદાસ થયો ) એ સાંભળી બાદશાહ ખુશ થયો અને એ આનંદના બદલામાં સારી બક્ષીસ આપી.

વારતાનો સાર ખુલ્લોજ છે.

---

## વારતા તેતાલીસમી.

### અક્કલવાંન એજ બાહાદુર ?

એક સમય બાદશાહે દરબારીઓ પ્રત્યે પુછ્યું કે "ઊન્હાળો, શિયાળો અને ચોમાસું એ ત્રણ કાળ છે એ સવના જાણવામાં અને અનુભવવામાં છે, તો કહો કે એ ત્રણ પેકી કયો કાળ શ્રેષ્ઠ સુખાકારીછે ? એ પ્રષ્ણનો ખરો ઉત્તર આપનારને સારી બક્ષિસ આપવામાં આવશે. ) આ વાર્તા સાંભળી કોઇએ ઉન્હાળાને તો કોઇએ શીયાળાને વખાણ્યો; પરંતુ શાહના મનમાં તે વાત રૂચી નહી છેવટે બિરબલ પ્રત્યે શાહે પ્રષ્ણ કર્યું; ત્યારે બિરબલે કહ્યું કે "નામાદાર ! હું તો સર્વ કાળમાં વર્ષાકાળને પસંદ કરૂં છું કેમકે જે કાળને લીધે ધાન્ય પરિપક્વ થાયછે રાજા તથા રંકને સુખદાતાછે, અને પોતપોતાનો નિર્વાહ ચલાવી આપવામાં મદદ કર્તા છે. ) આ ઉત્તર સાંભળી શાહ પ્રસન્ન થયો અને સારી બક્ષિસ કરી.

વાર્તાનો સાર ખુલ્લોજ છે કે ચારે બાજુનો વિચાર કરી આપણી વાત ખરી પડે તેવાં વચનો મુખથી બ્હાર કાહાડવાં.

---

## વારતા ચુવાલીસમી.

ચોબેજીમેં ચાર એ, ચારોં હુકો ધર્મ;
બેકોડી બેમામલે, બેશહુર બેશર્મ.

માધવલાલ.

એકવાર શાહે બિરબલને પુછ્યું કે "બિરબલ ! હાજર જવાબ દેતાં તમને કયા ગુરૂએ શિખવાડેલ છે ?" બિરબલે વિનવ્યું કે "સિરતાજ ! મથુરાજીના ચોબાજીએ શિખવાડેલ છે !" શાહે કહ્યું કે "તે તમારા ગુરૂની

કોઇ વખત મને પણ મુલાકાત કરાવો" બિરબલે કહ્યું કે "બહુ સારૂં નામદાર!"

તદનંતર ચાર પાંચ દિવસ કેડે એક મથુરાનિવાસી ચોબાજી બિરબલના જોવામાં આવ્યા તેથી આનંદમાન થઇ તેમનો સારો આદર સત્કાર કરી પોતાને ઘેર લાવ્યો અને પ્રશાદ પાણીની સ્તવજ્જા કરી બીજે દિવસે કચેરીમાં ગયો અને બાદશાહને કહ્યું કે "જી હજૂર! મારા ગુરૂ માહારાજ આવ્યા છે." બાદશાહે કહ્યું કે "બહુ સારૂ થયું! સાયંકાળે એકાંત ભુવનમાં લેઇને આવજે."

હજૂરના હુકમ પ્રમાણે સાયંકાળે ચોબાજીને લેઇ બિરબલ એકાંત ભુવનમાં ગયો. બાદશાહ હાસ્ય વિનોદ કરી રહ્યા હતા તે વખતે ચોબાજીને આવ્યા જોઇ સારો આદર સત્કાર કરી આસન આપ્યું, આડી અવળી વાતો પુછ્યા પછી આનંદની ખાતર પુછ્યું કે "ચોબાજી મહારાજ! આપ દરરોજ કયા ખાતે હો?" ચોબાજીએ જણાવ્યું કે "જી હજરત લડુવા ખાતાહું.) બાદશાહે તેમની કસોટી જોવા કહ્યું કે "જી લડુવા તો ભડુવા ખાતા હે!) આ મીઠી મશ્કરીનું વાક્ય સાંભળી નિઃશંકપણે ચોબાજીએ જવાબ આપ્યો કે "હજૂર સચ કહો તો ભડુવે હોતેહૈ સોહી હમારે પાસ બેઠકે બાતે કરત હૈ!) આ પ્રમાણે સ્પષ્ટ જવાબ સાંભળી બાદશાહ ચુપ થઇ ગયો.

વાર્તાનો સાર એ છે કે ચોબા લોકો નિઃશંક હોય છે માટે તેમનો ઠઠો કરવો નહિં; તેમજ હાજર જવાબી હોય છે માટે હાજર જવાબ આપતાં શિખવાની ઇચ્છા હોય તો તેવાઓની સોબત કરવી. ત્રીજું મશ્કરી કરતાં પેહલા એ વિચારવાનું છે કે મારી મશ્કરીથી સામો માણસ ચિડવાઇ આકરો સુકન કે ગાળ બોલે તો આપણે સહન કરી શકીશું? એવો નિશ્ચય કરી લેવો; કારણકે **"કજીયાનું મુળ હાંસી અને રોગનું મુળ ખાંસી"**

---

## વારતા પાસતાળીસમી.

વશી કરણ શુભ વચન છે, વરવિષ કડવાં વેણ,
રાજ્ય માન રતિ મેળવે (અને) શીર છેદાવે સેણ.

**જીવણલાલ.**

એક સમય બાદશાહે બિરબલને કહ્યું કે " જો આજે મને આ રાજ મહેલની નિસરણીના છેલ્લે પગથીએ ચડતાં સુધી હસાવે તો હું એક સુંદર ઘોડો ઇનામમાં આપીશ " એમ કહી શાહ રાજમહેલની સીડીએ ચડવા માડયો, બિરબલે શાહને હસાવવા અનેક યત્ન કર્યા; પરંતુ હસ્યો નહી ત્યારે છેવટે બોલ્યો કે " ગયોરે ગયો ગધેડીનો છેક હાથથી ગયો. " આ શબ્દ સાંભળતાં શાહ ગુસ્સો લાવી ઉપર ન ચડતાં નીચે ઉતરી બિરબલ પ્રત્યે કહ્યું કે " કેમરે ! મને ગાળ દીધી કે શું ? ) બિરબલે કહ્યું કે " નારે ગરીબ પરવર ! આપ જ્યારે છેલ્લે પગથીએ પોહચ્યા ત્યારે મેં જાણ્યું કે નામદારે ઘોડો આપવો કબુલ કર્યો હતો પરંતુ હું મારી સરત પુરી પાડી શકયો નહિં માટે તે ઘોડા માટે ગયોરે ગયો ગધેડીનો છેક હાથથી ગયો એ શબ્દ કહ્યો પણ આપ પ્રત્યેએ શબ્દ યોજેલ નથી. ) આ પ્રમાણે સીડીએથી નીચે ઉતરાવાની અને હસાવવાની યુકિત ઉપજાવી કાહડવાની ચાતુરી જોઇ શાહને હસવું આવ્યું એટલે બિરબલે કહ્યું કે " નામદાર ! રાજમહેલની સીડીએ પોહચ્યા પેહલાં આપને હસાવ્યા માટે કબુલાત પ્રમાણે ઘોડાનું ઇનામ જલ્દી આપી દેવું જોઇએ ) એ સાંભળી શાહે સરતપૂરી થઇ જાણી સુંદર ઘોડો બક્ષિસ કર્યો. અને બિરબલની બુદ્ધિબળની તારીફ કરવા લાગ્યો.

વારતાનો સાર એ લેવાનો છે કે ખાસ કોઇ માણસ પ્રત્યે કાંઇ કારણસર કટુવચન બોલીએ પણ તેને પાછું ખેંચી લેવું હોયતો એવી યુકિત વાપરવી જોઇએ કે તેજ શબ્દો અમૂલ્ય પ્રીયકર થઇ પડે; તથા પોતાની સરતપૂરી પાંડવા કેમ યુકિત લડાવવી ? તે સમજવાનું છે.

---

## વારતા છેતાળીશમી.

દેશ જ્ઞાતિ કુળ ધર્મનું, ઉર રાખે અભિમાન;
તે નર વર નહિ તો ખરે, ખર સમજો મતિમાન.

**નટવરલાલ.**

અગાઉતા બાદશાહોની વખતથી ચોબા લોકો ઉપર એવું લપ દાખલ થયેલ હતું કે જો કોઈ મુસલમાન મરી જાય તો તેમના સબ ( મુડદા ) ને

ખોદી ત્રાલવા માટે ચોબા લોકોએ ખાડા ખોદવા તે કારણથી સર્વ ચો-બાઓ ત્રાસ પામી રહ્યા હતા; કેમ કે તે લોકો આનંદી મસ્ત અને બ્રા-હ્મણ છતાં ટાઢાડ તડકા તથા વરસાત વખતે યવનના મુડદા માટે ખાડા ખોદવા એ તેમને માથાના ઘા જેવું લાગતું હતું; પરંતુ કરવું શું? આગ-ળના જુલ્મી પાદશાહોના વખતથી એ કઠોર કાયદો કોઇ કારણસર લાગુ થઇ ગયેલો, તેમ રાજનાં દાખલ થયાં લાકડાં પછી નિકળવાં બહુ મુસ્કેલ છે.

એક વખત સર્વ ચોબાઓ મળી બિરબલ હજૂર ગયા અને અરજ કરી કે "બિરબલજી સાહેબ! આપ સરખા સ્વજ્ઞાતીના પ્રધાન છતાં અમારે મુવેલા મુસલમાનોને દફનાવવા માટે ખાડા ખોદવા પડેછે એ ઠીક દેખાતું નથી. એ સાંભળી બિરબલ બોલ્યો કે "હું જે કહું છું તે પ્રમાણે જો કરશો તો તમારા ઉપર ગુજરતો જુલ્મ અટકી પડશે, જુઓ અગાડી ચોમાશું આવે છે માટે કબરસ્તાનવાલી જેટલી સારી જમીન બાકી હોય તેટલી જ-ગ્યોમાં તમામ ન્હાના મોટા ખાડા ખોદી મૂકો અને તે કામ તૈયાર થાય એટલે મને ખબર આપો કે તુરત હું જે તજવીજ કરવી ઘટશે તે કરી-શ." આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી બોલ્યા કે "આપના કહેવા પ્રમાણે હાલ તૈયાર કરીએ;' એમ કહી ઘેર ગયા. અને કબરસ્તાન ભૂમીમાં જઈ ખાડા ખોદી તૈયાર કર્યા. પછી બિરબલજીને ખબર આપી. તદનતર બિરબલ એક વખત શાહને તે કબરસ્તાન ભૂમી તરફ ફરવા લેઇ ગયો. જ્યારે શાહે કબરસ્તાન ભૂમીમાં પુષ્કળ ન્હાના મોટા ખાડા ખોદેલા જોયા ત્યારે આ-શ્ચર્યતાથી બિરબલને પુછ્યું કે 'બિરબલ! આટલા બધા ખાડા શું જાણીને અને શામાટે ખોદ્યા છે?' બિરબલ બોલ્યો કે 'નેકનામદાર આ ખાડા ચોબા લોકોએ ખોદી મૂક્યા છે; કારણ કે આગળ ચોમાશું આવવાનું છે માટે તેમણે વિચાર્યું કે ચોમાસામાં મુસલમાનો મરવાનાજ તે વખતે આપણા ઉપર ખાડા ખોદવાનો ત્રાસ પડવાનોજ તો વખતે તે ત્રાસ ન પડે તેટલા માટે અગાઉથીજ ખોદી મૂકીએ તો નિકાલ! એમ વિચારી તેમને

આ કામ કર્યું છે એમ મને ખબર મળી છે.' આ સાંભળી શાહે વિચાર્યું કે 'એ બદમાશ ચોબા લોકો મારા ન્યાતિલાઓને મુઆ વાંચે છે માટે આજ પછી એ કામ તેઓને કદી પણ સોપવુંજ નહિ !' એમ વિચારી બિરબલને હુકમ કર્યો કે 'આજ પછી ચોબાઓને આ કામથી દૂર કરવા ! અને મારા રાજ્યમાં કોઇ પણ ઠેકાણે આ કામ માટે ચોબાઓને નજીક આવવા દેવા નહિ. આ હુકમ સાંભળી બિરબલે હર્ષસહ કહ્યું કે "જેવો નામદારનો હુકમ !' તદનંતર ચોબા લોકો ઉપરથી એ જુલમ બંધ પડયો.

વાર્તાનો સાર એજ કે હમેશાં દરેક માણસને જ્ઞાતિઅભિમાન રાખવું ખાસ જરૂરનું છે.

---

## વારતા સુડતાલીસમી.

આણંદ કહે પરમાણંદા, માણસે માણસે ફેર;
એકતો લાખે ન મળે, એક તાંબીઆના તેર.

**આણંદા.**

### ભણ્યા પણ ગણ્યા નહી.

એક સમય બાદશાહ સર્વે દરબારીઓથી અગાઉ કચેરીમાં આવી તખ્ત ઉપર બિરાજમાન થયો હતો અને જે કોઇ દરબારી આવે તેને પ્રષ્ણ કરતો કે "સર્વ ફુલમાં કયું ફુલ મોટું ? સર્વ દાંતમાં કોના દાંત મોટા? સર્વથી શ્રેષ્ટ પુત્ર કોનો? મોટામાં મોટો કયો રાજા કહેવાય ? અને ગુણમાં કયો મોટો ગુણ.?" આ પાંચ પ્રષ્ણો પુછતો હતો: પરંતુ જે જેના મનમાં આવે તેમ ઉત્તર કહેતા હતા. અનવરખાં નામના સરદારે જણાવ્યું કે ખુદાવિંદ ! ફુલ જાઇનું મોટું, દાંત હાથીના મોટા, પુત્ર રાજાનો શ્રેષ્ટ, ચક્રવર્તિ રાજા મોટો અને વિદ્યા ગુણ મોટો " આ પ્રમાણે ઉત્તરમાં જણાવ્યું;- પરંતુ બાદશાહને તે હૈયે રૂચ્યો નહિં; બાદ બિરબલ આવ્યો એટલે તેને પણ તેજ પાંચ પ્રષ્ણ પુછયા તે સાંભળી બિરબલ બોલ્યો કે "નામદાર ! સર્વથી મોટું ફુલ કપાસનું કે જેમાંથી રૂ પેદા થાય છે અને તે વડે સુતર

કાપડ થાય છે તે સર્વે જગતને ઢાંકે છે. દાંત દંતાળીના મોટા કે જેના પ્રતાપ-થી સર્વ અનાજનો સારો પાક થાય છે. પુત્ર ગાયનો મોટો ( બળદ ) કે જે સદા ખેતી વાડીમાં ઉપયોગી થઇ જગતનું પ્રતિપાલન કરવામાં સહાયતા આપે છે, રાજામાં સર્વથી મેઘરાજા મોટો કે જેના પ્રતાપે રાજા અને રંક પસુ-પક્ષી-ઝાડ અર્થાત્ સર્વ જગતના ચરાચર જીવો જીવે છે અને ગુણમાં મોટો ગુણ હિમ્મત કે જેના વડે સર્વ કામમાં ફતેહ મેળવી શકે છે." આ પ્રમાણે બિરબલનો જવાબ સાંભળી સર્વે દરબારી વર્ગ નિસ્તેજ બની ગયો; કારણ કે પાંચે જવાબ શાહે કબુલ કર્યા પણ દરબારીઓએ તે જવાબો પ્રત્યે "**કુઆતો ફીગુને બાઝે**" તે સરખો પ્રકાર કરી ઘણા મતભેદ બતાવ્યા તદપિ ચાર જવાબ શાહે પોતે કબુલ કર્યા; માત્ર પાંચમા ઉત્તરની પરીક્ષા જોવી એમ શાહના મનમાં ઇચ્છા ઉપજી.

એક વખત યમુનાજીથી સ્નાન કરી બિરબલ ચાલ્યો આવતો હતો તે વખતે શાહે પાંચમા ઉત્તરની પરીક્ષા લેવા વિચાર્યું અને એક હાથીના મહાવતને બોલાવી હુકમ કર્યો કે "જ્યારે બિરબલ સાંકડી ગલી કે જેમાં-થી એકદમ નાસવાનો રસ્તો ન જડે તેવી ગલીમાં પ્રવેશ કરે ત્યારે સા-હમેથી હાથને મસ્ત બનાવી તેના ( બિરબલના ) અંગ ઉપર ધસારો કરવો." આ પ્રમાણે હુકમ સાંભળી માહવતે તેજ પ્રમાણે કર્યું. જ્યારે સાંકડી ગલીમાં બિરબલે પ્રવેશ કર્યો અને અર્ધ માર્ગે જઇ પોહચ્યો ત્યારે તેવીજ તક જોઇ માહવતે હાથીને ખીજવાડી તેના ઉપર ધસારો કર્યો, તે જોઈ બિરબલે વિચાર્યું કે "બાદશાહે પાંચમા ઉત્તરની પરીક્ષા લેવા આ ગોઠવણ કરી છે એમાંતો શક નથી ! પણ તેની પ્રતીતી મારે પણ આપવીજ જોઇએ. અં-હીંયાંથી નાસી છુટું તેવું લાગ નથી, માર્ગ સાંકડો, અર્દ્ધ ભાગમાં છું અને હાથીનો ગુસ્સો તેથી અન્ય ઇલાજ ચાલે તેમ નથી, ખેર ! '**હીમ્મતે મર-દાતો મદદે ખુદા** !' છે" એમ વીચારી આસપાસ કોઈ હથીયાર તપા-સવા લાગ્યો અર્થાત્ લાકડી કે કોઈ ઝાડની ડાળી વગેરે હાથ લાગેતો ઠીક; પરંતુ આંતેવું કશુ હાથ લાગ્યું નહી, પણ એક માંદું પડેલું કુતરૂં ત્યાં ટળવળતુ

જોયું તે જોઇ હિમ્મતથી તે કુતરાના બે પગ પકડી ધસ્યા આવતા હાથી-ના કપાળમાં તેનો ઘા કર્યો તેથી તે કુતરાના નખ હાથીની સૂંઢના મૂળમાં વાગ્યા તેમજ કુતરે ચીસ પાડી તેથી હાથી એ બનાવથી એકદમ પાછો હઠવા માંડયો માહાવતે અંકુશના પ્રહાર કરી આગલ ચલાવવા કર્યું પણ તે હાથી તો તે બનાવથી દેહેસતજ ખાઇ ગયો કે એક ડગલું પણ આ-ગળ હઠયોજ નહિ, ત્યારે માહાવત લાચાર બન્યો અને બિરબલે તો ત્યાંથી રસ્તો માપ્યો. આ હકીકત માહવતે જઇ શાહને જણાવી તે જાણી શાહ ઘણોજ ખુશી થયો અને કહેવા માંડયો કે " જો મરદમાં હિમ્મત હોયતો ખુદા મદદે આવે છે એ કહેવત ખરેખર સત્ય છે ! એમ વિચારી બિર-બલના બુદ્ધિબળની તારીફ કરવા લાગ્યો.

વારતાનો સાર એ છે કે હથીયાર કામ નથી કરતું તેટલી હિમ્મત કામ કરી શકે છે, જે વખતે જે હાજર હોય તેજ ખરૂં હથીયાર ! બીજું જે માણસ હિમ્મત હારે છે તેનાથી કશું કામ પાર પડી શકતું નથી માટે હિમ્મત રાખી દરેક કામમાં " યાહોમ કરી પડો આગે ફતેહ છે ! "

---

## વારતા અડતાળીસમી.

સુધરી બિગરે બેગહી, બિગરી ફિર સુધરેન;
દુધ ફટે કાંજી પરે, સોફિર દુધ બનેન.

**વૃંદશતસઇ.**

### બુંદસે ગઇ વો હોજસે નહિ સુધરતી !

એક વખત શાહ આનંદ ભુવનમાં મીજલસ ભરી દરબારી સહ વ-ર્તમાન ગુમ્મતમાં ગુલતાન બન્યા હતા તે વખતે શાહે એક ઉંચા અત્તરની શીશી કાહાડી પરંતુ તેમાંથી અત્તર કાહાડતાં થોડું ગાલીચા ઉપર ઢળી ગયું તેથી કોઇના જાણવામાં ન આવે તેમ ગાલીચા ઉપરથી આંગળી વતે પાછું લેવા યત્ન કર્યો પરંતુ તે નકામો ગયો; કેમકે તે અત્તર તો ગાલીચા ઉપર પડયું તેવુંજ ગાલીચો પી ગયો હતો.

આ બનાવ કોઈના જોવામાં આવ્યો નહોતો; પરંતુ નજીક બેઠેલ શાહજાના સરદાર બિરબલે તે બનાવ જોયો તેથી શાહને સંકોચ થયો; કારણ કે "હિંદના બાદશાહ થયા છતાં પણ મારી કંજુસ પ્રકૃતી રહી ગઇ છે એમ આ બનાવથી બિરબલના મનમાં આવશે અને તે કોક વખતે મારી મસ્કરી કરશે" એમ વિચારી બીજે દિવસે શાહે એક પાણીનો હોજ ખાલી કરાવી તે અતરથી ભરી કઢાવ્યો અને શહેરના લોકોને બોલાવી તેને લૂંટાવ્યો અર્થાત જે જેની મોજમાં આવે તેમ તેમાંથી અત્તર લેઇ જવા હુકમ આપ્યો. આ બનાવ બિરબલના જોવામાં આવવાથી તે હોજ નજીક આવ્યો અને તેને જોઇ શાહે કહ્યું કે "કેમ બિરબલ! કેવી મજાહ ઉડી રહી છે?!" તે સાંભળી બિરબલ બોલ્યો કે "હજૂર બે અદબી માફ કરશો પણ જે બુંદથી ગઈ છે તે હોજથી સુધારવાની છે?"

આ પ્રમાણે બિરબલનું ભાષણ સાંભળી શાહને ગુસ્સો આવ્યો કે "બિરબલે મારી હલકાસ બતાવી! પરંતુ તે ગુસ્સો પ્રકટ કરવો એ વધારે હલકાસ બતાવનાર થઇ પડે; માટે અત્યારે કશું ન બોલવું પણ પછી વાત!" એમ વિચારી ત્રીજે દિવસથી બિરબલની સલામ લેવી બંધ કરી અને નિત્યના નિયમ પ્રમાણે તેને બોલાવવો બંધ કર્યો તે જાણી બિરબલે વિચાર્યું કે "શાહને મારા ખરા બોલથી માઠું લાગ્યું, હશે! ખેર તે સઘળું ઠીક કરીશું; પરંતુ મારે હાલ અહીંયા રહેવું એ ઠીક નહી; કેમકે શેહરમાં રેહવું અને દરબારમાં જવું નહિ? તે બનાવ જાણી પ્રતિપક્ષીઓ રાજી થાય તથા શાહની અને મારી મીત્રાઇનો અભાવ સમજાય તેવા લાગે પ્રતિસ્પર્ધાઓને મળવા દેવો નહીજ જોઇએ; માટે બ્હાર ગામ જવું એ વધારે સારૂં છે." એમ વિચારી બુદ્ધિનિધાન બિરબલ શેહરમાંથી ચુપ ચુપ રીતે પ્રયાણ કરી એક ન્હાના ગામડામાં પાટીદારના ઘરમાં પોતાનું નામ ઠામ ખરૂં ન બતાવતાં અન્ય નામ ઠામ બતાવી ત્યાં રહ્યો.

બાદશાહે બિરબલની સાથે દિલની ઓછાઇ દેખાડી તો ખરી; પણ બિરબલની સાથે એવો સજ્જડ સંબંધ જોડાઇ ગયો હતો કે તે શિવાય એક

દિવસ પણ ચાલી શકે નહિ; તદપિ પણ ગુસ્સાને લીધે આઠ દિવસ તેની ખબર લીધી નહી. પરંતુ કચેરીમાં તો દરરોજ નવા નવા ચમત્કારીક કેસો (ફ-રીયાદો) આવ્યાજ કરતા હતા અને તેના ફેંસલા આપવા વખતે બિરબલ યાદ આવ્યા વગર રેહતો નહોતો; છેવટે તેના વિના ન રેહવાવાથી સીપાઇને મો-કલી તેડું કર્યું પણ 'તે ગામ ગયો છે' એવા સમાચાર મળ્યા તેથી જા-ણ્યું કે સ્નેહના હકમાં હું મોટાઇમાં તણાઇ સલામ બંધ કરી તેથી તેને પણ માઠું લાગ્યું માટે રીસનો માર્યો ગામ ચાલ્યો ગયો હશે પણ ગમે તે પ્રકારે એની શોધ કરી પાછો બોલાવી લેવો એમાંજ મારૂં ભૂષણ છે! રાજ્યમાં એવા સલાહકાર વિના તમામ બાજી રદ થઇ જાય" એમ વિચારી! ગામો ગામ ખોળ કરાવી પણ પત્તો લાગ્યોજ નહીં એમ કરતાં છ માસ વીતી ગયા તેથી દેશો દેશ વાતો ફેલાણી કે (અકબર શાહના રાજ્યમાં (હજૂરમાં) જે ચતુર અક્કલવાન અને હિમ્મત બાહાદૂર પ્રધાન હતો તે રિ-સાઇ ગયો છે.) આ વાર્તા જાસુદો મારફતે શાહના શતરૂ રાજાઓએ જા-ણી તેથી તે તકનો લાભ લેઇ દિલ્લીપતીનું રાજ્ય હસ્ત કરવા મસલત ચ-લાવી અને તે શતરૂ રાજાઓ પૈકી તુર્કસ્થાનનો શાહ આગેવાની ધરાવતો હતો તેણે વિચાર્યું કે (બિરબલ હતો ત્યાંસુધી દિલ્લી ઉપર હલ્લો કોઇ કરી જય મેળવી શકે એ આશા ફોકટ હતી અને હવે સેહલાઇથી તે જગ્યો ઉપર હાથનું બળ અજમાવી રાજ્ય હાથ કરી લેઇએ તો પણ કશો વાંધો નથી; તોપણ હજુ જાણવું જરૂરતું છે કે દિલ્લીપતીના આગળ હવે બીજો કોઇ બુધ્ધિવાન પ્રધાન છે કે નહી? જો કોઇ તેવોજ બુદ્ધિવાન પ્રધાન વિદ્યામાન હોય અગર છુપી રીતે બિરબલ સલાહ આપતો હોય તો જીત મેળવવી મુશ્કેલ થઇ પડે; માટે પ્રથમ તેની ખાત્રી કરી લેવા યુક્તિ રચ-વીજ જોઇએ એમ વિચારી એક પત્ર લખ્યો અને તેમાં લખ્યું કે (આ પત્ર વાંચી એક ઘડો ભરીને અક્કલ ચારમાસની અંદર મોકલાવી દેજો અને જો ન મોકલો તો લઢાઇ માટે તૈયાર થજો) આ પ્રમાણે પત્રમાં હેતુ લખી સાંઢણી સ્વાર=હલકારા સાથે વિદાય કર્યો. કેટલીક મુદતે દિલ્લી શેહરે આવી

પોહચ્યો અને અકબરશાહને તે પત્ર આપ્યો. શાહે વાંચી વિચાર્યું કે "બિ-રબલના અભાવથી સત્રુ રાજ્યો મારા પ્રત્યે ત્રાપ મારવા ટમટમી રહ્યાં છે, બિરબલનો પત્તો લાગતો નથી તેમજ આ કાગળનો ઉત્તર અથવા માગણી પારપાડવા એના શિવાય બીજો કોઇ શક્તિવાન નથી! હવે કરવું શું? મા-રી મૂર્ખાઇનાં ફળ મનેજ મળ્યાં! **'હાથનાં કર્યાં હૈયે વાગે'** એમાં બી-જાનો શો દોષ? **'પાણી પીને ઘર પૂછવું'** એવો ઘાટ મેં કર્યો છે! રીસાવી કાહડ્યો અને હવે શોધી કાહાડવો એ કેટલી બધી ભૂલ?: પરંતુ તેમ કર્યા શિવાય સિદ્ધિજ નથી સબલ શતરૂઓ ડોળા ઘુરકાવી રહ્યા છે માટે એક યુક્તિ રચી બિરબલને શોધી કાહાડું.) એમ વિચારી પોતાના રાજ્યના દરેક ગામે મૂખી પટેલ ઉપર હુકમ લખી મોકલ્યો કે "જે અમારા માણુસ સાથે બોકડો મોકલ્યો છે તેને દરરોજ પાંચશેર દાણો તથા ઘાસ વગેરેનો ખોરાક આપવો છતાં આજે જેટલા વજનથી બોકડો તમારી તરફ રવાના કરવામાં આવ્યો છે તેટલાજ વજનવાળો એક માસની આખર તારીખે રેહવો જોઇએ જો વધારે ઓછો વજનમાં થશે તો દેહાંત (શુળી) ની શિક્ષા દેવામાં આવશે) એવી યુકિતવાળો હુકમ દરેક ગામો ગામ લખી એકેક બોકડો અને એકેક તેના રક્ષણ માટે માણુસ મોકલાવી દીધું.

જે ગામમાં બિરબલ છુપી રીતે રેહતો હતો તે ગામમાં પણ તે હુકમ આવી પોંહચ્યો તેથી ગામનાં લોકો બહુ ફીકરમાં પડ્યાં બોકડાને પુષ્કળ ખોરાક આપવો છતાં વજનમાં વધારે ઓછો ન થવા દેવો એનો શી રીતે ઘાટ ઉતરે? ખોરાક મળે એટલે વજનમાં વધવોજ જોઇએ તેમ એને ખોરાક ઓછો આપવા હુકમ નથી! માટે સહુનું મ્હોત ફરી વળ્યું છે બાકી કશો ઉપાય થવાનો નથી!) એમ વિચારી બિચારાં સહુકો ઉદાસ બની ગયાં તે વાત બિરબલના જાણવામાં આવી તે જાણી ચેતી ગયો કે (મને શોધી કાહડવાનીજ આ યુક્તિ છે!) એમ વિચારી બિરબલે ઘરવાળા પટેલને કહ્યું કે (પટેલ આજ સુધી તમારા આશરે હું રહ્યો તેનો બદલો વાળવા મારાથી કશુ બની શક્યું નથી; પણ આજે તમારા ઉપર જે સંકટ આવી પડ્યું

છે તે દૂર થવાનો રસ્તો મને સૂઝી આવ્યો છે તે તમોને બતાવુંછું જો તે પ્રમાણે તમે કરશો તો તમારા ઉપર આવેલું દુઃખ દૂર ટળશે. )

આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી પટેલ બોલ્યો કે (બાઈ જો તમે આ દુઃખમાંથી છુટવાનો રસ્તો બતાવશો તો હું તમારો જન્મ સુધી ગુણ ભૂલીશ નહિ અને તમેજ જીવીતદાન આપ્યું એમ સમજીશ) બિરબલે કહ્યું કે "તમારા ગામમાં ફકીરે જે વાઘ પાળ્યો છે તે વાઘની પાસે આવેલા બોકડાને થોડીવાર લેઇ જઈ બાંધવો તેથી તે વાઘના ભયથી રોજ દાણો ચારો ખાતાં છતાં પણ વજનમાં વધશે નહી અર્થાત્ આજે જેટલો વજનમાં છે તેટલોજ મહીનાની આખર તારીખે રેહશે વધારે ઓછો થશેજ નહી. પરંતુ આ યુક્તિ મેં બતાવી છે એવું કોઇના જાણવામાં આવવું ન જોઇએ" બિરબલના કહેવા પ્રમાણે પટેલે યુકિત અમલમાં લીધી તેથી આખર તારીખે બોકડો તેટલોજ વજનમાં રહયો અને તે બાદશાહ કને પોહચાડવા પોતે પણ સાથે ગયો બાદશાહે દરેક ગામથી આવેલા બોકડા જોખી જોયા તો તે વજનમાં વધારે ઓછા થયા પણ આ પટેલના ગામમાં રહેલો બોકડો સરખા વજનનો થયો જાણી શાહને ખાત્રી થઇ કે તેજ ગામમાં બિરબલ છુપાઈ રહયો છે; પરંતુ પટેલને પુછતાં ઉત્તર મલ્યો કે "નામદાર! અમારે ત્યાં એક મેમાન ફરતો ફરતો આવી ચઢયો હતો તેને આ ઉપાય બતાવ્યો હતો તે પ્રમાણે મેં અજમાવ્યો." તે જાણી શાણા શાહે મોટા ઠાઠથી સ્વારી મોકલી તેજ ગામથી બિરબલને તેડી મંગાવ્યો તથા પ્રથમ કરતાં પગાર માન અકરામ વધારી પ્રધાન પદનો પોષાક બક્ષસ્યો.

તદનંતર તુર્કસ્થાનના શાહનો આવેલો રૂકકો વંચાવ્યો. ઘડો ભરીને અક્કલ મોકલવી તે વિષે તજવીજ કરવા શાહે બિરબલને ભલામણ કરી તેથી બિરબલે એક માટીનો ઘડો લાવી તેમાં એક તુંબડાના વેલાએ વળગેલું ન્હાનું તુંબડું ગોઠવી દીધું, દિવસે દિવસે તે તુબડું મોટું થતું ગયું ઘડો તુંબડાના વધવાથી ભરાઇ ગયો તે જોઇ તેને ડીટડેથી કાપી અલગ કર્યું. બાદ બાદશાહને જણવ્યું કે "નામદાર! અક્કલથી ઘડો ભરાઈ ગયો છે માટે તુર્ક-

સ્થાનના શાહની પાસે મોકલી દેવડાવો અને પત્ર લખી જણાવો કે આપના પત્ર પ્રમાણે ઘડો ભરીને અક્કલ મોકલી છે માટે ઘડાને ન ભાગતાં, અક્કલનો ચૂરો ન કરતાં, અકબંધ અક્કલને કહાડી લેઇ અમારો ઘડો પાછો સાજો તાજો એનો એજ જલ્દી મોકલાવી દેસો, જો એમ ન બનેતો અર્થાત ઘડાનો કે અકલનો નાશ કર્યોતો તે અક્કલની કિમ્મત ત્રણ ક્રોડ રૂપીઆની છે માટે તે રકમ મોકલી આપશો; જો એમ પણ ન બને તો લડાઇ કરવા તૈયાર થજો અમો લડાઈ કરવા તૈયાર છીએ !"

આ પ્રમાણે પત્ર લખી શાહે અકલનો ભરેલો ઘડો તુર્કસ્થાનના શાહ હજૂર સાંઢણી સ્વાર સાથે મોકલાવી આપ્યો. કેટલીક મુદતે તે સ્વાર ત્યાં જઇ પહોંચ્યો અને તુર્કસ્થાનના શાહ હજૂર જઇ ઘડો અને પત્ર રજુ કર્યા. તુર્કસ્થાનના શાહે પત્ર વાંચી તમામ દરબારીઓને તેની બીના જાહેર કરી તેથી સહુકો પોતપોતાની અક્કલ પ્રમાણે ઘડાને ખાલી કરવા પ્રયત્ન ચલાવ્યા; પરંતુ તમામ ઇલાજ નકામા ગયા. તેથી જાણ્યુ કે "અકબરબાદશાહની હજૂર હજી અક્કલવાન બિરબલ મોજૂદ છે માટે જો લડાઇનો મામલો ઉઠાવશું તો કેવલ લાખોની નુકશાની સિવાય કશો ફાયદો મળનાર નથી તેમજ અક્કલને કાહાડી લેઈ ઘડાને પાછો મોકલવાનું કામ પણ બનવાનું નથી માટે ત્રણ ક્રોડ રૂપીઆ આપી ગુપચુપ બેસી રહેવું એ વધારે સારૂં છે !" એમ સર્વાનુમતે સિદ્ધ વિચાર કરી ત્રણ ક્રોડ રૂપીઆ અકબર શાહને મોકલાવી આપ્યા અને તે રૂપીઆ અકબર શાહે ખજાનાને શરણ કર્યા.

વારતાનો સાર એજ છે કે રાજા માહારાજાઓ પણ અક્કલવાન પુરૂષની કેટલી બ્હીક રાખે છે ?; કેમકે અક્કલવાન પુરૂષ ધારે તે કરી શકે ! તેમજ અક્કલવાનની રાજા માહારાજા કેટલી બધી ખંતથી ચાહના કરે છે? માટે અક્કલવાન પુરૂષની છાયામાં રહેવા કિંવા તેની સલાહે ચાલવા અવસ્ય ટેવ પાડવી, કહ્યું છે કે **પંડીતકી લાતાં ભલી કયા મુર્ખકી બાતાં વોહ લાતે સુખ ઉપજે વોહ બાતે ઘર જાત."**

---

# વારતા ઓગણપચાશમી.

અબળા નહિ પણ છે પ્રબળાએ, વશ સબળાને કરતી:
ચરિત્ર ફોજ ચહુદિસ ફેલાવી, તનમન ધન ગુણ હરતી.

**ચાર ગુણવાળી સ્ત્રી.**

**પ્રાણજીવન.**

એક સમય બાદશાહે બિરબલને કહ્યું કે "બિરબલ! મારી હજુર એવાં ચાર મનુષ્ય લાવો કે ચાર પૈકી એક બેશરમો, બીજો બ્હીકણ, ત્રીજો શરમાર અને ચોથો નીડર" બિરબલે તે હુકમને માથે ચઢાવી બીજે દિવસે એક બૈરીને લાવી શાહ આગળ ઉભી રાખી શાહને અરજ કરી કે "નામદાર! આપનાં ચાર મનુસ્ય તપાસી લ્યો." શાહે વિસ્મયતા સાથ જણાવ્યું કે "ચાર જણ કયાં છે? આતો એક સ્ત્રીજ છે! બાકીનાં ત્રણ કયાં?" બિરબલે કહ્યુ કે "ગરીબ પરવર! એ સ્ત્રીના અંગમાંજ આપના ચારે મનુસ્યના ગુણ સમાયલા છે: કેમકે જ્યારે સ્ત્રી વિવાહમાં ફટાણા ગાય છે. ત્યારે પાસે બેઠેલા ભાઈ બાપની પણ તે અદબ શરમ રાખતી નથી માટે બેશરમ છે. અંધારી કોટડીમાં જવા માટે ધણીએ આજ્ઞા કરી હોય તો કહેશે કે 'બાપરે! હું તો બ્હી મરૂંછું, માટે બ્હિકણ છે. જ્યારે સાસરે જાય ત્યારે મંદ સ્વરે બોલવું, અદબથી વર્તવું આચરે છે તેથી શરમાળ છે અને પુરૂષ સાથે હળેલી હોય છે ત્યારે કાળી રાત્રે ભૂત પ્રેત કે વાઘ ચોરથી પણ ન બ્હીતાં નિ:શંકણે પોતાની ધારેલી ધારણા પાર પાડે છે માટે નિડર છે તેથી મેં એ ચારે ગુણના ધરરૂપ સ્ત્રીને લાવી આપ આગળ હાજર કરી છે.' તે સાંભળી શાહ ઘણોજ ખુસી થયો અને બિરબલને સારૂ ઇનામ આપી તેના બુદ્ધીબળની તારીફ કરવા લાગ્યો.

વારતાનો સાર ખુલ્લોજ છે.

---

# વારતા પચાસમી.

ચતુર ન સરજ્યા હોત તો, ચતુરાતની ચૂક:
કહો કોણ કહાડત? અરે! સકળ ગણાત ઉલુક.

**પૂર્ણચંદ્ર.**

## રાઘુ તો મહા તપસ્વિ છે !

એક સમય બાદશાહ અને બિરબલ આનંદભુવનમાં બેસી આનંદ-વારતાઓ ચલાવી રહ્યા હતા તેવામાં હજૂરીએ વરધી આપી કે "ગરીબ પરવર ! એક ફકીર પોપટનું પાંજરૂં હાથમાં લેઈ આવ્યો છે તેને શો હુકમ છે ?' બાદશાહે ફરમાવ્યું કે "જહાં પનાહ ! આ મારી પાસેનો પોપટ કે જેનું નામ રાઘુ પાડેલું છે તેને મેં ઘણીજ મહેનત લેઇ સારૂં બોલતાં ભણાવ્યો છે અને તે એવી આશાથી ભણાવ્યો છે કે આપને તે નજરાણામાં આપી ઉમેદ બર લાવીશ ! માટે રાઘુને લ્યો અને તેનું પ્રતિપાલન કરો' આ પ્રમાણે ફકીરનું બોલવું તથા રાઘુના મુખથી મધુર ભાષણ અને કુરાનના પાઠ સાંભળી શાહે ફકીરને ઘટતું ઇનામ આપી વિદાય કર્યો અને રાઘુની સાર સંભાળ માટે નોકરો નીમી હુકમ કર્યો કે 'જરા પણ રાઘુની તબીયત નાદુરસ્ત જણાય તો તુરત મને ખબર આપવી, જો તેની ખબર ન આપી અને બિમારી વડે રાઘુ મરી ગયો એવી જો ખબર આપી તો તે વખત તેનું માથું કપાવી નાખીશ' તદનંતર નોકરો રાઘુની તબીજાળવા માટે ઘણીજ કાળજી રાખવા લાગ્યા. તેમ રાઘુ કુરાનના પાઠ ભણતો તે સાંભળી શાહ અત્યંત ખુસી થઇ તેના ઉપર અતિશે પ્યાર રાખવા લાગ્યા. એક વખત રાઘુ અચાનક મરણને શરણ થયો તે જોઈ તેનું રક્ષણ કરનાર ચાકરો ઘણાજ ગભરાયા અને 'શાહને શું જવાબ દેઇશું તેમજ મરીગયો છે એ વૃતાંત જો જણાવીએ તો શિરચ્છેદનો હુકમ થાય ! માટે બન્ને તરફની પીડામાં આવી ફસાયા ! હવે તો બિરબલજી આગલ જઈ આ હકીકત જાહેર કરીએ તો કાંઈ પણ રસ્તો હાથ લાગે !' એમ વિચારી બિરબલ પાસે ગયા; અને પોતાનું દુઃખ પ્રકાસ્યું. બિરબલને તેઓની દયા આવી તેથી કહ્યું કે 'તમે નિચિંત રહો જરા પણ તમોને ઇજા આવવા દેઇશ નહી' એમ કહી બિરબલ શાહ હજૂર ગયો. શાહને જોઇ બોલ્યો કે 'આપણો રાઘુ ! આપણો રાઘુ !' એ સાંભળી શાહ એકદમ બોલી ઉઠ્યો કે 'શું રાઘુ મરી ગયો ?' બિરબલે જણાવ્યું કે 'નહી નહી ખુદાવિંદ !

એમ તે બને કે? એ તો મોટો તપસ્વી બન્યો છે! આકાશ તરફ મ્હો કરી તપસ્યા કરે છે! પગ, પાંખ, આંખ, અને ચાંચ જરાપણ હલાવ્યા વગર યોગ સાધન કરી ઇંદ્રીઓને દમન કરી રહ્યો છે! આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે 'અરેરે! ત્યારે તો મરી ગયો એમ ચોખુજ કહોને!' બિરબલે જણાવ્યું 'અરેરે! ખાવિંદ આપ જોસો ત્યારેજ કેહશો કે આ કેવી તપસ્યા કરી રહ્યો છે?! હું તો એમ જાણું છું કે તેણે તપશ્ચર્યા આદરી છે અને આપ મરી ગયાનું કહો છો! મારે તેને જોવાથી નિસ્સંદેહ થશે.' શાહને તેડી રાઘુના પાંજરા પાસે જઈ તપશ્ચર્યા કરતો બતાવ્યો તે જોઇ શાહ બોલ્યો કે 'બિરબલ! તારી મશ્કરી કરવાની ટેવ ગઈજ નહી! રાઘુ તપશ્ચર્યા કરે છે એમ ન કેહતાં એમજ કહ્યું હોત કે રાઘુ મરી ગયો! તો મારે નાહક ધકો તો ખાવો પડત નહી! શું રાઘુ મરી ગયો એવી તેને જોવાથી તને ખબર ન્હોતી પડતી?' બિરબલ હાથ જોડી બોલ્યો કે "નેક નામદાર! શું કરવું? જો સરકાર અગાડી રાઘુ મરી ગયાના સમાચાર કહેત તો આપના હુકમ પ્રમાણે મારે શિરચ્છેદ થવાનો બખત આવત માટે બીજો રસ્તો કોઇ શોધયો કે નહી?" તે સાંભળી શાહ રાઘુનો શોક ભૂલી જઇ બિરબલની બુદ્ધિનો ખ્યાલ વિચારી ખુશી થયો અને તે બદલ ઇનામ આપી પોતે ગેરવ્યાજબી હુકમ કર્યો તે વિષેનો પસ્તાવો કરવા લાગ્યો.

વારતાનો સાર ખુલ્લોજ છેકે! બુદ્ધિવાન માણસ રાજા મહારાજાઓના હુકમને પણ પાછા તેમના મુખને સ્વાધીન કરે છે અર્થાત તેમનું બોલ્યું તેમના મ્હોંમાં પાછું પેસી જાય તેવો પખત લાવી દે છે માટે બુદ્ધિશાળીની વાતો એજ કિરતારની કરામત સમજવી; કહ્યું છે કે **"માનસ કે ગમે એક બાત કરામાત હે."** ———

## વારતા એકાવનમી.

વાત વિનોદ વિવેકીને, સમજી લેવાં સ્હેલ;
( પણ ) સમસ્યામાં સમજી જવું, છેજ ઘણું મુશ્કેલ.
**કાશિરામ.**

## "શું અક્કલ અંધારે વેચાએલી છે. ?"

એક વખત અકબર શાહે બિરબલને કહ્યું કે—"**હમણાં છે અને પછી પણ છે, હમણાં નથી અને પછી પણ નથી, હમણાં નથી પણ પછી છે, અને હમણાં છે પણ પછી નથી.** એ ચાર પ્રશ્નનો ઉતર સ્પષ્ટ પણે આપો ?) તે સાંભળી બિરબલ કેટલોક વખત વિચારમાં લીન થઇ ગયો તે જોઇ દ્વેષ કરનારી મંડળી હર્ષવાન થઈ કેઃ—આજે ઉત્તર આપવામાં બિરબલની મતિ મુઝાણી છે માટે હવે માન ઉતરશે ! પરંતુ એ વિચાર તો દલીદ્રના મનોરથની માફક થોડોજ વખત ટકવા પામ્યો ? થોડી વાર પછી બિરબલે જણાવ્યું કે ( નામવર ! એ ચાર પ્રશ્ન પૈકી એક પ્રશ્નનો જવાબ તો આપની પાસે મોજુદ છે, પણ તણ પ્રશ્નોના ઉત્તર મેળવવા આપ અને હું બન્ને જણ શેહરમાં જઇએ અને ત્યાં બાકીના પ્રશ્નોનો ઉતર આપીશ !" તે સાંભળી શાહને વિસ્મયકારી વાર્તા જણાણી કારણ કે "એ ચાર પ્રશ્નોનો ઉત્તર કોઇથી અપાઈ શકાવાનોજ નથી! તેમછતા પણ બિરબલની અક્કલ—હુશીયારી જોવી કે એ કેવી રીતે પ્રશ્નોની સમાધાની કરી બતાવે છે?" એમ વિચારી બિરબલની સાથે શેહરમાં જવાનું કબુલ કર્યું. તદનંતર બિરબલે શાહને અર્જ કરી કે "આપ જટાધારી યોગીરાજનો વેષ ધારણ કરો અને હું આપનો શિષ્ય (ચેલો) બની જાઉં પછી જુઓ શહેરની ગમ્મત !) એમ કહી બન્ને જણે તેજ પ્રમાણે ઠાઠ રચ્યો અને બે નાનાં સમજવાન બાળકોને સાથે લેઇ એક ધન્વાન ગ્રહસ્થની પેઢી ઉપર જઇ પોહચ્યા. ત્યાં જઇ શાહુકાર પ્રત્યે (વેષ ધારી બિરબલ) પોતાના ગુરૂ તરફ આંગળી કરી બોલ્યો કે (શેઠજી ! આ મારા ગુરૂરાજ છે અને હું એમનો ચેલો છું, અમે બન્ને જણ આ ફાની (નાશવંત) દુનીયાને ત્યજી પરિગ્રહ પરમાત્માનું ભજન કરવા વૈરાગ્ય રૂપ ધારણ કર્યું; પરંતુ એક એવી મ્હોટી ઉપાધી નડી છે કે તેથી આપની પાસે આવ્યા છીએ.આપની ઉદાર વૃત્તિ, પરોપકાર બુદ્ધિ અને નમ્રતા અવર્ણનિય પ્રકારની છે એવી દેશ દેશાંતરમાં ફિરતી ફેલાવાથી અમો આપની કાંઈક સહાયતા લેવા આવ્યા

છીએ. ) આ પ્રમાણે શિષ્યનું બોલવું સાંભળી ગ્રહસ્થ હાથ જોડી નમ્રતા સાથે બોલ્યો કે "માહારાજ ! જો આપની અડચણ મારાથી દૂર થઇ શકે એમ હોય તો સુખેથી આપ ફરમાવો. ) એ સાંભળી શિષ્યે જણાવ્યું કે " સેઠજી ! આ હમારા ગુરૂ માહારાજનાં બે બાલક છે તેમને વિધાભ્યાસ કરાવવા આ શેહેરમાં રાખવાનો વિચાર છે; પરંતુ પૈસા વિના એ કામ પાર પડી શકે નહીં; તેમજ ઓછામાં ઓછા બે હજાર રૂપિયા જોઇએ: કેમ કે ખાવા પીવા પેહેરવા ઓઢવા અને વિધાલય ખર્ચના બંદોબસ્ત માટે મુદત પૂરી પાડતાં સુધીમાં ગોઠવણ કરવીજ પડે; વાસ્તે જો આપથી સહાયતા આપી શકાય તો કહો ? જો આપ એ માટે પુરતું લક્ષ આપશો તો ઇશ્વિર તેનો બદલો આપને આપશે. )પછી શેઠે તે બાળકો તરફ જોઇ તુરત માગણી પ્રમાણે રકમ લાવી યોગીરાજ આગળ ભેટ કરી, તે જોઈ શિષ્ય બોલ્યો કે ( આ ઉપકારી કામના બદલામાં હું એ કરવા ચાહું છું કે એકેક જોડું તમારા માથામાં મારતો જાઊં અને તમે દર જોડા દીઠ એ-કેક રૂપીઓ આપતા જાઓ." આ વાકય સાંભળી પેઢી ઉપર બેઠેલ અને રસ્તાના જનાર લોકો વિસ્મયવંત થયા કે "વાહ ! આ ઉપકારનો બદલો ઠીક ! ! રૂપીઆ આપવા અને જોડાં ખમવાં ? એ ખરેખર નવાઈ ! " પરંતુ સા-હુકાર કશુંપણ ન બોલતાં કિંવા જરાપણ મન મલિન ન કરતાં માહારાજ પ્રત્યે વિનવવા લાગ્યો કે " જ્યારે આ રૂપિયા સત્કૃત્યમાં જવાના છે અને તે બદલ દર રૂપિયે જોડો સહન કરવો પડે તો હું અહોભાગ્ય માનું છું !; કેમકે સત્કૃત્ય માટે પ્રાણાંત કષ્ટ સહન કરવું પડે તોપણ શું ? ! " એમ કહી માથાથી પાઘડી ઉતારી ગુરૂ આગળ માથું ધર્યું. ધન્ય છે ! એવા ધનવાન ધર્માત્મા પુરૂષને. ! !

આ બનાવ જોઇ શિષ્ય બોલ્યો. કે " સેઠજી ! આપની ઉદારતા, ધૈ-ર્યતા, ધર્મબુદ્ધિ, ખરગજુપણું, ગુરૂભક્તિ અને સત્કર્મનાં નાણાં ખર્ચાયાથી અહોભાગ્યપણું માનવા પણાના પરમ સ્તુતિપાત્ર ગુણો જોઇ હું ઘણોજ ધન્યવાદ આપી કહુંછું કે—અમારે આ રૂપિયાની હવે કશી જરૂર નથી.

કારણ કે જે અમારે જોઇતું હતું અને જાણવાની ઇચ્છા હતી તે પ્રાપ્ત થવાથી કાર્ય સિદ્ધ થયું છે માટે આનંદમાં રહો અને સદા સત્કૃત્યમાં તલ્લીન બનો ! ) એમ કહી આગળ ચાલ્યા, શિષ્યે ગુરૂ પ્રત્યે કહ્યું કે (આ પ્રથમ આપના પ્રશ્નનો ઉત્તર કે **'હમણાં છે અને પછી પણ છે'** મતલબમાં હાલ પણ પ્રભુ કૃપાએ સર્વ સંપતિવંત આ સેઠ છે છતાં પોતાની સ્તુતિપાત્ર વૃત્તિ, ભક્તિ અને કેહણી-રેહણી કાયમ રહેલ છે તો આ લોક ત્યાગી પરલોકમાં જશે તોપણ ત્યાં સત્કૃત્યના બદલામાં ઉત્તમ પ્રકારના સ્વર્ગસુખ મળશે જેથી હમણાંપણ સર્વવાતે સુખી છે અને આવતે ભવે પણ સુખી છે. માટે આપ આપના પ્રશ્નનો ઉત્તર વિચારી સ્વિકારી લ્યો. )

આ પ્રમાણે બિરબલ (શિસ્ય) નું બોલવું સાંભળી શાહ વિસ્મય પામ્યો. આગળ જતાં એક ભીખારી ભિખ માગતો લોકો પ્રત્યે ઉપદેશ કરતો હતો કે **"એક ગણું પુન્ય સહસ્ત્ર ગણો લાભ છે. હાથે તેજ સાથે છે.** દયાભાવ રાખી જો પરોપકાર, દાન કરશો તો પ્રભુ તમોને આવતે ભવ અધિક સુખ આપશે. ) આ પ્રમાણે ભીખારીની દીનવાણી સાંભળી એક દયાળુ પુરૂષે પેટપૂર ખાવાની વસ્તુ આપી. તે લેઈ ભીખારી ગામ બહાર જઈ ઝટપટ ખાવા મંડી પડ્યો. ગુરૂ ચેલો પણ તેની પાછળ પાછળ હતા! ચેલાએ તે ભીખારી પ્રત્યે વિનવા માંડ્યું કે "દયાળુ સેવક ! અમે બન્ને જણ ભૂખ્યા છીએ અને અમારો ભૂખ્યે જીવ જાય છે. જો થોડું અમને આસરા જેટલું અન્ન ખાવા આપો તો ભગવાન તમારૂં કલ્યાણ કરશે" એવી ઘણી આજીજી કરી; પણ ભીખારી તે આજીજી તરફ જરાપણ લક્ષ ન દેતાં પેટ પૂજા કરવામાં પૂરેપૂરૂં લક્ષ આપવા મચ્યો હતો. તે જોઈ શિષ્યને ગુસ્સો ચઢયો અને તે ભીખારીને બે ચાર જોડા લગાવી બોલ્યો કે "બેવકુફ-ગધેડા ! ભીખ માગતી વખતે તો ઉપદેશ દે છે પણ તે ઉપદેશ મુજબ ચાલતો કેમ નથી ? પરભવમાં આપ્યું નથી તેથી આ ભવમાં મળ્યું નથી ! અને આ ભવમાં પણ આપતો નથી તો હવે પછીના અવતારમાં પણ કશું મલનાર નથી માટે તને, હમણાં પણ સુખ નથી અને પછી પણ નથી." એમ કહી શાહને કહ્યું કે "લ્યો આપના બીજા પ્રશ્નનો જવાબ ! કે—**હમણાં નથી અને પછી પણ નથી.**

બાદ ગુરૂ ચેલો આગલ ચાલ્યા, એક અતિદુર્બલ, નમ્ર અને ઇશ્વર ભક્તિમાં તલ્લીન એવા સાધુને જોઇ શિસ્યે બતાવ્યું કે (માહારાજ! આ સંતની પાસે હમણાં કશું પણ નથી; ! પરંતુ તપ અને ભગવત ભજનના પ્રભાવથી આવતા ભવમાં અપાર સુખ સમૃદ્ધિવંત થશે; માટે **હમણાં નથી પણ પછી છે.** એ આપના ત્રીજા પ્રસ્ણનો ઉત્તર સ્વિકારી લ્યો. એ સાંભળી શાહ આનંદમાં મગ્ન બની બોલ્યો કે (હવે ચોથા પ્રસ્ણનો જવાબ મારી પાસેજ છે તે શી રીતે ?) બિરબલે જણાવ્યું કે (મહારાજ ! એ પ્રશ્ણનો ઉત્તર આપની પાસેજ છે તે તપાસી વિચારી જૂઓ કે આપ પુર્વ પુણ્યના પ્રતાપથી હિંદુસ્થાનની રાજ્ય ગાદિ ઉપર તખ્ત નસીન થયા છો અને કોઈ પ્રકારની સંપત્તિમાં ન્યુનતા નથી; પરંતુ આવતા ભવમાં એ સુખમાનું જરા પણ સુખ પ્રાપ્ત થનાર નથી; કેમકે અત્યારે પુર ચડતીના વખતમાં આપ દયા, દાન, પરોપકાર, ગુરૂ—સંતની ભકિત, સારાં કૃત્ય કરવામાં પુર્ણ ખંતિ અને ઇશ્વર ભજન ઉપર રૂચિ રાખતા નથી તો આવતા ભવમાં સુખ સંપત્તિ શી રીતે પ્રાપ્ત થશે? માટે ચોથા પશ્ણનો જવાબ એજ કે—"**હમણા છે પણ પછા નથી**! પછી આપની જેમ ઇચ્છા હોય તે ખરી. !)

આ પ્રમાણે બિરબલનુ બોલવું સાંભળી શાહે પોતાની રેહણી કેહણી સુધારવા મન સાથે સત્ય પ્રતિજ્ઞા કરી અને બિરબલની બુદ્ધિ ચાતુરી, વિદ્વત્તા વિષેની ઘણીજ તારીફ કરી તથા બિરબલ દ્વારાએ શુદ્ધ જ્ઞાન-ભકિત સંપાદન કરી આ લોક અને પરલોક સંબંધી યશ, લક્ષ્મિ, અને ઉચ્ચ વૈભવ પ્રાપ્ત કર્યા. બિરબલના ગુણોથી રીઝી શાહે (અક્કલ બાહાદુર) ( બીરબલ ) કવિરાય "પ્રેમ મૂર્તિ" "રાજાસાહેબ" વગેરેના ઇલકાબ આપ્યા ને મોટી જાગીરો બક્ષીસ આપી આનંદસહ સત્કાર્ય કરી જીવનનો લાવ લીધો.

વાર્ત્તાનો સાર એછે કે પ્રશ્ણ પુછનારના શબ્દોના મર્મ સમજી યોગ્ય ઉત્તરવડે પ્રતીતિ આપવી. દાન દયા, પરઉપકાર અને સંત—ગુરુ—પ્રભુની ભક્તિ પોતાની શક્તિ પ્રમાણે આદરી જીવન સફળ કરવું,અને ઉક્ત ચાર પ્રશ્ણોનો ભાવાર્થ હૈયે ધરી શિક્ષા ગ્રહણ કરવી,

## ચોથો ભાગ સમાપ્ત.

# બિરબલ અને બાદશાહ.

## ભાગ પાંચમો.

### વારતા બાવનમી.

પામે આદર પ્રૌઢ, ગુણથી સહુકો સર્વદા.

**પ્રભાશંકર.**

**નાગરવેલનું પાન સર્વથી મોટું હોય છે.**

એક વખત બાદશાહે દરબારીઓને પુછયું કે "સર્વથી મોટું પાન કયા વનસ્પતિનું ગણવું!" આ પ્રશ્ન સાંભળી કોઈ કેળનું કોઇ સાગનું તો કોઈ કમળનું પાન મોટું છે એમ કેહવા લાગ્યા; પરંતુ શાહે તે એકેની વાત પસંદ કરી નહી, છેવટે બિરબલને પ્રશ્ન પુછયું ત્યારે બિરબલ બોલ્યા કે "પરવરદીગાર! સર્વથી પાન નાગરવેલનું મોટું છે; કેમકે તે નામદાર સરખાના મુખ સુધી પોંહચે છે માટે તેનેજ સર્વથી શ્રેષ્ટ અને મોટું સમજવું, બીજાં પાન આકારમાં મોટાં છે પણ અધિકારમાં મોટાં નથી માટે શું કામનાં?" આ ઉત્તર સાંભળી શાહ સંતોષિત થયો અને બિરબલના બુદ્ધિબળની કદર બુઝી સારૂં ઇનામ બક્ષ્યું.

વાર્તાનો સાર એછેકે નામથી અને **આકારથી મોટી જણાતી હોય તે વસ્તુ કશા કામની નથી પણ જે કામથી** અને ગુણથી મોટી છે તેજ શ્રેષ્ટ અને માનવંતી ગણાય; માટે માણસો માટે પણ તેમજ સમજવાનું છે.

---

### વારતા તેપનમી.

જમ જમાઇ જાચક સદા, કૃપા કરી રહો દૂર.

**મણીગૌરી.**

**નીમક હરામ જમાઇ.**

એક વખત શાહે બિરબલ પ્રત્યે પુછયું કે "બિરબલ! નિમકહલાલ

કોણ અને નિમકહરામ કોણ ? તેનો ભેદ બતાવો.” આ પ્રષ્ણ સાંભળી બિરબલે કહ્યું કે “સિરતાજ નિમકહલાલ એક કૂતરૂં કેહવાય છે; કેમકે જેના ઘરનું અનાજ ખાય છે તેને પોતાનો પ્રાણ જતાં સુધી પણ ઇજા આવવા દેતું નથી તથા સદૈવ તે ધણીનું સંરક્ષણ કરે છે કદાચ એક વખત તેને ખાવા નહિં આપીએ તદપિ પોતાની નિમકહલાલી છોડવાનુંજ નહિ. એથી વિપરીત રીતે **(નિમકહરામ)જમાઇ હોય છે;** કેમકે તેને ગમે તેટલું દ્રવ્ય આપો તદપિ પણ તેને તૃપ્તી થવાનીજ નહિં. તથા દરરોજ તેનું મન મનાવતાં છતાં પણ જરા વચકું પડયું કે જાણે કોઇ વખત ઓળખાણ કે સંબંધ હતોજ નહિ તેમ તુરત રીસાઈ બેસેછે ! કહ્યું છે કે “ **जामातद्-शमोग्रह** ” જમાઇ છે તે દશમો ગ્રહ છે. જેમ નવગ્રહોને નીત્ય બળિદાન આપતા હોઇએ તોપણ પ્રતિપત્રિ રાશિ ઉપર આવ્યા કે પીડા કરે છે તેવીજ રીતે જમાઇને પણ જાણવો.” એ પ્રમાણે ઉત્તર સાંભળી બાદશાહ ખુસી થયો.

વાર્તાનો સાર ખુલ્લોજ છે.

---

## વારતા ચોપનમી.

રાજા જોગી અગ્નિ જળ. ઉંનકી ઉલટી રીતિ;
ડરતા રહીઓ ફરસરામ થોડી પાલો પ્રીતિ.

### અજવાળી તો પણ રાત.

એક વખત બિરબલ પોતાના મકાનના ઓટલા ઉપર જમ્યા બાદ બેઠેલ હતો તે સમય એક બાદશાહનો હજુરી નોકર દોડતો દોડતો જતો હતો તે જોઇ બિરબલે પુછયું કે “આટલો બધો દોડીને કયાં જવા માગે છે ?” નોકર બોલ્યો કે “સાહેબ ! સરકાર સાહેબ મને બશેર કળીચુનો લાવવા ફરમાવ્યું છે; માટે તે લેઇને જલ્દી જવું જોઇએ.” તે સાંભળી બિરબલ વિચારમાં પડયો કે “અત્યારે ખુદાવિંદને બશેર કળિચુનાની શી જરૂર પડી હશે ? નક્કી કાંઇક આ વાતમાં ગુપ્ત ભેદ હોવો જોઇએ ! ! એમ ધારી નોકરને ફરી પુછયું કે તે ચૂનો શું કરવા જોઇએ છે ?” તે સાંભળી

નોકર બોલ્યો કે " સાહેબ ! તે ગરીબ નોકરને શું ખબર ! બાદશાહ સાહેબ જ્યારે જમીને ઉઠયા અને મેં પાન બીડી આપી તે આરોગ્યા બાદ હુકમ કર્યો કે જા અસેર કળીચુનો જલ્દી લેઇ આવ. " આવું તેનું બોલવું સાંભળી બિરબલે હજૂરીયાને જણાવ્યું કે–કે " આજે તારાં સોએ વર્ષ પૂરાં થઇ ગયાં ! એજ અશેર ચુનો જબરાઈથી તને ખવરાવી દેશે અને તેથી તું મરી જઇશ. જે તેં પાન બીડું નામદારને આપ્યું તેમાં ચુનો વધારે પડચો હશે તેથી તેમના મુખમાં બળતરા કિંવા ચંદિકા પડી હોવીજ જોઇએ તે બદલ આ શિક્ષા ઠરાવી છે; માટે તું એ ઉપાય કર કે એક શેર ચુનો અને એક શેર માંખણ એકત્ર કરી બાદશાહ પાસે લેઈજા અને તે ચુનો તને ખવરાવશે તો કાંઇ થશે નહિં." બાદ તે હજૂરીએ બિરબલના કહેવા પ્રમાણે કર્યું અને ચુનો લેઈ શાહ હજૂર ગયો. શાહે તે ચુનો તેને ખવરાવ્યો. શાહને ખાત્રી હતી કે થોડીજ વખતમાં આ નોકર મરી જશે; પરંતુ બીજે દિવસે તે નોકર તો વખતસર નોકરી ઉપર હાજર થયો તે જોઇ બાદશાહને ઘણું આશ્ચર્ય લાગ્યું અને વિચારવા લાગ્યો કે " મારો વિચાર નિષ્ફળ ગયો ! મુઓ નહિં એ તો ઠીકપણ તેને ઇજા પણ કશી થઈ જણાતી નથી; પરંતુ એને ગમે તે પ્રકારે સ્વધામ પોંહચાડી દેવો તે ખરોજ ! " એમ વિચારી સુનારાને બોલાવી કહ્યું કે " સવારમાં પ્રથમ જે માણસ તારે ત્યાં આવે તેને ભઠીમા નાખી બાળી નાંખજે."

બિજે દિવસે સવારમાં તે નોકરને બાદશાહે હુકમ કર્યો કે " જા દરબારી સુનારાને ત્યાંથી પાંચ શેર ચુનો લેઈ આવ " નોકર હુકમ સાંભળતાં વાંત તે સુનારાને ત્યાં જવા નિકળ્યો, આયુષબળને લીધે તેને બિરબલની ભેટ થઇ અને બાદશાહનો ફરમાવેલો હુકમ તેમને કહી સંભળાવ્યો તે ઉપરથી બિરબલ સમજી ગયો કે " આને બાદશાહે ચુનો ખવરાવ્યો; પરંતુ એને કશી ઇજા થઇ તેથી એના પ્રાણનો નાશ કરવા હજૂર ધારે છે એજ માટે આને સુનારાને ત્યાં મોકલવા ફરમાવ્યું છે, " તે સબબ સમજી બિરબલને તેથી દયા ઉપજી તેથી કહ્યું કે " તું પંદર વીસ ઘડી અહીયાં ઠેરીજા પછી સુનારા પાસે જઇ ચુનો લાવી બાદશાહ પાસે જજે. "

અહીંયા બાદશાહે હજુરીઆને સુનારાને ત્યાં મોકલ્યા પછી થોડી વેળા થયા બાદ એક બીજા હજુરીઆને " પ્રથમ મોકલેલા હજુરીઆની શી વલે થઇ છે ?" તેની ખબર કાઢવા મોકલ્યો તે સીધો સુનારાને ત્યાં જઇ પોંચ્યો. જે ચાકર જવાનો હતો તે તો બિરબલની પાસે રોકાયો અને પછી ગયેલો ત્યાં પ્રથમ જઈ પોહચ્યો, તેથી સંકેત પ્રમાણે સુનારે તેને ઉપાડી ભઠ્ઠી-માં નાંખી બાળી નાખ્યો, કારણ કે તે સુનારાને એવો સંકેત બતાવ્યો હતો કે " જે સવારના પોહોરમાં પ્રથમ હજુરીઓ તારે ત્યાં આવે તેને ભઠ્ઠીમાં નાખી બાળી નાખજે " એથી જે પહેલો ગયો તેને ભઠ્ઠીને શરણ કર્યો.

અહા ! " **જેને રામ રાખે તેને કોણ ચાખે. ?** ! " એ વાકયની પ્રતીતી આપવા આ દાખલો બસ છે ! હવે જે પ્રથમ સુનારાને ઘેર જવા નિકલ્યો હતો તે નોકર બિરબલ પાસેથી સુમારે અડધા કલાક પછી સુ-નારાને ઘેર ગયો અને સુનો લેઇ બાદશાહ હજુર જઈ સુનો આગળ મુ-ક્યો, તે જોઈ શાહને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું કે " આ શી રીતે છુવતો પાછો આવ્યો ? ! " એમ ચમત્કારીક બનાવ બનાવ્યો તે નોકરને પુછયું કે " તું અહીંયાથી જે વખતે સુનારાને ઘેર ગયો તે વખતે રસ્તામાં ક્યાંએ રોકાયો હતો ? " હજુરીએ કહ્યુ કે " ગરીબ પરવર ! હું સુનારાને ઘેર જતો હતો તેવામાં બિરબલજી પોતાની હવેલીના બહાર બેઠા હતા તેમને મને બોલાવ્યો અને પુછયું કે ખુદાવિંદની સ્વારી અત્યારે કયાં છે ? મેં કહ્યું કે ચાહ પીવા બીરાજ્યા છે ! એટલું કહી રજા લેઇ સુનારાને ત્યાં ગયો અને આપનો હુકમ બજાવી આવ્યો, " એ હકીકત સાંભળી બાદશાહે વિચાર્યું કે " આ હજુરીઆને બિરબલની સહાયતા છે એમ ખાત્રી થાય છે પ્રથમ સુનો ખવરાવ્યાથી કશું થયું નહિં તો પણ તેનોજ પ્રતાપ અને આજે આને બદલે બીજો નાહક મરણને શરણ થયો અને આ બચ્યો તે પણ તેનોજ પ્રતાપ ! માટે હું જેટલી માથાકુટ કરીશ તેટલી નકામી જશે; કેમકે જેની મદદ બિરબલ કરનાર છે ત્યાં કોઈનું ટકુ ચાલનારજ નથી ! " એમ વિચારી તે નોકરને અભયદાન આપ્યું અને બિરબલના બુદ્ધિબળની તારીફ કરવા લાગ્યો.

વારતાનો સાર એ છે કે ઇસારા ઉપરથી આખી વાતનું રૂપ સમજી યુક્તિ લડાવવી મોતના સપાટામાંથી પોતાના કિવા અન્યના જીવને બચાવી લે એજ ખરૂં બુદ્ધિબલ ! બીજું—મોટો અધિકાર પ્રાપ્ત થયે છતે પણ ગરીબ મનુષ્યોની વાહરે ચઢવું એ એક ખાનદાનીનું ખરૂં ભૂષણ છે ! ત્રીજું ચુનાને માખણ સાથે મેળવી ખાવાથી મોઢામાં ચાંદીઓ પડતી નથી અથવા ચુનાથી મોઢામાં ચાંદીઓ પડી હોય તો માખણથી આરામ થાય છે તેની આ દાખલોજ શાક્ષી આપે છે.

---

## વારતા પંચાવનમી.

ઓગુનકું ઉમંગી ગહે, ગુન ન ગહે ખલ લોક; પીએ રૂધિર પયના પીએ, લગી પયોધર જોક. **વૃંદ શત સહી.**

### " ભાઇને ભાગ્યશાળિ બનાવનાર ભગિની. "

એક સમય બિરબલના પ્રતિપક્ષિ યવન વર્ગ ( કારભારી મંડળ)વાળાઓએ બિરબલને કારભાર ઉપરથી ખસેડવા અનેક ખટપટો ચલાવી; પરંતુ શિવદ્રોહી છતાં સુખ વૈભવની ઇચ્છા રાખનાર પુરૂષના વિચારો વ્યર્થ જાય તેમ સર્વ ઉપાયમાં હાથ હેઠા પડયા; પણ કહ્યું છે કે " **કરત કરત અભ્યાસ તે, જડમતિ હોત સુજાન; રસરી આવત જાવતે, શિલપર પરત નિસાન.** " એમ સમજી વખતો વખત પોતાનો ઉધમ ચાલુ રાખ્યો. એમ કરતાં હુરમ સાહેબનો ભાઈ 'સેખ હુસેનખાં' પોતાની મંડળીમાં મળ્યો અને પ્રતિપક્ષિ મંડળે તેને એવી યુક્તિ ઠસાવી કે " તમો જનાનખાનામાં જઈ શકો છો માટે હુરમ સાહેબને જરા કેહવું જોઇએ છે કે—"આપણો ધર્મશત્રૂ બ્રાહ્મણ ( બીરબલ ) યવન મંડળમાં મનનાજ પ્રમાણે સર્વને ચપટીઓમાં ઉડાડી પોતાનુંજ ધારલું કરે છે એ શું ઓછી શરમની વાર્ત્તા છે ? ! શું આપણા જ્ઞાતિલાઓ કારભાર ચલાવવામાં કાબેલ નથી ! અગર એ જગ્યા ઉપર નાતિલો આવે તેથી શું રાજને કાંઈ નુકસાન છે ? માટે જો નામદારને હરેક યુક્તિ સમજાવી તે જગ્યો આપણા સંબંધીના હ

શમાં થાય તેવી ગોઠવણ થાય તો વધારે સારૂં. ”

બાદ સેખ હુસેનખાં વખત વિચારી હુરમ સાહેબ ( પોતાની બ્હેન પાસે ઉકત વાર્ત્તાની ઘેડ ગોઠવવા ગયો, વાર્તાલાપ કરતાં સમય આવ્યો સમજી પૂર્વોકત વૃત્તાંત સારી રીતે હુરમ સાહેબના મનમાં ઠસાવ્યો તેમ ‘હું એ કામ બરોબર રીતે બજાવી શકીશ ’ એમ પણ ‘ હુકીને પેઠ ’ સાથેજ જોડવી દીધું, આ વાર્ત્તા સાંભળી મૂળ તો સ્ત્રી વળી મોહટા ઘરનાં રમકડાં અને તેમાં પોતાના ભાઇનુંજ ભલુ થાય તેવો હેતુ સમાયલો હતો એટલે પછી તે વાર્તા ઉપર વધારે લક્ષ અપાય એમાં નવાઈ શી ? જ્યારે શાહ પોતાને મેહેલે પધાર્યા ત્યારે હુરમશાહેબે આનંદ ક્રીડામાં ગુલતાન બનાવ્યા; બાદ સમયસૂચકતા વાપરી શાહ પ્રત્યે કેહવા લાગી કે “ સિરતાજ ! એક અરજ કરવાની છે કે—આપણા મુગલાઈ રાજ્યમાં મૂર્તિ પુજક ધર્મશત્રુ બ્રાહ્મણને આપે સર્વસ રાજ્ય કારોબાર સોંપી દીધો છે તેથી આપણા જ્ઞાતિ ભાઇઓ તદન નારાજ છે, તેમ તેઓને બહુ સંતાપ સોસવો પડે છે માટે બિરબલને તે જગ્યા ઉપરથી દુર કરી દેવો જોઇએ, તેમજ શું એમના જેવા ચાલાક—કાબેલ અને રાજ્ય કારોબારનાં નિપુણ એવા આપણા જ્ઞાતિ ભાઇઓ કોઈ નથી ? અને જ્યારે આપ એનીજ આંખે, જુઓછો ત્યારે એમ ભાસે છે કે ખુદાએ શું એનેજ એક અક્કલવાન બનાવ્યો છે ? કદિજ નહિં ! “ **बहुरत्ना वसुधरा:** ” છે ! જેથી તેની જગ્યોએ મારા ભાઇને કાયમ કરી ધો; વળી તે કાયમ થવાથી જ્ઞાતિવાળા પણ ઘણા ખુશી થશે અને સંપ સુયશમાં વધારો થશે, ઘરનાં અને જ્ઞાતિનાં માણસો છોડી અન્ય ન્યાતીલાનો ભરોંસો રાખી રાજ્યકાજ સ્વતંત્રતા સાથે સોંપી દેવું એમાં લોકો વિરે આપણી ચર્ચા થાય છે ? માટે જરા ઊંડો વિચાર કરો ! ઘરનાં તે ઘરનાં અને પારકાં તે પારકાં ! “ **આંગળીથી નખ છેટ તેટલા છેટેજ** ! ”

આ પ્રમાણે હુરમનું બોલવું સાંભળી શાહે વિચાર્યું કે “ આને કોઇપણ દુષ્ટ માણસે આડીઅવળી વાતો ભરવી ભંભેરી છે ! શાસ્ત્રકારોએ

સ્ત્રિઓ માટે કહ્યું છે કે-**अनृतं साहसं माया, मूर्खस्त्व माते लोभता; अशोचं निर्दयत्वंच, स्त्रीगां दोषाःस्वभावजाः**' જૂઠું બોલવું, વગર વિચાર્યે સાહસ કામ કરવું, કપટ રચના, અત્યંત લોભીપણું અપવિત્રા અને નિર્દયતા એ છ દોષ સ્ત્રીમાં સ્વાભાવિકપણેજ હોય છે. એટલે પછી તેનો શો દોષ ? '**પ્રેમદાની બુદ્ધિ પાનીએ**' એ મહાન્ વાકય અત્યારે તાદ્રસ ચિતાર આપી રહેલ છે' એમ વિચારી શાહે જણાવ્યું કે "પ્યારી ! તમારૂં બોલવું વ્યાજબી છે તેમજ તમારો ભાઈ તે જગ્યો ઉપર આવે એથી હું ઘણો ખુસીછું; પરંતુ તમારા ભાઇ નાજુક પ્રકૃતીવાળા છે તેથી અપાર મેહનતવાળાં કામોનો બોજો તે શી રીતે ઉપાડી શકશે?તથા તેમને દુર્ઘટ રાજ્ય ખટપટના પ્રસંગો જોયા નથી તેથી તેમને તે મહા મુંઝવણ ભર્યું કાર્ય જણાશે, તેમ વળી બિરબલની અક્કલ અલૌકિક ખુબીવાળી છે કે તેની અક્કલ આગળ ભલભલા પાણી ભરે છે ! એવો અક્કલ બહાદુર આખી ખલકમાં ખોળવાથી પણ ભાગ્યેજ હાથ લાગે તેમ છે અને તેથીજ મેં તેને આંખની કીકી સમાન સંભાળી રાખ્યો છે; પરંતુ તેનો દાખલો જ્યાં સુધી તમોને અપાય નહિં ત્યાં સુધી તમારા મનમાં તે વાર્ત્તાની પ્રતીતિ થવી ઘણીજ મુસ્કેલ છે !; માટે તમારૂ કેહવું હું કબુલ રાખી કાલથી બિરબલની જગ્યા તમારા ભાઇને આપી તેને રાજયકારોબારથી અલગ કરીશ."

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી હુરમ ખુસી થઈ સ્ત્રી કળાકેળવી કામ કુતુહલની ચોસર ખેલવામાં શાહને નિમગ્ન કર્યો. બીજે દિવસે બિરબલને બોલાવી કદરદાન શાહે જણાવ્યું કે "પ્રીયમીત્રવર ! હાલ થોડા દિવસ તમારો વિયોગ મને વેઠવો પડે એવો સંયોગ હુરમની ભલામણથી બન્યો છે માટે થોડા દિવસ ગ્રહમાં રહો; કેમકે પ્રતિવાદી મંડળ, અને સ્વાર્થાંધ હુરમને અક્કલની ઓળખાણ પાડવાની છે." તે સાંભળી બિરબલ તે હુકમ માથે ચઢાવી ઘેર ગયો. શાહે પોતાની હુરમના ભાઇને બોલાવી સર્વ સભા સમક્ષ બિરબલની પદવીનો ચાર્જ સોંપી પોષાક બક્ષ્યો. તે

જોઈ યવન ( મુસલમાન ) મંડળ અત્યંત હર્ષ પામ્યું. પરંતુ પવિત્ર આર્ય જનોને અસંતાપ ઉપજ્યો.

હવે હુસનખાંએ બિરબલનો ચાર્જ સંભાળિ લીધો; બાદ કેટલોક વખત ગયા પછી એક વખત અકબર શાહે નવા બિરબલને કહ્યું કે "બિરબલ! મારે એક ચાર ચીજોની બહુજ જરૂર છે માટે આઠ દિવસની અંદર મેળવી આપો! એ ચાર ચીજો પૈકી પેહલી એછે કે **સબરસ.** બીજી **સબજીવન.** ત્રીજી **નિમકહલાલ.** અને ચોથી **નિમકહરામ** એ ચાર જલદી (મુદતસર) પેદા કરી આપો." હુસેનખાંએ જણાવ્યું કે "ખુદાવિંદ! જેવો આપ નામદારનો હુકમ."

તદનંતર નવિન બિરબલે ( હુસનખાંએ ) ગામોગામ અને દેશોદેશ તે ચાર ચીજો માટે તપાસ કરાવી; પણ તે ચાર ચીજો કાંઇ નેરતી-ગાંધી-કાપડીઆ કે બકાલની દુકાને કિંવા ગુજરીમાં મળતી ન્હોતી કે તેને પ્રાપ્ત થઇ શકે? છેવટે નિરાશ થઇ વિચાર્યું કે "મુદતસર ચીજો પ્રાપ્ત થઇ નહિં અને શાહ પાસે પાગલમાં ખપ્યો એટલીજ નહિ પણ શું શિક્ષા કરશે તે પણ શું ખબર પડે? હવે કરવું શું? હાય! જે પારકાનું બુરૂં ચાહી પોતાનું ભલું ચાહે છે તેવા મારા જેવા નરાધમોને છેવટ આવી મુંઝવણને મુશીબત આવી નડે છે?!" એમ વિચારી પોતાની બ્હેન પાસે ગયો અને સઘળી મુંઝવણની હકિકત કહી ત્યારે હુકમ સાહેબે પોતાના ભાઇને કહ્યું કે "બિરબલને પુછી તેનો ખુલાસો મેલવોકેમકે તે ઘણી વખતનો રાજકાજમાં ટીચાયલ છે માટે તેને વખતે ખબર હશે; તેમજ હાલમાં નોકરી ઉપરથી દૂર થયેલ છે તેથી ફરી નોકરી મેળવવાની આશાએ તમને રસ્તો બતાવશે. આ પ્રમાણે સ્વાર્થાંધ બ્હેનનું બોલવું સાંભળી ભાઇએ તેજ પ્રમાણે કરવા વિચારી બિરબલની મુલાકાત લીધી; એટલુંજ નહિ પણ માથાની પાઘડી બિરબલના ખોલામાં મૂકી હાથજોડી સઘળી વાર્ત્તા કહી બોલ્યો કે "મહેરબાન! હું આપનો ઘણો અપરાધીછું છતાં પણ મારી ઉપર આવેલી આફત આપની વડાઇ વિચારી દૂર કરી મને જીવીતદાન આપો!" અહા!

**'ગરજ સકરથી પણ ગળી છે'** જેને દુશ્મન ગણતો હતો તેની ગરજને લીધે-પોતાનો જીવ બચાવવા આજીજી કરવામાં પણ જરા વિચાર આણ્યો નહિં! બીરબલે કહ્યું કે "તમે નિર્ભય રહો! એ ચીજો હું તમોને પ્રાપ્ત કરી આપીશ!; પરંતુ એક લાખ રૂપિયા તેના માટે ખર્ચવાની અત્યાવસ્યકતા છે?" તે સાંભળી હુસનખાંએ કહ્યુ કે "હાલ રૂપિઆ લેઇ આવુંછું તેની મને કશી અડચણ નથી, રૂપીઆ ખર્ચતાં પણ હજત અને જાન રહે એટલે લાખો રૂપીઆ કમાયો" એમ કહી હુરમ સાહેબ પાસે જઇ એક લાખ રૂપીયા લેઈ બિરબલની હજૂર ગયો. બાદ બિરબલે બે ડબડીઓ આપી કહ્યુકે "એક ડાબડીમાં **સરબસ** છે અને બીજીમાં **શબજીવન છે** અને ત્રીજી તથા ચોથી ચીજ આપવા લાયક નથી છતાં બાદશાહ તે ચીજોની માંગણી કરે તો કેહવુંકે તેબે ચીજો બિરબલની પાસે છે માટે તેને બોલાવો તો અપાવું! આ પ્રમાણે કેહવું." હુસનખાં એ સર્વ વાર્તાસ્મરણમાં રાખી ડાબડીઓ લેઇ શાહ હજૂર ગયો શાહે નવા દિવાનને (હુસનખાંને)પુછ્યું કે "અમારી મંગાવેલી ચીજો લાવ્યા? આવું શાહનું પ્રશ્ન સાંભળી નવિન બિરબલ બન્ને ડાબડીઓ શાહની આગળ રજૂ કરી બોલ્યો કે" ગરીબપરવર! આ બેડાબડીઓમાં બે ચીજો છે તે પૈકી એકમાં સબરસ અને બીજીમાં સબજીવન છે!" શાહે તે ડાબડીઓ ઉઘાડી જોય તો એકમાં મીઠું અને બીજીમાં પાણી હતું તે જોઇ શાહે વિચાર્યું કે "મીઠુંછે તે સબરસ છે એ વાત સત્ય છે; કેમકે દરેક ખાવા પીવાના પદાર્થો કે અન્ય કોઇ જગત ઉપયોગી વસ્તુમાં જો મીઠું (ક્ષારપદાર્થ) ન હોય તો સર્વ ફીકુ ( ઉપયોગ વગરનું ) જણાય છે અને જો એથી યુકત હોયતો સર્વ રસ યુકત જણાય! અને જે બીજી ડાબડીમાં પાણી છે તે સબજીવન છે એમાં પણ જરા ખોટું નથી! કેમકે જગતના તમામ પદાર્થો-જીવજંતુ જળના આધારેજ જીવે છે માટે આ બન્ને વસ્તુઓ સત્યરીતે સંતોષ આપે છે;" પરંતુ શાહે હુસનખાંને પુછ્યું કે "આ બે ચીજો તમે તમારી અક્કલથી પેદા કરી લાવ્યા હો એમ મારૂં મન કબુલ કરતુ નથી! પણ એ બિરબલની સહાયતાથી બન્યું હોય એમ મારૂં મન પ્રતીતિ આપે છે માટે સત્ય હોય તે જલ્દી પ્રકાશો; તેમ

બીજી બે ચીજો કયાં છે?” તે સાંભળી હુસનખાં વિસ્મય થયો અને વિન વવા લાગ્યો કે “ નામદાર! બે ચીજો બિરબલ પાસે છે માટે તેને અહિંયાં બોલાવો તો પ્રાપ્ત થાય ! ” શાહ વાર્તાનો મર્મ સમજી ગયો અને બિરબલને જાસુસ મોકલી તેડાવ્યો.

બિરબલે નામદારનું તેડુ આવેલુ જાણી પોષાક પરિધાન કરી દરબાર ભણી ચાલ્યો, રસ્તામાંથી એક કુતરૂં સીપાઇ પાસે પકડાવી સાથે લેઈલેવડાવ્યું કચેરીમાં જઈ પોંહચ્યો શાહને શીર ઝકાવી સલામ કરી ઉભો રહ્યો શાહે પણ અતિ આદર યુકત આસન-માન આપી પુછયું કે “ બાકી રહેલી બે ચીજો કયાં છે ?” તે સાંભળી બિરબલ બોલ્યો કે “ નામદાર ! ત્રીજી ચીજ જે **નિમકહલાલ** તે ( કુત્રાને બતાવી ) આછે ! અને ચોથી ચીજ જે **નિમકહરામ** તે જમાઈ છે ” શાહે તેનો ખુલાસો પુછયો ત્યારે બિરબલે જણાવ્યું કે “ ખુદાવિંદ ! આ કુતરૂં નિમકહલાલ કેહવાય છે, કે મકે જો આને એકવખત રોટલો ખાવા આપીશું તો આપણી બરોબર તનમનથી સારી નોકરી બજાવશે ચોર-ઢોર-દુસ્મન અને અંજાણ્યા માણસને અટકાવશે અને આપણા માલ ધન તથા જાન ( જીવ-શરીર )નું રક્ષણ પોતાનો પ્રાણ રેહતાં સુધી કરશે જેથી આના સમાન બીજું કોઇ નિમકહલાલ પ્રાણી નથી. તેમજ જમાઇ જેવું કોઈ નિમક હરામી નથી! કેમ કે **जामातः दशमो ग्रह** જમાઈ છે તે દશમો ગ્રહ છે અર્થાત્ જેમ નવ ગ્રહ છે તેને વખતો વખત બળિદાન આપ્યા કરીએ તો સંપ્રમાન રહે. તેમજ જમાઇરૂપી દશમાં ગ્રહને વારંવાર પૈસા, પોષાક, ચીજ, વસ્તુ મ્હોં માગી આપીએ તદપિ એક વાર જરા આપવામાં વિલંબ થયો અગર ન આપાએતો તુરત રીસાઇ જશે,‘મને શું આપીને ઉધાં વળ્યાં છો?’ એમ કહી ઘસાતુ બોલશે તેથી સિદ્ધ થાય છે કે જમાઇ જેવું નિમક હરામી કોઇ નથી ! ” શાહે ચારે ચીજોનો યોગ્ય પ્રત્યુત્તર દાખલા દલિલ સાથે મળ્યો જાણી દરબારી લોકો અને સભાજનો સમક્ષ શાહે જણાવ્યું કે “ આ સઘળી ખટપટ બિરબલના વિરૂધ્ધપક્ષવાળા યવનોએ આદરી હુસેનખાંને

બિરબલની જગ્યા અપાવી હર્ષમાં ફુલી ફુલણજી બન્યા હતા; પરંતુ કેટલીક વખત આ બાબતમાં નાસીપાસ થયા છો છતાં ફરી પણ પોતાની ટેવ જારી રાખી છે તેમાટે આવેશ સાથે કેહવાની જરૂર ધરાવવું કે બિરબલની અક્કલ હોંસીયારી અગાડી કોઇની કારીગીરી કામ કરી શકવાની નથીજ! તેનો આ તાજો દાખલો પણ તમારી નજર અગાડી મોજુદ છો માટે આ ટલું પ્રત્યક્ષ પ્રમાણ મળ્યા છતાં પણ જો હવે કોઇ તે સંબંધી ખટપટ ઉઠાવશે તો કઠોર શિક્ષાને પાત્ર થશે." એમ કહી હુસેનખાં પાસેથી ચાર્જ છીનાવી પાછો બિરબલને ઉમદા પોશાક સાથે સુરપદ કર્યો.

તદનંતર શાહના મનમાં એ ખટક પેઠી કે "જમાઇ એ નિમકહરામી હોય છે; માટે મારા શેહરમાં જેટલા જમાઈ હોય તેટલાને શુળી ચઢાવી દેવડાવું, બસ! નિમકહરામી માણસો રાજ્યમાં વિદ્યમાન હોય તેથી રાજ્યને કલંક આપનાર થઇ પડે છે." એમ વિચારી બિરબલને બોલાવી હુકમ કર્યો કે "આપણા શેહરમાં જમાઈ માત્ર હોય તેમને શુળીએ ચઢાવી દો! અને તેમાં જોઇતાં સાધનો માટે ખર્ચ થાય તે ખજાનચી પાસેથી લેઇ લેજો" આ કઠોર હુકમ સાંભળી બિરબલે કહ્યું કે "જેવો નામદારનો હુકમ"

બાદ બિરબલે શેહેરની બ્હાર લાકડાના સ્થંભ રોપી કેટલાક સ્થંભો ઊપર લાકડાની કેટલાક ઉપર લોખંડની કેટલાક ઉપર પંચધાતુની ત્રાંબાની પીતળની શુળીઓ બનાવી તથા એક ચાંદીની અને એક સોનાની બનાવી. આ શુળીઓ રોપવાનું કારણ જાણી શેહેરના અમીર, ઉમરાવ, અને ગ્રહસ્થો ઘણાજ ગભરાયા અને તે દુખને દૂર કરવા સર્વે જણા બિરબલ હજૂર ગયા! બિરબલને અભિવંદન કરી આજીજી કરી પોત પોતાના ગજા પ્રમાણે નજરાણું કરી કહેવા લાગ્યા કે "આ અસહ્ય સંકટમાંથી બચાવવા આપ શિવાય દયાળુ અત્યારે કોઈ નથી! માટે આ દુખનું વાદળ વેખરી નાખો. આ પ્રમાણે કેટલાંક નમ્ર કરૂણા જનક વચનો કહ્યાં. બિરબલે તેના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે "જરા પણ તમે ગભરાશો નહિં મેં સર્વની ચિંતાં હૈયે ધરી પ્રથમથીજ તે દુઃખ દૂર થવાની ગોઠવણ કરી રાખી છે!" આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી સંતોષમાન બની સર્વે પોત પોતાને ઘેર ગયા.

બાદ બિરબલે શાહ હુજુર જઇ અરજ કરીકે " ખુદાવિંદ ! આપના હુકમ મુજબ શુળીઓ તૈયાર કરાવી છે, માટે કૃપા કરી જરા તે જોવા તસદી લેવી જોઇએ છે, "

તે સાંભળી શાહ બિરબલની સાથે ગયો અને શુળીઓના ફળની ગોઠવણ વિવિધ પ્રકારની જોઇ અજાયબ પામી પુછ્યું કે " બિરબલ ! આ શુળીનાં ફળ ( પાનાં ) જુદી જુદી જાતનાં શાં કારણથી બનાવરાવ્યાં છે? ) તે સાંભળી બિરબલે હાથ જોડી કહ્યું કે ( જહાંપનાહ ! શુળીએ ચઢનારાઓ ઉચ્ચ, નીચ પંક્તિવાળા છે માટે આ જે લાકડાની શુળીઓ છે તે ગરીબ લોકો માટે છે તથા લોખંડની શુળીઓ સહુકારો માટે છે તેમજ ત્રાંબા પીતળની અમીર ઉમરાવ અને સરદાર લોકો માટે છે, ) બાદ ચાંદી સોનાની શુળી જોઇ શાહે ફરીને પુછ્યું કે ( તેતો ઠીક પણ આ બે શુળીઓ કોના માટે છે ? ) ત્યારે બિરબલે અતિ નમ્રતા સાથે જણાવ્યું કે ( ગરીબ પરવર ! ચાંદીની શુળી મારા માટે છે અને સોનાની આપના માટે છે ! ) તે સાંભળી શાહે આશ્ચર્ય યુક્ત તેનું કારણ પુછ્યુ ત્યારે બિરબલે વિનવ્યું કે ( નેક નામદાર ! શહેરમાં વસતા સર્વ જમાઇઓ માટે આપે હુકમ આપેલો છે માટે ન્યાયની ખાતર સત્ય તપાસતાં જો તે સઘળા જમાઇ શુળીની શિક્ષાને પાત્ર છે તો હું પણ મારા સસરાનો જમાઇ છું અને આપ પણ આપના સસરાના જમાઇ છો તેથી આપણે પણ શુળીની શિક્ષાને યોગ્ય થઇજ ચુકયા ! જો આપણે જમાઇ ન ગણાયા હોત તો તે હુકમ આપણને લાગુ થાત નહી. ) તે સાંભળી શાહે વિચાર્યું કે ( બરોબર છે ! અદલ ઇન્સાફની રાહે તો મારો હુકમ મને પણ લાગુ પડે છેજ ! માટે એ હુકમને રદ કરવો એમાંજ ડાહાપણ છે ! ) એમ વિચારી શુળીએ ચઢાવવાનો મનાઇ હુકમ કર્યો અને આ ચમત્કારિક બુદ્ધિબળ માટે તમામ પ્રજા જનો અને શાહ બિરબલની બેહદ તારીફ કરવા લાગ્યા.

વારતાનો સાર એ ગ્રહણ કરવાનો છે કે-દુષ્ટ લોકો પારકાનું સુખ જોઇ ઉભા સળગી જાય છે. બીજો સાર એ છે કે સ્ત્રીઓની બુદ્ધિ પગની પાનીએ હોય છે. ત્રીજો એ છે કે બુદ્ધિશાળી પુરૂષોનાં કામો મૂર્ખાઓ કદિ બજાવી શકતા નથી. ચોથો સાર એ સમજવાનો છે કે વિરોધી ( શત્રુ ) માણસને દાવ આવ્યે અવશ્ય શિક્ષા આપવી. પાંચમો સાર એ લેવાનો છે કે કદરદાનજ ગુણી લોકોની કદર કદર કરી શકે છે. છઠ્ઠો સારએ

લેવાનો છે કે રાજાઓના કઠોર કાયદાઓને રાજ્ય હિતચિંતક પ્રધાનોએ કેવી રીતે રદ કરાવવા? સાતમો સાર એ ગ્રહણ કરવાનો છે કે અધિકારી જનોએ પ્રજાજનોનો પ્યાર કેવી રીતે મેળવવો? અને પૈસા તથા સુયશ કેવા પ્રકારે સંપાદન કરવાં વગેરે વગેરે.

## વારતા છપનમી.

### સરકારની સવારી હાલનદી કિનારે જખ મારે છે.

જીભયા મેં અમૃત બસેં, વિષભી ઉનકે પાસ,
એકે બોલે લાખ લે, (ઔર) એકે લાખ વિનાશ.

એક સમય બાદશાહ બિરબલને સાથે લેઇ યમુનાનદિને કાંઠે ફરવા ગયો. ત્યાં જઇ હવા ખાતા ફરતા હતા તેવામાં કેટલાક માછીગર લોકો જાળ નાખી માછલાં પકડતા હતા તે જોઇ શાહના મનમાં વિચાર ઉપજ્યો કે 'હું પણ એ શિકાર કરતાં શિખું.' એમ વિચારી તેઓ પાસેથી જાળ માગી લેઇ પોતે માછલાંને પકડવા લાગ્યો. એટલામાં બિરબલને કોઇ અગત્યના કાર્ય માટે રાજગઢ (ગઢ્ઢમહેલ)માં જવાનું યાદ આવ્યું તેથી શાહની રજા લેઇ રાજ્ય મહેલમાં ગયો. બિરબલને જોઇ હુરમ સાહેબે પુછ્યું કે "કેમ બિરબલ! હાલ સરકારની સ્વારી ક્યાં છે? અને શું કરે છે?" તે સાંભળી બિરબલ બોલ્યો કે "નામદાર! હાલ સરકારની સ્વારી નદી ઉપર જખમારે છે!" આવાં વ્યંગ વચન સાંભળી હુરમને બહુજ માઠું લાગ્યું પણ તે કોપભાવ બ્હાર ન બતાવતાં મનમાંજ સમાવી રાખ્યો. જ્યારે બાદશાહ પોતાના મેહલે પધાર્યા ત્યારે હુરમે કેટલીક આડી અવળી ગમ્મતની વાતો કર્યા બાદ બિરબળની વારતા યાદ કરી કેહવા લાગ્યો કે "સિરતાજ! આપ બિરબલને ઘણોજ વ્હાલ બતાવી તનનો ગણિ રાખ્યો તેથી બિરબલ મગરૂરીમાં છકાઇ ઘણોજ મોઢે ચઢી ગયો છે અને જેમ એની મરજીમાં આવે તેમ બેપરવાઈથી મને તથા આપને પણ વ્યંગ વચનોથી વતલાવે છે માટે એ બાબત જરા સખ્તાઈ કરવી જોઇએ છે. શું છેક એમ વર્તુણુક ચલાવે એ સારૂં કહેવાય?" આ પ્રમાણે હુરમનું બોલવું સાંભળી શાહે કહ્યું કે "દીલોજાન! શું વ્યંગ વચનોથી બિરબલ બોલી

ગયો ? તે જલ્દી કહીદે, જો વધારે પડતું બોલી ગયો હશે તો બેશક તેને નસિયત આપ્યા વિના છોડીશજ નહિં !" હુરમે જણાવ્યું કે " ખુદાવિંદ ! આપના આવ્યા પેહલાં બિરબલ અહિંયાં આવ્યો હતો તે વખતે મેં પુછ્યું કે "હાલ સરકારની સ્વારી કયાં છે?અને શું કરે છે?તેનો ઉત્તર મિજાજ સાથે તેને જણાવ્યું કે 'સરકારની સ્વારી હાલ નદી કીનારે જખ મારે છે." તેવું સાંભળી મને બહુ માઠું લાગ્યું પણ હું કશું ન બોલતાં મનમાંજ સમજી રહી આવા શબ્દો સાંભળવાથી શાહ એકદમ ગુસ્સે થઇ સિપાઈ મોકલી બિરબલને બોલાવી કેહવા લાગ્યો કે કેમ બિરબલ ! હમણાં તું બહુજ બેતમાઇ અને મીજાજ ભરી વાતો બોલવા જબાન ચલાવવા માંડયો છે કેમ? બિરબલે હાથ જોડી વિનવ્યું કે (ગરીબ પરવાર ! એવી કદાપિ કાળે મારી તકસીર આવે એમ તો નથી; પરંતુ જો આવી હોય તો આપ નામદાર શિક્ષા આપવા મુખત્યાર છો ! ) આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહે સઘળી વાત કહી સંભળાવી અને કહ્યું કે ( હવે તારાજ મોઢાથી કબુલ કર કે હું સજાવારછું ! ) તે સાંભળી બિરબલ બોલ્યો કે " નેક નામદાર ! બે અદબી માફ કરશો, પણ મેં જે કહ્યું હતું તે ખોટું છે ? કેમકે જે વખતે હું આપની રજા લેઈ રાજ મેહલમાં આવ્યો હતો તે વખતે આપ નદી કીનારે માછલાં મારવામાં આનંદમાન બન્યા હતા કે નહિ? એ માટે મેં કહ્યું કે હાલ સરકારની સ્વારી નદી ઉપર ઝખ મારેછે ઝખ શબ્દનો અર્થ માછલાં થાય છે માટે તે વાતમાં મારી તકસીર શું છે? પછી તો સરકાર વિના વાંકે ગુસ્સો લાવી નસીયત આપવા ચાહતા હો તો આ માથુ આપ આગળ હાજર છે ! " તે સાંભળી શાહ અને હુરમ બન્નેનો ગુસ્સો જતો રહયો અને એકદમ ખુબ હસી પડી બિરબલને શાબાસી આપી કહ્યુ કે ધન્ય છે અક્કલ બહાદુર ! તારી અક્કલને ! !

વારતાનો સાર એજ કે દુભાસીયા વ્યંગ શબ્દો બોલી પાછી વાતને સુધારવી એ પણ એક બુદ્ધિશાળીનું કામ છે ! માટે જે જે શબ્દો બોલવા તેના બે અર્થ થાય તેવા બોલાયતો પરિણામે ઘણો લાભ થાય છે.

# વારતા છપનમી.

કપટી જન ક્રોડ પ્રપંચ રચે, ગુણિસજ્જનને પિડવાજ મચે;
હિત આપ તણું ચહશે હસિને, (પણ) નિજ ફંદ નિષેજ મરે ફસીને.
**પ્રાણજીવન.**

## "દાવ આવ્યે દુસ્મનનો દાવ લેવાની દલિલ!"

એક સમય શેહેનશાહ અકબરના દરબારમાં આર્ય અને યવન ધર્મ વિષેની ચર્ચા બિરબલ અને કાજીના વચ્ચે ચાલી રહેલી હતી તે વાદ વિવાદમાં એકએકના ધર્મનો પક્ષ કરી પ્રતિ પક્ષીની દલીલોને ખંડન કરી પોતાની દલિલોનું મંડન કરતા હતા, છેવટે આર્ય ધર્મ પ્રાચીન, નિર્મળ લોકાલોકતા છે એવું સુખદ :બિરબલે અનેક પ્રમાણો બતાવી સિધ્ધ કરી બતાવ્યું, તેથી કાજી (કાઝી) પોતાનું માન ખંડન થયું અને હું હાર્યો એમ સમજી ઘણોજ ક્રોધાવમાન બન્યો; પરંતુ શાહનો એવો કાયદો હતો કે " દરેક પંચની ચર્ચા થાય તેમાં જે ( વાદી કે પ્રતિવાદી ) દાખલા દલિલો વડે પોતાના પંથની વાર્તા યથાર્થ બતાવે તો તે કબુલ કરવી તથા તેના ઉપર ગુસ્સો ન લાવતાં તેનો રહસ્ય ગ્રહણ કરવો! " ધન્ય છે!! એવા ગુણગ્રાહી મુગલ કુળ દિવાકરને!!!

ઉક્ત કાયદાને અનુસરી કાજીને વર્ત્યા શિવાય છુટકો ન્હોતો? એટલે લાચાર!; પરંતુ તેના (કાઝીના) મનમાં એવો વિચાર મુકરર કર્યો કે " ગમે તે યુક્તિપ્રયુક્તિ ચલાવી એનો ( બિરબલનો ) પ્રાણ પરલોક મોકલું ત્યારેજ મારા મનમાં સ્વધર્મ ખંડનનો લાગેલો કારીઘા રૂઝાશે! ) એમ વિચારી પોતે દેશાંતરમાં જઇ બિરબલને કેવી યુક્તિવડે ઠાર કરવો ? તે વિષેનીતદબીર શોધવા લાગ્યો અને સર્વ કરતાં તેને એ યુક્તિ સરસ લાગી કે—બહુરૂપીની વિદ્યા હાથ કરૂં તેથી મારૂં અવસ્ય કામ પાર પડશે એમ નિશ્ચય કરી તેણે તે વિદ્યા ઘણી સારી રીતે હાથ કરી; કહ્યું છે કે " **ઉદ્યોગી પુરૂષને કઇ દુર્લભ છે?** અર્થાત્ એકે વસ્તુ તેને દુર્લભ નથી! કેમકે ખરા તન મનથી જો કોઇ પણ મનુષ્ય કિંવા જાનવર કોઈ પણ કામની પાછળ પડે તો

એક વખત વા, બે અગર ત્રણ વખત પાછો કે વારંવાર પાછો પડે; તદપિ તેજ કાર્યને હાથ કરવા પોતાનો ઉદ્યોગ અને ઉત્સાહ જારી ( ચાલુ ) રાખે તો બેશક તે આખર ધારેલી ધારણામાં ફતેહ મેળવેજ ! એ વિષે એક વીર પુરૂષ પોતાના પુસ્તકમાં લખે છે કે—હું એક મ્હાન શત્રુ સાહમે જીત મેળવવા ગયો હતો તે વખતે શત્રુ સૈન્યના બેહદ બળથી હું ૨૧ વખત મારી મુરાદ સફળ કરી શકયો નહિ હતો તેથી છેવટે હિમ્મત હારી મારા વતન ભણી નિરાસ અને એક હિચકારા સમાન બની પાછું હઠવા ધાર્યું હતું અને તેજ વિચારમાં ગરક બન્યો હતો તે સમય મારી નજરની આગળ એક કરોળીઓ એક વૃક્ષની ડાળ ઉપર ચઢતાં પાછો પડયો પણ પોતાના મુખની લાળ વિસ્તારી ફરી તે લાળ દ્વારાએ ઉપર ચઢવા ગયો; પરંતુ ફરી પાછો પડયો તદપિ તેણે હિમ્મત ન હારેતાં પોતાનો ઉદ્યોગ, જેમનો તેમ જારી રાખ્યો તેથી '**હિમ્મતે મરદાં તો મદદે ખુદા.**' એ અમુલ્ય વાકય સત્ય થયું અર્થાત્ વારંવાર પાછો પડયા છતાં પણ હિમ્મત ન હારી ને કરોળીએ મરાદામી આગળ ચલાવી તેથી છેવટ તે વૃક્ષની ડાળ ઉપર ચઢયો તે જોઈ મારા મનમાં ધીરવીરતાના અંકુરો સ્ફુરાયમાન થયા ! અને મેં વિચાર્યું કે જો આ એક સુક્ષ્મ જંતુ પણ પોતાની ધારેલી ધારણામાં અનેક વખત પાછો પડતાં છતાં પણ તેણે પોતાનો ઉદ્યોગ ચાલુ રાખ્યો તો તે છેવટે ફતેહમંદ નીવડયો તો હું માણસ જાતિ છતાં પણ હિમ્મત હારી પાછો હઠું એ મારી મોટી ભુલ છે ! માટે હવે તો પુનઃતેજ ઉદ્યોગ ચાલુ કરી શત્રુના દળ ઉપર તુટી પડવું ! ઈશ્વર છેવટ મારા મનની ઉમેદ બર લાવશેજ !! એમ વિચારી લસ્કરની યોગ્ય સહાયતા અને ગોઠવણ વડે હિમ્મત બાહાદુર બની એકદમ શત્રુ દળ ઉપર તુટી પડયો તેથી હું શત્રુનો પરાજય કરી જય સુંદરીને વર્યો !!" તેવીજ રીતે તે કાજી પણ પોતે પોતાનો મનસુબો ઉદ્યમવડે પારી પાડી શકયો; પરંતુ બે વર્ષ તે કાર્યને હાથ કરતાં વ્યતિત થયાં હતાં.

ત્યાર પછી તે કાજી પોતાનો વેષ બદલી દિલ્હી શેહેરમાં આવ્યો અને

દરરોજ નવિન નવિન રૂપ ધારણ કરી હાએહુબ ચિતાર આપી પ્રજાજનોનાં મન ખુશ કરવા લાગ્યો; તેના રૂપ ધારણ કરવાની ખુબી તથા જે વેષ ધારણ કરે તેની ખરેખર નકલ બતાવવાની તારીફ આખા શેહરમાં ફેલાણી; છેવટ ખુદ શાહના કાને ઉકત વાર્ત્તા જઇ લાગી તેથી તે બહુરૂપીને પોતાના હજૂર બોલાવી પુછયું કે "તમે બહુ સારાં સારાં રૂપ ધારણ કરો છો એવું મેં સાંભળ્યું છે, તેથી હું એ જાણવા ચાહું છું. કે તમે સર્વથા સરસ કોનું રૂપ ધારણ કરી ભજાવી શકો છો ? )

તે સાંભળી બહુરૂપી બોલ્યો કે "નામદાર ! વાઘનું રૂપ ઘણુંજ સારૂં ધારણ કરી ભજવી શકું છું ! પરંતુ તે રૂપ ભજવતાં વખતે કોકનું નુકસાન થાય માટે જો સરકાર એકાદ ખુન માફ કરે તો તે સ્વરૂપ બરોબર ભજાવી શકું તેમજ તે રજવાડાઓનેજ બતાવુંછું; પરંતુ કોઇપણ કાલતું માણસ કે અધિકારીઓને બતાવતો નથી ! જેથી કોઇપણ મનુષ્ય તે વખતે રેહવું જોઇએ નહિં માત્ર આપ બિરાજમાન થઇ તે રૂપ જોઇ બરોબર પરીક્ષા લેવી. ) તે સાંભળી શાહે જણાવ્યું કે " તેજ પ્રમાણે કરવા હું કબુલછું; પરંતુ એક બિરબલ તો મારી પાસે બેસસેજ ! " ત્યારે બહુરૂપીએ જણાવ્યું કે " જો બિરબલ આવી બેસે તો તેમના પાસેથી રીઝ મોજ ઇલાદીજ મળવી જોઇશે ?" શાહે તે વાર્તા કબુલ કરી. તદનંતર બીજે દિવસે તે બહુરૂપી સાથે થએલી વાર્ત્તા વિશેની હકિકત બિરબલને જણાવી તેમ રાત્રિના સાત વાગે અવશ્ય હાજર થવું એમ પણ દર્શાવ્યું. બિરબલ શાહની આજ્ઞા માથે ચઢાવી પોતાને મુકામ જઈ પોહચ્યો અને વિચારવા લાગ્યો કે " બહુરૂપીની વાર્ત્તા તથા સરતો ઉપરથી કાંઇ જૂદોજ સંશય ભરેલો યુકિત ભેદ માલમ પડે છે! માટે વખતે કાંઇ કપટ હોય તો શું ખબર ? ! જેથી ' **ચેતતો નર સદા સુખી** ' એ વાકયને અમલમાં આણવું એથી અતિ-વિશેષ લાભ છે ) એમ વિચારી અંગમાં બખ્તર કવચ ધારણ કરી ઉપર પોષાક પેહરી લીધો, સાત વાગે દરબારગઢમાં દાખલ થયો. સાહમેની બાજૂએ શાહ બિરાજમાન થયા હતા અને જમણી બાજૂ તરફ બિરબલ બેઠો અને બીજા દરબારી માણસો યોગ્ય સ્થળે બેઠાં હતા. એટલામાં બહુરૂપી વાઘનું સ્વરૂપ ધારણ કરી ભયંકર ગર્જના કરતો વિકરાળ મુખ ફાડતો પંઝાના દાવપેચ બનાવતો પ-

ડદાની બહાર આવ્યો અને વાઘના સ્વભાવ પ્રમાણે સર્વ ચિતાર આપવા લાગ્યો. આ સઘળી રચના કરવાનો હેતુ શું હતો ? તેતો વાચકોથી કાંઇ અજાણ્યું નથી. જે વખતે વાઘનો હાબેહુબ ચિતાર આપવા માંડયો તે વખતે બહુરૂપી (કાઝી) પોતાની ધારેલી ધારણા બર લાવવા બિરબલ ઉપર એકદમ ત્રાપ મારી તેથી લોકોના જાણવામાં આવ્યું કે નક્કી બિરબલને આજે આ ઠાર મારશે ! એટલામાં તો બહુરૂપી દાવપેચ આદરી મોટા નખોના પ્રહાર કર્યા; પરંતુ તે સર્વ ખાલી ગયા; કેમકે બિરબલે તો તેની કાપટ્યતા વિષે શંકા લાવી પ્રથમથીજ અંગ રક્ષણ કરેલું હતું તેથી તેનો એકે દાવ સફળ થયો નહિ. બાદ પોતાનું અસલ રૂપ ધરી સલામ કરી શાહ આગળ ઉભો. શાહે તથા બિરબલે બહુરૂપીની ઘણીજ તારીફ કરી અને તેને શું બક્ષિસ આપવી તે વિષે બિરબલે પુછયું. ત્યારે બિરબલને જણાવ્યું કે "નામદાર ! આપ રાજાધિરાજછો માટે જે આપવા ધારો તે પ્રમાણ છે પણ હું તો એ ચાહુંછું કે કાલે ફરી એકવાર સતી થવાનો વેષ ધારણ કરી ભજવી બતાવે એટલે એક વર્ષ મારી વજીરાતની પદવી—ચાર્જ આપીશ. ) આ સાંભળી બહુરૂપી ખુસી થયો કે " એક વર્ષ પદવીનો ચાર્જ હાથ કરીશ એટલે ગમે તે પ્રકારે બિરબલને ફસાવી પાડી કલમે સહાદત થવાનો વખત લાવી દેઇશ માટે એજ બક્ષિસ ઉત્તમ છે ! એમ વિચારી બહુરૂપી બોલ્યો કે " નામ વર ! હું એ હુકમ માન્ય કરૂંછું અને કાલ સતિનો સ્વાંગ સુંદર પ્રકારે હાબેહુબ ભજવીસ ! ) તે સાંભળી શાહે કહ્યું કે " જો દેખાવ બરોબર રીતે ભજવી બતાવશો તો એક વર્ષ બિરબલની જગ્યાનો ચાર્જ અવશ્ય આપવામાં આવશે; પણ જો સ્વાંગ સાંગોપાંગ પણાએ ભજવતાં પાર ન પોહચ્યો તો દેહાંત ( મારી નાંખવા ) ની શિક્ષા કરવામાં આવશે; કેમકે અમારા આગળ જો જે વારતા ખરી આવડતી હોય તોજ હા પાડવી; પરંતુ જો જેવી તેવી આવડતી હોય તો હા પાડવી નહી, નહી તો નાહક અમને લલચાવ્યા ફોસલાવ્યા એમ સમજી શિક્ષા પાત્ર કરીશું અમને જુઠી વાત પસંદ છેજ નહિ માટે વિચારી પગલું ભરજો ! આ હુકમ સાંભળી બહુરૂપીએ હિમ્મત સાથે કહ્યું કે " ગરીબ પરવર ! જો મારી એ કાર્યમાં કસુર જોવામાં આવે તો બેશક તેમ કરવું.)

બીજે દીવસે નિયમ પ્રમાણે સતિનોસ્વાંગ (વેષ) ધારણ કરી બહુરૂપી પડદામાંથી બહાર આવ્યો; પરંતુ બિરબલે પોતાના કટ્ટા શત્રુનો પુરેપુરી

રીતે દાવ લેવા એવી ગોઠવણ કરી રાખી હતી કે એક મોટો કુંડ ખેરનો અંગારાથી ભરેલો તૈયાર કરાવી રાખ્યો હતો તેનું કારણ એ હતું કે સતિને જ્યારે સત ચઢે ત્યારે તે અગ્નિની ચિતા ( ચેહ ) માં બળી સ્વર્ગ લોકમાં સિધાવે છે; માટે સતિનો સ્વાંગ બરોબર ક્યારે ભજવ્યો ગણાય કે અગ્નિ કુંડમાં ઝંપાપાત કરે ત્યારેજ ! તેથી તે ગોઠવણ કરી રાખેલી હતી અને તે સતિનો સ્વાંગ લેઇ આવનાર બહુરૂપીને બતાવી કહ્યું કે " આ અગ્નિ કુંડ તમારા સ્વાંગનો બરોબર ચિતાર આપવા તૈયાર કરી રાખેલ છે. ) તે ધગધગતો અગ્નિકુંડ જોઇ બહુરૂપીએ વિચાર્યું કે " કાલે મેં જે બિરબલની ઘાત કરવા ઘાતકી પ્રપંચ ચલાવ્યો હતો તેનો ખરેખરો બદલો વાળવા ચતુર શિરોમણી બિરબલે યુક્તિ રચી છે! તેમજ જો સતિનો સ્વાંગ ધારણ કરી અગ્નિકુંડમાં ઝંપાપાત ન કરૂં તો સતિના સ્વાંગનો હાબેહુબ ચિતાર પણ આપ્યો ગણાય નહિ અને અંદર ઝંપાપાત કરૂં તો બળી ભસ્મ થવાનોજ ! તેમ જો બરોબર સ્વાંગ ભજવી ન શકયો તો શાહ શૂળિએ ચઢાવી પ્રાણ પણ લેવાનોજ ! હાય ! હાય ! '**હાથના કર્યાંજ હૈયે વાગે**' એ કહેવત સત્ય છે! "**કરોળીઓ પોતાની જાળમાંજ પોતે ગુંથાઇ મરણ પામે**" તેમજ હું પણ મારા પ્રપંચી પેંચમાં ફસાઇ પડ્યો અરેરે ! સદા '**ધર્મનો જય અને પાપનો ક્ષય**' છે! પાપી માણસો પ્રપંચવડે અનેક ફંદ રચી બીજાને ફસાવવા ફાંફાં મારેછે પણ તે સર્વ ફોકટ છે ! '**ખાડ ખોદે તેજ પડે**' છે ! ધોબીના કૂતરાની માફક હવે હું ઘરનો કે ઘાટનો એકે તરફનો રહ્યો નહિ; માટે હવે મારો પાપી આત્મા આ અગ્નિકુંડમાં બાળી ખુદાની હજૂર પાપની માફી માંગવા મોકલું તોજ આ લોક અને પરલોકમાં ફતેહ મળે; તેમજ જીવ કુરબાન કરતાં લાજ પણ રહેશે ? માટે હવે તો '**ચોરની મા કોઠીમા મ્હોં ઘાલી રૂવે**' તેવી રીતે મનમાંને મનમાં પસ્તાઈ મુંગે મ્હોડે અગ્નિકુંડમાં પડી સતિના વેષને બરોબર ભજવી યશ પ્રાપ્ત કરૂં ! ) એમ છેવટ નિશ્ચય ઉપર આવી અગ્નિકુંડમાં ઝીપલાવી દીધું અને પડતાં વાંતજ અગ્નિએ તેની દુષ્ટ આત્મા અને પાપને બાળી નાંખ્યાં તે જોઈ સભાજનો અને શાહને ઘણીજ અરરાટી ઉપજી! પરંતુ તે બહુરૂપીનો અગાડીનો વૃતાંત અને તેણે દાવ લેવા રચેલા દાવ વગેરે હકિકત કહી બતાવી તેથી શાહ ઘણો આશ્ચર્ય યુક્ત

બની ગયો અને બિરબલની ઘણીજ તારીફ કરવા લાગ્યો તથા વર્તમાન સમયમાં બિરબલના સમાન કોઇ પણ બુદ્ધિશાળી મંત્રી ( પ્રધાન ) છેજ નહિ ! એવો વિચાર કરી અધિક ગર્વાનંદી બન્યો.

વારતાનો સાર એ ગ્રહણ કરવાનો છે કે ધર્મસંબંધીચર્ચાઓ ચાલે ત્યાં સુધી કોઇપણ જગ્યોએ ચલાવવી નહિ ! કદાચ ચલાવવી તો તત્વને સમજી ખોટો ગર્વ ત્યજી દેવો; પરંતુ એવો દ્વેષભાવ નહિ આદરવો કે મારાથી જીતી જનારને નુકસાનીમાં લાવી સતાવું. બીજું ગમે તેવી કઠીન વસ્તુ પણ અખંડ ઉદ્યોગવડે સાધ્ય ( પોતાના હાથ ) કરી શકે છે! ત્રીજું પાપીના પ્રપંચવડે પાપી છેવટ કેવો પસ્તાય છે? અને પરાણે મરવું કબુલ કરે છે? તથા બુદ્ધિશાળી પુરૂષો પ્રપંચીઓના પ્રપંચને કેવી સુક્ષ્મ દ્રષ્ટિવડે પકડી પાડે છે! અને શત્રુના દાવ ઉપર દાવ ખેલવાને કેવી બુદ્ધિ વાપરી પોતાના ઉપર આવી પડેલા ગેબી સંકટનો મૂળમાંથી નાશ કરે છે? અને સત્યવાદી તત્વવેત્તા રાજા પુરૂષો પોતાના મતનું અને પોતાના જ્ઞાતિ ( ગુરૂ ) નું ખંડન પણું થતું જોઇ અદલ ઇન્સાફની ખાતર ખંડન કરકારની કેવી તારીફ કરે છે? વગેરે વગેરે અમૂલ્ય સાર ગ્રહણ કરવાનો છે.

---

## વારતા અઠાવનમી.

આણંદ કહે પરમાણંદા, માણસે માણસે ફેર;
એક તો લાખ રૂપીએ ન મળે, (અને)એક તાંબીયાના તેર '

### ( બુદ્ધિવંની બાલહારી ! )

એક સમય અકબરશાહે વિચાર કર્યો કે ( હુરમ પોતાના ભાઇ વિષે ઝવ્હેરાત સમજે છે માટે તેનામાં કેટલી ઝવ્હેરાત ( અક્કલ--ચાતુરી ) છે ? તે દર્શાવવા એક અજબ યુકિત રચી હુરમને પ્રતીતી કરાવી આપું. ) એમ વિચારી હુરમને બોલાવી કહ્યુ કે ( રૂમસ્યામના શાહને એક ભેટ દાખલ અમૂલ્ય ચીજો મોકલીએ તો ઠીક; કેમકે તે શાસુ તરફથી ઉત્તમ નિવાજશો માન મરતબો વગેરે મળવા સંભવ છેજ; માટે હુસનખાને મોકલવા નિશ્ચય કરેલ છે તે વિષે તમારો શું અભિપ્રાય છે ? ) તે સાંભળી હુરમ બોલી કે ( જે આપે મારા ભાઇ માટે વિચાર્યુ હશે તે યોગ્ય હશે એટલે મારો અભિપ્રાય એ વાર્તાને પૂર્ણ ટૃકો આપે એમાં નવાઇ શી? ! શાહે જણાવ્યું કે ઠીક છે! ત્યારે કાલે તેમને તે કાર્ય માટે અવશ્ય પ્રયાણ કરાવીશું ! ) એમ કહી શાહ રાજ્ય કાર્યમાં પ્રવર્ત્યો. તદનંતર બીજે

દિવસે એક સુંદર સોનાની ડાબડી ચિત્રવિચિત્ર ચિત્રોઅને અમૂલ્ય નગોથી જડીત તેમાં મહિપુત્રીને ભરીબંધ કરી તે ઉપર કારચોપી કામ કરેલા તથા જરીદાર, કીનખાપ, રેશમી અને કશીંદાદાર ગલેફો એક પછી એક વીંટી કલાબતુની દોરીથી કુસુમ ગુચ્છ પ્રમાણે આકૃતિ કરી તે દડો હુસનખાને બોલાવી સુપરદ કર્યો અને કહ્યુ કે ( હાથી, ઘોડા પૈદલ અને અન્ય સુ-શોભિત સરંજામ સહિત યોગ્ય દબદબાથી બિરબલની પદવી સાથે આ અમૂલ્ય ભેટ આપવા માટે રૂમસ્યામના શાહ હજૂર જાઓ અને શાબાશી મેળવી વહેલા આવો ) તે સાંભળી હુસનખાં હર્ષ ઘેલો બની ગયો અને સલામ કરી શાહના હુકમ પ્રમાણે દબદબા સહ રૂમશ્યમ ભણી પ્રયાણ કર્યું. મજલદાર મજલ કરી કેટલાક દિવસે રૂમસ્યામની સરહદ નજીક પોં-હચ્યો. તે બાતમી ત્યાંના શાહને મળી કે તુરત હર્ષાંત થઇ યોગ્ય સ્વારી સાથે પોતાના દિવાનને બિરબલના સાહમે માન અવકાર આપવા મોકલ્યો અને ધામધુમ સાથે શહેરમાં પ્રવેશ કરાવી ઘટતો સત્કાર કર્યો. બાદ બ-નાવટી બિરબલે ( હુસનખાંએ ) શાહની મુલાકાત લેઇ નમ્રતા સહ અકબર શાહે આપેલી ડબ્બી ( ડાબડી ) શાહના આગળ ભેટ કરી કહ્યું કે " નેક નામદાર ! અકબર શાહે આ ડાબડીમાં પેક કરીને કાંઇ અમૂલ્ય વસ્તુ મો-કલી છે તે વસ્તુ મસ્તક અને ડાઢીમાં નાખવા માટે દિલ્લીપતીએ ભલામણ કરી છે. " તે સાંભળી શાહે પરમ ઉત્સાહથી તે દડો છોડવા લાગ્યો,જેમ જેમ છોડતો જાય છે તેમ તેમ નવીન નવિન અમૂલ્ય ગલેફની રચના નિહાળી "વાહ ! શોભાન અલ્લાહ ! કયા મેરે અજીજ બિરાદરને મેરે વાસ્તે તજવીજ બનાકે દડા ભેજાહે ! ઉસકી કૌનસે સુખનોંસે તારીફ કરૂં ? નયે નયે રંગ ઔર નયે નયે કીસમકી કારીગિરીકે બડે કિમ્મતી કપડું કે ગલેફ લપેટ કે જો ચીજ ખુબસૂરત ઔર જવાહીરોસે જડી હુઇ ડબ્બીમેં રખ્ખકર ભેજીહે વ્હો ચીજ કયા ઉમદા હોગી ?! ઔર વુસ ચીજસે મેરા બેહેતર—શુકર હો જાય વૈસી ઇલ્મોસે ભરી હુઇ હોગી ! યા પાક પરવર દિગાર ! યા મેરે મૌલા ! તેરી અજબ તરકીબ હૈ " એવા હર્ષમાં મગ્ન થયેલા શાહે જ્યારે ડાબડી જોસબંધ ઉઘાડી કે અંદર તો ઝીણી રેત ભરેલી હતી ! તે એકદમ ઉડી અને આંખ તથા મ્હોમાં પડી તેથી શાહે અત્યંતવિસ્મયતા સાથ પુછ્યું કે " અએ બિરબલ ! અહે કયા ચીજ હૈ?" બિચારો ભાડુત્રાતી બિરબલ તો એ પ્રષ્ણ સાંભળતાં ઝાંખો ઝબ બની બોલ્યો કે " નામદાર એ તો ધુપ

માલમ દેતી હૈ !" તે સાંભળી શાહ ગુસ્સે થઇ બોલ્યો કે "ક્યા મેરે ઘોલે મૈ ધુલ ડાલનેકે લીયે તુજે યહાં ભેજાહૈ ? ઔર દિલ્લીકે શાહનેભી મેરે જઇફકી મસ્કકી કરનેકું અહે ચીજ ઇતને ધામધુમકે સાથ ભેજી ? ક્યા કરે તું બિરબલ હૈ જીસ્સે મેરે ગુસ્સેકું દબા રખતા હું લેકીન ઔર જો કોઈ સખ્સ હોતા તો સમશેર કે તાબે કર ડાલતા ! બસ અબ અહે ચાહતા હું કે તમારા કાલા મુંહ લેકે જલ્દી ઇધરસેં રૂખસદ હો જાઓ !" બિરબલ (હુસનખાં) તો એ સુખન સાંભળી એવો સ્યામ અને ઠંડો થઇ ગયો કે કાપો તો ખુન પણ ન નિકળે ! મુંગે મ્હોઢે કુરનસ બજાવી દિલ્લી ભણી રસ્તો માપ્યો. રોતી સિકલે દિલ્લી પહોંચ્યો અને સાહ હજુર જઇ વિતેલી વિતક નિવેદન કરી અરજ કરી કે ! "નામદાર ! ઠીક મારો ઘાટ ઘડાવવા મ્હોટા દબદબા સાથે બિરબલનો ચાંદ આપી મોકલ્યો હતો ! મારો સિતારો પાંસરો અને ખુદા તાલા બ્હારે ચઢયા તેથી જીવતો આવ્યો નહિં તો ત્યાંજ સોએ વર્ષ પુરાં થઇ જાત." તે સાંભળી શાહ બોલ્યો કે "અરે ! ગાંડા થયા ? તમારો ઘાટ ઘડાવવા મારો વિચાર સ્વપ્ને પણ થાય અરે ? મેં તો તમને સારા માટે મોકલ્યા હતા પણ તમારામાં ઉત્તર આપતા વિષે અક્કલ ન હોય ત્યાં હું શું કરૂં ? **ગોર પરણાવે છે પણ ઘર સુતર ચલાવી આપતો નથી** ! હવે એજ ડાબડી બિરબલને આપી કશું પણ જણાવ્યા વગર તેજ શાહ પાસે મોકલું છું જુઓ એ પછી કેવી ખુબી લઢાવે છે ? તે સહુકો જોઇશું !" એમ વારતા થયા બાદ હુસનખાંના મનને શાંત કરવા મીઠી મીઠી વાતો કહી સમજાવી ઘેર મોકલ્યો. જ્યારે શાહ રાત્રે હુરમના મેહેલે ગયો કે હુરમ તો તાતી ઉન્હી થઇ એકદમ કહેવા લાગી કે "વાહ ! શાબાસ છે ખાવિંદ ! મારા ભાઇનું કાસલ કાહાડવા ઠીક પેચરચી ઉંચે ચઢાવી નીચે પછાડવા મોકલ્યો હતો ? એ બિચારાને મોટી પદવી હવે જોઇતીજ નથી ! અને હું કોઇ દિવસ એના બદલ આપને કશું પણ કેહનાર નથી ! શું ડાબડીમાં ધુળ ભરી બિચારાનું માથું કપાવાનો વિચાર આદરી મોટો બનાવી મોકલ્યો હતો ? નાહક હજારો રૂપીઆને માથે પાણી ફેરવ્યું !" આવું હુરમનું બોલવું સાંભળી શાહ બોલ્યો કે "પ્યારી જાન ! જો તારા મનમાં એવો વ્હેમજ ઠસી ગયો હોય તો સવારે તેજ ડાબડી તારા દેખતાં બિરબલને આપી તેજ શાહ હજુર

મોકલું, પછી જો કે તે કેવી અકલ કેળવે છે ? પંડમાંજ અક્કલ ન હોય તો પછી બીજો શું યુક્તિ ચલાવે ? એતો " **भगिनिभगभाग्यभवो त्रिभवःनहितेभगभाग्यभवोविभव**: " તારા ભાગ્યથી ભાગ્યશાળી ગણાય છે!' એવી વારતા કરતાં કરતાં બન્ને જણાં નિદ્રાદેવીને સ્વાધિન થયાં. પ્રાતઃકાળે બિરબલને બોલાવી કહ્યું કે " હુસનખાં સાથે રૂમસ્યામના શાહને એક કુદરતી કારીગરીવાળી અમુલ્ય વસ્તુ મોકલાવી હતી; પરંતુ જે વિશેષ અગત્યની ચીજ હતી તે ભુલથી અત્રેજ રહી ગઈ હતી માટે તે વસ્તુ અવશ્ય પોંહચતી કરવીજ જોઇએ. હુસેનખાં શ્રમસહિત છે તેથી આ વખતે તમે જાઓ અને અમુલ્ય ભેટ આપી પાછા જલ્દી આવો. " એમ કહી પૂર્વોક્ત ડાબડી બિરબલને સુપરદ કરી સારા દબા દબા સાથે પ્રયાણ કરી બિરબલે રૂસ્યાગ ભણીનો માર્ગ લીધો કેટલાક દિવસે તેની સરહદે જઈ પોંહચ્યો; એટલુંજ નહિં પણ તેજ પાયતખ્તના શેહેરમાં જઇ પોંહચ્યો. ત્યાંના શાહને રાજદ્વારીઓએ ખબર આપી કે પ્રથમ તો નામનો કહેવાતો બિરબલ આવ્યો હતો; પરંતુ આતો ખાસ પ્રખ્યાત ભારત ભૂષણ બિરબલજ જાતે આવ્યો છે. ] એમ સાંભળી શાહે કહ્યું કે ( ઠીક હૈ ! ઉનકી અક્કલ દેખે ઉસ પીછે માન અકરામ દીયા જાયગા. )

એમ કહી શાહે બિરબલની ચાતુરી જોવા એક સરખા બાર તંબુ ખડા કરાવ્યા અને સરખી ઉમ્મર તથા સરખી સીકલના, સરખા પોષાકથી સરખા દબદબાથી બાર પાદશાહ બેસાડી દીધા અર્થાત્ અગ્યાર તંબુમાં અન્ય દરબારી માણસોને શાહરૂપ બનાવી બેસાડ્યા અને છેલ–બારમા તંબુમાં ખુદ શાહ બીરાજમાન થયો. જ્યારે બિરબલ નજીક આવી પોંહચ્યો ત્યારે રાજ્યના સાધારણ કારભારીઓ સાહમા જઇ શેહરમાં લેઇ આવ્યા અને દરબારગઢમાં દાખલ થયા બિરબલે તે રાજ્યકારભારીઓને પુછ્યું કે " નામવરની સ્વારી હાલ ક્યાં હશે ! અને ક્યા ટાઇમે ( વખતે ) મુલાકાત થશે ? ) વગેરે વગેરે પ્રશ્ન પુછતાં તેઓએ જણાવ્યું કે " ખુદાવિંદ આ સાહમેના ચોકમાંજ બીરાજમાન થયેલા છે. " આ પ્રમાણે બોલવું સાંભળી બિરબલ તે ચોકમાં જઈ પોંહચ્યો અને ત્યાં જઈ જુવે છે તો બાર તંબુની અભિનવ રચના રચેલી જણાવી. બારે તંબુએ ફરી તમામ પાદશાહોને જોઈ જયાં રૂમસ્યામનો શાહ બીરાજ થયો હતો ત્યાં જઇ સલામ

કરી ઉભો રહ્યો તે જોઈ શાહે આશ્ચર્યતા સાથ આદર સત્કાર આપી પુ-છયું કે " મેરેકું કીસ તરેહસે પ્હેચાન લીયા ? ) બિરબલે નમ્રતા સાથે જણાવ્યું કે ( નેક નામદાર ! બનાવટી હીરા અને સાચા હીરા છુપા રહી શકતા નથી, જે માત્ર બિચારા બે ઘડીના મેમાન રૂપ શાહનો પોષાક પેહરી બેઠેલા તેમનું તેજ અને આપનું તેજ કાંઇ છુપ્યું રહે ? મેં જ્યારે સરવેની મુખમુદ્રા તરફ જોયું તે સરવે દબદબામાં આપની સમાનતા બરાવતા હતા; પરંતુ તે એક રતિ વીના એક રતિના જણાતા હતા; તેમજ તેમની દ્રષ્ટી તિરછી ગતિએ છેલ્લા [ આપના ) તંબુ તરફ હતી અને આપની નિર્ભય-અચળ દ્રષ્ટી હતી તેથી સ્પષ્ટ જણાઇ આવ્યું કે-આ અગ્યાર નામના પાદશાહ છે ! એમ જાણી આપ નામદારને કુરનસ સજાવી. )

આ પ્રમાણે બુદ્ધિ કૈશલ્યતા ભરી વાર્ત્તા સાભળી શાહ હર્ષવંત થયો અને બિરબલ અક્કલ બહાદુર છે એમ ખાત્રી થઇ ! બાદ બિરબલે અકબરશાહની આપેલી ડાબડી કાહાડી શાહ આગળ રજુ કરી તે જોઇ શાહે વિચાર્યુ કે ( યહ જો પેહેલે બિરબલ બનકે ડિબ્બી લે કે આયાથા વોહી હૈ મગર દેખુંકે અંદર કયા હૈ ? ) એમ વિચારી એક પછી એક ગલેફ ઉકલી ડાબડી ઉઘાડી જોયું તો પ્રથમ પ્રમાણે તેમાં ધુળજ ભરેલી હતી તે જોઇ શાહ ગુસ્સે થઇ બોલ્યો કે ( કયું બિરબલ ? પેહલા બિરબલ બનકે આયાથા વોહભી મેરે ઘોલે મેં ધુલ ડાલનેકે લાયેથેહી ડિબ્બી લેકે આયાથા ઔર તું નામાંકિત અક્કલ બહાદુર હોકે ભી ફીર વોહી ધુલ લૈ કે હાજર હુવા ? જબ યહાં પેહલે આયા વોહ મખ્સકું મેંને જીતા છોડા તબ ફીર મેરી મસ્કરી કરનેકે વાસ્તે તું આયા અબતો યહી ઠીકહૈ કે ઇસિ તલવાર કે તાબે કરકે ખુદાકે હજૂર ભેજ દેઉં ! ) આ પ્રમાણે વિપત્તિ સૂચક વાકયો સાંભલતાંવેંતજ તર્ક શકિત ફેલાવી હાથ જોડી બોલ્યો કે ( નામદાર ! મોટા પુરૂષો તુચ્છબાત તરફ લક્ષ આપે એ પણ સમયનીજ બલિહારી છે કેમકે એવી ધુળ જેવી હલકામાં હલકી ચીજ આપ તરફ લાખો રૂપીઆ ખર્ચ કરી દિલ્લીપતીએ મોકલી તો તેમાં કાંઇ મહત્વતા હોવીજ જોઇએ કાંઇ ધુળ માટે આટલો પરિશ્રામ લેવાય ખરો ? ખુદાવિંદ એ ધુળની વાત જ્યારે પુરેપુરી રીતે સાંભળશો ત્યારે આપ આપના હાથથીજ માથામાં ડાઢીમાં અને આખા કુટુંબના માથામાં તથા મ્હોંમાં હસી હસીને

નાખશો. નામદાર ! દિલ્લીપતી દરરોજ પોતાના રાજ મેહલના કુવા ઉપર એક મોટી ચાદર પાથરી તે ચાદરને ચાર ખુણે ચાર લીંબુ મૂકી તે ચાદરના મધ્ય ભાગે અકબરશાહ બેશી પાંચ વખત નિમાજ પડતા અને ખુદાની બંનગી કરતા. એમ કરતાં જ્યારે છ મહિના વિતી ગયા ત્યારે ખલક કે ખાવિંદ ખુદા શાહની નેકી ઉપર ખુસ થઇ નિમાજના વખતે અકબરશાહની સાહમા આવી ઉભા રહ્યા, તે જોઇ અકબરશાહ અત્યંત ખુસી થઈ ખુદાના પગમાં પડી ઘણીજ અરજ ગુજારી અને ખુદાએ ગણુ સારી દુવા દીધી તે વખતે જે જગ્યો ઉપર ખુદા રસુલ પાક પરવર દિગાર આવી ઉભા હતા તે જગ્યાની ધુળ એકઠી કરી તે ધુળ પોતાની ડાઢી તથા પોતાના માથામાં મ્હોમાં અને આખા જનાનખાનામાં તથા બિરાદર બાલ બચ્ચાં વગેરે સરવેને માથે ખુદાતાલાની ખાસ પ્રસાદી રૂપ જાણી નાખી અને પોતાની જીંદગી સફળ કરી. તે પ્રસાદીમાંથી આપ નામદાર માટે લાખોનું ખર્ચ કરી આપની પાસે મોકલી, તે પ્રસાદીનુ એક વખત અપમાન કર્યું તદપિ ફરી અકબર શાહે પોતાનો સંચો નાતો જાળવવા મને મોકલ્યો છતાં આપ તેને ધુળ ગણી ફરી અપમાન કરોછો એ ખુદાતાલાનું અપમાન કરવા જેવોજ પ્રકાર છે ! આપ ગુણને બદલે અવગુણ લેઇ પ્રસાદી આપવા આવનારને તરવારને તાબે કરવાંનુ કહોછો એ પણ એક ભાગ્યની રચનાછે! )

આ પ્રમાણે બિરલનું બોલવું સાંભળી શાહ તો હર્ષ ઘેલો બની ગયો અને તે ડાબડીમાંથી ધુલની ચપટીઓ ભરી ખુદાની પ્રસાદી મોઢામાં માથામાં અને ડાઢીમાં પોતાના હાથે નાખવા મંડી પડયો અને કેહવા લાગ્યો કે ( યા ખુદાતાલા યા પાક પરવર દીગાર યા ગફુરે રહીમ,યા મૌલા મેં તેરા ગુન્હેગાર હું મેં તોબાહ પુકારતા હું, મેરી બડી ચૂક હુઇ હૈ મેરે બીરાદરને ઐસી ઉમદા ચીજ બેજી તોભી મૈ કેસા બેવફાદાર બેમુરવત હું ? યા ખુદા રસુલ ! તેરી મહેરબાનીસેં આજ મૈ નિહાયત ન્યામત-આબાદ હુવા હું ઔર સબ અલ્લાબાદ દરૈ હુઇ. વાહ ! અયે અજીજબીરાદર અકબર તેરાભી ગુન્હેગાર હું ) એમ કેટલીક માફી માગ્યા બાદ પોતાના જનાનખાનામાં તથા બાલબચ્ચાં અને બીરાદરાને તે પ્રસાદીની ભેટ લેવા સૂચવ્યું. તદનંતર બિરબલ ઉપર ઘણોજ ખુસી થઇ બોલ્યો કે ( શાહાબાશ અક્કલ બાહાદ્દુર બિરબલ ! મૈ તો બેવાકેફગારીસે અચ્છે માયનેવાળી

બાતકું બુરી માનકર માલિકકા બડા ગુન્હેગાર હોતાથા; લેકીન તુંને સચ્ચી બાત સમજામે જીસ્સે સબ અચ્છા હો ગયા ઇસલીયે તેરાભી મેં ઐસાનમંદ હું ઔર તેરી ક્યા તારીફ કરૂં? જૈસી તારીફ મૈને મેરે કાનુંસે સુનીથી વીસ્સેભી જ્યાદે દેખી! ખુદાતાલા હમેશાં તેરેકું અલાબલા ઔર હર આફતોંસે બચાવે ઔર જીંદગીભર ખુબ મોજ મજાહ વ તનદુરસ્તીમે રખે. ) એમ કહી ઉમદા પોશાક અને એક સારૂં પ્રગણું તથા મોટી રકમ બક્ષિસ કરી. બાદ કેટલાક દિવસ ત્યાં રાખી સારી મેમાનગત દાખવી. જ્યારે બિરબલે જવાની રજા માગી ત્યારે નાઇલાજ થઇ શાહે રજા આપી અને બિરબલને માનપત્ર તથા શાહને ખુસાલીનો પત્ર લખી આપી માન અકરામ સાથે વિદાય કર્યો. બિરબલ પોતાના રસાલા સાથે મજલ દર મજલ કરતાં દિલ્હી આવી પોંહચ્યો અને અકબર શાહની ભેટ લેઇ પોતાને મળેલું માનપત્ર તથા બક્ષેલી જાગીરીનો રૂક્કો અને આભારવંત ખુસાલીનો પત્ર રજુ કરી ઉભો રહ્યો. શાહ તે પત્રોથી વાકેફ થઇ આશ્ચર્યતા સાથ બનેલી હકીકત વિષે પુછ્યું. તેથી બિરબલે સઘળી હિકકત નિવેદ કરી તે સાંભળી શાહ ઘણોજ પ્રસન્ન થયો અને સુંદર પોષાક બક્ષ્યો. બાદ દરબારીઓને તથા હુસનખાં અને હુરમ સાહેબને તે સઘળી બીના કહી સંભળાવી તથા હુસનખાં અને બિરબલનો અક્કલમાં કેટલો તફાવત છે? તેનો તાદ્રસ દાખલો આપ્યો. તેથી સર્વકો ચુપ થઇ ગયાં. ગુણિજનો ગર્વાનંદિ બન્યા અને દુર્જનો ઇર્ષાગ્નિમાં બળી ખાખ થઇ ગયા.

વારતાનો સાર અક્કલની બહાદુરી બતાવનાર રૂપ છે. તથા સ્ત્રીઓ કેવી મૂર્ખ હોય છે? દુર્જન પુરૂષોની કેવી ચેષ્ટા હોય છે? બગડી વાતને કેવી રીતે સુધારવી? અને દેહાંત શિક્ષાને બદલે ઉત્તમ જાગીર, પોષાક અને માનપત્ર કેમ મેળવવાં? વગેરે વગેરે સાર સમજવાનો છે.

---

## વારતા ઓગણસાઠમી.

અંગ આંખ મુખ આકૃતિ, ચેષ્ટા ચાલને બોલ,
જોતાં સમજી ચતુર જન, તુરત કરી લ્યે તોલ;

દસહજારની કોઠી ! **નટવરલાલ.**

એક સમય અકબર શાહ બિરબલને સંગાથે લેઇ રાજ પાટિકા ફરવા ગયેલ ત્યાં હતો, એક ભરવાડ ઢોર ચાલતો વાંસળી બજાવતો સુંદર

ગાયન ગાતો હતો, તે તેમની નજરે પડયો તે જોઇ શાહે બિરબલને કહ્યુ કે "આ ભરવાડ કેવો મૂર્ખ છે? કે વૈતરૂ-મજૂરી કરવાનો ધંધો છે છતાં મોજ શોખમાં મસગુલ બન્યો ઢોર ચરાવે છે!" તે સાંભળી બિરબલ બોલ્યો કે "નામદાર! ઘરનો બળ્યો બિચારો વનમાં આવી દુઃખનો વિસારો કરે છે, એ કાંઈ શોખને લીધે આ આચરણ રાખતો નથી. પણ એની બૈરી વ્યભિચારણી હોવીજ જોઇએ અને તેજ કારણથી આ ભરવાડ આવા રંગમાં રંગાયો છે; કેમકે જે પુરૂષના ઘરમાં બૈરી ખોટી ચાલની હોય છે તેનું હૈયુ હમેશાં શોક સંતાપ રૂપ અગ્નિથી ધીખતુંજ રહે છે; એટલુંજ નહિં પણ જેની ભારજા ભૂંડી હોય તેના અંતરમાં ઊંડી અસાધ્ય પીડ પ્રબલતા પણું ધારણ કરે છે, સર્વ સંસાર શોક મયિ અને અકારો લાગે છે તથા દિવાનની માફક બેભાન પણે ઉદાસિન બની ઘરબાર છોડી જંગલનો વાસી થવા ચાહે છે, અરે! મરણને વ્હાલું ગણે છે!! મહા ઘોર પાપનો ઉદય થાય ત્યારેજ કુભારજા-કુલટા-કુશિળણી અને કર્કસા સ્ત્રીનો સમાગમ થાય છે, એવી સ્ત્રીના સહવાસ કરતાં તો લાખ ગણે દરજ્જે મરવું બેહતર છે! અને આ ભરવાડ પણ તેજ સબબથી કંટાળી પોતાના જીવને દુઃખનો વિસારો આપવા આ આચરણ અદરેલ છે એમ તેની મુખમુદ્રા કહી આપે છે!" આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહ આશ્ચર્ય સાથે બોલ્યો કે "તે શા ઉપરથી તોલ કરી શકો છો? તેમ તે વારતાનું પ્રત્યક્ષ પ્રમાણ શું?" બિરબલે કહ્યુ કે "નામદાર! જો આ વારતાનું પ્રત્યક્ષ પ્રમાણ જોવા ચાહતા હો તો આજ સાંઝ સુધી હું જે કરૂં તે ગુપ ચુપ પણે જોયા કરતાં કાંઇ પણ બોલવું નહિં તો આપો આપ સિદ્ધાંત જણાઈ આવશે." શાહે તે સર્વ કબુલ કર્યું. બાદશાહને સાથે લેઈ બિરબલ તે ભરવાડ પાસે ગયો અને હર્ષ સહિત લાંબો હાથ કરી રામ રામ કરી બોલ્યો કે "ભાઈ! ખુસીમાં છો? અને આપણા ઘરનાં બૈરાં છૈયાં કુશળ છે? આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી ભરવાડ વિચારમાં પડી મુગે મ્હોડે ઉભો રહ્યો. તે જોઇ બિરબલ બોલ્યો કે "કેમ ભાઇ! મને ન ઓલખ્યો? હું તારો મ્હોટો ભાઇ છું! જ્યારે તુ ન્હાનો હતો ત્યારે હું પરદેશ રળવા માટે ગયો હતો, ત્યાં ઘણા વર્ષ રહી બે પૈસા પેદા કરી પાછો સર્વ સગાં સંબંધીઓને મળવા અહિંયા આવ્યો છું." તે સાંભળી ભરવાડ ખુસી થઈ બોલ્યો કે "ભાઇ! હું તમને ન ઓલખી શકયો! હશે માફ કરજો.

( આંગળીનો ઇસારો કરી ) જુઓ તે સાહમું ઘર દેખાય છે ત્યાં તમે જાઓ, તમારી ભોજાઈ ઘેર હશે અને ન હોય તો પણ ઘર ઉઘાડી બેસજો હું જરા ઢોરોને એકઠાં કરી હાંકી લઇ પાછળને પાછળ આવુંછું

તદનંતર શાહ અને બિરબલ બન્ને જણ તે ભરવાડને ઘેર જઇ પોહચ્યા. ત્યાં જઈ જુએ છે તો માંહેલી બાજુએથી ઘર બંધ હતું, કમાડની તેડ ( છિદ્ર ) થી બિરબલે જોયું તો એક જાર પુરૂષની સાથે વારતાના રંગમાં રંગાયલી તે ભરવાડની સ્ત્રીને દીઠી તેથી કમાડ ઠોકી બોલ્યો કે "કમાડ ઉઘાડો" તે અવાજ સાંભળી બોલી કે "કોણ હશે?" બિરબલે જણાવ્યું કે "એતો કોઇ નહિં હું તમારો જેઠ છું." આ શબ્દો સાંભળતા ગાભરી બની ગઇ અને પોતાના યારને છુપાવવા તજવીજ ચલાવવા લાગી, છેવટે એક માટીની ખાલી કોઠી પડેલી હતી તેમાં તે જારને સંતાડી ઝટપટ કમાડ ઉઘાડયાં અને ખાટલો બિછાવી તે બન્ને જણને બેસાડયા એટલામાંતો તે સ્ત્રીનો ધણી પણ આવી પોહચ્યો અને સ્ત્રીને રસોઇ બનાવવાની તાકીદ આપી ત્યારે બીરબલ બોલ્યો કે ! ભાઇ હું કાંઇ જમવા માટે તારે ઘેર આવેલો નથી પણ માત્ર તને અને સગાં સંબંધીઓને ભેટવાજ આવ્યોછું અહિંયાંથી બે ગાઉ ઉપર અમારા વ્યાપારીઓએ અનાજ ખરીદવા માડેલ છે; માટે ત્યાં ઝટપટ જવું જોઇએ તેથી રસોઇની ખટપટ કરવાની કશી જરૂર નથી, મારી પાસે બેસી સુખ દુઃખની વારતા કરો એટલે મારા જીવને આનંદ થાય ( એમ કહી ભરવાડને પાસે બેસાડી કેટલાંક આડાં અવળાં ગપ્પાં અને વાતોના તડાકા ચલાવ્યા બાદ બીરબલે કહ્યું કે ( ભાઈ !બીજું તો અમને કશું દુખ નથી; પરંતુ માત્ર પાણી ભરવાને કોઠી નથી એ મોહટી અડચણ છે; કેમકે માણસો ઘણાં અને વાસણ ન્હાનું એથી રસ્તામાં બહુ તકલીફ પડે છે માટે આ તમારા ઘરમાં માટીની કોઠી પડી પડીછે તે જો ખાલી હોયતો મને ચારદીવસ માટે આપો ) આ પ્રમાણે બીરબલની માગણી સાંભળી ભરવાડે ખુસીની સાથે જણાવ્યું કે [ અરે ! એમાં તે શું મોટી વાત છે ! ભલે ખુસીથી એ લેઈ જાઓ મારે એ કોઠીની કશી જજરૂ નથી ! ) આવું પોતાના ધણીનું બોલવું સાંભળી ગાભરી બની તે કોઠી ન આપવા માટે ઘણી આના કાની કરવા લાગી જ્યારે તે કોઠીને ઉચકી બ્હાર લાવવા ભરવાડ ગયો ત્યારે, બિરબલ બોલ્યો કે ( ભાઇ ! એ કોઠી વિષે મને વ્હેમ છે કે એ કાંઇ કાચી હશે માટે તમે છાંણાં અને લાકડાં જરા અકઠાં કરી લાવો એટલે તે કોઠીની આજુ બાજુ ગોઠવી

પકાવીએ એટલે પછી કાચાપણાનો વ્હેમ મટી જશે. ) એ સાંભળી ભરવાડ છાણાં લાકડા એકઠાં કરવા ગયો. તે જોઈ ભરવાડણે જાણ્યું કે હવે મારૂ સઘળુ પોકળ ઉઘાડું થશે એટલુંજ નહિં પર મારા હૈયાનો હાર પણ બળી મરણ પામશે હવે કરવું શું ? એમ વિચારી છેવટે પોતાના યારના બાપને ત્યાં પોંહચી અને કેહવા લાગી કે ( મારે અને તમારા પુત્રને ઘણા વખતથી નિકટનો સંબંધ થયેલો હતો તે સંબંધ આજે ખુલ્લો પડવાનો વખત આવ્યો છે. માટે હવે હું શું કરૂં ? મારીતો ઠીક પણ તમારી ફજેતી થાય એ મને વધારે ચિંતા છે, હવે મને એકે રસ્તો સુઝતો નથી ) એમ કહી સઘળી બીના કહી સંભળાવી તેથી યારનો બાપ બોલ્યો કે ( કાંઈ ફીકર નહિં હશે, જે બનનાર હતું તે બન્યું ! હું તમારે ત્યાં આવું છું અને મન માનતા પૈસા ખર્ચિ કોઠી લેઇ જનારાઓ ન લેઈ જાય તેમ ગોઠવણ કરીશ ) બાદ ભરવાડણ ઘેર પોંહચી અને કોઠી ન આપવા માટે રકઝક ચલાવી તેટલામાં પાછળથી તેના યારનો બાપ પણ જઇ પોંહચ્યો અને તે ભાંજગડથી વાકેફગાર થઈ બોલ્યો કે ( તમો આ કોઠીને લેઇ જશો તેથી નાહક આ ધણીધણીઆણીના વચ્ચે અપાર કંકાસ થશે અને એમાંથી શું પરિણામ આવશે ? તે કાંઇ કહી શકાય નહિં માટે આપ સમજુ છો તેથી કહેવું જરૂરનું છે કે જેમ આટલા દિવસ પાણીની તસ્દી વેઠી તેમ ચાર દિવસ વધારે વેઠી લેજો. તેમ છતાં આપનો એ કોઠી માટે અતિ આગ્રહજ હોય તો મારી વિનતી છે કે— આપ સારા માણસોનો એ ધર્મ નથી કે આપણા સ્હેજ ફાયદા માટે સ્હામા માણસે નુકસાનમાં ઝોકાવી દેવા? તેથી જો આપ એ વાતનો હક મૂકી દ્યો તો વધારે યોગ્ય ગણાય. આ ધણીધણીઆણી વચ્ચે નાહક કંકાસના સજડમૂળ રોપાય છે તે જોઇ હું ઘણોજ પશ્ચાતાપ પામું છું અને જો આ કંકાસનો પાર આવતો હોય તો એ કોઠી બદલ હું એક હજાર રૂપિયા આપું છું અને હાલ એ કોઠી મારા કબજામાં રાખુ છું આ બન્નેની તકરાર મટશે કે તુરેત તેમને પાછી સોંપીશ, ફક્ત આ વિના કારણે બે જણને અંટસ પડવાનું કારણ ઉત્પન્ન થયેલું જોઇ મને સ્વાભાવિક દયા ઉત્પન્ન થાય છે.” આ પ્રમાણે તે યારના પીતાનું યુક્તિવાળું બોલવું જોઈ બિરબલે તેને કહ્યું કે “ એક હજાર રૂપિયા તો શું પણ પચીશ હજાર આપો તોપણ એ કોઠીના ઓછા છે; કારણ કે એ કોઠી ઉપર મારૂં પૂર્ણ ચિત્ત ચોટયું છે માટે હું આપવા ચાહતો નથી. )

આવું બોલવું સાંભળી જારનો પીતા ગભરાયો અને વધતાં વધતાં એક દશહજાર રૂપીઆની રકમ આપવા કબુલ કરી અને આજીજી સાથે ઘણી અરજ કરી તેથી છેવટે તેની વાતો સ્વિકારી અને તેજ વખતે પં-ડેલી રકમ હસ્ત કરી કોઠી તેને સ્વાધિન કરવા તૈયાર થયો તે સમય એક મજબુત લાકડી–લઠ્ઠ હાથમાં લેઇ જોરથી તે કોઠીના પેટા ઉપર ઘા કર્યો તેથી કોઠી ફુટી ગઇ અને પોકળ પ્રકાશમાં આવ્યું તેથી વ્યભિચારીણી-દુષ્ટા સ્ત્રીની અને જાર પુરૂષની પુષ્કળ ફજેતી થઇ. બિરબલે તે જાર પુરૂષને અને દુષ્ટા સ્ત્રીને પરેજમાં રાખ્યાં. તદનંતર દશહજાર રૂપિયામાંથી પાંચ હજાર રૂપિયા ભરવાડને આપી કહ્યું કે "આ રૂપિયા તું તારી પાસે રાખ અને બીજી સ્ત્રી પરણી લાવ; કેમકે આ સ્ત્રી તારા લાયક છેજ નહિ માટે બલાથી દૂર થા તેમ બાકીના રૂપિયામાં તારાં અને તારા કુટુંબનું ગુજરાન ચલાવજે." એમ કહી તે બન્ને દુષ્ટાત્માઓને આગળ કરી પોતાનું અસલ સ્વરૂપ પ્રકટ કરી દિલ્લીએ જઇ પોંહચ્યા અને તે બન્નેને યોગ્ય શિક્ષા આપી શાહ આ પ્રમાણે બિરબલની ચાતુર્યતા જોઇ મનમાં અત્યંત ગર્વાનંદ પામ્યો અને તેના માન અકરામમાં વધારો કર્યો.

વાર્તાનો સાર ખુલો જ છે. ———

## વારતા સાઠમા.

**વિગ્રહ સંધી ભેદને, જાણે તેજ સુજાણ. મોહનલાલ.**

એક સમય શાહે બીરબલ પ્રત્યે કહ્યું કે "મારા શાહજાદાને વજીર પુત્રની સાથે સ્નેહ જોડાયો છે અને એક પલવાર તે બન્ને અલગ પડવા પામતા નથી; પરંતુ મને એ ફીકર વધારે થાય છે કે વઝીર પુત્રનાં લક્ષણો સારાં નથી માટે તેના સહવાસમાં શાહજાદો વિશેષ રહેતો સોબતીની અસર લાગ્યા વિના રહેજ નહિં અને તે નઠારી અસરથી છેવટ પ્રજાને પીડાકારક નીવડે માટે શાહજાદાને ખોટું ન લાગે તેમ વજીર પુત્રને પણ ઓછું ન લાગે તેવી કોઈ યુકિતવડે એ બન્નેનાં મન જુદા પડી જાય તો વધારે સારૂં; નહિં તો પાછળથી પસ્તાવાનો પાર રહેશે નહિ!" આ પ્રમાણે શાહનાં દીર્ઘ દ્રષ્ટિયોજક અને પ્રજાહિત ચિંતક વાકયો સાંભળી બીરબલે કહ્યું કે "ગરીબપરવર આપ જરાપણ ચિંતા કરશો નહિં હું માત્ર આજ સંધ્યા પડતાં પડતાંજ એ બન્નેનાં મન વિખુટાં પાડી દેઇશ અને શાહજાદાના મનમાં મારી યુકિતથી માઠું પણ લાગશે નહિ!" આ પ્રમાણે બીરબલનું વાકય સાંભળી શાહને મહા આશ્ચર્ય ઉત્પન્ન થયું અને બીરબલ પ્રત્યે જણાવ્યું. કે "મારા સાચા સ્નેહી! ઘણા દીવસનો લાગેલો સ્નેહ ફકત

વારમાં શી રીતે તોડી શકીશ? પ્રેમગ્રથી અતી નીવડ હોય છે?! કારણ કે "**જૈસો બંધન પ્રેમકો, તૈસો બંધન ઔર; કાઠહી બેદ કમળકો છેદ ન ।નકરે ભૌંર**" તેમજ '**દેહકું છેહ દએ ઇતનેપર નેહકું છેહ પ્રબીન ન દેહે.**" માટે શું એ અમૂલ વાક્યોને અસત્ય પાડવાં ધારે છે?!!"

તે સાંભળી બીરબલે પ્રત્યુતરમાં જણાવ્યું કે "નામદાર! આપનું કેહવું સત્ય છે અને પ્રેમ એ અલૌકીક ચીજ છે; કેમકે "**ધન દે કે જીય રાખીએ, જીય દે રખીએ લાજ; ધન દે જીય દે લાજ દે, એક પ્રીત કે કાજ!**" તો પણ કહ્યું છે કે "**જલ પય સારવ બિકાય, દેખે હુ પ્રીતકી રીત ભલી; બિલગ હોઇ રસ જાય કપટ ખટાઇ પરત હી.**" માટે એક એકના મનમાં જૂદાઈ લાવવા યત્ન આદરવો જોઇએ; ખુદાવિંદ "**ભલિ કરત લાગે વિલંબ, વિલંબન બુરે બિચાર, ભુવન ચનાવત દિન લગે, પણ ઢાહન લગૈ બતા ર.**" બોટું કરવું એતો ઘણુંજ સેહેલ છે માત્ર કોકનું સારૂં કરવું એ અતિ મુસ્કેલ છે." એમ કહી બિરબલ શાહની આજ્ઞા લેઇ જ્યાં શાહજાદો અને વજીર જાદો પ્રેમમૂર્તી બની બેઠા હતા ત્યાં ગયો અને વજીરજાદાને બોલાવી કાનમાં છાની વાત કેહતો હોય તેવો ભાવ બનાવ્યો અર્થાત્ કશું ન બોલાતાં કાન સરખું મોઢું લગાડી થોડીવાર પછી ઉતાવળથી બોલ્યો કે મેં જે વાર્તા કહી તે કોઇને પણ કેહશો નહીં!" એટલુંજ બોલી બિરબલે ત્યાંથી રસ્તો ગ્યો, તદંતર શાહજાદા વજીરજાદા પ્રત્યે પુછવા લાગ્યો કે "પ્રીયમીત્ર! બિરબલ શું ગુપ્ત વાર્તા કર્ણપુટમાં જણાવી ગયો? આ પ્રમાણે શાહજાદે પુછ્યું; પરંતુ બીચારો વજીરજાદો જો બીરબલ કશીપણ વાત કાનમાં કહી ગયો હોય તો કહેને? તેથી તેને શાહજાદા પ્રત્યે જણાવ્યું કે "મીત્રવર! બીરબલજી ખાલી પોતાનું મોઢું મારા કાન પાસે રાખી ગુપ્ત વાત કેહવા સરખો ભાવ બતાવી ગયા છે; પણ કશી વાર્તા કહી ગયા નથી એટલે આપને શું કહું?'

આ સાંભળી શાહજાદે જણાવ્યું કે "વ્હાલા દોસ્ત! તેમણે (બીરબલે) ગુપ્ત વારતા કોઇને ન કહેવા ભલામણ કરી છે તેથી તું વાતનેજ ગલત કરી નાંખે છે; પરંતુ હું કાંઇ કોઈ નથી; કિંતુ એક આત્મરૂપ છું માટે કેહવામાં કશી અડચણ નથી!" આવાં વાક્યો સાંભળતાં વજીરજાદો અતી ખેદવંત બની બોલ્યો કે "શું ત્યારે હું આપને ખોટાં બાનાં બતાવી વાતને છુપાવું છું? કોઈ દીવસ નહિ અને આજ શું મારા મનમાં આપમાટે જુદાઇ ભાસી હશે? છટ અત્યારનું બોલવુ બીલકુલ આપનું ગેરવ્યા-

જાણી છો!” આવા વજ્ર સરખા કઠોર વચનો સાંભળી શાહજાદે જણાવ્યું “તું ગમે તેમ યુક્તિ પ્રયુક્તિથી સમજાવ; પણ હું તે તારીવાત કબુલ કરનાર નથી; કેમકે મેં મારી નજરથી જોયેલ છતાં તું ઉલટો ચોર કોટવાળને દંડે તેવો પ્રકાર કરે તે શી રીતે માનું? અજીજ બિરાદર? તારી આ વખતની વર્તણુંક પ્રીત્રીને ખાસ લાંછન આપવા સરખી છે; કેમકે **‘પ્રીત તહાં પડદા નહિ. પડદા તહાં ન પ્રીત; પ્રીત તહાં પડદા રહયો (તો)સોહી પ્રીત વિપરીત.’** ભલે હવે તારે આટલા વર્ષની પ્રીત ઉપર પાણી ફેરવવું હોય તો કંઈ હું કહી શકતો નથી! જો સેલડીના સાંઠામાં પણ જ્યાં ગાંઠ હોય છે ત્યાં મીઠ રસ હોતો નથી; પણ ગાંઠ વગરની જગ્યાએ રસ હોય છે માટે જરા વિચારી જો! કેમકે **‘જે મતિ પીછે ઉપજે, સો મતિ પેહલી હોય; કાજ ન વિણસે આપણો, દુર્જન હસે ન કોય.’** આવાં આવેસ યુક્ત શાહજાદાના વચનો સાંભળી વજીરજાદે અરજ કરી કે “અરે! મારા દિલજાને દોસ્ત નાહક આવાં કઠોર વાક્યબાણોવડે મારૂં કોમળ–પ્રેમી કાળજુ શા માટે ચીરો છો? અને દુર્જનો તો આપણા વચ્ચે નિવડેલનો સંબંધ થયો જોઈ ગમે તે ખટપટ લડાવી વિખુટા પાડવા ઉદ્યમ ચલાવશે પણ આપ એવી નજીવી શંકાને મહા બળવાન ગણી સાચી માનો તો પછી મારો ઉપાય નથી બાકી હું સાચે સાચું કહુંછું કે મને બીરબલજી કશી પણ ગુમ વારતા કહી ગયા નથીજ!” આ પ્રમાણે વજીરજાદે જણાવ્યું ત્યારે શાહજાદે કહ્યુ કે “શું બિરબલજી જેવા અક્કલ બહાદુર અને ચતુર શિરોમણિ નરો પણ દુર્જનની પંક્તિમાં છે? અને એમને આપણી સાથે શું વૈર હતું? કે આવી દુષ્ટ હીલચાલ ચલાવે? હશે એ હવે તને પુછવા માગતો નથી આખર તેં તારી વર્તણુંક અમલમાં આણી **‘હાથે કરીને પોતાના પગ ઉપર કોહાડો માર્યો’** ખેર! તારા ભવિષ્યમાં પ્રીતિ રૂપી અમૃતનો સ્વાદ લેવો લખ્યો નહિ હોય? એટલે હું શું કરૂં? બસ! હવેથી તું મારી પાશે મિત્રભાવ સમજી આવતો નહિ! જેમ સહુને બોલાવું છું તેમ તને પણ બોલાવીશ. જો કે તારા બુરામાં હું એક શબ્દ પણ બોલનાર નથી પણ હવે શાહજાદા મારા મીત્ર છે એમ કોઈ વખતે તું સમજતો નહિં બસ આજથી છેલ્લા સલામ છે.

એમ કહી શાહજાદો રંગભુવનમાં ગયો અને વજીરજાદો વિલે મોઢે પોતાના ઘરભણી રસ્તો માપ્યો. એ બનાવની જયારે શાહને ખબર પડી ત્યારે શાહ બીરબલની બુદ્ધ બળની અગાધ તારીફ કરવા લાગ્યો.

**ભાગ પાંચમો સમાપ્ત.**

# બિરબલ અને બાદશાહ.

## ભાગ છઠો.

### વારતા એકસઠમી.

**સત્યને અસત્ય વચ્ચે કેટલો અંતર છે.**

એક સમય બાદશાહે બિરબલને પુછ્યું કે " સત્ય અને અસત્ય વચ્ચે કેટલો અંતર છે ? " તે સાંભળી બિરબલે ઉત્તર આપ્યો કે " નામદાર ! ચાર આંગળનો ! " શાહે પુછ્યું કે " શી રીતે ? " બિરબલે જણાવ્યું કે " સરકાર ! સત્યનો તપાસ કરનાર આંખ છે માટે આંખેથી જોયું તે સત્ય અને તેનાથી ચાર આંગળને છેટે કાન છે તેણે સાંભળ્યું તે ખોટું; માટે સત્ય અસત્ય વચ્ચે ચાર આંગળનો અંતર છે ! " આ યુક્તિથી શાહ ઘણો પ્રસન્ન થયો.

( વારતાનો સાર બુદ્ધિની મહત્તા બનાવનાર છે, )

### વારતા બાસઠમી.

**દાન કરતી વખતે કોનો હાથ નીચે.**

એક સમય બાદશાહે બિરબલને પુછ્યું કે " બિરબલ ! દુનિયામાં દાન કિંવા દાન લેનારનો હાથ ઉપર અને દાન કે વસ્તુ લેનારનો હાથ નીચે હોય છે; પરંતુ કોઈ કાળે એવું બને છે કે દાન વા વસ્તુ દેનારનો હાથ નીચે અને દાન કે વસ્તુ લેનારનો હાથ ઉપર હોય ? " આ તાજુબી ભરેલી વાર્તા સાંભળી બિરબલ જરા વિચારી બોલો કે " ગરીબ પરવર ! એમ પણ કોઈ કાળે બને છે જુઓ કે છીંકણી આપનાર મનુષ્યનો હાથ હેઠળ અને છીંકણી સુંઘવા લેનારનો હાથ ઉપર હોય છે ! " આ ઉત્તર સાંભળી બાદશાહ ખુસી થઇ તેની બુદ્ધિ બળ અને તર્કશકિતની સ્તુતી કરવા લાગ્યો.

( વાર્તાનો સાર ખુલ્લો સમજાય છે.

## વારતા તેસઠમી.

### સતાવીસમાંથી નવ ગયા બાકી ધુળ રહે.

બોલી બોલ અમોલ હૈ, બીન તોલ્યાં મન બોલ:
પેહેલી ભીતર તોલ કેં પીછે બહાર બોલ.

એક સમય કચેરીમાં બેઠેલા અમીર ઉમરાવો અને ચતુર જનોને બાદશાહે એક પછી એકને પ્રશ્ન કર્યું કે "સત્તાવિસમાંથી નવ જાય ત્યારે બાકી શું રહે?" સર્વે કોઇ પોતપોતાની મતિ અનુસાર બોલ્યા કે "ખુદાવિંદ! સત્તાવિસમાંથી નવ જાય ત્યારે બાકી અઢાર રહે" અને કેટલાક તેટલું પણ ન બોલતાં ગલાં તલાં ગણવા લાગ્યા; છેવટે બિરબલ તરફ જોઇ શાહે પ્રશ્ન કર્યું તે સાંભળી બિરબલ બોલ્યો કે "મુલકના ખાવિંદ! સત્તાવીસમાંથી નવ ગયા પછી બાકી ધુળ રહે છે; કેમકે સત્તાવસ નક્ષત્રો પૈકી નવ નક્ષત્ર વર્ષાદ સાથે નિકટ સંબંધ ધરાવનારાં છે પણ જો તે નવનક્ષત્ર પ્રતિકુલ થયાં અર્થાત્ નવ નક્ષત્ર વર્ષ્યા વિના ખાલી ગયાં તો પછી અન્નના પાકની શી આશા? ત્યારે બાકી ધુળજ રહે કે નહિં?" આ ગૂઢ આશય પ્રદર્શિત કરનાર પ્રશ્નાર્થ સાંભળી સહુકો આશ્ચર્ય પામ્યા અને સર્વકો બિરબલની બુદ્ધિ કૌશલ્યનાં વખાણ કરવા લાગ્યાં.

( વાર્ત્તાનો સાર બુદ્ધિની ચમત્કૃતિ બનાવનાર ખુલ્લોજ છે.)

---

## વારતા ચોસઠમી.

પ્રીય આર્ય ગ્રહસ્થો! આપે આ પુસ્તકના પાંચ ભાગ વાંચ્યા તેમાં જે જે ગમ્મત ભરી વારતાઓ આવી તે વારતાઓનો વિચાર કરતાં કદાચ એમ ભાંયણ થયુ હશે કે અકબર શાહ વ્હેમી, ભોળો સમજ વગરનો કિંવા માનાભિલાસી હશે. તેથી અસંભતિ પ્રશ્નો પુછતો વા મહાન્ રાજપુરૂષને ન છાજતી કારકીર્દિ અનુસરતો હતો પરંતુ એ શંકા લાવવી વાસ્તવિક રીતે વિચારતાં યોગ્ય જણાતી નથી; કેમકે જો અકબર શાહ વ્હેમી, ભોળો–સમજ વગરનો કિંવા માનાભિલાષી હોત તો તેવા ગુણવાળા પુરૂષનું નામ અમર રહેતજ નહીં અને દેશી પરદેશીજનો કિંવા રાજ્ય કર્તા અને કવિ–લેખકો ઉત્તમ નિબંધ રૂપે લખવાનો વ્યર્થ શ્રમ ઉઠાવત નાહ. પરંતુ જ્યારે ઉક્ત પાદશાહના આયનઅકબરી આદિ કાયદાના પુસ્તકો તથા

તેની રાજ્ય રચનાની રીતિઓ વખાણી વખાણી તેની અનુસારે આપણી રાજ્યકર્તા કૃપાળુ કૈશરેહિંદ અને આમનીસભા પણ અમલમાં આણી ગર્વાનંદિ બને છે તથા આપણા સર્વે દેશી પરદેશીઓ જે મહાન્ પુરૂષના ગુણાનુવાદ ગાઇએ છીએ ત્યારે પૂર્ણ પ્રતીતી થાય છે કે કાંઇ સાધારણ મનુષ્યની આટલી બધી મહિમા મહિમાં વિસ્તરેજ નહિં પણ નામાંકિત નરરત્ન વીર પરૂષોની મહિમા મહિ (પૃથ્વી) માં વિસ્તરે છે જેમ પરદુઃખ ભંજન વીરવિક્રમાદિત્ય, વિદ્યાવિલાસી ભોજરાજ, દાન કલ્પદ્રુમ મૂળરાજ, પરનારી સહોદર કુમારપાર, અંટકી પ્રજા પાળક સમરસિંહ—સંગ્રામસિ—કુંભો—પ્રતાપસિંહ અને રાજસિંહ વગેરે સિસોદીયા રાણાઓ તથા કળીયુગનો અલંકારી રાવણ પૃથુરાજ ચહુઆણ તથા કીર્તિ ચાહક સિધ્ધરાજ જયસિંગ વગેરેની કીર્તી દેશ છોડી પરદેશમાં પહોંચી છે! તેમજ દિલ્લીપતિ અકબર શાહની પણ સુકીર્તિ અદ્યાપી સુધી વિદ્યમાન છે એજ તે મહાપુરૂષની ચાતુર્યતા, વીર ધીરતા, બુદ્ધિ કૌશલ્યતા, પરોપકાર બુદ્ધિ, ગુણગ્રાહી અને નિઃષ્પક્ષપણે નેકન્યાયની નીતિ રીતિ તથા દાતવ્યબુદ્ધિ વિદ્યોત્તેજકપણા માટેની પૂર્ણ પ્રતીતી આપે છે તેમ તેની અધિક ખાત્રી થવા અત્રે કેટલીક વાર્તાઓ લખી બતાવું છું તે તરફ લક્ષ આપો.

---

## વારતા પાંસઠમી.

રાજહઠ. બાળ હઠ, યોગી હઠ શઠ કહિ,
નારિ હઠ પૂર્ણ કરવી ન સહેલી; **પ્રેમાનંદ.**

એક વખત ચાતુર્માસમાં જમુના નદીના કિનારા ઉપરના મેહેલમાં શાહ સયન કરી ગયો હતો તેવામાં ઓચીંતુ નદીમાં જોસબંધ પૂર આવ્યું અને તેનો ધોધનો મોટો ખળખળાટ થવાથી નિંદ્રામાંથી શાહ જાગી ગયો અને તે શબ્દ સાંભળી વિચારવા લાગ્યો કે "અત્યારે અર્દ્ધરાત્રીના સમય આ નદી અવાજ આપે છે તેનું કારણ શું હશે? મારા રાજ્યમાં કો દુઃખી નથી છતાં દુઃખમય અવાજ શા માટે કરતી હશે?" એવી વિચારણા કરી એજ બાત ઉપર ચઢી ગયો અને પેહરેગીરોને બોલાવી તેઓને પુછ્યું કે 'અર્દ્ધ રાત્રે નદી શા દુઃખથી રૂવે છે?) આ પ્રમાણે શાહનું પ્રષ્ણ

સાંભળી પહેરેગિરો ચુપ થઇ ગયા ! તેનો જવાબ કોઇનાથી અપાયો નહીં ત્યારે કેટલાક દરબારીઓને તેજ વખતે બોલાવી ઉક્ત પ્રષ્ણ પુછ્યું; પરંતુ સર્વેને નિરૂત્તર થઇ ગયેલા જોઇ છેવટે બિરબલને તેડું મોકલ્યું. સિપાઇ બિરબલને ત્યાં જઇ પહોંચ્યો અને નામદારનો તાકીદી હુકમ સંભળાવ્યો. બિરબલે વિચાર્યું કે "અત્યારે શું કામ હશે ? આવા વર્ષાદના વખતમાં ઓચીતું શું કામ પડયું હશે ? હશે જવું તો જોઇએજ !" એમ વીચારી સિપાઇ સંગાથે શાહ હજૂર આવ્યો. કુરનસ બજાવી આગળ બેઠો. શાહે ઉકત પ્રષ્ણ જણાવ્યું. તે સાંભળી બિરબલે વિચાર્યું કે "એકદમ ઉંઘમાંથી નામદાર જાગી ઉઠેલ છે તથા વર્ષાદના લીધે ઓચીંતુ નદીમાં પૂર આવ્યું છે એ સુરતામાં નથી તેથી આ શંકા ઉત્પન્ન થયેલ છે; પરંતુ આપણે તો તેજ શંકાને યોગ્ય ઉત્તરથી સમાધાન કરવી જોઇએ" એમ વીચારી બિરબલે હાથ જોડી ઉત્તર આપ્યો કે "નામદાર નદી રૂવે છે તેનુ કારણ એ છે કે નદીનુ પીઅર પર્વતમાં છે અને સાસરૂ સમુદ્રમાં છે માટે પીઅરથી ચાલી પોતાના પતી-સમુદ્રને ત્યાં જાય છે માટે સંસારના વ્યવહાર પ્રમાણે સાસરે જતા રોવું જોઇએજ માટે રૂવે છે" એ સાંભળી શાહ ઘણોજ ખુશી થયો અને ખરૂં કારણ જાણવામાં આવવાથી બિરબલની અક્કલ માટે ઘણીજ તારીફ કરવા લાગ્યો.

વારતાનો સાર એ છે કે રાજા લોકો ગમે તેટલા સુજ્ઞ હોય તદપિ તેમના મનમાં જે શંકા ઉપડી હોય છે તે મહા મહેનતે લય પામે છે અર્થાત્ રાજ હઠ જોરાવર હોય છે માટે તેવા પુરૂષોની આગળ વીચારીને વારતા કરવી તથા તેનુ સમાધાન કરવામાં યોગ્ય યુક્તિ વાપરવી.

---

## વારતા છાસઠમી.

ઔષધ અજન યોગવિધિ, યંત્ર મંત્રને તંત્ર;
દેવાદિક વિશ્વાસથી, શિઘ્ર સિદ્ધિ હોય સંત.

### દેવ બડા કે યેકીન બડા ?

એક સમય બાદશાહે બિરબલ પ્રત્યે પુછ્યું કે "બિરબલ ! દેવ મોટા કે યેકીન મોટું ?" તે સાંભળી બીરબલ બોલ્યો કે "નામદાર દેવ મોટા નહિં પણ યેકીન મોટું" શાહે કહ્યું કે ( જો દેવમાંજ સાચ ( સત્યતા-પ્ર

ભાવ ) ન હોય તો યેકીન (વિશ્વાસ) રાખવાથી શું દહાડો વળે ? જણનારીમાં જોર ન હોય તો દઇયાણીની મહેનત વૃથા છે માટે મારૂં તો એમજ માનવું છે કે યેકીન કરતાં દેવ મોટો છે.’

તદનંતર બિરબલે જણાવ્યું કે ( નામદાર ! મારા બોલવાની પ્રતીતી થોડા વખત પછી આપ નામદારને આપીશ ! કે દેવ મોટા કે યેકીન મોટું આપને તો શું પણ મનુષ્ય માત્ર **‘ચમત્કારને નમસ્કાર’** કરે છે. **કહે કબીર સોચ અગ્ગમ સુઝે કે બીન પરચે કોઊ નહિ પુજે.** દર્શનીક પૂરાવો જોયા શિવાય પૂર્ણ ખાતરી કેહવા માત્રથી થતીજ નથી. )

થોડા કાલ વ્યતિત થયા પછી એક દીવસ એક ગધેડાને મરી ગએલું જોયું અને તેને એક સુંદર વૃક્ષોની ઘટામાં ખાડ ખોદાવી દઢાવી દીધું પછીથી સલાટોને બોલાવીને તે દાટેલા ગધેડાની જગ્યોએ નમુનાદાર રમણિક રોઝો બનાવી અંદર મનમોહક કબરનું સ્થાપન કર્યું, તે ઉપર જરીયાની સાદર અને જોઇતો ઠાઠ તૈયાર કરાવ્યો, તથા એક બુઝેરંગ સાઇને તે નવરંગ પીરનો મુજાવર ઠરાવ્યો-તે મુજાવર ચાલાક અને ધર્મ સ્થાપનની રીતીને જાણનારો હોવાથી **‘પીરની માનતા મુજાવર વધારે’** એ કેહેવતને ખરી રીતે અમલમાં આણી અને આસપાસના શેહેરો–ગામડાઓ તથા દેશ પરદેશમાં એટલીતો તે નવરંગ–પીરની મહિમા વધારી દીધી કે સર્વ લોકો પોત પોતાની મન કામના પૂરણ પાડવા બાધા–આખડીઓ રાખી, અરે ! વિશ્વાસવડે ધારેલાં કામો પાર પાડવાથી હજારો માનતાઓ થવા પણ લાગી-તેથી નાળીએર- ચાદરો- ઘોડીઆં-પારણાં અને ધજા વગેરેના ઢગલા થવા લાગ્યા.

એક વખત બિરબલ તે નવરંગ પીરની દરગા તરફ શાહને ફરવા લેઇ ગયો, શાહે તે નવીન મોટું ધામ બનેલું જોઇ બિરબલને પુછ્યું કે “ બીરબલ આ કયા ઓલીઆની દરગા બનીછે. ” બિરબલ બોલ્યો કે (નામદાર ? શું હજુ આપના જાણવામાં નથી ? આ નવરંગપીરના મહા ચમત્કારથી દેશો દેશના હજારો લોકો દરરોજ વિવિધ પ્રકારની માનતાઓ કરવા આવે છે. અને મનની મુરાદ બર લાવે છે. )

તે સાંભળી આશ્ચર્યયુક્ત બની શાહ તે દરગાહમાં ગયો અને જગ્યાનો ઠાઠ તથા માનતાઓની આવેલી ચીજોના મોટા મોટા ઢગલાઓ નિહાળી

યેકીન આવ્યું કે ( ખરેજ કોઇ ચમત્કારીક ઓલીઆ છે માટે મારે પણ માનીતી હુરમને કાંઇ બલાનો વગળાડ છે માટે જો તે બલા અસારથી દૂર થઇ જશે તો સોનાનું જડીત છત્ર છડી જરકસીની ચાદર ચઢાવીશ અને ફાતીઆ પઢાવી ફકીરોને જમાડીશ. ) આ પ્રમાણે ધારણા ધારી પીરની મહિમા સંબંધી વાતો કરતા કરતા પોતાને મેહેલે આવ્યા. '**વિશ્વાસ હોય તો ગમે તે વસ્તુમાંથી વિશ્વાનાથ પ્રકટી વાંછના પુર્ણ કરે**' એ વાકય પ્રમાણે વિશ્વાસવડે શાહની મનેચ્છા પ્રમાણે કાર્ય સિદ્ધ થયું તેથી માનેલી માનતા પ્રમાણે માનતા કરી છેલ્લો છોડયો.

તદનંતર બિરબલ પ્રત્યે કહેવા લાગ્યો કે (કેમ બિરબલ! યેકીન મોટું કે, દેવ મોટા? જો અમારા આ ઓલીઆનું ખરેખરૂ સાચ હતું તોજ ધાર્યું કામ પાર પડયું પણ જો સાચ ન હોત તો યેકીન રાખવાથી શું લીધું વળત ! માટે કબુલ કરો કે યેકીન કરતાં દેવ મોટા છે ! ) તે સાંભળી બીરબલે પ્રથમ પ્રમાણે કહ્યું અને કબર ખોદાવી મુએલા ગધેડાનાં હાડ ગેમ વગેરે શાહને દેખાડી બોલ્યો કે ( નામવર ! હવે કહો કે યેકીન મોટું કે, દેવ મોટા? જો દેવ મોટા કહો તો આ મુવેલા ગધેડાનું અસ્તિપંજર છે તો તેમાં દેવાતન કયાં રહ્યું ? પરંતુ જો આપે યેકીન વડે છેલ્લો રાખ્યો તો મુરાદ બર આવવી માટે દેવમાં દેવાતન કે મહત્તા જે ગણો તે માત્ર યેકીનને આધીનજ રહેલી છે તેથીજ દેવ મોટા નથી પણ યેકીન મોટું છે. કહ્યું છે કેઃ—

પાષાણુમાં લાકડામાં કે માટીમાં અર્થાત પત્થરની લાકડાની કે માટીની મુતમાં વા અન્ય પદાર્થોમાં દેવાતનપણું નથી પણ પુર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ રાખી ભજન પૂજન કરવું તેજ દેવાતનપણાને પ્રકટ કરનાર પ્રયોગ છે અર્થાત શ્રદ્ધા—વિશ્વાસ રહિત ગમ તેટલું દેવનુ પૂજન ભજન કરો તદપિ જડ પદાર્થના બનાવેલા દેવો જડવતજ છે, પરંતુ શ્રદ્ધા-વિશ્વાસ રાખી ભજન પૂજન કરેતો તેજ જડ દેવો ચૈતન્ય બની મનકામમાં સિદ્ધ કરેછે. માટેજ દેવ મોટા નથી પણ યેકીન મોટું છે? એ વારતા કેવળ નિઃસંદેહ સહિત છે ! !

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે તે વારતા પ્રણામ કરી કેમકે પ્રત્યક્ષ પ્રમાણ જોયું એટલે પછી તે વારતામાં શંકા રહીજ નહિં

તેથી યેકીન મોટું છે એ સિદ્ધાંત સત્ય ઠર્યું અને બિરબલના બુદ્ધિબળ તથા દિર્ઘ દ્રષ્ટિવંત પણા વિષે ઘણીજ તારીફ કરી યોગ્ય સન્માન-સત્કાર કર્યો.

વારતાનો સાર ખુલ્લોજ છે.

---

## વારતા સડસઠમી.

સુજ્ઞ રાયના રાજ્યની, હોય પ્રજા પણ સુજ્ઞ;
તાજ્ને તેનો દાખલો, વાંચો વિવેકી તજ્ઞ. **શાર્ન્મા.**

### પારસ પરસ્યાં છતાં લોખંડજ રહ્યું.

એક સમય અકબરશાહ રાજપાટીકા ફરવા છડી સ્વારીએ પધાર્યા હતા ત્યાંથી પાછા ફરતાં પુનઃશહેરના ચોકમાં આવી પહોંચ્યા તે વખતે એક ડોસી પોતાના હાથમાં એક તરવાર પકડી ઉભી રહેલી હતી અને પોતાનાં સાથેનાં માણસો પણ બીજાં હથીયારો લઇ ઉભાં હતાં તે તરફ અકબરશાહની દ્રષ્ટિ જઈ પડી તેથી વિસ્મયકારી બનાવ જોઇ તે ડોસીની નજીક જઇ પુછ્યું કે (બાઇ! આ તરવારને ગ્રહણ કરી ચોક-બજારમાં શા કારણથી ઉભાં છો? અને આ સાથેનાં માણસો પણ શસ્ત્રધારી છે તેપણ તમારાંજ છે?) તે સાંભળી ડોસી બોલી કે ( નેકનામદાર! આ તરવારને વેચવાના ઇરાદે અહિંયાં ઉભી છું અને આ માણસો પાસે જે શસ્ત્રો છે તે પણ વેચવાનાંજ છે ) તે સાંભળી શાહે કહ્યું કે ( જોઉં તે તરવાર કેવી છે? ) આ પ્રમાણે શાહનું વચન સાંભળતાં ડોસી પોતાના હાથમાંની તરવાર શાહને આપી. જ્યારે તે તરવારને મ્યાનમાંથી કહાડી પોતે નિહાળી ત્યારે બીલકુલ ખરાબ અને માત્ર નામનીજ તરવાર કહેવાય તેવી લોખંડના પત્રાંની બુઠી-નક્કામી જણાઇ તેથી તે તરવાર મ્યાન કરી ડોસીને પાછી આપી તેથી તે તરવાર મ્યાનમાંથી કાહાડી ડોસી ધારી ધારીને જેમ કોઇએ પોતાની તરવાર બદલાવી લીધી હોય તેવો ભાવ બતાવતી તરવારને નિહાળવા લાગી, જેથી શાહે પુછ્યું કે ( બાઇ! સશંક મુદ્રાવડે તરવાર તરફ ધારી ધારીને શું જુવો છો? ) તે સાંભળી હાથજોડી દીન વાણીવડે બોલી કે ( ગરીબ પરવર! હું મારી તરવાર બદલાઇ છે એવી કાંઈ શંકા લાવી જોતી નથી પણ એ જોઉં છું કે સાદ્રસ પારસ સમાન આપના હાથનો મારી તરવારને સ્પર્શ થયો છતાં પણ મારાં કમ

નસીબ છે? કે સોનાની કેમ બની? તે તપાસું છું, ) આ પ્રમાણે તેનું ચમત્કારીક યુક્તિ ભર્યું બોલવું સાંભળી તેની ચાતુર્તા તથા દીન પ્રતિદીન દિર્ઘ દ્રષ્ટિ કરી તે ડોસીને તરવાર બારોભાર સોનું આપવાનો હુકમ કર્યો અને તેને સંતોષી તેની દુઃખાવસ્થા દૂર કરી; તેમ ડોસી પણ શુભાશિર્વાદ આસી પોતાને ઘેર ગઇ.

વારતાનોસાર એકે કેઃ—અકબર શાહ કેવો ઉદાર દિલ વાળો હતો? તથા તે સુગ્ન શાહની પ્રજા પણ કેવી સુગ્ન હતી?

---

## વારતા અડસઠમી.

પર નરની જે પીડા, જાણે જન તે છે જગમાં વારૂ;
છીદ્ર ન પેખે છળથી, વડપણ ધારી સદા ચહે સારૂં.

**વિદ્યાગવરી.**

### વડા નરોની વડાઇ.

એક સમય અકબર શાહ સાંજરે સુલતાન હજરત નિજામુદીન ઓલી યાની દરગાહમાં બંદગી કરવા માટે ગયો હતો. જ્યારે દરગાહના દરવાજામાં દાખલ થયો ત્યારે ત્યાં ઉભા રહેલા એક વેષધારી ફકીરે શાહને દવા દેઇ હાથ મેળવવા હાથ લાંબો કર્યો તે જોઇ સાંઇ મૌલાનું માન જાળવવા શાહે પણ હાથ લાંબો કરી મેલાવ્યો અને માન સલામની નીસાની બતાવી તથા શાહનો હાથ પકડી દરગાહમાં પરસ્પર વાતો કરતા ચાલ્યા. જ્યારે શાહને વાતોમાં લીન થયેલો જોયો ત્યારે આસ્તેથી હાથ ચાલાકી વડે શાહના હાથમાંની કીમતી હીરાની અંગુઠી કાહાડી લેવા પ્રયત્ન ચલાવ્યો; પરંતુ અંગુઠી આંગળીમાં ચુસ્ત હોવાથી જલ્દી નિકળી શકી નહિ, તેથી છેવટે તે વેષધારી ફકીરે આંચકો મારી કાઢવા ઉદ્યમ કર્યો; પણ તે સર્વ આશા અને મહેનત નિષ્ફળ નિવડી. છેવટે નિરાશ થઇ ત્યાંથી જલ્દી જલ્દી રસ્તો માપ્યો. શાહ પણ દર્શન કરી પોતાને મેહેલે ગયો અને હજુરીઆઓને બોલાવી એક હજાર રૂપીયા આપી તે વેષ ધારી ફકીરના ચહેરા વગેરેની નીશાની આપી દરગાહમાં જવા હુકમ કર્યો, હજુરીઆઓ દરગાહમાં જઇ તેઓએ ફકીરનો પુસ્કળ શોધ કર્યો; પરંતુ કયાંએ તેનો પતો લાગ્યો નહિ તેથી હજુરીઆઓ પાછા આવી સઘળી હકીકત નિવેદન કરી તેથી શાહ

બહુ ઉદાસ થઇ અફસોસ કરવા લાગ્યો કે "અરેરે! બિચારા ગરીબ રાંક-ની અંગુઠી કાહાડવા પુષ્કળ યત્ન આદર્યું. પણ તેમાં નિરાશ થયો અને તેની દુખાવસ્થા વિચારી ગુજરાન થવા યોગ્ય રકમ મોકલાવી ત્યારે તેનો પતો લાગ્યો નહિં જો બીજે ઠેકાણે એનો હાથ ભરાયો હોત તો મારી અંગુઠી કહડી લેવા યત્ન આદરતજ નહિ; કેમકે જે ચોર બદમાશોને શીક્ષા કરનાર અત્યારે હું વિદ્યમાન છું છતાં તે શિક્ષાનો પણ ભય ન રાખતાં મરવુંજ આદરી ખુદ મારીજ અંગુઠી કાહાડી લેવા હીમ્મત બાંધી, શાબાસ છે તેની હિમ્મતને! પરંતુ મને એજ લાગી આવે છે કે એની દયામણી દશા મારા જાણવામાં આવ્યા છતાં તે દુઃખીજ રહ્યો! ત્યારે હવે એ કેવા પ્રકારે સુખી થશે? અર્થાત્ હવે કોની યાચના કરસે? કિંવા કોણ તેનું દુઃખ હૈયે ધરશે? હશે તેના ભાગ્યની રચના.)

વાચકવૃંદ! ઉક્ત વારતાના સાર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અકબર શાહ કેવો દીર્ઘદ્રષ્ટીવંત, દીનદયાળ અને ઉદાર તથા મોટા દિલવાળો હતો? કે જેણે અંગુઠી કાહાડી લેવાના દુષ્ટ ગુન્હા તરફ બિલકુલ વિચાર ન લાવતાં તેના દુઃખ નિવારણ માટે યત્ન ચલાવ્યો વાહ! ધન્ય છે એવા મોટમના નૃપ પતિઓને!

---

## વારતા ૭૯ ઓગનોતેરમી.

દાન માન સન્માનને, ખાન પાન વરદાન;

પાત્ર પ્રમાણે હોય તો, શોભા લહે સુજાણ. **કાહાનદાસ,**

એક અવસર કોઇ એક પારધી એક પાહાડી પંખીને પકડી તેને સોનેરી અને વિવિધરંગથી રંગી ખુબ સુરત બનાવી જ્યાં નામદાર અકબર શાહનો પાટવી શાહજાદો કે જે જહાંગીર નામથી પ્રખ્યાત હતો તે પોતાના મીત્રોસહ દરબાર ગઢમાં ખેલ ખેલતો હતો ત્યાં તે પારધી પંખીને લઇ આવી પોંહચ્યો અને અરજ કરી કે "નામદાર! ઘણા પહાડ જંગલોમાં રખડી બહુ મહેનતે આ સુંદર પંખી આપ માટે લાવ્યો છું; માટે આપ ર્યો અને મેહેરબાની કરી મને એક હજાર રૂપીઆ આપીદો) તે અરજ સાંભળી સુંદર પંખીને ધારી ધારીને નિહાળ્યું અને શાહજાદાનું મન તે પંખીને માટે લલચાયું તેથી તે પાંજરૂં હાથમાં પકડી પારધીને ત્યાંજ ઉભો

રાખી પોતે ખુશી થતો પોતાની દાદીમાં અગાડી ગયો અને કહેવા લાગ્યો કે "દાદીમાજી ! આ પંખી કેવું ઉમદા છે ? એક ગરીબ માણસે નજરાણા દાખલ આપ્યું છે માટે તે ગરીબને એક હજાર રૂપિયા આપો ) આ પ્રમાણે શાહજાદાનું બોલવું સાંભળી હુરમ સાહેબ બોલ્યાં કે "ભાઇ ! હજુ તું બાળક છે માટે બનાવટી ચીજને પણ સાચી સમજે છે, શું આવું સોનેરી પાંખ અને વિચિત્ર મનોહર રંગવાળું પંખી અદ્યાપિ સુધી દેખ્યું કે સાંભળ્યુ હતું ? ભાઇ ! આપણે રાખવા લાયક નથી, આતો રંગથી રંગીને તને **ફોસલાવવા** માટે તે પારધી લાવેલ છે, માટે આ પંખી તેને પાછું આપ અને ગુપ ચુપપણે ખેલ ખેલો. )

જ્યારે ઉપર પ્રમાણે દાદી દીકરાનો સંવાદ થયો ત્યારે ખુદ શાહ અકબર પણ ત્યાં હાજરજ હતો તેથી માતુશ્રીનું ઉકત પ્રમાણે બોલવું સાંભળી બોલ્યો કે "માજી સાહેબ ! આ શાહજાદો છે તેથી લોકો એની આશા રાખી ન ફોસલાવે અને ફાયદો ન મેળવે તો પછી બીજી કોની પાસે જઇ પોતાને ફાયદો થાય તેવી ઉમેદ રાખે ? જ્યાં ભર્યું સરોવર હશે ત્યાંજ પશુ પંખી અને પંથી આવી તૃષા મટાડી આનંદ લેવાની આશા રાખશે પણ સુકાઇ ગયેલું સરોવર કે જ્યાં સંખલા ઉડતા હશે ત્યાં જવાની કોઇપણ આશા રાખશેજ નહિ માટે આપણી વડાઈ વીચારવીજ જોઇએ તેમ શાહજાદાને તેવાંજ નજરાણાં થવા લાયક છે માટે એક હજાર રૂપિઆ આપી દેવા યોગ્ય છે. ) આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી માજી સાહેબ ફરમાવ્યાં કે "હજાર રૂપીયા મારી પેટીમાં નથી પણ સો સોના મ્હોર પડેલી છે માટે તે તેને આપોદો. ) એમ કહી પેટી ઉઘાડી સો અસરફીઓ (સોના મ્હોરો ) શાહજાદાને આપી અને શાહજાદાએ ઝટપટ તે પારધીને તે મ્હોરો આપી વિદાએ કર્યો.

વારતાનો સાર એ છે કે-રાજ્યરીતીને છાજતી ગરીબો માટે શાહની કેવી ઉદાર વૃત્તિ હતી ? તથા શાહજાદાઓ પણ કેવા ઉદાર દીલના હતા? તેમજ વૃદ્ધ માણુસો કેવાં ભોળાં અને ઉદાર સમજદાર હતાં ? કે શાહનું કહેવું સાંભળી તુરત હજાર રૂપીઆ આપવાને બદલે અઢારસો રૂપીઆની મતા આપી દીધી. વાહ ! મોટાંઓનાં દીલ સદા મોટાંજ હોય છે ! !

# વારતા સીતેરમી.

મનુષ્ય માત્રના અંગમાં, ગુણ અવગુણ કે નુર;
માન તાત મોશાળની, અસર છે એજ જરૂર.

ગોદાવરી.

દિલ્લી શેહેરમાં એક લક્ષ્મિચંદ્ર નામનો સદ્ગ્રસ્થ રેહતો હતો.તેની સદ્ગુણ સંપન્ન સ્ત્રીનું મરણ થવાથી તેણે પુન; લગ્ન કર્યું. અને તે નવીન સ્ત્રીની સંગાથે સંસાર સુખ ભોગવતાં એક સુંદર પુત્ર રત્ન પ્રાપ્ત કર્યું.–

સદરહુ શેઠની ગત થઇ ગયેલી સ્ત્રીના પણ બે પુત્ર હતા તેઓ પોતાના ધંધા રોજગારમાં આનંદમાન વિહાર કરતા હતા. જ્યારે આ નવીન પરણેલી સ્ત્રીથી એક પુત્ર ઉત્પન્ન થયો અને તે પાંચ વર્ષનો થયો ત્યારે દુર્દૈવના પ્રતાપે સ્વર્ગવાસ થયો તેથી નવી સ્ત્રીને પોતાના અને પોતાના બાળકના પોષણ માટે મોટા ઓરમાન છોકરાઓની ઓશીયાળ કરવી પડી. ઓરમાન છોકરાઓના મનમાં તો રાત્ર દીવસ નવીન સ્ત્રીના પુત્ર માટેની ખટક રહેતી હતીજ કે ( આ ક્યાં નકામું સાલ થઇ પડ્યું, પીતાએ મરતાં મરતાં પણ પીડામાં ઝોકાવી દીધા હશે પણ હજુ કાંઇ વડી પાપડ વંઠયા વથી, ધીમે ધીમે એ કાસલ કાહાડી નાંખીશું ! ) આ પ્રમાણે દુસ્ટ વિચારો ચલાવતા હતા; અને એવાજ દુસ્ટ મનસુબાઓને લીધે નવી માને તથા તેના પુત્રને ખાવા પીવા સંબંધી અડચણ કરવા માંડ્યા તેથી નવી માતાએ પોતાના ઓરમાન છોકરાઓ પ્રત્યે કહ્યું કે ( હમેશાં તમને ખરચ ખુટણ માટે તસ્દી આપવી એ મને ઠીક લાગતું નથી માટે ત્રીજા હિસ્સાની સ્થાવર કિંવા જંગમ મીલકત મને વહેંચી આપો એટલે હું મારૂં ગુજરાન નીભાવવા ગુમાસ્તાઓદ્વારાએ વ્યાપારાદિ ચલાવીશ. ) આ પ્રમાણે સાલકીમાની માગણી સાંભળી તે બન્ને છોકરાઓએ સ્પષ્ટ કહી સંભળાવ્યું કે તમોને મિલકતનો હિસ્સો મળનાર નથી: કેમકે અમારા પિતાશ્રીનાથી ઉત્પન્ન થયેલો તમારો પુત્ર નથી એમ અમે ખાત્રીથી જાણીએ છીએ; માટે ફક્ત અમારા પીતાની સ્ત્રી કેહેવાયાં તેથી અમારી વડાઇની ખાતર વા, પિતાશ્રીની લાજની ખાતર જે ખરચ આપીએ તે ખાઇ ચુપ ચુપ માલ મિલકતનો દાવો ધરાવ્યા વગર બેસી રહો; એમ છતાં પણ કદી કોઇની હિમાયતીને લીધે ગડબડ કરશો તો નાહક ફજેત થશો પણ બાકી

કશો ફાયદો મેળવનાર નથી એ નક્કી સમજજો!) આવા ચોખા ચટ કલંક મુક્ત રોકડા સુકન સાંભળી બાઇને બહુજ માઠું લાગ્યું અને પોતાનો ખરો હિસ્સો મેળવવા ન્યાયમંદિરનો આશ્રય લીધો; પરંતુ બ્રહ્માજીના વખતથી ચાલતું આવેલું પોકળ દિલ્લીપતીધા અદલ ઇન્સાફી રાજ્યમાંથી કાંઈ તદ્દન નાશ થવા પામ્યું નહોતું તેથી તે બાઇના પ્રતિવાદી બન્ને પુત્રોએ પૈસાની થેલીઓ છુટી મુકી દીધી તે સબબથી તેમના પાસા પોબાર પડ્યા અને બાઇનો દાવો રદ થઈ ગયો. અહા! પૈસો શું કરી શકતો નથી! (જરકી મોહબ્બત જરકે તાબે, જરકો જગમેં પ્યાર હૈ; જીસ જાયપ દેખો યારો (તો) જરસે બેડા પાર હૈ, જીણ દીઠે મુનીવર ચળે, તરૂણી પસારે હત્થ, કંથા વોહ ધન લાવજે, કોજીણુરો નામ ગરત્થ.) બીચારી બાઈ પાસે નાણાનાં ઠેકાણાં નહોતાં એટલે સાચો દાવો બરબાદ ગયો અને પૈસાવાળા છોકરાઓનો ખોટો દાવો પણ સાચો ઠર્યો કેમકે સર્વેને પેટ વળગેલું છે તે પાપી પેટ પોતાના પણને છોડાવી દે છે એટલે બિચારા ન્યાયાધિસો પણ કરેશું? જો પેટ ઘેર મુકીને કચેરીમાં જતા હોય તો તેની ચિંતા માટે શરમ અદબ-કે ચીવટ રાખવીજ પડે! શિવ! શિવ!!) લક્ષ્મિ વીનાનો લાખેણો નર પણ લપોડ ગણાય એ બાત સત્ય છે જુઓ કે 'લક્ષમી વિના લપોડ, ચતુરભુજ દોરાં આરતો, થઇ બેઠો રણછોડ (કે) મહેરામણ મથ્યા પછી) માટે જેની પાસે કક્કા, તો તેના સૌ સગા, પણ જેની પાસે નહિ ટક્કા તો બેઠા જોવે ટગ ટકા! પૈસે બિન બાપ કહે પુતતો કપુત ભયો પૈસે બીન ભાઇ કહે બન્ધુ દુઃખ દાઇ હૈ, પૈસે બીન જોરૂ કહે નટટેસૈ કામ પર્યો પૈસે બીન સુસરે કહે કિનકો જમાઇ હૈ, પૈસે બીન યાર દોસ્તદાર કાહુ ન તજીએ પૈસે બીન દુનીયાંમે મુહકું છીપાઇયે; કહે કવી બીકટરામ સુનહો દીન દયાળ પૈસે બીન મુડદેકું લકડી ન પાઇયે.

જ્યારે આ પ્રમાણે બીચારી એ પૈસાના વગ વસીલા વીના નીરાશ થઈ ત્યારે છેવટે ખુદ અકબરશાહ હજુર જઇ સઘળી હકીકત નીવેદન કરી તેથી શાહે ન્યાયાધીશને બોલાવી પુછ્યું કે (આ મુકદમાનો ફેંસલો કેવા પ્રકારે આપ્યો છે અને ખરા કેશને ખારીજ (રદ-બાતલ) શા આધારથી કર્યો છે,) તે સાંભળી ન્યાયાધીશે પ્રતિવાદીઓ અને તેના પુરાવા સાક્ષી રજુ કરી કેશનું રૂપ અને નીરાકરણ કહી બતાવ્યું; તેથી શાહ વીચારમાં

પડયો અને વિચીત્ર કેશ વિષે શું સત્યતા હશે ? તેના શોધન તરફ દીર્ઘ દ્રષ્ટી ફેરવી ફરીયાદણ બૈને એકાંતમાં લેઇ જઇ પુછ્યું કે ( જ્યારે તમારા પતી તમોને પરણીને લાવ્યો ત્યારે વૃદ્ધાવસ્થા હતી છતાં પુત્રોત્પતિ કરવા જેટલું સામર્થ્ય શી રીતે પ્રાપ્ત થયું ? શું કાંઇ તેણે વાજીકરણ પ્રયોગો ઉપયોગમાં લીધા હતા ? વગેરે વગેરે જે સત્ય હકીકત તમારા જાણવામાં હોય તે કહી બતાવવો.

આ પ્રમાણે હજૂરનું બોલવું સાંભળી પિતારૂપ નામદાર અગાડી કેહવા લાગી કે "પ્રજાપાળક ! આપ તો પૂજ્ય પિતા સમાન છો, એટલે આપ આગળ સત્ય વાર્તા જણાવવામાં કશી અડચણ સમજતી નથી તમે આવા દુર્ઘટ પ્રસંગમાં લાજ અદબ રાખી મૌન્ય બનું તો '**લાજે વણસે કાજ**' માટે સત્ય વાર્તા કહું છું કે મારા સ્વામીનાથે મારૂં પાણિ ગ્રહણ કર્યું ત્યારે જરા ઘડપણ અને વાધિઓને દૂર કરનાર રસાયન રૂપ આમ્રપાક એક સારા વૈધશાસ્ત્રીના હાથથી વિધીયુક્ત સેવન કર્યો હતો તેનાજ પ્રતાપથી મારે ગર્ભ રહ્યો હતો.

આ પ્રમાણે બાઇનું બોલવું સાંભળી શાહે તર્ક કર્યો કે જો આમ્રપાકના પ્રતાપથી આ બાઇને ગર્ભ રહયો હશે તો ખચિત તેના પતિના વીર્યમાં તે આમ્રરસના ખુશબોની અસર રહેવીજ જોઇએ અને તે વીર્યથી ઉત્પન્ન થયલો જો આ પુત્ર હશે તો તેના પ્રસ્વેદમાં પણ તે વાસના અવસ્ય હોવીજ જોઇએ: કારણ કે **ભાવમિશ્ર, સુશ્રુત, ચર્ક, વાગ્ભટાદ** મહર્ષિઓએ તે વાકય વિષે વેદ-સ્મૃતિ અને પુરાણના દાખલાઓ આપી સિદ્ધ કરેલ છે કે પિતાના વીર્યમાં અને માતાના રૂધિરમાં જે ગુણદોષ પ્રકૃતિ રહેલી હોય છે તેજ તેઓનાથી ઉત્પન્ન થયેલા સંતાનોમાં અવસ્ય દાખલ થાય છે, ' તો સિદ્ધાંત વારતા એ કે તે આમ્ર પાકથી ઉત્પન્ન થયેલ વીર્ય અને તે વીર્યથી ઉત્પન્ન થયેલ સંતાન તેમાં તેનો અસર કેમ ન હોય ? ' એમ બિચારી એક નોકરને હુકમ કર્યો કે "આ બાઇના દીકરાને સુંદર પાણીવડે સ્નાન કરી ઉમદા ગરમ કપડા પહેરાવી પ્રસ્વેદ ( પરસેવો )આવે તેવી રીતે દોડાવી એકદમ મારી પાસે લાવો.) આ હુકમ થતાં વેંતજ નોકરે તેજ પ્રમાણે હુકમ બજાવી જ્યારે પરસેવાથી ઝેબઝેબ થઇ ગયેલ તે પુત્રને લાવી રજુ કર્યો. ત્યારે શાહે ખુદ પોતાના હાથે સ્વચ્છ રૂમાલવડે તેનો પ્રસ્વેદ લુછી

નાખી તે રૂમાલ કચેરીમાં બેઠેલા સુજ્ઞ દરબારીઓને આપી કહ્યું કે ' આ રૂમાલમાં શાની વાસના આવે છે ? તે બરોબર વિચારી તપાસો. ) દરબારીઓએ તે રૂમાલને સારી રીતે સુંધી તપાસ્યો તો તેમાં કેરીના રસ જેવી ખુસબો જણાણી તેથી હજૂર પ્રત્યે વિનવ્યું ' કે નેક નામદાર આ રૂમાલમાં કેરીના રસ સમાન સુગંધ આવે છે ! ) તે સાંભળી શાહને પ્રતીતી થઇ કે " ખચિત તે આમ્રપાકના પ્રતાપથી તેના પતિના સંગથીજ આ પુત્ર થયેલો છે માટે આ બાઇ સત્ય છે અને પ્રતિવાદીઓ નાહક બિચારી બાઇને શિર કલંક ચોહડાવવા તથા બદ દાનતવડે તેનો હિસ્સો પચાવી જવા આ તરકટ આદરેલ છે એમાં જરા પણ શક નથી ! ) એજ નિશ્ચય કરી બાઇની માગણી પ્રમાણે ત્રીજો હીસ્સો તેજ વખતે આપવા હુકમ કર્યો અને પ્રતિવાદીઓને તેમની બદ દાનતનો બદલો આપવા યોગ્ય શિક્ષાનો હુકમ કર્યો.

વાર્તાનો સાર એછે કે શહેનશાહ અકબર કેવો ચતુર ન્યાયવેત્તા હતો ? અને કેટલા શાસ્ત્રોનો અનુભવી હતો ? તે સમજવાનું છે તેમજ પિતા માતાના વીર્ય રૂધિર ગુણ દોષ પ્રકૃતિની અસર સંતતી ઉપર કેવી થાય છે ? તે જાણવાનું છે, અને પૈસો શું શું કામ કરી શકે છે ? તથા રૂસવતખોર ન્યાયાધીશોથી સાચા કેશ કેવા ખોટા થઇ જાય છે ? તે તપાસવાનું છે.

## વારતા ઈકોતેરમી.

જન્મી આવે કુજાતિમાં, કરે સુજાતિનાં કામ;
વિષીમુખમાં મણિ નીપજી છતાં રહે વિષ સ્યામ.

**નરસિલાલ.**

દિલ્લી શહેરમાં એક મુસલમાનનો યુવાન છોકરોયુવાનીના મદમાં મસ્ત થઇ કાંઇ કારણસર પોતાના પિદર (બાપ)ને મારવા ઉઠયો અને પગરખાવડે માથામાં પાંચ સાત ઘા કરી દીધા તેથી તે બિચારો ઘરડો બાપ મોટી બુમ મારી રડવા લાગ્યો તેથી આસપાસમાં રેહતાં લોકો એકઠા થઇ ગયા અને તેદુષ્ટ ઉન્મત્ત છોકરાને પકડી લીધો; તદપિ વારંવાર મારવા માટે હુમલા કરતો તેથી છેવટે પોલિસે ( ચોકીના સીપાઇઓએ ) તેને પકડીને નામદાર હજૂર લેઇ ગયા અને તેના અઘટિત કર્મ સંબંધી હ

હીકત જાહેર કરી તે સાંભળતાંવેંતજ શાહ અત્યંત કોપાયમાન થઇ ગયો અને તે દુષ્ટ છોકરા પ્રત્યે કહ્યું કે " કેમરે ! મૂર્ખા જે આપણુને પાળીપોષિ કેટલાં દુખો વેઠી ઉછેરે છે ( પ્રતિપાલન કરે છે ) તેનેજ આ પ્રમાણે માર મરાય કે? એવો કોણ બેવકુફ હશે કે પોતાના પોષણ કરનારને મારે અગર આવું અપમાન કરે ! ? ) ઉદ્ધત પણ સમજુ છોકરો દાવ ઉપર સોગઠ મારવાનો લાગ આવ્યો જાણી હાથ જોડી બોલ્યો કે " નામદાર ! આપ ફરમાવોછો તે કેવળ સત્ય છે અને એમ કરવાથી મહાપાપ થાય છે એમ હું માનું છું; પરંતુ આપણી આંખનું કુશળ ચાહી પારકાની આંખમાં મુશળ પેહરાવવા જવું એ શું આપ સરખા નામદારને વ્યાજબી છે ? આ પ્રમાણે તે છોકરાનું બોલવું સાંભળી શાહ વિસ્મયશહ બોલ્યો કે ( તે શી રીતે મારી ગેરવ્યાજબી પણાની વાર્તા છે ? તો તું જણાવ) ઉદ્ધત છોકરો બોલ્યો કે ( ગરીબપરવર ! જ્યારે પાળણ કરનારને મારવા કિંવા અપમાન કરવા માટે આપને દુઃખ ઉત્પન્ન થાય છે ત્યારે હજારો બાળકો અને મનુષ્યોનું જે બિનસ્વારથે પાળણ પોષણ કરે છે તેવી નિર્દોષ ગરીબ,મોહામાં ત્રણ (ઘાસ) ને ધારણ કરનારી ગાઇઓને મારવી કિંવા તેમનું અપમાન કરવું એ ઠીક છે. ? શૂરા લોકોનો એ ધર્મ છે કે જેના હાથમાં શાસ્ત્ર નથી તથા જેને દાંતમાં તરણું ધારણ કર્યું હોય તેવા માથાના વાઢનાર શત્રુને પણ મારવો નહિ; પરંતુ અભયદાન આપવું તો તે રીતિથી આપ ઉલટી રીતે વર્તો છો તેનું કશું નહી અને મેં મારા પિતાને માર્યો તો તે વિષે આપ ગુસ્સે થાઓછો તેથી એમ ચોખ્ખું જણાઇ આવે છે કે એ ખુદાનો કાયદો ગરીબોને માટેજ હશે પણ આપ જેવાઓને માટે નહિં હોય, અને જો હોય તો **હાથીના દાંત દેખાડવાના જુદા અને ચાવવાના જુદા** ' તેનું કારણ શું ? '

આ પ્રમાણે નિશંકપણાનાં નીતિ યુક્તિ વચનો સાંભળી શાહે વિચાર્યું કે " આ છોકરાનું કેહવું સત્ય છે તથા મારા અમલમાં એ નિરપરાધિ ગૌમાતનો વધ થાય છે એ ખરેખર અઘટિત પ્રકાર છે એમાં જરા પણ

ખોટું નથી, માટે આજથી તે અઘોર કૃત્ય મારા રાજ્યમાં ન બને તેમ અવશ્ય બંદો બસ્ત કરવો એ દ્રઢ સંકલ્પ છે. ) એમ નિશ્ચય કરી ગૌવધ થતો અટકાવવા સખ્ત હુકમ સાથે ઢંઢેરો ફેરવ્યો અને નિંધ નઠોર-ઘાતક પણું બંધ પાડી-સકળ પ્રજાની પ્રીતિ સંપાદન કરી.

વારતાનો સાર એ કે શેહેનશાહ અકબર કેવો ગુણ ગ્રાહી હતો? કે એક ઉદ્ધત છોકરાના કથન ઉપરથી પણ સત્ય સાર ગ્રહણ કરી જેમ પોતાની ઉજવળ કારકીર્દિ ગણાય તેમ નેક ન્યાયથી વર્તિ કોઇના ધર્મની લાગણી ન દુખાવવી તથા નિરપરાધીનો વધ ન કરવો વગેરે વગેરે ઉત્તમ ગુણ અંગીકાર કર્યા, ધન્ય છે! એવા ગુણ ગ્રહી યવન કુલોત્પન્ન શેહેન શાહને!! તથા મુસલમાનનો છોકરો છતાં ગૌ માત માટે કેટલી લાગણી હતી? કે મારવાનો પણ ભય ન રાખતા ખુદ શાહના સમીપ નિઃશંકપણે ઉત્તર પ્રત્યુતર કર્યા અને ચાનકકારી વચનો કહી ગોવધ બંધ પડાવ્યો માટે તે નરને પણ ખચિત સત કોટી ધન્યવાદ આપવો ઘટે છે!!

---

## વારતા બોતેરમી.

છળથી છુપાવે સત્યને, પણ છેવટન ન છુપેજ,
આખર ખુલ્લુ થાય સહુ, કષ્ટ બહુ પામેજ;

**ધનલક્ષ્મી.**

શેહેનશાહ અકબર શાહના રાજ્યમાં એક ગરીબ મનુષ્યની છોડીનું કોઇ એક તાલમબાજ હરણ કરી ગયો અને દિલ્લી શેહરમાં રેહનારી એક વેશ્યાને ત્યાં તે છોડીને પૈસા લેઇ વેચી દીધી, તદનંતર તે વેશ્યાએ તે છોડીને ગાયન નૃત્ય અને પૈસો હરણ કરવાની અચ્છી કળા શીખવી તેથી પોતાનો ધંધો ઠીક ચાલવા લાગ્યો અને પૈસો પણ સારો સંપાદન થવા લાગ્યો.

વાંચક વૃંદ! અમૂલ્ય ગુણીજન પુરૂષ દુરબળ અવસ્થામાં કે સંકટમાં આવી પડ્યો હશે તેમ તે ધનાઢ્ય આગળ કાલાં વાલાં કરશે પણ તેને કોઇ આશ્રય આપવા ચાહશે નહિ; પરંતુ સ્ત્રી ચાહે તેવી દુરગુણી હશે તદપિરૂપ ચટક મટક અને ચાળાઓને જોઇ તે બે બદામની બૈરીને સર્વ અમીર ઉમ રાવ સરદાર સોગઠીઆઓ વગેરે ચાહનાવડે આશ્રય આપી આધીન બને છે

બનશે એટલુંજ નહિ પણ તેના શબ્દ ઉપર વગર મુલ્યે વેચાશે; પરંતું એમ કોઇ વીચારતું નથી કે—મદ—ગુણવાનને વિપત્તિ વખતે અવશ્ય બની શકે તેટલો આશ્રય આપવો; કેમકે વિપત્તિનું વાદળ એક દિવસ સર્વના ઉપર ઘુમેછેજ માટે અણિ સાચવી લેવાથી બહુ વડાઈ ગણાય તેમ તે ઉપકારના બદલામાં ખાનદાન ગુણી જનો ખરી વખતે માથાં અર્પણ કરે છે; પણ સ્ત્રી પુરૂષ પૈસા–દોલતની દરકાર રાખતા નથી ! અને સ્ત્રીતો કેવળ જ્યાં સુધી તેનો સ્વાર્થ સંધાશે ત્યાં સુધી આપની થશે તેમ બહુ રીઝી જશે તો 'મુત્ર પાત્ર '—નરક દ્વાર—સુમતી સદગુણ અને સુયશ રૂપ ધુતનો નાશ કરનાર જાજ્વલ્યમાન અગ્ની કુંડ ' તમારા આગળ ધરશે; છતાં પણ શું મોહ જાળની પ્રબળતા છે કે દીવો લેઇનેજ કુવામાં પડે છે, અહા ! કામ દેવની પણ બલિહારી છે ! !

હવે તે છોકરીના પિતાએ છોકરીની ઘણી શોધ કરી પરંતુ ક્યાંય પત્તો લાગ્યો નહિ તેથી બિચારો નિરાશ બન્યો અને ગાંડાની માફક જ્યાં ત્યાં ભટકવા લાગ્યો.

એક વખતે ફરતો ફરતો દિલ્લી શેહરમાં આવ્યો અને શેહેરમાં ફરતાં નાયકાઓનાં ઘરો ભણી જઇ લાગ્યો, એક વેસ્યાની હવેલીના ઝરોંખામાં બેઠેલી સ્યામા નાયકાને નિહાલી વિચારવા લાગ્યો કે " આ ઝરોંખામાં બેઠેલી સ્ત્રી ખચિત મારી પુત્રી હોવી જોઇએ; પરંતુ આવા નીચ કર્મ સુધી કેવી રીતે પહોંચી ? " એમ વિચારી પોતાની ઓલખાણ આપવા તે સ્ત્રી પ્રત્યે કેટલીક પ્રેમ વાત્સલ્યતા સાથે વાર્ત્તાઓ કરી પણ તેણીએ તો તે તરફ જરા પણ લક્ષ આપ્યુંજ નહિ. 'કાશીના પંડીતો કેમ જીત્યા ? તેઓએ કહ્યું તે મેં માન્યુંજ નહી? ' તેવો બનાવ બન્યો તેથી છેવટે લાચાર બની અકબરશાહની હજૂર ફરીયાદ કરી. તે ફરીયાદીની હકીકત સાંભળી સદરહુ વેસ્વા અને એ વફાદાર છોડીને બોલાવી મંગાવી બાદશાહે વેશ્યા પ્રત્યે પુછ્યું કે " આ છોડી કોની છે ? " તે સાંભળી વેસ્યા બોલી કે " જી હજૂર ! જ્યારે આ છોડી ન્હાની અવસ્થામાં હતી તે વખતે એને એક ફકીર લેઇને આવ્યો હતો અને પોતાનીજ દીકરી છે એવો પકકો વિશ્વાસ આપી હજાર રૂપીઆ લેઈ વેચી ગયો ત્યારે મેં પુષ્કળ દ્રવ્ય ખર્ચી તેને

નૃત્યાદિની ઉત્તમ કળાઓમાં પ્રવિણ બનાવી; તેમ આ છોડીને મેં જે વખતે વેચાતી લીધી તે વખતે ઘણાં માણસોને શાક્ષી રાખી લીધેલ છે અને તે સાક્ષીદારો અહિંયાં મોજુદ છે માટે નામદારે ખાત્રી કરી લેવી જોઇએ.) આ પ્રમાણે વેસ્યાનું ઠાવકું બોલવું સાંભળી ગવાહી (શાક્ષી) ઓને બોલાવી હકીકત મેળવી તો વેસ્યાના કેહેવા પ્રમાણેજ વાત જણાવી તેમજ તે છોઢીની જબાની લીધી તો તેણે જણાવ્યું કે (હું કેવળ અણસમજણી હતી તે વખતે મારી મા મરણ પામી હતી એટલે ચોકસ નથી કહી શકતી કે અમુક વર્ષે મરણ પામી છે; પરંતુ મારી માના મુઆ પછી મારો બાપ ફકીર થઈ ગયો હતો અને તેજ આ નાયકાને ત્યાં વેચી ગયો હતો ત્યાર પછી મારા બાપની પણ મને ખબર નથી કે તે જીવે છે યા મરણ પામ્યો !)

યદ્યપિ તે છોકરીની આ પ્રમાણે જબાની સાંભળી તદપિ શાહને ખાત્રી પડી નહિ કેમકે 'જે કપટનાંજ માતા પિતારૂપ મનુષ્યો હોય છે તેઓની સત્ય વાર્તા હોય તથાપિ પ્રતીતી પડતી નથી અર્થાત્ જ્ઞાનિ, પંડિત, સુથ્રડનર, નૃત્ય કરનાર (ભવૈયા નાટકવાળી-ભાંડ) રાજા. ભાટ કિંવા કવિતા કરનાર તથા કથ્થક લોકો અને વેસ્યા એ આઠ જણાઓ કપટના જન્મ આપનારજ ગણાય છે માટે કોણ જાણે કે શું કાપટ્યચતુરતા કેળવી હશે ?) એમ વિચારી શાહે તે વેસ્યા અને છોકરીને બીજે દિવસે હાજર રહેવાનું ફરમાવી રજા આપી. ત્યાર પછી તે ફરીયાદીને પુછ્યું કે 'એ તમારી દીકરીનું નામ શું પાડેલું હતું ? તથા કયા કયા નામથી બોલાવ્યે તે ઝટ બોલતી હતી?' આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી ફરીયાદીએ અરજ કરી કે નામદાર! ન્હાનપણમાં એનું નામ અમીના પાડયું હતું તેમ તેજ નામથી ઝટ દોડી આવતી હતી. તે સાંભળી શાહે પુખ્ત વિચાર સાથે તર્ક ઉઠાવી સત્ય વાર્તાને એની મેળેજ પ્રકાશમાં લાવવા યુકિત રચી.

જ્યારે બિજે દિવસે શાહ કચેરીમાં આવી તખ્ત ઉપર બિરાજમાન થયા અને ચોબદાર પ્રત્યે હુકમ કર્યો કે બાહાર અરજદારો પૈકી કાલવાળી છોકરી અમીનાનું નામ પોકારો ! તે સાંભળી ચોબદારે 'અમીના હાજર છે એમ ત્રણ વખત પોકારો પાડયો કે તુરત તે વસ્યાની છોકરી 'હાજર છું'

એમ બોલી આગળ આવી એટલે તેને શાહના હજૂર ઉભી કરી. શાહે તે છોકરીને પુછયું કે "તારૂં નામ 'સકીના' છે છતાં તું 'અમીનાં નામથી પોકાર પાડયે કેમ બોલી?" આ પ્રમાણે શાહનું પ્રશ્ન સાંભળી બોલી કે 'જી હજુર! મારો બાપ મને ન્હાનપણમાં 'અમીના' એ નામથી બોલાવતો હતો તેથી સ્વાભાવિક તે નામ સાંભળી હું આપ હજુર હાજર થઇ.' આ જવાબ સાંભળવાથી શાહની ખાત્રી થઈ કે "આ છોડી ફરીયાદીનીજ છે એમાં જરા શક નથી! કેમકેજે એનાપિતાનું કહેલું નામ હતું તેજ નામથી પોતે બોલી ઉઠી તેથી ખાત્રી થાય છે કે કોઈપણ માણસ કોઇ કારણસર પોતાના નામ ઠામ કુળને કૃત્યાકૃત્યને છુપાવે; પરંતુ કોઇ-વખતે પણ તેનાથી ખરી વારતા બોલાઈ જાય છે કિંવા ખરી વારતાનો સ-ત્યાસ પડી આવે છે એમાં જરા ખોટું નથી!' એમ ખાત્રી કરી વેશ્યા તથા ખોટી સાક્ષી પુરનારને યોગ્ય શિક્ષા કરી અને તે છોકરીને એકદમ પોતાના પિતાને તાબે થવાની ફરજ પાડી; પરંતુ તે ફરીયાદી પ્રત્યે શાહે જણાવ્યું કે "હવે આ છોડી તારા ભલામાં રાજી રહેશે નહિ તેમ તેના વડે તારો જીવ ખોઇશ માટે જલ્દી કોઇ શોખીન પુરૂષ જોઇ તેને અર્પણ કરીદે; કેમકે ખાનપાન અને ઐસ આરામમાં લોલુપ્ત બનેલ છે માટે તે હરામ ચસકો મટશે નહિ માટે તે કાર્ય જલદીથી કર." આપ્રમાણે શાહનો હુકમ સાંભળી તેણે તેજ હુકમને માથે ચઢાવી અમલમાં આણ્યો.

વારતાનો સાર એ છે કે ન્યાયની બારીકી તપસવા માટેની શહેનશાહ અકબરની દીર્ગ દ્રષ્ટી વાપરવાની કેવી ખુબી હતી? તથા સત્યને જય અને પાપાનો ક્ષય થાય છે; તેમજ સ્ત્રીને ખાવા પીવા ઐસ આરામ કરવા મળ્યો એટલે સગા બાપની પણ સગી થતી નથી અને ગમે તેટલી ખરીવાત છુ-પાવવા કારીગરી કરીયે પણ છેવટે '**જે અંબે ઉચરાય**' તેવો પ્રકાર બન્યા શિવાય રહેજ નહિ! વગેરે વગેરે સાર સમજવાનો છે.

પ્રીય પાઠકગણ જ્યારે શેહનશાહ અકબર ગુણગ્રાહી, આર્ય યવન મં-ડળ પ્રત્યે સમદર્શી, ચતુર, પ્રવિણ, જ્ઞાનવંત, આસ્તિક શુરવીર, ધૈર્યવાન, ઉદાર અને વચનપાળ—પ્રતિપાળાદિ અનેક સદ્દગુણોએ કરી સંપન હતો ત્યારે કવિરાજ બિરબલ પણ તેના ગુણોમાં કાંઇ ન્યુનતા ધરાવનાર નહોતો.

એટલુંજ નહિ પણ બિરબલની સ્ત્રી તથા તેની પુત્રી અને પુત્ર પણ મહા બુદ્ધિનિધાન હતાં પરંતુ તેઓની અક્કલ ચાતુરીની વારતાથી આપ હજુ અજાણછો માટે એકેક દાખલો અત્રે ટાંકી બતાવું છું તે વાંચી જેમ ખીચડીના ભરેલા પાત્રમાંથી એક દાણો ચાંપી જોઇએ છીએ અને કાચી પાકી વિષેનું જ્ઞાન થાય છે તેમજ આપ તેમની ચાતુરી વિષે વાકેફ થશો.

---

## વારતા તોતેરમી.

ચાહે ચતુરને તો સહુ; એમાં શું અધિકાઇ?
પણ તસ સહવાસી તણી ચાહ કરે સહુ ભાઇ! **વનમાળી.**

એક સમય શાહે બિરબલ પ્રત્યે કહ્યું કે 'બિરબલ! આપણી મીત્રાઇ થઇ ત્યારથી અદ્યાપિ પર્યંત તમારા ભાષણથી નિરંતર મને આનંદ ઉત્પન્ન થયો છે પરંતુ આજે મારી એવી ઇચ્છા થઇ છે કે સુદૈવ ચતુરના સહવાસમાં રેહનાર સ્ત્રીઓ પણ ચતુર હોવીજ જોઇએ તેથી તમારી પત્નિ (સ્ત્રી)નું ભાષણ સાંભળવા આતુરછું માટે તમારી સ્ત્રીને મારી હજુર મોકલી દો; કારણ કે તેની બોલવા ચાલવાની કેવા પ્રકારની પદ્ધતી છે? તે જાણવામાં આવે.

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી બિરબલે 'જેવો નામદારનો હુકમ' એટલું બોલી પોતાને મુકામે ગયો અને બાદશાહ સાથે થએલી વાતચીત પોતાની પત્નિ (સ્ત્રી)ને કહી સંભળાવી તેથી ચતુર અને પતિ ધર્મને જાણનારી મનોરમા મધુર વચનોવડે બોલી કે "પ્રાણનાથ? શું ચિંતા કરવા જેવું છે? કેમકે શુદ્ધ બુદ્ધિથી શાહ મારી ચાતુર્યતા જોવા ચાહે છે તો બેધડકપણે જે પુછશે તેનો ઉત્તર આપી પાછી આવીશ માટે તે વાતના સંબંધમાં આપ જરા પણ ચિંતા—ખેદ કરશોજ નહિં! આપ પ્રતાપે હું શાહનેજ આવીશ.

જ્યારે ઉક્ત પ્રમાણે પોતાની સ્ત્રીનાં વચનો સાંભળ્યાં ત્યારે હિમ્મત લાવી તેને પોતાની યોગ્યતા પ્રમાણે પોશાક શંગાર અને સુલાજા સાથે દરબારમાં મોકલી.

જે વખતે બીરબલની સ્ત્રીના આવવાની ખબર અકબર શાહના જાણવામાં આવી તે વખતે રાજમહેલમાં તેની રમુજ તથા વાક્ય ચાતુરી જોવા બીરાજ્યા જ્યારે બીરબલની પત્ની આવી ત્યારે તે સાથે સલજ્જ સુંદર મધુર મનોરંજક ભાષણ–વાતચીત થવાથી જેવી રીતે બીરબલના ભાષણથી સંતોષ અને આનંદ થતો હતો તેવોજ સંતોષ અને આનંદ થયો તેથી એક સુંદર અરબ્બી ઘોડો ખુદ પોતાને જે વ્હાલો હતો તે બક્ષીસ કર્યો તે વખતે ઘોડો ખુંખારવા લાગ્યો તે જોઈ શાહે બીરબલની સ્ત્રીને પુછયું કે 'બ્હેન આ ઘોડો શું કહે છે?' આવું શાહનું પ્રશ્ન સાંભળી બીરબલની પત્નિ બોલી કે "દિલ્લીપતી વીર! આ ઘોડો એમ કહે છે કે–મને નામદારે તમને આજે બક્ષીસ ખાતે આપી દીધો છે માટે આજ પછી હવેથી મારા માલીક તમે છો પણ બાદશાહ સાહેબ માલીક નથી!" આ પ્રમાણે ઉત્તર સાંભળી શાહ તેના હાજર જવાબીપણા માટે ઘણોજ ખુશી થયો અને તે બદલ સુંદર વસ્ત્રાલંકાર આપી પુર્ણ સન્માનવડે સંતોષી રજા આપી અને તે આનંદવડે પોતાને મુકામે આવી પતીને પગે લાગી બનેલી બીના વીદીત કરી તેથી બીરબલ પણ અત્યાનંદ પામ્યો.

વાર્તાનો સાર એ છે કે ચતુર પૂરૂષના સહવાસમાં રહેનારી ચતુરા સ્ત્રી પણ કેવી મીષ્ટ અને સમયસુચક ભાષણ કરનારી બને છે તથા અકબરશાહ કેવો નીર્મળ મનનો, મીત્ર ધર્મને જાણનાર ગુણગ્રાહી અને ઉદાર હતો?

---

## વારતા ચુંવોતેરમી.

એક એકથી અધીક છે, અક્કલવંત જગમાંહ્ય;
બહુ રત્ન ધારીણી ધરા, કરો ન ગર્વ કદાય. **બુલાખી.**

### અધર ઝુલતો મહેલ.

એકવાર અકબરશાહે બીરબલ પ્રત્યે કહ્યું કે "મારા માટે એક એવો મેહેલ બનાવો કે જેના થાંભલાઓ નતો જમીન ઉપર રહે કે નતો આકાશમાં અડે અર્થાત આધાર સીવાય અંતરીક્ષ ઝુલતો મેહેલ તૈયાર કરાવો." તે સાંભળી બીરબલે કહ્યું કે "જેવો નામદારનો હુકમ."

તદનંતર રાજ્ય સંબંધી તથા આનંદપ્રદ વાર્તાઓ કરી બીરબલને પોતાને મુકામે ગયો અને એટલો બધો ચિંતાતુર બન્યો કે કોઈ પણ પ્રકારનું તેને ચેન પડયું નહી. જ્યારે આ પ્રમાણે અતી ખેદવંત થયેલા બીરબલને પોતાની દીકરીએ જોયા ત્યારે મૃદુ વચને પ્રેમ સાથે બોલી કે " પુજ્ય પિતાજી ! આજે શું આટલી અભેદ ચીંતા આવી લાગી છે કે જેનો ભેદ કરવાને આપની મતી હિમ્મત હારી ગઇ છે ? તથા મહા મતીમાન પુરૂષ પણ કેદાચીત મુઝવણમાં આવી પડે છે કેમકે **सर्वज्ञ एकोहरि** માટે તે વીષે શોચ ન કરતાં મને કહેવા માટે જો કશી અડચણ ન હોય તો બેલાશક વાકેફ કરો: કહ્યું છે કેઃ—કુવા કુવાના પાણીમાં નવીન નવિન પ્રકારના સ્વાદવાળું પાણી છે ! કપાળે કપાળે જુદી જુદી અભીનવ પ્રકારની ઇશ્વરી બક્ષીસવાળી બુદ્ધિ ચાતુર્યતા છે ! દેશ દેશને વિષે જુદા જુદા આચારવીચારો છે અને મનુશ્ય મનુસ્ય વીષે જુદા જુદા પ્રકારની ખુબી ચાતુરી, હુંશીયારી, લાવણ્યતા અને વાકય વીલાસની મજાહ રહેલી છે; તેમજ મનમાં ઉત્પન્ન થયલી મુંઝવણ માટે આપણાથી અધીક બુદ્ધિશાળી કિંવા સ્હેજ બુદ્ધિવાળા માણસની પાસે જો તે મનની વ્યથા જ્યાં સુધી કહીએ નહીં ત્યાં સુધી તેનો અંત આવતો નથી; કારણ કે બીજા પાસે તે મુંઝવણ કહેવાથી પોતાની છાતી હલકી થાય છે, મનને આધાર મળે ને અને વખતે તે મુંઝવણને નાશ કરવાનો ઉપાય પણ હાથ લાગી આવે છે; કેમકે મતીવાન માણસ હોય તે તદપિ મુઝવણ થઈ આવવાથી તેની મતી મુંઝાઇ જાય છે તેથી બીજાની અવસ્ય સહાયતા લેવી પડે છે."

આ પ્રમાણે ધૈર્યસહ નીતિ વચનો સાંભળી બીરબલ બોલ્યો કે "વ્હાલી દીકરી ! તારૂં કહેવું સત્ય છે ! જણજણને પુછતાં નર પંડીત થાયછે એમાં જરા શક નથી." એમ કહી સઘળી હકીકત કહી સંભળાવી. સુજ્ઞ દીકરીએ તે સઘળું સાંભળી વીચારી જણાવ્યું કે "તાતજી ! એવી નજીવી વાત માટે શા સારૂ આટલા બધા શોકમાં પડયા હતા ? એ વાતનો ખુલાસો તો સ્હેજમાં બને તેમ છે ! તમે જરા પણ ઉદાસ થશો નહીં હું પંદર દીવસની અંદર તે વાર્તાનું સમાધાન કરીશ !" એમ કહી પોતાના ઘર કામમાં ગુંથાણી. બીરબલ પણ ચીંતાને દુર કરી રાજ કાજમાં પરવર્યો; કેમકે તેમને

પોતાની પુત્રીની બુદ્ધિ ચાતુર્યતા વિષેની ખાત્રી થતી હતી કે જરૂર તે કામ પાર પાડશેજ તેથી તે નિશ્ચિંત બની રાજકારોબારમાં ગુથાયો.

હવે બિરબલની પુત્રીએ દશ પંદર પ્રખ્યાત સ્થાનની પેદાસવાળા પોપટો ખરીદી તેને ભણાવવા એકાંત સ્થાનમાં મેહનત લેવા લાગી; એટલે એટલુંજ બોલતાં શીખવાડતી કે ' ઇટો લાવ, ચુનો લાવ, લાકડાં લાવ. ' જ્યારે આ શબ્દો બોલતાં ઠીકઠીક શીખી ગયા ત્યારે તેણે પોતાના પિતાશ્રીને બોલાવી કહ્યું કે " પિતાજી! આ સઘળા પોપટ કોઇના જાણવામાં ન આવે તેમ એક મેહેલના ઉંચા મજલાવાળા ઓરડામાં યુકિતવડે છુટા મુકી માત્ર પવન સારી રીતે આવજા કરે તેમ ગોઠવણ રાખી બાકી બારણાં બંધ કરી જાળીએ ખુલ્લી રાખવી એટલે શાહના મેહેલ વિષેનો આ પોપટોજ ખુલાસો આપી દેશે; પરંતુ આક્રિયા કોઇના જાણવામાં આવવી ન જોઇએ બાકીની બધી આ પેચની ખુબી તો સઘળી આપના સમજવામાં આવી ગઇ હશે એટલે વિશેષ સમજાવવાની જરૂર નથી.) એમ કહી પોપટે પિતાને સ્વાધિન કર્યા.

બાદ તે પોપટોને લેઈ બિરબલ એક એકાંત ભવનમાં લેઇ ઉકતનિયમ પ્રમાણે ભુવનમાં છુટા મુકી દીધા. જ્યારે તેઓ ભુવનમાં છુટા થયા ત્યારે ઉડી ઉડીને ઉંચા ભાગ ઉપર બેસી તથા ઉડતા ઉડતા શિખવાડ્યા પ્રમાણે બોલવા લાગ્યા. બાદ બિરબલ શાહ અગાડી આવિનવ્યું કે ( ગરીબ પરવર ? અંતરીક્ષ મેહેલ બાંધવા માટે મીસ્તરીઓ અંતરિક્ષ જઈ ખોટી થાય છે અને ઉતાવળા થાય છે કે ઇટો લાવો, ચુનો લાવો, લાકડાં લાવો, એમ વારંવાર પોકાર્યા કરે છે માટે હવે તે જલ્દીથી કડીઆ, સુમારો અને મજુરોને ઇંટો ચુના સાથે અંતરિક્ષ મોકલી આપો. ) તે સાંભળી શાહે પુછયું કે જ્યારે મિસ્તરી લોકોનું બોલવું હું સાંભળું ત્યારે માનું. ] ત્યાર પછી શાહને બિરબલ એકાંત ભુવન આગળ લેઇ ગયો અને કહ્યું કે ( નામદાર ! બરોબર કાન દેઇ સાંભળો કે અંતરીક્ષથી શું શબ્દો સંભળાય છે. ? )

જ્યારે શાહે કાન દેઇ સાંભળ્યું તો અંતરીક્ષ માર્ગથી ( ઇટો લાવો ચુનો લાવો, લાંકડાં લાવો ) એ પ્રમાણે ઉપરા ઉપર આવાજ થતા સંભ-

જાવા લાગ્યા તેથી શાહ વિસ્મય થયો. હવે કડીયા, સુથાર, મજુરો, ઇંટો, ચુનો; તથા લાકડાં વગેરેને શી રીતે અંતરીક્ષ ( અંતરીઆળ ) પોંહચતાં કરવા ? તે વિષેના વિચારો કરી બોલ્યો કે ( બિરબલ! કડીયા સુથાર મજુર અને ઇંટ ચુના લાકડાં વગેરે અનતરીયાળ શી રીછે પોંહચતાં કરવાં ?

તે સાંભળી બિરબલ બોલ્યો કે ( પરવર દીગાર ! જો તેઓ પોંહચવાં ન કરી શકે તો વી રીતે અને શાનો મેહેલ બનાવવો ? તેમજ જો આપ તેનાં સાધનો અંતરીયાળ મોકલી શકતા નથી તો પછી મ્હારે મીસ્તરીઓને નાહક હેરાન કરવા અને વિના સ્વાર્થે તેમના પગાર વિષેની નુકસાની રાજ્યની ત્રીજોરીને વેઠવી પડે તેમાં ફાયદો શો ? માટે જે હુકમ ફરમાવો તે પ્રમાણે બંદોબસ્ત કરૂ ? ) આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહ ઘણોજ ખુશી થયો અને બિરબલના બુદ્ધિબળની તારીફ કરી સુંદર કિંમતી પોષાક બક્ષ્યો.

વારતાનો સાર એ છે કે બિરબલની પુત્રી પણ કેવી ચતુર હતી ? કે પોતાની મુંઝાઇ ગએલી મતિને અલ્હાદવંત કરી શાહને નિરતર સંત કર્યો મતલબમાં ( **હીરાની ખાણમાં હીરાજ પાક છે !** )

---

## વારતા ૭૫ તેરમી.

કંચન કેરી ખાણમાં, લોહ ન નિપજે લેશ;
સુઘડ પિતાના સુત સદા, હોયજ સુઘડ હમેશ **ગંગાબાઇ.**

એક સમય બિરબલ શહેનશાહ અકબર હજૂર ગયો તે સમય પોતાના સાત આઠ વર્ષના છોકરને સાથે લેઈ ગયો હતો તેને જોઈ શાહે પુછ્યું કે ( કેમ વજીરજાદા ! હિંદિ બોલી આવડે છે ? ) તે સાંભળી હાથ જોડી બિરબલ પુત્ર બોલ્યો કે ( જી થોડી ઘણી આવડે છે એતો મતલબ શું ? ) તે સાંભળી વજીરજાદાએ કહ્યુ કે ( નામદાર ! થોડી ઘણી આવડે છે એ કહેવાનો મતલબ એ છે કે જેઓને હિંદી બોલી ઘણી સુંદર બોલતાં આવડે છે તેઓનાથી મને થોડી બોલતાં આવડે છે અને

જેઓને મારા કરતાં પણ થોડી આવડે છે તેઓનાથી મને ઘણી આવડેછે માટે થોડી ઘણી આવડે છે. ) ત્યારે આ પ્રમાણે વજીરજાદા ( પ્રધાન પુત્ર) નું ખુબી ભરેલું બોલવું સાંભળ્યું ત્યારે શાહ ઘણોજ હર્ષવંત બની સભાસદો પ્રત્યે કેહવા લાગ્યો કે—જુઓ સોબતે અસર અને તુકમે તાસીરનો દાખલો પ્રત્યક્ષ નજર અગાડી મોજુદ છે! જેમ વિધા વીલાસી માલવપતી મહારાજા ભોજ અગાડી એક વખત વીદ્વાન બ્રાહ્મણનું કુટુંબ આવ્યું હતું તેને ભોજ રાજે ' સરસ્વતી કુટુંબ ) નો ચાંદ આપ્યો હતો તેમજ આ રાજા સાહેબ (બીરબલ) નું કુટુંબ પણ ' બ્રહસ્પતી ) કુટુંબ છે એમાં જરા શક નથી! ધન્ય છે એઓના અને મારા ભાગ્ય ભુવનને.!!

વારતાનો સાર એ છે કે પુરૂષનું આખું કુટુંબ બુદ્ધી ચાતુર્યતા ભર્યું હોય એ પણ અહો ભાગ્યની નીશાની છે! તેમજ પુર્વના મહત પુણ્ય પ્રતાપથી તેવો સંયોગ બને છે અને એવા સંયોગથી તે પુણ્યશાળી પુરૂષ પરમાનંદ પામે છે.

---

# વારતા છોતેરમી.

## સમસ્યા સમજવી સ્હેલ નથી.

સમસ્યા સમજવી સ્હેલ નહી, પણ છે બહુ મુશ્કેલ.

એક સમય પ્રાતઃકાળે શેહનશાહ અકબર યુમનાનદીના કીનારા ઉપરના રાજ મહેલના ઝરોખામાં બેસી નદીના ઘાટ—જળ તરંગ અને મનુસ્યોની રમુજ જોતા હતા. તે વખતે એક નવ યોવના સુંદર મનોહર સ્વારૂપવંત સ્ત્રી યુમનાના ઘાટ ઉપર એક બારીક સ્વેત વસ્ત્ર પેહરી અન્ય વસ્ત્રો ધોઈ યુમનાના જળમાં સ્નાન કરી બહાર આવી ને વખતે પલળી ગયેલું ચીર શરીર સાથે સંલગ્ન થઇ ( ચ્હોટી ) ગયું હતું અને માથાની વેણી છુટેલી હતી તેથી તે બીનેલી વેણીને બન્ને હાથવડે સુધારી ઝાટકી બન્ને સ્તનો ઉપર રાખી વસ્ત્ર બદલતી હતી તે છબીની છટા જોઇ શાહે એક ઇંદ્રવીજય છંદના ચોથા ચરણનું અર્ધ ચર્ણ બનાવ્યું અને ત્યાર પછી જ્યારે કચેરીમાં પધાર્યા ત્યારે સર્વ મુત્સુદી વર્ગ કિંવા અમીર ઉમરાવ અને

નવ રત્નો વગેરેને પુછયું કે **'નીકસ્યો રવી ફોડી પહાડકી નાંઇ'** એટલે શું? આ પાદ પુરતી સમસ્યા જલદીથી પૂર્ણ કરી આપો.'' આ પ્રમાણે શાહનું પ્રષ્ણ સાંભળી સર્વ કોઇ પોત પોતાની મતી અનુસાર પાદ પુરતી કાવ્ય બનાવ્યાં પરંતુ જે તાદ્રસભાવ આવવો જોઇએ તે કોઇના કાવ્યમાં આવેલો નહોતો, છેવટે બીરબલ (કવીરાય)ને તે પાદ પુરતી માટે પુછયું ત્યારે વરદાઈ બીરબલ બોલ્યો કેઃ—

રાત સમે રસ કેલી કીયો આલી ભોર ભય ઉઠ મંજન ધાઈ;
નીરકે છીરમેં દે ડુબકી યમુના જલમેં જેસેં ચંદનકી છાઇ,
લે ડુબકી જલસે ઉભરી ઉસકી અલકે મુખ ઉપર આઈ,
દોઉ કર કેસ સંવાર લીયો નીકશો રવી ફોડ પાહાડકી નાઇ,

યમુનાના કીનારા ઉપર શાહે જે સ્ત્રીના દેખાવ વીષેની સમસ્યા ગોઠવી હતી તેજ તમામ બીના ઉપરની કવીતામાં સમાવલી જોઇ શાહ અત્યંત ખુશી થયો અને અમૂલ્ય શીરપાવ બક્ષ્યો.

---

## વારતા સીતોતેરમી.

બુદ્ધીતણી સીમા છે કવીતા, ક્ષમા છે ગુણની સીમા.

**સુળશંકર.**

એક વખત અકબરશાહ આનંદભુવનના ઝરોખામાં બેસી રાજમાર્ગમાં જતા આવતા લોકોની રમત ગમત નીકળતા હતા તે વખતે એક રૂપ યૌવનથી ભરપુર તથા સ્ત્રી પોતાના માથા ઉપર પાણીનો દેગડો લેઇ જતી હતી તે પાણીના ભરેલા દેગડામાં પાણી હાલતું જોઇ એક પાદરપુરતી સમસ્યાનું અર્દ્ધ ચરણ રચ્યું કે—**"કહા કારન ડોલમેં ડોલત પાની?"**

જ્યારે શહેનશાહ કચેરીમાં પધાર્યા ત્યારે સર્વે સુજ્ઞ સભાસદો—વીદ્વાનોને ઉકત સમસ્યા વાળું ઉપરાર્દ્ધનું અર્દ્ધ ચરણ કહી સંભળાવી કહ્યું—કે 'એ સમસ્યા વાળા ચાર ચરણ બનાવી શા કારણથી ડોલમાં પાણી હાલે છે? તેનુ નીદાન (મુખ્ય કારણ) કહો' આ પ્રમાણે નામદારનું બોલવું સાંભળી સર્વ કવીયો—વીદ્વાનોએ પાદપુરતી (એક કવીતાના ચોથા કે આઠમે ભ-

ગના પદ ઉપરથી આખું કવિત રચે અને ભાવનું રૂપ બદલાય નહી તેને પાદપુરતી ) સમસ્યા કીંવા કવીત કહે છે. તદનંતર પોતપોતાની અક્કલ પ્રમાણે કવીતા રચી વીવીધ ઝડ ઝમક ચમત્કાર ભરી સંભળાવી તદપી શાહના મનનો જે ભાવ ગોઠવેલ તે પુર્ણ થયો નહી. છેવટે વરદાઇ કવિરાય બીરબલને પુછયું કે તુરત નીચે પ્રમાણે કવિત રચી સંભળાવ્યું:—

એક સમૈ જળ લેન કુવેપર છેલ છબીલી ગઇ હરપાની;
ગાત સંકોલમે ડોલ ભરનજળ ખેંચતીથી અંગીયાં મસકાની:
દેખી સબી છતીયાં ઉઘરી તબ વારીહુકી મનસા લલચાની;
હાથ બીના પછતાત રહા યહકારન ડોલમેં ડોલત પાની.

આ પ્રમાણે શાહે અદભૂત તાદસ ભાવ ભરેલી કવીતા સાંભળી અત્યંત વીસ્મય થયો કે; "મનની ધારેલી ધારણાજ કવીતામાં કેમ આવી શકતી હશે? ખરેજ કોઇ દેવનું વરદાન મળેલું હોતુંજ જોઇએ. નહીતો પરના મનનો ભાવ જાણવો અશકય છે! ધન્ય છે! મારા ભાગ્યોદયને કે મને આવાં રત્નો પ્રાપ્ત થયાં છે!!" એમ ગર્વાનંદી બની બીરબલને એક ઉત્તમ પ્રકારનો પોષાક બક્ષ્યો.

---

## વારતા ઇઠોતરમી.

બુદ્ધી તણું હજુ તોલ કોઇ, કરી ન શકયો જગ માંહ્ય.
કૃષ્ણલાલ.

એક સમય અકબરશાહ પોતાની હુરમ સાથે આનંદભુવનમાં આનંદ ક્રિડા કરતો હતો તે સમય પ્રેમમાં મસ્ત બનેલો પ્રેમી શાહ પોતાની હુરમને અત્યંત પ્રેમભાવવડે એક પાનબીડું પોતાના હાથે ખવરાવ્યું તેથી ખાવિંદને માન આપવા વીચારી ઉભી થઇ; પરંતુ શાહના મનમાં કાંઇ વીચક્ષણજ વિચાર આવ્યો કે 'શું પ્રીયા રીસાઇને ચાલતી થાય છે!' એમ વીચારી એકદમ તેનો હાથ પ્રેમાલિંગન આપી ચંદ્રમુખને સુંબી પ્રેમ પ્રદરશીત કર્યો અને અંક ( ખોળા )માં બેસાડી ચંદ્રમુખીના મુખ તરફ નિહાળ્યું તે જોઇ હુરમે તિરછે કટાક્ષે નિહાળી મંદ હાસ્ય કર્યું, તે

વખતે તેના મુખમાંથી તંબોળ રંગનું બુંદ નીકળી હડપચી ઉપર પડ્યું, તે લાલ રંગનું બુંદ ગોર મુખચંદ્ર ઉપર અત્યંત શોભા આપતું હતું તેથી શાહે તેજ સમય એક પાદ પુરતી સમસ્યાનું અર્ધ ચરણ રચ્યું: '**માનો ચંદ્રકાં ચીર કસુંભ ચુવાયો.**'

તદનંતર સ્નેહ સહિત દંપતિ જુદાં પડી સ્નાન મંજન ભોજન શૃંગાર કરી પોતે પોતાના કાર્યમાં પરવર્યા. જ્યારે શાહ કચેરીમાં પધાર્યાં ત્યારે સર્વ સભાસદો તથા વિદ્વાનોને ઉક્ત સમસ્યાના અર્ધા ચરણ માટે પાદ પુરતી કરી આપવા ફરમાવ્યું અને સર્વ કોઈ પોતે પોતાની તર્ક શકિત પ્રમાણે પાદ પુરતી કાવ્ય રચ્યાં; પરંતુ શાહના નિદાનાને મળતો એકે કવિતનો ભાવ મળ્યો નહોતો. છેવટે બિરબલ તરફ નિહાળી સમસ્યા કરી સંભળાવી તેથી નીચે પ્રમાણે પાદ પુરતી કાવ્ય કહી સંભળાવ્યું.

એક સમૈ પિયુને મુખમેં કર બોલકે આપ તંબોલ ખવાયો;
ચંદ્રમુખી નુખરે અપના કર જોરહીકે જ્યોંહી શીશ નંવાયો;
લોલનલાલ જુયે હિતસોં ઉમંગી છતિયાં જીયરા હુલસાયો,
મુસકાતે ગિરી મુખપેં પીકસો માનો ચંદ્રકો ચીર કસુંભ ચુવાયો.

આ કવિતા સાંભળી શાહ ઘણોજ ખુશી થયો અને બિરબલના બુદ્ધિ બલની પ્રશંસા કરી ઉતમ શિરપાવ આપ્યો

આ ત્રણે વારતાનો સાર એ છે કે મનનો ભાવ કવિતા દ્વારાએ પ્રદરશીત કરી પાદ પુરતી સમસ્યા રચવામાં બિરબલ કેવો અગાધ બુધિશાળી હતો! તેમજ શાહ કેવો વિદ્યાવીલાસી કાવ્યના મર્મને જાણનારો અને કદરદાન ગુણગ્રહી હતો? તે આ વારતાઓ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવેછે માં હતાં અને તેઓ સાથે થએલી પણ ઉતમ જ્ઞાન ગોષ્ટિઓ કવીતાઓ તથા ગંગ કવિ આદિ ઘણા ઉત્તમ નર રત્નો શેહનશાહ અકબરની હજુર સમસ્યાઓ વગેરે છે પરંતુ આ પુસ્તક અકબર અને બિરબલની યુકિત રચના વાળું છે માટે તેમાં અન્યરત્ન પુરૂષોનાં વૃતાંતો કિંવા કવિતાઓ દાખલ કરી નથી.

# વારતા એગણુએંશીમી.

ફોજ ફજેતી છેક, થાય ચોરની ચોકમાં;
તોપણ તજે ન ટેક, પડે અંતે પગ તોકમાં. **પાર્વતિ.**

**'ચોરની ચાતુરી ચતુર આગળ ચાલે નહીં!'**

એક સમય એક વહાણુમાં ચોરી થઇ તેથી તે ચોરી કરનાર ચોરને ખોળી કાહાડવા ખુબ માલીકે તપાસ ચલાવી, પરંતુ કશો પત્તો લાગ્યો નહીં ત્યારે છેવટે અકબરશાહ દરબારમાં તે સઘળા સખદાર માણુસોને લેઇ માલીમ શાહ હજુર ગયો અને સર્વ હકીકત નીવેદન કરી. તે વખતે શાહે બીરબલ પ્રત્યે તે ચોરને શોધી કાહડવા વિષે સુચના કરી તેથી બીરબલે ઘઉનો લોટ મંગાવી મુંઠી ભરી ભરી દરેક સરદારોને આપી કહ્યું કે:—(આ લોટનો ફાકડો મારી પોતાના થુંકવડે ગોળો વાળી દરેક જણ બતાવો એટલે કોણ ચોર છે? તે આ ઇલમના જોરથી તુરત પકડાઈ આવશે.) આ પ્રમાણે બીરબલજીનો હુકમ સાંભળી દરેક સખદાર માણુસોએ તેમ પ્રમાણે કર્યું; પરંતુ તે સર્વ સખદારો પૈકી એક જણ શિવાય દરેક જણે તે લોટના થુંકવડે ગોળા વાળી બતાવ્યા અર્થાત જે ચોરી કરવામાં બીલકુલ જાણુતા ન્હોતા તેઓના મુખમાં પુસ્કળ અમી હતું. તેથી લોટનો ગોળો બની શકતો હતો પણ જે ચોર હતો તેના મોંઢામાંથી તો આ ઇલમની વાત સાંભળતાં વેંતજ અમી સુકાઇ ગયું હતું તો અમી (થુંક) વિના લોટ પલળેજ ક્યાંથી? અને ગોળો વાળવો કેવા પ્રકારે? જ્યારે આવો બનાવ બીરબલે જોયો કે તુરત તે ખરા ચોરને પકડી ચૌદમું રત્ન આપવું શરૂ કર્યું, મારથી દેવ પણ હાર ખાઇ જાયછે. તેથી તે બીચારો ચોર સાચે સાચું બોલ્યો અને તમામ ચોરીનો માલ કબુલ કર્યો એટલુંજ નહીં પણ તમામ વ્હાણુના માલિક આગળ રજુ કરયો અને તે ચોરને યોગ્ય સાસન આપી વિના ભાડાની કોટડીમાં રહેવા હુકમ કરયો.

વારતાનો સાર એ છે કે બુદ્ધિવાન માણુસો ચોરને કેવી યુક્તિવડે શોધી કાહાડે છે? તેમ ચોર ગમે તેટલો હીમ્મતવાન હોક તદપિ ચોરનો

ચ્હેરો ફીકો, પગ ઢીલા અને મોઢામાંનું અમી સુકાયા વિના રહેજ નહીં.

---

## વારતા એંસીમી.

તુરત તર્ક શકિતવડે, રચે યુક્તિ અભિરામ;
તે નર ચતુર શિરોમણી, ગણાય વર ગુણ ધામ. **કૃસ્ણલાલ.**

### મીઠી મસ્કરી.

એક સમય અકબ્બરશાહ યમુના નદીમાં પોતાના શાહજાદા વજીરજાદા અને બીરબલ વગેરેને જળક્રીડા કરવા લેઇ ગયા હતા એટલે એવો ઇરાદો ધારીને ગયા હતા કે બીરબલ અપવિત્ર ચીજને અડકતો નથી તેમ તે સહુની મસ્કરી કરી સર્વને ભુંડાં પાડે છે પણ આજે તેને ભુંડો પાળવો એમ વીચાર કરી મુરઘીનાં ઇંડાં કેટલાંક લેઇ લીધાં અને યમુનાજીમાં તે સરવે એક પછી એક ન્હાવા પડયા તે વખતે શાહ યમુનાના ઘાટ ઉપર તે સરવની ગમત જોતો હતો. તે શાહજાદાઓ અને વજીરજાદાઓ યમુનાજીમાં ડુબકી મારી એક મુરઘી ( કુકડી ) નું ઇંડુ હાથમાં પ્રથમથી નાચે ગોઠવી રાખેલી પેટીમાંથી લાવી શાહ હજુર મુકતા હતા એમ વારાફરતી વારે સરવ કોઇએ કરયું અને જ્યારે બીરબલનો વારો આવ્યો ત્યારે વિચારયું કે 'મારે ઇંડુ હાથમાં પકડવું એ તો કેવળ ધર્મ વિરૂદ્ધ છે; પરંતુ કાંઈ યુક્તિ તો કરવીજ જોઇએ.' એમ વિચારી ડુબકી મારી કુકડાની ગરદનના આકારે પોતાના હાથની આકૃતિ કરી બોલ્યો કે (કુકડુકુ) તે જોઈ શાહે પુછયું કે ( એ શું ?) ત્યારે હાથ જોડી બિરબલે વિનવ્યું કે ( ગરીબ પરવર ! જ્યારે આટલી આ મુરઘીઓ ઇંડાં આપે છે પણ તે એક કુકડો હોય તો તે ઇંડાં આપી શકે છે માટે આ મુરઘીઓના ટોળામાં હું કુકડો રાજ છું. માટે મુરઘો મુરઘીઓ ઇંડાં આપે છે તે જોઇ ખુસીમાં આવી કુકડુકુ બોલ્યો; આ પ્રમાણે બિરબલનું મીઠી મસ્કરીવાળું બોલવું સાંભળી શાહ હસવા લાગ્યો અને શાહજાદા વજીરજાદા વગેરે ખિન્ન મુદ્રાયુકત બન્યા કેમકે બીજાને બનાવવા જતાં પોતેજ બન્યા પણ મસ્કરી કરવી અને

રીસ રાખવી તે કેમ બને ? માટે ગુપચુપ ન્હાઇ કપડા પેહરી પોત પોતાના મેલમાં ગુથાયા.

વારતાનો સાર એ છે કે પોતાના ધર્મ માટેનું અભિમાન રાખી પ્રાણ જતાં પણ ધર્મને બાધ કર્તા ચીજને ન અડકવું એજ ધર્મનો ટેકછે; તથા પોતાસેં હાસ્ય કરવા ચાહતા હોય તેઓનું માર્માક વચનો સહ એવી યુકિત ભર્યું હસ્ય કરવું કે તેઓ મનમાં સમજી સરમીંદા બની મુગે મ્હોઢે હાસ્ય કરવું ત્યજીદે અને પોતાનું બોલવું પ્યારૂ થઈ પડે તેવું બોલવું.

---

## વારતા ૮૧ એકાશીમી.

મનુષાકૃતી સહુની છે સરખી;
પણ બુધ્ધિ જુઓ નથી સહુમાં સરખી. **રેવાશંકર.**

### લક્ષ્મીપતિ તે લાખેણા !

એક સમયે અકબર શાહે સભાસદો તથા અમીર ઉમરાવો પ્રત્યે પ્રસણ કર્યું કે ( સર્વ પુરૂષોમાં અધિક માનવંતો વૃધ્ધ પુરૂષ કોણ છે ? ) તે સાંભળી સર્વ જણાઓ પૈકી પોતપોતાની અકલ પ્રમાણે કેહવા લાગ્યા કે–તપશ્ચર્યમાં જે મોટો હોય તે સર્વ પુરૂષોમાં વૃધ્ધ અને અધિક માનવંતો છે બીજે જણાવ્યું કે–વયમાં વૃધ્ધ હોય તેવૃધ હોય તે વૃધ અનેઅધિક માનવંતો ગણાય. ) ત્રીજે જણાવ્યું કે જે પુત્ર પૌત્રાદિ પ્રૌઢ પરિવારવાળો હોય તે કુલીન વૃધ અને માનવંતો ગણાય. ચોથે જણાવ્યું કે–જે વિશેષ જ્ઞાન ભણ્યો હોય તે સર્વથી વૃધ્ધ અને માનવંતો ગણાય. પાંચમો બોલ્યો કે—' રૂપ ગણ શીળ સંપન્ન નર હોય તે મોટો અને માનવંતા ગણાય. ' આ પ્રમાણે સહુ સહુની મરજીમાં આવે તેમ પ્રત્યુત્તર જણાવ્યા; પરંતુ શાહને બરોબર રૂચ્યાં નહી છેવટે બિરબલને પ્રત્યે પ્રશ્ણ કર્યું ત્યારે બિરબલ બોલ્યા કે સર્વ અમીર ઉમરાવો અને સભાસદોએ કહ્યુ તે સત્ય છે પણ મારા સમજવા પ્રમાણે તે મોટો છે કે જેની પાસે પુસ્કળ નાણાનું જોર છે. પછી ચાહે તો નીચ જાતીનો હશે, કિંવા કદરૂપો

કઠોર વચન પ્રહાર કરનારો, દુરગુણનો દરીઆવ, અક્કલનો દુસ્મન અને સકળ સદગુણોનો શતરૂ હશે તદપિ તેના આગળ વિદ્વાન, પુત્ર પૈત્રાદિ પ્રાણ પરીવરવાળો વૃધ્ધ વયવાળો મહાન તપશ્ચરયા કરનારો અને રૂપ ગુણ શીળ સંપન્ન કુલીન નર હશે તેને પૈસાની ખપ પડશે કે અન્ય ખપ પડશે તે વખતે પૈસાદાર-ધનાઢ્ય આગળ જઈ ઓશીયાળો થઇ અદબ સાચવતો છણકા છાંકોટા સહન કરતો આજીજી સાથે સલામ કરી મદદ માંગશે તેથી હું માનું છું કે સર્વ કરતા પૈસા કરી પૂર નરછે તોજ મોહટો વૃધ્ધ અને અધિક માનવંતો છે; કેમકે ગમે તેવા ચતુર વિદ્વાન કે મોહળા કુટુંબવાળા હુન્નરી કાંકડા હોય ઘણું ગરણું વીનાના ગાંગળા લક્ષમી વીનાના લપોડ, વસુ વિનાના પસુ, જર વીનાના ખર, અને નાણાં વિનાના પાંણા સરખા ગણાય વ, મનમાં તો ઘણા મનસુબા ધારે પણ પૈસાવિના નર કે વિદ્યાને ખીલવવી શાથી ? તેમજ બહોળા કુટુંબનુ ભરણપોષણ કર કારીયાવર અને પરમાર્થનાં કર્યો કરવાં શાથી ? (ક્યા કરે નર કૂકડા કે **થેલી મોહાં સાંકડા** ! તેથી **મેરે જાને બિસ્વાબિસ દામ** **હીમે રામ**હે. અને જેની પાસે દામરૂપી રામ છે તે રામના પ્રતાપથી **ધારે** તે કરી શકે; માટે તે સરવથી મોટામાં મોટા અને માનવંતામાં અધિક માનવંતો નાણાવાળો નર છે. ) આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહ અત્યંત હર્ષ પામ્યો અને તેની બુધ્ધિ ચાતુરયતાની બહુસ્યત; તેમજ સત્ય શોધક સમય સુચક સત્યવકતા માટેની ઘણીજ તારીફ કરી અમુલ્ય શીરપાવ બક્ષસ્યો.

વારતાનો સાર એછે કે પૈસાવાળો સરવથી મોટો અને માનવંતો છે માટે જેમ બને તેમ કરી હરેક હુન્નરવડે પૈસો પેદા કરવો તોજ મોટાઈ અને માનવંતાપણું મળેછે.

---

## ભાગ છઠો સમાપ્ત.

श्री दंडकारण्य विहारिणे नमः

# ખૂબીનો ખજાનો અથવા ડહાપણનો દરીઆવ

અપૂર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનારી.

# બિરબલ અને બાદશાહ

ની રસિક મનમોહન અને ચમત્કારિક વાર્તાઓ.

## ભાગ સાતમો.

### વાર્તા ૮૪ મી.

**અદલ ઈન્સાફને હરતાલ લગાડી રદ કરવો ઘટે છે.**

વખત વિચારી જે વદે, લહે સદા સન્માન;
દહે શોક દુઃખ દરિદ્રતા, રહે નેક રસ પાન. પુર્ણચંદ્ર.

એક સમય એક ચોરને અકબર બાદશાહે શૂળીએ ચઢાવવા હુકમ કર્યો, એટલે તે શાણો ચોર જરાપણ ન ગભરાતાં હાથ જોડી બોલ્યો કે—'જહાંપનાહ ! આ એક વખતનો મારો ગુન્હો માફ કરો, જો હજૂર આ વખતે મારા કસુર માટે માફી બક્ષશો તો, હું એક અમૂલ્ય અજાયબી ભરેલો હુન્નર આપ આગળ પ્રકાશ કરીશ, તે હુન્નર આજ દિવસ સુધી મારા શિવાય હાલમાં કોઇ પણ જાણતું નથી તેથી જો મારો નાશ થશે તો તે હુન્નરનો પણ નાશ થશે પછી જેમ નામવરની મરજી.'

આ પ્રમાણે ચોરનું બોલવું સાંભળી શાહે આતુરતાથી પુછ્યું કે—'એવો તે શો હુન્નર જાણે છે!' ચોર બોલ્યો કે—'ગરીબ પરવર ! હું સાચાં મોતી ઉગાડી જાણું છું.' ચોરની આવી અજાયબી ભરી વાત સાંભળી શાહ આશ્ચર્ય પામ્યો કે—મોતી તે કેવે પ્રકારે ઉગતાં હશે ? શું તેનો કોઇ ઈલમ હશે કે તેના

જોરથી તેમ થતું હશે ? હાય 'बहुरत्नावसुंधरा:' જગતમાં જગતનિર્મ-તાએ એક એકથી અધિક બુદ્ધિશાળી એક એકથી અધિક કળાવાન્ અને એક એકથી અધિક કલ્મી મનુષ્યો પેદા કરેલ છે કહ્યું છે કે—मुंडे मुंडे मतिर्भिन्ना कुंडे कुंडे नव पय; देशेदेशे नवाचार वाणि वाणि मुखे मुखे—કપાળે કપાળે જૂદી જૂદી મતિ હોય છે, કુંડકુંડાના વિષે જૂદા જૂદા સ્વાદ ગુણવાળું પાણી હોય છે. દેશ દેશને વિષે નવીન નવીન પ્રકારના આચાર વિચાર હોય છે અને જણ જણના મુખમાંની વાણી જૂદા જૂદા પ્રકારના રમક ઝમકને ચમત્કૃતિ ભરેલી હોય છે માટે ચોરમાં કયાંથી આવા-ગુણીવંત ઇલ્મ હોય ? એમ માનવાનું નથી; કેમકે ઇશ્વરે અક્કલ અંધારે વહેંચેલી છે કાંઇરૂપવંત કે કુળવંતને જોઇનેજ આપી હોય એમ નથી જેથી એને પુછી નવીન કળા જણાવીજ જોઇએ' સોનું વિષ્ટામાં પડયું હોય તદપિ તેને ગ્રહણ કરી લેવા કહ્યું છે ? એમ વિચારી ચોરને કહ્યું કે 'તે મોતી કેવે પ્રકારેઉગે છે તે તું કહી બતાવ કે જેથી માલિક તારા હકમાં ફાયદો આપશે.'

શાહનો આ પ્રમાણે હુકમ સાંભળી ચોરે કહ્યું કે—ખલકના ખાવિંદ ! મને જે જે તે બાબતમાં મસાલા જોઇએ તે પુરા પાડવા બંદોબસ્ત થાય એટલે તરત આપને મોતી ઉગાડવાની કળા બતાવી દઉં.' શાહે કહ્યું કે 'જે જે મસાલા જોઇએ તે તે લખી આપ કે તરત તે પ્રમાણે મંગાવી અપાવું.' ચોરે તરત મસાલો ઉતારી આપ્યો કે તેજ વખતે બજારમાંથી મંગાવી ચોરના આગળ મૂકયો અને તે મસાલો લઇ ચોરે એક સ્વચ્છ ભુમીમાં તે મસાલો વેરી દીધો મતલબમાં જમીન પોચી કરી ખાતરની જગ્યોએ તે મસાલો મેળવ્યો. પછી તે ચોરે શાહ હજૂર આવી અરજ કરી કે—'ઝીલ્લે આલમ ! સર્વે તયારી થઇ ચૂકી છે હવે માત્ર મોતી વાવી દેવાં એટલુંજ કામ રહ્યું છે; પરંતુ હું ચોર છું તેથી મારે હાથે વાવીશ તો ઉગશે નહી; કેમકે જેણે કોઇ દિવસ ચોરી ન કરી હોય તે માણસના હાથથી વાવે તોજ ઉગે, જો કે આટલા દિવસ હું ચોર નહોતો તેથી કોઇની જરૂર પડતી નહોતી;

પણ હવે હું ચોરી કરવાથી ચોર થઇ ચુકયો, એટલે બીજાની જરૂર પડે છે માટે તેવો માણસ આપના મહેરબાની કરો.

ચોરનું બોલવું સાંભળી પોતાના હજુરમાં ઉભેલા વજીર, અમીર, ઉમરાવો અને ગરજદારોને પ્રતે પુછયું કે 'આ ચોર કહે છે કે જેણે કોઈ વખત કોઈ પ્રકારની ચોરી નકરી હોય તેવો નર હોય તો મોતી ઉગે માટે તમો સર્વ પવીત્ર છો જેથી તમે તે એક જણ એની સાથે જાઓ.' આવું અકબરશાહનું બોલવું સાંભળી સર્વ જણ વીચારવા લાગ્યા કે-'ન્હાનપણમાં કમઅક્કલને લીધે કદાચ સ્હેજ નહીં જેવી ચીજ માટે મન લલચાયું હોય અને તે ચીજ ઉઠાવી લીધી હોય તો તે પણ ચોરી કહેવાય અગર તેને ચોરી કરી ન લેખીએ ઓ જે ચોરી કરવાથી રાજ્ય દંડ સહન કરવો પડે તેને ચોરી કરી લેખીએ તો તે આપણે કરેલી નથી; પરંતુ મોતી વાવવા જશું અને મોતી કદાચ ન ઉગ્યાં તો તે વખતે 'ચોરી કરી હશે તેથી આ મોતી ન ઉગ્યાં' એમ તે ચોર ચોખ્ખી રીતે કહેશે માટે '**મૌન્ય સર્વાર્થ સાધનં**' ચુપ રહેવું તેજ સર્વ અર્થને સિદ્ધ કરનારૂં છે, હાથે કરીને શામાટે હજારો માણસ વચમાં પોતાનું ડહાપણ ડહોળી પોતાની વિના કારણે ફજેતી કરાવવી જોઇએ?' એમ વિચારી સઘળા મૌન ધારણ કરી રહ્યા. આ બનાવ જોઇ ચતુર ચોર બોલ્યો કે-નેકનામદાર! આ તો સર્વે ચુપ થઇ રહ્યા છે તેથી કોઇ શાહુકાર હોય એમ લાગતું નથી તો જ્યારે આટલા બધા ચોરોને આપે પોતાના પ્યારા ગણી મ્હોટી મ્હોટી જાગીરો બક્ષી છે અને મ્હોટા મ્હોટા હોદ્દાઓ આપેલા છે ત્યારે હું નહી જેવી ચોરી કરનાર ચોર તે કેવા પ્રકારે શુળીએ ચઢવા લાયક છું?' કારણ કે આપ જેવા ન્યાયી શહેનશાહના અમલમાં નિષ્પક્ષપાતપણે અદલ ઇન્સાફ મળે છે તો મને અદલ ઇન્સાફ કેમ ન મળવો જોઇએ? અને જો હું શિક્ષાને પાત્ર છું તો સઘળા ચોરોને શીક્ષા તેજ પ્રમાણે થવીજ જોઇએ, નહીં તો અદલ ઇન્સાફ મળે છે એ શબ્દ ઉપર હરતાલ લગાડી રદ કરવો ઘટે છે.'

આવું ચમત્કૃતિ યુકત ચોરનું બોલવું સાંભળી શાહ બહુજ પ્રસન્ન

થયો અને ગુન્હો માફ કરી યોગ્ય ઇનામ આપી વીદાય કર્યો.

**વાર્તાનો સાર** એ ગ્રહણ કરવાનો છે કે-શહેનશાહ અકબર કેવો ઉમરાવ દીલનો ગુણગ્રાહી હતો કે માત્ર ચોરની વાકચાતુરી જોઇ દેહાંત શિક્ષાને પણ માફ કરી! મતલબમાં મોટા મનના કુલીન રાજા બાદશાહો એક પણ જેનામાં ગુણ જોતા તેને પોતાની હજુરમાં રાખી તેનું પ્રતિપાલન કરતા હતા તથા ગુન્હો જણાયા છતાં પણ તેના ગુણ તરફ નિગાહ કરીને તેને નિર્દોષ કરતા તેથીજ કવીઓ, વિગ્રહસંધી કરનાર, નીતીકુશળ પુરૂષો, મુત્સદીઓ અને સમયોચીત સ્ફુટ વાક્ય બોલનાર કે વિદુષકને નિરંતર પુર્ણ આદરથી હજુરમાં રાખતા હતા અને તેજ કારણથી તેવા રાજા-બાદશાહોના વખતમાં અક્કલમંદ પુરૂષો વિશેષ જણાતા હતા; પરંતુ હાલતો હીંદુસ્તાનના હતભાગ્ય છે કે તેવા રાજા-બાદશાહનો અભાવજ થઇ ગયો છે હવે તો જ્યારે જગતનિયવંતા વ્હારે ચઢે તોજ હિંદમાં તેવા નર રત્નોની ખોટ પુરી પડે તેમ છે માટે ઇશ્વરની પ્રાર્થના કરો કે તેવો સમય પુનઃદ્રષ્ટિગોચર થાય.

---

## વારતા ૯૫ મી.

### નવાણુ ઘડા દુધમાં એક ઘડો પાણી.

સમજુ તણા મત એક સદાય;
મૂર્ખ તણા મત જુજુવા થાય **સામળ ભટ.**

એક સમય અકબરશાહે બીરબલનેપુછયું કે—'સો શાહાણાનો એક મત હોય છે એ વાત ખરી છે?' તે સાંભળી બીરબલ બોલ્યો કે 'જી જહાંપનાહ! તે વાર્તા વિદ્યા વિલાસી વૃદ્ધ ભોજરાજના વખતમાં પણ પ્રકાશમાં આવેલી છતાં આપને શક હોય તો હમણાંજ અજમાવી જુઓ.' આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે તેજ વખત શહેરના સારા સારા અક્કલમંદ ગણાતા સો પુરૂષોને તેડાવી હુકમ કર્યો કે? 'આજ અર્ધ રાત્રીએ સર્વ જણાઓ એક પછી એક હમામખાનાના હોજની અંદર એક એક ઘડો દુધ રેડી જવું!' આવો અકબરશાહનો હુકમ સાંભળી સઘળાઓએ કહ્યું કે 'જેવો નામદારનો હુકમ.'

પછી શાહના હુકમ પ્રમાણે અર્દ્ધ રાત્રિએ સઘળા એક પછી એક પોતાના મુકામથી નિકળી હમામખાના તરફનો રસ્તો લીધો; પરંતુ પહેલાના મનમાં એવું આવ્યું કે 'જ્યાં નવાણુ ઘડા દુધના હૉજમાં રેડાશે ત્યાં હું એક ઘડો પાણીનો જો રેડી દઇશ તો તેમાં શું ખબર પડવાની છે?' એમ વિચારી પાણીનો ભર્યો ઘડો હૉજમાં ઠલવી ઘેર ગયો. એવીજ રીતે બીજાના મનમાં પણ વિચાર સુઝ્યો કે 'જ્યાં નવાણું ઘડા દુધ પડશે ત્યાં એક ઘડો પાણી પડશે તો તેમાં શું વરતાવાનું છે? માટે પાણીનો ઘડો રેડી રસ્તો માપું.' એમ વિચારી તેણે પણ તેજ પ્રમાણે કર્યું એમ એક પછી એક આવતા ગયા અને ઉપર પ્રમાણે વિચાર કરી કરી પાણી રેડી રસ્તો માપતા ગયા; કેમકે એક એકને કોઇ ભેગું થાય તેવો બનાવ બન્યો નહોતો તેમ મ્હોટા શહેરમાંથી કોઇ ક્યાંથી અને કોઇ ક્યાંથી આવે તેથી મેલાપ ભાગ્યેજ થઇ શકે.

જ્યારે સવારે બાદશાહે જઇ હૉજમાં જોયું તો તેમાં પાણી ભરેલું દીઠું તે જોઇને આશ્ચર્ય પામી એકદમ તે સઘળા પુરૂષોને તેડાવી કહ્યું કે, તમે મારા હુકમને અમલમાં ન લેતાં પાણીના ઘડા કેમ રેડી ગયા? સાચેસાચૂ કહો નહી તો સખ્ત શિક્ષાને પાત્ર થશો. આવો કઠોર હુકમ સાંભળી તેઓમાં એક જણુ બોલ્યો કે-'ગરીબ પરવર! હું પ્રથમ આવ્યો ત્યારે હોજ ખાલી દીઠો, મેં વિચાર્યું કે મારા પછી તો નવાણું ઘડા દૂધના રેડશે તો હું એક પાણીનો રેડી જાઉં તો શું વરતાવાનું છે એમ વિચારી પાણી રેડી ચાલતો થયો. એવીજ રીતે એક પછી એકને બોલાવી પુછ્યું તો સર્વનું ઉપર પ્રમાણેજ બોલવું થયું. તે જોઇ શાહે કબુલ કર્યું કે-'સોશહાણાનો એકજ મત હોય એવી કહેલી વાર્તા માત્ર સાંભળી હતી પણ હાલ મારી નજરેથી સિદ્ધ થયેલ જોઉં છું તેથી પ્રતીતિ થાય છે કે સો શહાણાનો એકમત હોય એમ બીરબલનું કહેવું છે તે યથાર્થ છે એમાં જરા પણ સંદેહ જેવું નથી.'

**વાર્તાનો સાર** એ છે કે જ્યાં સઘળા સમજુ પુરૂષો એકઠા મળે ત્યાં સર્વનો મત મળતોજ આવે પણ મૂર્ખ એકઠા થયા હોય તો દરેક પોત પોતાનું વગર સમજ્યે ડહાપણુ ડહોળી મત ભિન્નત્વપણું બતાવેછે એટલુંજ

નહીં પણ છેવટે લડી ઝગડી પોતપોતાને ઘેર જાયછે માટે તેવું શાહાણપણ શિખવા ચતુર નરોનો સમાગમ રાખવો.

---

## વાર્ત્તા ૮૬ મી.

### બીન અકલી હજામ.

સમજુ સમજે સહેલમાં, વાક્ય વિવેના ભાવ;
પણ શું સમજે અણુઝનર, યુક્તિ ઉક્તિના દાવ. **પ્રાણજીવન.**

એક વખત એક હજામને બીરબલે કહ્યું કે–'તમે સારા કારીગર છો એમ મારા સાંભળવામાં આવ્યું છે માટે જો મારી હજામત સારી બનાવશો તો હું 'કાંઇક' તમને આપીશ. બીરબલનું આ પ્રમાણે બોલવું સાંભળી હજામતો બહુજ ખુશી થઇ ગયો કે 'કાંઇક' તે શું અજબ ચીજ હશે! તે પ્રભુ જાણે? જોશું તો ખરા કે તે શું ચીજ છે?' એમ વીચારી ખુશી થતો હજામત કરવા બેઠો અને જેટલી પોતામાં કારીગિરી હતી તેટલી અજમાવી તેથી બીરબલે પણ ખુશી થઇ એક રૂપીઓ તેને આપવા માંડયો એટલે હજામ બોલ્યો કે–'આપનો કરાર શું હતો? 'હું કાંઇક આપીશ' માટે મને એ રૂપીઓ જોઇતો નથી.' આ ઉપરથી બીરબલે બે રૂપીઆ આપ્યા; પરંતુ હજામ ભાઇતો અક્કલના બુઠા અધ પાશળીઆ કહેવાય તેથી તે રૂપીઆ પણ પાછા ફેંકયા અને કહેવા લાગ્યો કે–'મારે રૂપીઆની સરત નહોતી ફક્ત કાંઇકની જરૂર છે માટે તેજ આપો!' આવું હજામનું જીદ્દીપણું જોઇ '**शठे शाठ्यं समाचरेत्**' એ પ્રમાણને ધ્યાનમાં લેઈ હજામ ન જાણી શકે તેવી રીતે એક પાણીના ભરેલા ઘડામાં તે બે રૂપીઆ નાખી દીધા. અને થોડીવાર પછી તે હજામને કહ્યું કે–'પેલા ઘડામાંથી પાણીનો ગ્લાસ ભરી લાવ' હજામ તે ઘડામાંથી જેવો ગ્લાસ ભરવા જાયછે તેવો તેમાં અવાજ થયો એટલે ઘડામાં નજર કરી જોતાં બોલ્યો કે–'હજૂર! આમાં તો કાંઇક પડેલું છે.' સાંભળી બીરબલે પુછયું કે 'એક કાંઇક છે કે બે?' ત્યારે હજામે કહ્યું કે–'જી સાહેબ બે છે.' બીરબલે કહ્યું કે–'ત્યારે લેઇલ્યો' આવો હુકમ થતાંજ હજામે તેમાં હાથ રાખી બ્હાર કાહાડી જોયું તો બે રૂપીઆ જણાયા. બાદ બીર-

બલ ગુસ્સે થઇ બોલ્યો કે–' કેમરે બેવકુફ ! મેં એક કાંઇક આપવાની સરત કરી હતી કે બેની? છતાં તે બે કાંઇકિ ઘડામાંથી કેમ કહાડી લીધા ?' આતો પ્રશ્ન સાંભળતાં હજામ ઘભરાયો અને પોતાનીજ જબાનથી પોતે બંધાઇ ગયો જેથી મુગે મ્હોઢે રસ્તો માપ્યો.

**વાર્તાનો સાર** એ છે કે–ગ્રહસ્થ માણસો પોતાની મહરબાઇ જાળવવા મેહેનતુ માણસનીમેહેનત તરફ નીગાહ કરી તેનું દીલ ખુશ થાય તેમ બે પૈસા વધારે આપવા,કેમકે તલાવની સેવના કરવાથી શંખલા અને દરીયાવની સેવા કરવાથી સાચાં મોતી મળે છે અર્થાત્ સ્થાન પ્રમાણે દાન મળે છે,બર્યા સગોવરની સહુ આશા રાખેછે માટે પોતાના મરતબા મુજબ બક્ષીસ આપવી.

બીજો સાર એ લેવાનો છે કે સીધી રીતે સમજાવતાં જે ન સમજે તોતેને અવળી રીતીએ મતલબમાં સુઘડને સુઘડની રીતીએ અને મૂર્ખને મૂર્ખની રીતીએ સમજાવવોજ જોઇએ તેથી તે વાતનો જલદી અંત આવે.

---

## વારતા ૮૭ મી.

### પાડયો પણ તે બસ્થીમાં કાયમ રહયો.

યોગ્યાયોગ્ય વિચારણા, જ્યાં લગી રહી ઉરમાંજ,
ત્યાં લગી સત્ય ન સ્નેહ તે, પ્રકટ પટાંતર ત્યાંજ. શર્મા.

પ્રત્યક્ષ જણાઇ આવે છે કે અકબર અને બીરબલને પુર્ણ મિત્રાઇનો નાતો હતો એટલુંજ નહીં પણ મિત્રધર્મના જે જે કાયદા છે તે તે સર્વે અન્યોઅન્ય પાળતા હતા જેથી એક એકના બોલવાથી કોઇને માઠું લાગે તેવું રહ્યુંજ નહોતું કેમકે–

**બાતપાંત કુલરે જડે, રહેણુ ન પાવે નેમ; રહે નીરંતર એકરસ, પરીપકવ સોહી પ્રેમ.** જેઓ મિત્રધર્મને પૂરેપૂરી રીતે જાણતા નથી તેઓ ઘડીકમાં વધારે રંગ અને ઘડીક કમતી રંગ દેખાડે છે; પરંતુ ખરા સ્નેહીનો તો ચોળ મજીઠનો રંગ હોય છે.તેમજ સજ્જન પુરૂષોની સાથે અતીસ્નેહ થવાથી તેઓ કિંચિત્ માત્ર પણ છલકાતા નથી,જેમ દાઢમની કળીયોમાંબહુ રસભરાયછે તે વખત દાઢમ ફાટી જાયછે; પરંતુ તેમાંનો રસ ઢળવા પામતો

નથી; પણ તેમનો તેમ કાયમ રહે છે; કેમકે સજ્જન નવના આંક સમાન છે અને દુરજ્જન આઠના આંક સમાન છે. અર્થાત્ આઠના આંકને બમણો ત્રમણો કે ચારગણો પદે ચઢાવીશું તો તે જેમ જેમ ઉચ્ચપદે ચઢતો જશે તેમ તેમ પોતાની હલકાઇ-ઓછાપણું બતાવતો જશે અને નવના આંકને બમણા ત્રગણા કે સોગણા, ઉચ્ચદે ચઢાવશો છતાં—ન ઘટવું કે ન વધવું? માત્ર સમાનજ રહેશે. તેનો ખુલાસો એ પ્રમાણે છે કે—આઠ એકુ આઠ, આઠદુ સોળ. એટલે શાસ્ત્રમાં આંકની સંજ્ઞા ઉલટી રીતે ગણવાની પદ્ધતીછે જેથી ૧૬ને ઉલટી રીત ગણવાથી છને એક સાત અર્થાત આઠના આંકને ડબલ દરજ્જે ચઢાવ્યો ત્યારે એક પંક્તિ નિચો ઉતર્યો, તેવીજ રીતે તેને ત્રગણે દરજ્જે ચઢાવ્યો એટલે આઠતરીચોવીશ ૨૪ તેને ઉલટી રીતે ગણતાં ચારનેબે છ,મત લબમાં કે એક પંક્તિ નીચો ઉતર્યો અને ચારગણે દરજ્જે ચઢાવ્યો એટલે આઠચોકું બત્રીશ ૩૨ ઉલટી રીતે ગણતાં બે ને ત્રણ પાંચ ફરી એક પંક્તિ નીચો ઉતર્યો;પરંતુ એક રૂપમાં રહ્યો નહીં તેવીજ રીતે દુર્જ્જનની પ્રીતિની રીત છે,જેમ જેમ આપણે તેની ચડતી ચાહીએ તેમ તેમ તેમ તે પોતેનીચે પાટલે બેસતો જાય અને નવનો આંક જોશો તો નવએકુનવ, નવદુ અઢાર ૧૮ ઉલટી રીતે ગણતાં આઠને એક નવ નવદુ અઢાર ૧૮ ઉલટી રીતે ગણતાં આઠને એક નવ, નવતેરી સતાવીશ ૨૭ સાતને બે નવ, નવે ચોકે છત્રીસ ૩૬ છ ને ત્રણ નવ,નવે પંચે પિસ્તાળીશ ૪૫ પાંચને ચાર નવ,નવ છક ચોપન ૫૪ ચારને પાંચ નવ; નવસતાં ત્રેસઠ ૬૩ ત્રણને છ નવ,નવ આઠાં બહોતેર ૭૨ બેને સાત નવ, નવું નવું એકાશી ૮૧ એકને આઠ નવના નવ વાહ! એકથી નવગણા દરજ્જે ચઢાવ્યો તોપણ પોતાની તેજ સ્થિતિ કાયમ રાખી.માટે સાચા સજ્જનોનોંનવના આંક સમાન સ્વભાવ હોય છે અધીક અધીકાર પામ્યા છતાં પણ એકજ રંગે રહે એવા સ્નેહીને શત કોટી ધન્યવાદ છે!

ઉક્ત પ્રકારે બાદશાહ અને બીરબલને પ્રીતીનો રંગ જામેલો હતો.એક દીવસ બીરબલ શાહ હજુર ઉભો હતો તે તે વખતે નીચું જોઇ રહ્યો હતો

તેથી શાહે મશ્કરીમાં પુછ્યું કે ' બીરબલ શું ખોળો છો ? કાંઇ ખોવાયું કે શું ? ' તે સાંભળી બીરબલ બોલ્યો કે 'જી આલમ પનાહ ! હું એ ખોળું છું કે મારો પિતા ગુજરી ગયો તે કયાં ગયો ? ' આવું બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે 'તારા ખોવાઇ ગયેલા બાપને હું બતાવી દઉં તો તું શું આપીશ ? આ પ્રમાણે પ્રીતિની રીતને ન છાજે તેવો બોલ સાંભળી તેઓને ટકોર આપવા સરખો બીરબલે બોલનો માર માર્યો કે–હજૂર જો મારા ખોવાઇ ગયેલા બાપને આપ મેળવી આપો તો અડધો આપનો.

આવું માર્મિક વાક્ય સાંભળી શાહ લજ્જીત થયો, અને પ્રીતની રીતને સમજી બીરબલને શાબાશી આપી.

**વાર્તાનો સાર** એ છે કે પ્રીતિ એવી વસ્તુ છે કે જેને લીધે આખી સૃષ્ટિનો વ્યવહાર ચાલે છે તથા મિત્રતા કોનું નામ ? તેમજ મિત્રાઇ કરી કેવે પ્રકારે વર્તવું ? અને તેમાં મ્હોટા ન્હાનાપણું ન રાખવું કેમકે **'અગલપંથ કાનુ ઠકુરાઇ, નિભેઠાકુરી નાંહ; ઙગ ગ્વાલનીઆં ડાલીઓ, મથુરા પતિવ્રજ માંહે.'** ગમન પડી શકે તેવો વિકટ પ્રીતીનો માર્ગ છે, તેમાં મ્હોટાઇ નભી શકતી નથી, જો મ્હોટાઇ નભતી હોત તો, ગોપીઓની પાછળ પાછળ મથુરાંપતિ શ્રીકૃષ્ણ વ્રજની અંદર આથડતજ નહીં; માટેજ **'પ્રેમ નિભાવ કઠીન હૈ, સમજ કીજીયો હોય; ભાંગ ભખનતો સહેલ હૈ, લહેર મુશ્કલ હોય.'** વગેરે વગેરે સાર સમજવાનો છે.

---

## વાર્તા ૮૮ મી.

### કોકને બનાવવા જતાં હું પોતે બન્યો.

મણુ બેગણુ કે પાંચગણુ, નથી બુદ્ધિનું તોલ;
સહુ ચાહે જગમાં સદા, બોલ અમોલ અનોલ. **પુર્ણચંદ્ર.**

એક સમય અકબરશાહ કચેરી ભરી બેઠો હતો, તે વખત વિદ્વાન મંડળ સમીપ પોતાનો વિચાર દર્શાવ્યો કે 'હે પંડિત–કવિજનો! હું એમ સમજું છું કે, જેના નામના અંતમાં બાન–વાન શબ્દ આવે, તે ઘણોજ ખરાબ મા-

ખુસ હોય છે, હું તેના પ્રત્યે તિરસ્કારની નજરેથી નિહાળું છું, જુઓ કે સારખાન ખડીખાન, કલાયખાન વગેરે વગેરે નામોના અંતે ખાનશબ્દ લાગેલ છે અને વિસેષણ વાળા માણસો વિષે વિચાર કરીશું તો, એકંદરે બહુજ પાજી હોય છે. ' આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી મુલ્લાં દોપ્યાજે બોલ્યો કે ' સત્ય છે મહેરખાન એમાં જરા પણ ફેર નથી. ' આ શબ્દ સાંભળી શાહે જાણ્યું કે ' મને પણ ખાન વિશેષણવાળા ખાતામાં આને તો કાયમ કરી દીધો, ગારૂંજ બોલવું મારા મોંમાં પેસારવા જેવો પૂરેપૂરો દાખલો આપ્યો. કોકને બનાવવા જતા હું પોતે પોતાના વચનેથીજ ખાસો ઘુવડ જેવો બન્યો હશે જે થયું તે થયું, હવે એ વાતની વધારે ચોખવટ કરવીજ નહીં, એમ વિચારી મનમાં સમજી અન્ય કાર્યમાં પ્રવર્ત્યો.

**વાર્ત્તાનો** સાર એ છે કે—અક્કલવાન્ માણસોમાં ઇશ્વરી બક્ષીસથી એવી એવી અજબ ખુબીઓ રહી છે કે, એક શબ્દમાં સામા માણસની વાતને માત કરી દેછે, એટલાજ માટે કવિ લોકોએ કહ્યું છે કે— '**માણસકે બાતમેં એક બાત કરામાત હૈ**, જેને સમય સમયને અનુસરતી હૃદયશોધક રસિલી વાત કરતા આવડે છે, તે નર સર્વ જગને આધીન બનાવી શકે છે. અને જેને વાત કરતાં ન આવડી તો, તેને જગને આધીન થઇ રહેવું પડે છે માટે એવી વાત કરતાં શિખવી હોય તો ચતુર નરોનો સંગ કરો.

---

## વાર્તા ૮૯ મી.

### રાજા કોઇનો મીત્ર થયો કે સાંભળ્યો છે.

કરે કષ્ટમાં પાડવા, દુર્જન ક્રોડ ઉપાય;
પણ પરમેશ્વર પાંસરો, તો વાળ ન વાંકો થાય.      મોહન.

**સત્યમેવજયતે !**

દિલ્હીપતિ શહેનશાહ અકબરશાહની પ્રીતિ બીરબલ ઉપર દિન પ્રતિદિન વધતીજ ચાલી બીરબલ કાવ્ય તરંગમાં, વ્યવહારી કામોમાં, રાજ્ય ખટપટમાં તઈ અને ચાતુરીમાં પૂર્ણ કુશળ હતો, તેમ હાજર જવાબી હોવાથી શાહને

વખતો વખત આનંદ આપતો હતો, એટલે પછી સાચા હીરા ઉપર કોની મમતો ન વધે! બીરબલના દરેક કામોથી શાહ પ્રસન્ન થતો અને અંતુરામાં પૂરી તેને સુબાગીરી બક્ષી તે જોઇ તેના વીરૂદ્ધ પક્ષીઓ વીના અગ્નિએ બળીને ખાખ થવા લાગ્યા; તથા સુબાગીરી મળવાની ઈર્ષા કરનાર દરબારીઓએ જાણ્યું કે, બીરબલને મોટી પદવી મળી, પણ આપણી આપદા એ ટળી; કેમકે અન્ય ખટપટમાં ગુંચાશે, એટલે હરરોજ નડતો હતો,તે તો બંધ પડયું. ભલા ટાઢા પાણીએ ખસ ગઇ! એમ અક્ષરતાઅનાડી જેવા વિચાર કરવા માંડ્યા અને વિવિધ તરેહની ખોટી ખટપટો શાહને લાવી ભરાવવા લાગ્યા; કે બીરબલ લાંચ લે છે સરકારી નાણાં ઉચાપતકરે છે અને રાંકડી રહયત ઉપર જુલમ કરે છે, વગેરે વગેરે અપવાદરૂપ વાતો ઠસાવતા હતા; પરંતુ બીરબલ સો ખટપટીને પૂરો પડે તેવો હતો તેથી તેમનાં કાવત્રાંની અથ ઇતી ખબર પડી એટલે બીરબલને બાહુ હસવુ આવ્યું; કેમકે પોતે પ્રમાણીક અને નીમકહલાલ હતો, જેથી સોનાને શ્યામતા અડે તેમ ન હોવાથી બીરબલ નિશંકપણે પોતાની નોકરીનું કામ બજાવતો હતો

એક દીવસ બીરબલ પ્રદોષનું પૂજન કરવા બેઠો હતો, તે સમય એક બ્રાહ્મણ ટેલ નાંખતો આવ્યો.

**સાગરકો જલ સોસકર, જા ઘરમેં જગો તાપ;**
**નાગૂર કે ભર કોસરૂ, ગાગર ગરીબ પ્રદોષ.**

**ભાવાર્થ**—દરબાર રૂપી સમુદ્રના તું પાણી શોષી લઇ ધન અને તારા ઘરમાં ભરાવ;તેટલા તું ભર કેમકે તે કાંઇ ખુટવાનાં નથી,જેથી નાગરલોકના ભંડાર ભર અને તેવા ચઢતા સમયમાં આ મારી પણ બેગાબેમીપ્રદોષ પૂજન વખતે ગાગર ભરી દે એટલે થયું.

આ પ્રમાણે તે ટેલીઆની ટેલ સાંભળી બીરબલે તેનો સારો સત્કાર કરી, પોતાના આપ્ત મંડળને એકત્ર કરી તેનું દરિદ્ર દૂર કરી નાખ્યું,અર્થાત તેને પુષ્કળ ધન આપ્યું. આ વાતની શાહના આગળ પ્રતીપક્ષીઓએ ખબર પહોંચાડી અને શાહના હૃદયમાં પણ તે ઉપરથી શંકાને સ્થાન મળ્યું. કહ્યું

છેકે **राजा मित्रं केन दृष्टं श्रुतं वा** 'રાજા કોનો મિત્ર થયો જોયો કે સાંભ-ળ્યો છે? બીરબલ સાથે ગાઢ સંબંધ હતો, તેમ તેના ગુણ અવગુણોથી પૂરે પૂરો વાકેફગાર હતો છતાં તેના માટે શંકા આવી! બીરબલને તેના પ્રાંત ૩ પરથી એકદમ બોલાવ્યો, જેથી પ્રપંચી વર્ગ પ્રસન્ન થયો. બીરબલતો જાણી જ રહ્યો હતો કે મને શાહ આ સંબંધમાં બોલાવ્યા વગર રહેનાર નથી, જેથી દોડા દોડ કરતો પોતાના મકાનથી ખુશી થતો દીલ્લી આવી પહોંચ્યો અને જેવો આવ્યો તેવોજ પોતાને ઘેર ન જતાં દરબારમાંજ ગયો. તેને આટલો વ્હેલો આવેલો જોઇ સર્વે આશ્ચર્ય પામ્યા. બીરબલ શાહને નમી શાહ સન્મુખ ઉભો રહયો શાહતો બીરબલના મ્હોં સાહમુંજ જોઇ રહયો હતો, કેમકે મુખાકૃતિ ઉપર મનનો સઘળો ભાવ સમજાય; પણ બીરબલ નું મુખ જોઇ શાહતો વિચારમાં પડયો કે 'ગુન્હેગાર ગમે તેટલી હિમ્મત રાખી હસતું મુખ રાખવા જાય પણ હસતું રહેજ નહી ! છતાં બીરબલનું મ્હોં પૂર્ણાનંદથી હસતું છે માટે દોષ રહીત હોવો જોઇએ!! બીરબલ પ-ણ કશું ન બોલતાં તેમનો તેમ હસતે ચેહેરે ઉભોજ હતો, તે જોઇ શાહે પુછ્યું કે—'કવિરાય ! ઉષ્ણકાળનો આકરો તાપ છતાં કેમતમારૂં મ્હોં સુકાયું નથી?' આ વખતે ઉનાળો હતો અને તે વખતે આ પ્રમાણે શાહે પુછ્યુંને યોગ્યજ હતું, છતાં તે વચનમાં રહેલા ધાર્મિક ભેદને સમજુ બીરબલ બોલ્યો કે—'મારા ગુરૂએ મને એવી શીખામણ આપી છે કે—**દુખમેસેં સુખ હોત હૈ, ડરમત દેખહી દુઃખ; જિતનો દુઃખહી તાપકો, તીતનો વૃષ્ટિ સુખ.**

વૃદ્ધ પુરૂષ ચાલતા મામલાથી અજાણ્યો હોવાથી બોલ્યો કે 'બીરબલ જીનું કહેવું ખરૂં છે કે, જેમ તાપ વધારે પડે તેમ વરસાદ વધારે આવે' પક્ષકારોનું મન તો બીરબલનું શું થાયછે તે તરફજ લાગી રહ્યું હતું, જેથી આ સાહિત્ય વિષે કોઇએ પણ ચર્ચા ચલાવી નહિં; પરંતુ બીરબલની આ બેપરવાહી ભર્યો જવાબ જોઇ તેઓના (શત્રુઓના) હોંસને કોશજ ઉડી ગયા, મનમાં તો ખાત્રી થઇજ ગઇ કે, આને આપણે પહોંચવાના નથી;

તોપણ હીંમત દર્શાવી યોગ્ય નથી." એમ વીચારી એક જણે કજે કજે પેલી ટેલીઆને બક્ષીસ આપી હતી તે વાત કહાડી. બીરબલે ભોળા મનુષ્યની પેઠે ધીમે રહી સઘળી હતી, તેવી વાર્તા કબુલ કરી અને કહ્યું કે–"તે બીચારો ગરીબ બ્રાહ્મણ પોતાની કન્યાદાનને લાયક થયેલી પુત્રીના માટે ગાગર લઇ ફરતો હતો તે વાતની મને જ્યારે ખબર પડી ત્યારે મારાથી બન્યું તેટલું દ્રવ્ય આપ્યું. એ ટેલની એવી ખુબી હતી કે હું જો શ્રીમાન્ હોત તો મ્હોરને ઠેકાણે હીરાથી ગાગર ભરી આપત.' કોઇ અજાણ્યો થઇ તે સમય પુછવા લાગ્યો કે–'તે ટેલ શું હતી?' આ પ્રમાણે પ્રશ્ન સાંભળી બીરબલ ખુશી થઇ બોલ્યો કે–'**સાગર કે જળ સોષકર, જા ઘરમેં જ્યોંતોલ; નાગર કે ભર કોષરૂ, ગાગર ગરીબ પ્રદોસુ.**' આ દુહો સાંભળી કાવત્રાં ખોરોએ જાણ્યું કે 'હવે તો જખ મારે છે!' એમ હીમ્મત લાવી તેઓ બોલી ઉઠ્યા કે–'આલમપનાહ! બીરબલના મ્હોંનીજ કબુલાત આવી ચૂકી હવે આપ ધણી છો, ચાહે તે કરો.' અકબરશાહનો ગુસ્સો પણ આ દેખીતું બેદરાપણું જોઇને જાગ્રત થયો, પરંતુ તેરોષને જાહેરમાં ન લાવતાં ગુપ્ત રાખી ગંભીરાઇથી બીરબલને પુછયું–'બીરબલ? આ ટેલમાં તને શું વિસેષ ચમત્કાર ભાસ્યો કે, તે ઉપર આટલો બધો ફીદા થઇ ગયો?

બીરબલ બોલ્યો કે–'હજૂર મારી ઓછી અક્કલ પ્રમાણે જેમને ચમત્કાર ભાસ્યો તે કહું છું. આપ જાણોજ છો કે, ઉન્હાળામાં તાપ પડે છે, તેના જોરથી દરીયાવના પાણીની વરાળ ઉંચી ચઢે છે અને તેનાં વાદળ થઇ પાછાં પૃથ્વિ ઉપર પડે છે, ત્યારે વરસાદ કહેવાય છે. એ ઉપર આ દુહો છે બપોરે બહુ તાપ પડતો હશે તે વખતે કોઇ કવિએ સૂર્યને આ પ્રમાણે કહ્યું કે–તું તપે છે તેથી વધારે તપ. જા; તારી મરજીમાં આવે તેટલું સમુદ્રનું પાણી શોષી લેઇને તારા ઘરમાં–વાદળમાં ભર પણ સાંજના સમય નાગર એટલે નગરવાસીઓના કોષ એટલે ટાંકાંઓ ભરી નાખજે, અને હું ગરીબની આ એક ગાગર ભરજે એટલે થયું? પ્રદોસ કહેવાનો ભાવાર્થ એજ કે વર્ષાદ આવવાનો વખત બહુધા કરીને સાંજનજ છે.

આ પ્રમાણે દુહાનો અર્થ સાંભળી સર્વે દીગમૂઢ થઈ ગયા અને પ્રપંચીઓનાં ચ્હેરાં તો કાળાં પડી ગયા એટલુંજ નહી; પરંતુ ઉંચી દ્રષ્ટિ પણ કરી શક્યા નહીં. અકબરશાહ આનંદ યુક્ત બીરબલ સાહમું જોઇ રહ્યો અને આંખમાં અપૂર્વ વ્હાલ ઝળકી ઉઠયું. પછી બીરબલ બોલ્યો કે 'મને તો આ પ્રમાણે અર્થ સુઝે છે; પરંતુ આપને કોઇએ અન્ય અર્થ કરી સંભળાવ્યો હોય તો તે બોલે?' પણ કોણ જવાબ દે? કોઇની ચણીજ ફાટવા પામી નહીં ત્યારે બીરબલ બોલ્યો કે–ગરીબ નિવાજ! મારા પ્રતિ પક્ષિઓએ આ દુહાનો અવળોજ અર્થ કર્યો છે તે પણ મારા જાણવામાં છે તેમજ મારા માટે જે ખટપટ ચલાવે છે તે પણ મારા જાણવા બ્હારની વાત નથી; પરંતુ તેમના કરેલા અર્થમાં શો ભલીવાર છે? મને વિશેષ તો નવાઇ જેવું એ લાગે છે કે વિઘ્ન સંતોષી દુરાત્માઓ તો ગમે તેઓ અન્યની પ્રતિષ્ઠાને હાની પહોંચાડવામાં વિપરીત વાતો જોડી દીધી હોય. પરંતુ આપ અને મારા વચ્ચે અલૌકિક સંબંધ છતાં આપે બેવકુફોનું કહ્યું કેમ ખરૂં માન્યુ?! જહાંપનાહ! આપજ વિચાર કરો કે હું જો એના ઘર ભરનાર હોઉં કિંવા મામા માસીનું ચલાવનાર હોઉં, તો એ તરફથી આરોપ મૂકનારને પ્રકટપણે બક્ષિસ આપું ખરો! ચોર હોય તેનો વધારે પ્રમાણિકતાનો ડોળ બતાવતો જાય.

શાહે કહ્યું કે–'બીરબલ હવે એ વિષે કશું વધારે બોલતોજ નહીં, કે મ્હેં મને ખાત્રી થઇ છે કે તું બે ગુન્હેગાર છે! પણ તું આવ્યો તે વધારે સારૂં થયું; કેમકે તારાવિના મને ચેન પડતું ન્હોતું' બીરબલ બોલ્યો કે નામવરની તો પૂર્ણ મેહેરબાની છે પણ દર્બારમાં ઉભા સળગનારા જનો મારે માટે અનેક ખટપટો ચલાવે છે. આ શિવાય બીજાં પણ આળ મૂક્યાં છે અને તે માટે તેમણે સાહેદી પુરાવા પણ તૈયાર કરી માટે તેની પણ એમા ભેગી તપાસ કરવી જોઇએ છે.' બાદશાહે કહ્યું કે 'તેની હવે કશી જરૂર નથી' પણ બીરબલનો આગ્રહ તેઓને કહ્યું કે–'સાહેદી પુરાવા રજુ કરો' આવો હુકમ થતાંજ તેમના તો હાંજાજ ઢીલા થઈ ગયા. તેમને તો ઘણાંએ ગલ્લાંતલ્લાં કર્યાં તથા બ્હાનાં બતાવ્યાં કે 'અમે તો લોકોને કહ્યા બ

આવ્યા હતા, પરંતુ શાહે તે કશું કબુલ ન રાખતાં તે વાત માટે તાકીદ આપી

કચેરીમાં બેઠેલા એક લુચ્ચા તરકડી વાણીઆને જોઈ બીરબલ બોલ્યો કે 'આને કોણે આણ્યો છે? અને તેની શી ફરીયાદ છે?' તે સાંભળી ગિયારો વાણીઓ તો ધ્રુજવા લાગ્યો અને ભાગ્યું તૂટ્યું બોલતો કહેવાલાગ્યો કે 'માબાપ તમે તો મારા માવિત્ર છો કાંઇ નહી બાપજી કાંઇ નહી મારાં બહોંતેર પરીયાના માબાપ હું તો રહેજે આવ્યો છું. આવું ગેલું ઘેલું બોલવું સાંભળી કચેરી મંડળને હસવું આવ્યું. આ વાણીઆને જે મુસલમાન વર્ગમાંનો કારભારી બોલાવી લાવ્યો હતો, તેને બીરબલે કહ્યું કે—મિયાં સાહેબ! આ શેઠશાહને તો બોલવાનું ભાન નથી; પણ તમો તો નામવરને ખાનગીમાં કહ્યું હતું તે જાહેર કરી સંભળાવો, કે તે વિષે મારે જે બચાવના પુરાવા આપવા હોય તે આપું. આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી તે વાતને ઉડાવવા મિયાંએ માથાકૂટ તો ઘણી કરી પણ તે ચાલાકી બેકારે રદ ગઇ; કેમકે ખુદ શાહેજ પુછ્યું કે 'આ વાણીઆને કેદમાં નાંખી બીરબલ કેટલા રૂપીઆ ખાઇ ગયો છે? તે બતાવો! જવાબ આપ્યો કે દશેક હજાર રૂપીઆ એ કહેતો હતો! બીરબલે કહ્યું કે એમ નહી ખરો આંકડો હો તેજ કહેવો જોઇએ! વાણીયા જરા પણ ન ગભરાતાં જે ખરૂં હોય તે કહી દે.' વાણીઓ બોલ્યો કે "અગ્યાર હજાર નવઆના ને પાંચ દોકડા છે.' બીરબલે કહ્યું કે 'બરાબર છે પણ મિયાંસાહેબ! એરૂપિઆહું ખાઇ ગયો છું તેરો પુરાવો શો? એટલું બોલી પોતે સાથે તમામ દફતરો આણ્યાં હતાં તે ખોલી દિલ્હીનું ખાતું કાહાડી બાદશાહને બતાવ્યું કે મેં તે વાણીઆના કહેવા મુજબજ દફતરમાં રકમ જમે કરી છે કે નહી? તપાસ કરાવો. શાહે રાજા ટોડરમલ કે જે જમાબંદી ખાતામાં એકઠો હતો, તેના તરફ જોઇ કહ્યું કે દિવાનજી! આ દફતરમાં તપાસો કે આ તકરારી રકમ જમે થઇ છે કે નહી? ટોડરમલે તપાસી જોયુ તો તે રકમ નિયમ પ્રમાણે જમે થયેલી હતી તેથી બિરબલ નિર્દોષ છે એમ જાણી શાહ ચુગલીખોર ઉપર ગુસ્સે થઇ એક લાખ રૂપીઆ દંડ કર્યો અને વાણીઆને અવળે ગધેડે બેસાડી ગામ-

માં ફેરવી પેર ઉતાર્યો. આ પ્રમાણે થવાથી બીરબલની રકમે તરફકટ ઉભા કરનાર ફૂગ્ગુમુખ વાળા થઇ ગયા અને આ બનાવથી બીરબલને તો કેસટો વિશેષ લાભ એ થયો કે, બાદશાહની મેહેરબાની હતી તે કરતાં અતિ વિશેષ થઇ, આ બનાવ બનવાથી તરકટી લોકોએ કચેરીમાંથી એક પછી એક પોબારા ગણ્યા. પછીથી માત્ર જગન્નાથ પંડિત, દિવાન રાજા ટોડરમલ, ફૈજી, અબુલફજલ અને મુલ્લાં દોપ્યાજે વગેરે સભામાં બિરાજેલ હતા તે સમયે શાહે બીરબલ પ્રત્યે કહ્યું કે 'બીરબલ તેં બધા લોકોનો વ્હેમ દૂર કર્યો; પરંતુ હું તો એ સઘળું તારૂંજ તરકટછે એમ સમજુ છું જગન્નાથ પંડિત આ દુહો કોનો બનાવેલો ધારો છો? જગન્નાથે જવાબ આપ્યો કે—'નેકનામવર! આ જગતમાં એવી કવિતા કાલીદાસ અને બીરબલ શિવાય બીજો કોણ બનાવી શકે તેવો છે? તે છતાં કવિરાયનેજ પુછશો તો વધારે ખુલાસો મળશે; કેમકે એ પોતે સમજે છે કે—

**બાત બઢા કે બોલ મત, જુઠે બઢે જન મ્હોત;**
**નાગર કોઇ નાગગર એક હર્ફમેં હોત.**

વાત વધારીને કહેવી નહી; કેમકે જુઠું બોલવાથી માણસનું આયુષ ઘટે છે! જુઓ કે નાગર શબ્દ અતિ ઉત્તમ છે; છતાં જો તેમાં એક 'ગ' અક્ષર ઉમેરી દઇએ તો નાગગર એટલે નાગ—સર્પનું ઝેર થઇ જાય છે; મતલબમાં વાત વધારવાથી આ પ્રમાણે અર્થનો અનર્થ થઇ જાય છે.

આ પ્રમાણે જગન્નાથનું બોલવું થયું એટલે શાહની મરજી ઓળખી બીરબલ બોલ્યો કે 'કિબ્લે આલમ સાચ વિના આપ સમક્ષ કદિ હું જુઠબોલનાર નથી. એ દુહો મારોજ બનાવેલ છે; તેમ ટહેલીઓ પણ મારા કહેવાથીજ આવ્યો હતો. મારા પ્રતિપક્ષિઓ નજીવાં તોહમતો મુકતાં પણ વિચાર કરતાં નથી; તેમજ તેમાં મરી મીઠું ભભરાવી આપની આગળ ચાડીઓ ખાય છે એ ખુલ્લું પાડવા માટે આ ખેલ રચ્યો હતો, તે માટે હું માફી માગું છું અને સોગંદ ખાઇ કહુ છું કે, મેં એક દમડી પણ હરામની ખાધી નથી.' શાહે કહ્યું કે, તે વાતની ખાત્રી તો પૂરવો થતાંજ થઇ ગઇ છે

પણ જરા કહેવું પડે છે કે, લોકોની સાથે મિલનસારપણાથી વર્ત્યા હતે તો ઠીક કહેવાત.' ટોડરમલ બોલ્યો કે–'આલમપનાહ ! વસુલાતનું કામજ એવું છે કે, મિલનસારપણું સચવાતુંજ નથી; કેમકે **માગનારો કોઇને મીઠોલાગે નહીં.** બાદશાહે કહ્યું કે 'એમ તે કેમ કહેવાય ! મારા રાજ્યમાં ક્રોડોની પેદાસ છે; છતાં કોઇ મારૂં કેમ બુરૂં બોલતું નથી ?' ટોડરમલ હાથ જોડી હસીને બોલ્યો કે–'નામદાર ! એ ક્રોડો રૂપીઆ આવા ઉઘરાવનારજ પેદા કરે છે, તેથી તેને તો સર્વ લોક ગાળોજ દેછે. આપનું કામ તો પૈસા ખર્ચવાનું છે, એટલે લોકો આપની ઉદારતા વખાણે એમાં આશ્ચર્ય શું ? આપજ વિચારો કે–બીરબલે જે પૈસા ઉઘરાવ્યા તે કોના માટે ?

**તરની ભરની કરન સો, બિન ધન કિસ્કે કાજ;**
**મ્હેશુલી શુલી લગે, રાજા રાજ ધિરાજ.**

તરણી કહેતાં સૂર્ય જે બહુ તપીને ઉષ્ણકાળમાં ભરણી કરે છે તે વરસાદ વિના બીજા કોના માટે છે ? અર્થાત્ મેઘરાજનો ભંડાર ભરવા આકરા તાપવડે જળ શોષે છે; તોપણ જગતનોધારો છે કે, મ્હેસૂલ ઉઘરાવનારા માણસો તમામને શૂળી સમાન લાગે છે અને તે જ પૈસા ખરચનાર રાજા તે પરમ ઉદાર રાજાધિરાજ કહેવાય છે, પણ એમ નથી વિચારતા કે ઉઘરાવનારો કોના માટે હેરાન કરતો હતો ?

આ પ્રમાણે ટોડરમલનું બોલવું સાંભળી બીજો કોઇ એક બોલ્યો કે 'મ્હેસૂલનું કામ એવું છે ખરૂં, પણ મિઠાસ રાખી હોય તો જરા ફેર પડે.' મુલ્લાં દુઝાએ કહ્યું કે–'કાંઇ નહી સૂર્યના દ્રષ્ટાંત ઉપરથીજ વિચાર કરો કે–

**હસ હસ જળ ચુસે રવી, ધન બરસે હો ઘોર;**
**તદપિ મેઘ મહારાજરૂ, દિનકર કઠિન કઠોર.**

સૂર્યનારાયણ હસી હસીને પાણી શોષી લે છે અને વરસાદ ભયાનકરૂપ ધારણ કરીને વરસે છે; છતાં વરસાદ તે મેઘરાજાજ કહેવાય છે અને દીનકર કહેતાં દીવસનો કરનાર સૂર્યજ છે, છતાં પણ તે તપે છે તેથી લોકો તેને કઠીન કઠોર વગેરે વિશેષણ લગાડે છે. દુનીયામાં પણ કહેવત છે કે, દુઝતી

ગાયની સહુ લાતો ખમે છે; અને લુખાં લાકડ કશા કામમાં આવતાં નથી.

આ પ્રમાણે વાક્ય વિલાસ સાંભળી અકબરશાહ પ્રસન્ન વદને બોલ્યો કે 'આજેતો પુનઃ કાવ્ય વિનોદ સારો ચાલ્યો. પ્રથમ ફોજદારી કામ તપાસાયું, પછી ઉષ્ણ કાળના સૂર્યની કવિતા થઈ. જગન્નાથ પંડીત! હવે એ વિષે તમે પણ કાંઇ કવિત કહો પછી સભા બરખાસ્ત કરીએ.'

તદનંતર જગન્નાથ પંડીત કવિતા રચે છે એટલામાં તે દીવસની બનેલી તમામ હકીકત પુરી કરવાના અણુસારજબે પોતાના મુનશીને તાકીદ આપી ધમકાવ્યો કે 'જે હું લખાવું છું તે લખતાં આજે કેમ બહુ વિલંબ થાયછે?' મુનશીએ જણાવ્યું કે–'હજરત! દુઆતમાં પાણી નાખી નાખીને થાક્યો, પણ આ સખ્ત તાપને લીધે શાહી સુકાઇ જાય છે.' આ રકઝકનો અવાજ શાહને કાને પડ્યો તેથી પુછ્યું કે–'મુલાંજી! શું છે?' જગન્નાથ બોલ્યો કે 'નામવર! એ પ્રશ્નનો ઉત્તર મારી કવિતામાંજ આવી જશે એમ કહી બોલ્યો કે—

**હર્ખે અર્ઘ્યદે અર્કકો, નર ધર્મીષ્ટ પ્રભાત;**
**તપે દુપોહરે તબસણી, દરીઆ અરૂ દુઆત.**

જે ધરમિષ્ટ લોકો છે તે પ્રાતઃકાળેજ હર્ખ સાથે સૂર્યને અર્ઘ આપે છે, પણ એવા થોડા હોય છે, ઘણા ખરા તો બપોરે સૂર્ય તપીને તેમની પાસેથી પરાણે પરસેવા રૂપે પાણી ઝરાવે છે ત્યારેજ અર્ઘ આપે છે પછી તે દરીઓ હોય કે દુઆત હોય. મતલબમાં પૈસાવાળા માણસોને આપવું ગમતું નથી અને તેની પાસે લેવા–વસુલ કરવા જઈએ ત્યારે બળાત્કાર કરીએ ત્યારે વસુલ થાયછે માટે દશ વર્ષની ચઢેલી મહેસુલ વસુલ કરવાને માટે આ પૈસાદાર વાણીઆને કેદમાં મોકલવો પડ્યો હોય તો એમાં કાંઇ નવાઇ જેવું નથી.' આવું જગન્નાથ પંડિતનું સમયોચિત વાતને પુષ્ટિ આપનારૂં બોલવું સાંભળી સર્વ સભાજનોનાં દીલ રંજન થયાં.

બાદશાહે બીરબલ પ્રત્યે કહ્યું છે 'આ શાસ્ત્રી મહારાજે તો તારા પક્ષનો શાસ્ત્રાર્થ પણ કાહાડી આપ્યો.' તે સાંભળી બીરબલ બોલ્યો કે–

' ખુદાવિંદ ! નકોરને માટે તો ફંડજ બ્યાજથી છે અને તે પરંપરા બાપદાદાના ઘરથી પણ ચાલતી આવેલ છે. તદનંતર કચેરી બરખાસ્ત થઈ.

**વાર્તાનો સાર** એ છે કે-વિઘ્નસંતોષી માણસો પારકી ચઢતીને જોઈ શકતા નથી; અર્થાત્ બીજાને સુખ કે સંપદા મળેલી જુવે છે કે, તેમના પેટમાં ભારે બળતરા ઉઠે છે અને તેથી અન્યના સુખને પાયમાલ કરવા અત્રિત ઘટનાઓ વડે પોતાનો દુષ્ટ ઉદ્યમ આગળ ચલાવે છે, છેવટે જ્યારે હારી પાછો પડે છે અને પોતાનું માન પોતેજ ગુમાવે છે; પરંતુ એમ વિચારતા નથી કે-'**જેને રામ રાખે તેને કોણ ચાખે?**' ઉલટો તે દુષ્ટ જનોનો ત્રાસ પુણ્યશાળી ને લાભદાયક થઇ પડે છે; કેમકે—

**ભલે અધિક સજ્જનને, પડે કષ્ટ પણ અંતે સુખ પામે; કસે તવે ને ટીપે, તોજ કનકમાં અધિક રંગ જામે.** બીજો સાર એ લેવાનો છે કે, અકબરશાહ કેવો વિદ્યા વિલાસિ, ગુણગ્રાહી અને સત્ય શોધક વગેરે ગુણના ધામરૂપ હતો ? માટે તેવા સદ્‌ગુણી વીરનરનું અનુકરણ રાજ્ય વંશિઓને અવશ્ય કરવું ઘટે છે.

———:o:———

## વાર્તા ૯૦ મી.

કુપંથી નિવારી સુપંથ ચલાવા, ગુન પ્રકટે અવગુનહિ દુરાવા,

**માહાત્મા તુળસીદાસજી.**

### " સમજુની બલીહારી છે! "

એક સમય અકબરશાહ કચેરીમાં બિરાજ્યા હતા તે વખતે અમુક કાસદ ઘોડો દોડાવતો આવી આતુરતા વડે એક કાગળ શાહના હાથમાં આપ્યો, અને બાદશાહે તરત વાંચ્યો. ક્ષણેકવાર વિચારી કરી પછી વાર્તા પ્રકાશ કરી કે ' કાંઇ ચિંતા નથી કાલે હું પડે એ હજાર સ્વાર લેઇ ચંદ રાજા ઉપર ચઢાઇ કરીશ; પણ મને અધિક આશ્ચર્ય એ થાય છે કે-ચંદ રાજાની ઉપર હું બહુજ પ્રીતિ રાખતો હતો; છતાં એણે બંડ શા કારણથી ઉઠાવ્યું ? તે સમજાતું નથી ! '

આ પ્રમાણે શાહનું પ્રશ્ન સાંભળી સર્વ કચેરી મંડળ નિચું જોઇ રહ્યું કેમકે ખંડ ઉઠાવવાનું મૂળ કારણ તે સઘળાઓના જાણવામાં હતું કે, તમામ ક્ષત્રિયો કેટલાક સમયથી ધુંધવાઇ રહેલા છે; કારણ કે, અકબરશાહ જનાનખાનામાં દર શુક્રવારે મોટા મોટા રાજાની ક્ષત્રિયાણીઓને બોલાવી બજાર ભરતો હતો અને તે વખત શાહ પંડે છે બજાર જોવા જતો હતો, જો કે ત્યાં કોઇ જાતના બગાડની વાત ન્હોતી; તદપિ એ આચરણથી હાની થીરો બહુ નારાજ થતા હતા; કેમકે પડદેનશીન રજપૂતાણિઓને ખુલ્લે મ્હોઢે ફરતી શાહ જુવે, તથા સ્હેજ મશ્કરી ટોળી પણ થાય તે રજપૂતોને બિલકુલ પસંદ નહોતું; પરંતુ આ વાત શાહને મ્હોઢે કોણ કહી શકે ? રાજા ટોડરમલે બીરબલ પ્રત્યે ઇસારો કર્યો કે–'સમય આવ્યો છે માટે હસતાં હસતાં કટાક્ષ વચન કાને પહોંચાડી દે,' બીરબલે ઇસારાથી કહ્યું કે ઠીક !'

બાદશાહ અબુલફજુલને આવતા દિવસ માટેની સુચના આપી રહ્યા કે, જાણે કશા નવીન શોચનિય સમાચાર નથી તેવો હસતો ચ્હેરો કરી બીરબલને કહ્યું કે–'હે કવિરાય ! આજે સમયને અનુસરતો વર્ષા ઋતુનો કવિતાવિનોદ કેમ ચલાવતા નથી ? આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે–

**રંગ બેરંગિ મનોહરી, પતરી પયોધરી વૃંદ;**
**મિત્ર ઠરા થિર રકત હો, ચાપ ચઢાયા ચંદ.**

આ મારમિક દુહો સાંભળતાં વેંતજ સકલ સભા અધોમુખ થઇ ગઇ અને સઘળા વિચારમાં પડયા કે 'હવે બાદશાહ શું કરશે !' પણ શાહ મોટા મનનો શાહાણો હોવાથી સમજી ગયો કે, મને પરોક્ષ રીતે બોધ કરવા માટેજ આ બીરબલનાં કટાક્ષ ભર્યા વચનો છે તેથી તે એટલુંજ બોલ્યો કે–બીરબલ મેં તને વર્ષા ઋતુની કવિતા કરવા કહ્યું હતું તેને ઠેકાણે આ શું કહ્યું ?

બીરબલ અતિ નમ્રતાથી માથું નમાવી બોલ્યો કે–'શિરતાજ ! એ વર્ષા ઋતુના સાયંકાળનું વર્ણન છે. એમાં એમ કહ્યું છે કે–રંગ રંગની મનને હરનારી પાતળી વાદળીઓના ટોળામાં મિત્ર કહેતાં સૂર્ય રાતો ચોળ થઇને સ્થિર ઉભો છે મેઘ ધનુષ્ય ચઢયું છે અને ચંદ્રમાં સ્હામો આવે છે.

આ પ્રમાણે બીરબલે ઉક્ત દુહાનો અર્થ કહી સંભળાવ્યો. પણ બાદશાહે જણાવ્યું કે-'એ અર્થ બરોબર અર્થ સંગતી ધરાવનારો નથી; કેમકે સૂર્ય સ્થિર-ઉભો રહેતોજ નથી!' બીરબલે જવાબ આપ્યો કે 'હજૂર સૂર્ય સ્થિર રહેતો નથી, પણ સંધ્યા વખતે-સૂર્ય અસ્ત થતી વખતે નિહાળીને જોઇએ છીએ તો, તે ઉભો રહેતો હોય તેવોજ દેખાવ આપે છે.' જગન્નાથ પંડિત વગેરેએ આ વાર્તાને પુષ્ટિ આપી કે, સાયંકાળે તેજ પ્રમાણે સૂર્ય દેખાય છે એ ખરૂં છે. તેથી એ વાત સાબીત થઇ ત્યારે ફરી શાહે શંકા કરી કે વાદળીઓને પાતળીનું વિશેષણ આપવાનું પ્રયોજન શું?'

આ પ્રશ્નનો જવાબ કેવા પ્રકારે દેવો એવો બીરબલ વિચાર ચલાવે છે. એટલામાં અકબરની સભાનાં અમૂલ્ય નર રત્નો પૈકી એક જોષીરાજ ત્યાં હાજર હતો, તેમ બીરબલના મિત્ર તેથી બોલી ઉઠયો કે-નામવર! આ આખર દુહામાં 'પતરી' એજ વિશેષણ જ્યોતિષ પક્ષે ખરે ખરૂં સાભિપ્રાય છે; કેમકે જો વાદળીઓ ઘટ્ટ દહે-જાડી હોય તો તે ઘનઘોર દેખાય અને વૃષ્ટિ થાય પણ જ્યારે વાદળીઓ પાતળી હોય છે ત્યારેજ તેને ભેદીને સૂર્યનાં કિરણો આપણી તરફ આવી શકે અને આકાશમાં રંગબેરંગી લીલા જામી રહે છે.

આ પ્રમાણે જોશીરાજનું બોલવું સાંભળ્યુ, તદપિ બાદશાહે ગુસ્સાનો ઉદ્વેગ બતાવી બીરબલ પ્રત્યે કહ્યું કે-એ દુહો ફરીથી કહે અને એની અંદર બીજો શો ભાવ રહેલ છે તે જલ્દીથી બતાવ!'

આવો શાહનો કઠોર હુકમ થયો કે, પ્રથમનો દુહો કહી સંભળાવ્યો અને તેનો અર્થ કરતી વખતે જરા આંચકો ખાવા લાગ્યો, તે જોઇ શાહે કહ્યું કે-'બહીશ નહી અહીંયા તો સઘળું ખાસ મંડળજ છે માટે સ્પષ્ટ રીતે તેમાં રહેલો ભાવ કહી બતાવ.' આવું શાહનું બોલવું થતાંજ બીરબલને હીંમત આવી અને બોલ્યો કે-"ભાતભાતના રંગવાળી મનને હરણ કરનારી પાતળી આંખોના સમૂહમાં મારો મિત્ર આશક્ત થઇને સ્થિર-ઉભો છે અને તેના સ્હામો ચંદરાજ ધનુષ્ય ચઢાવી ધસી આવ્યો છે." આ પ્રમાણે આ દુહાની અંદર ભાવ ભરેલો છે.' એમ કહીને અતિ નમ્રતા પૂર્વક

મસ્તક નમાવી કહ્યું કે–કિબ્લે આલમ્! બેઅદબી માટે માફ માગું છું; કેમકે આ ખાસમંડળ આપને આ બાબતમાં લાંબા વખતથી કાંઇ કહેવા ઇચ્છતું હતું, તેથી મ્હેં આપનું ભલું ચાહી મારૂં માથું આપની તરવારની ધારઉપર મૂક્યું છે, ચાહેતો કાપી નાખો કે, શિરપેચ બંધાવી સુશોભિત કરો !'

આ પ્રમાણે બીરબલનું બાદશાહ સાથેનું બોલવું સાંભળી; તેમજ અન્ય માનવંતા સભાસદોએ પણ ફકત વાતને ટેકો આપવા સરખાજ યોગ્ય શબ્દો બોલ્યા કે–'આલમપનાહ ! રાજ્યહિતને માટે આવી ચેતવણી નામવરને અમારે આપવી એ અમારી ખાસ ફરજ છે અને તેથીજ આપના વિચારને લગતો હાજી હા ન કહેતાં અમારો ધર્મ બજાવ્યો કહ્યું છે કે—

**સચીવ વૈદ્ય ગુરૂ તીનજો, પ્રીય બોલહી ભય આસ;**
**રાજ ધરમ તનુ તીનીકર, હોહી બેગહી નાશ.**

કારભારી–પ્રધાન, વૈદ્ય અને પોતાનો ધર્મગુરૂ એ ત્રણ જણા જો રાજા, રોગી અને સેવકો એઓને ખોટું લાગશે! ગુસ્સે થશે ! એવી વિચારણાને લીધે ભય કિંવા આશાને અવલંબી મીઠું બોલે તો રાજ્ય ધર્મ અને શરીરનો નિશ્ચે નાશ થાય; અર્થાત્ દિવાન રાજાના ભયથી વા, વિશેષ પગાર થવાની આશાને લીધે, વૈદ્ય રોગી તરફથી પૈસા લેવાની આશાએ ખાવા પીવાની છુટ આપે અને ગુરૂ સેવકો પાસેથી પૈસા કે ધર્મના કાર્યો માટે સાધન મેળવવાની આશાએ જો સત્ય માર્ગ ન બતાવે અને હાજી હા કહે તો જાણવું કે, તે રાજાનું રાજ્ય, રોગગ્રસ્ત રોગી અને ધર્મ એ ત્રણેનો જલદીથી નાશ થશે, માટે યોગ હિત વચનો કહેવા માટે ભય આશ ન રાખતાં એજ કારણને લીધે આમ કહેવાની આવશ્યકતા સમજી આ વર્તણુક ચલાવી છે તે માટે માફી બક્ષશો.

અકબરશાહ તો પ્રથમથીજ આ વાત સમજી ગયો હતો, તેથી તે ક્ષત્રીઓનાં દિલ દુખાવા સરખો પ્રકાર હવેથી બંધ પાડવો એમ ખાસ સંકલ્પ કર્યો હતો; પરંતુ આટલું વિવેચન કરવાની મતલબ ફકત બીરબલની હિંમત, ચાતુરી અને હિતચિંતકપણું જોવા માટેજ હતી. શાહ બીરબલ

અને સભાસદો ઉપર બહુજ પ્રસન્ન થયો અને તેમનાં પોતાના મુખેજ બહુ વખાણ કરી આભાર માન્યો અને કહ્યું કે–'મારાં અહોભાગ્ય છે કે મને તમારા જેવા હિતચિંતક મંત્રીઓ મળ્યા છે એ ખરેખર પરવર દિગારની કૃપાનીજ નિશાની છે! આવું હિતચિંતકપણું રાજ્યને સલામત રાખવા જનાવશો જેથી ખુદા નેકીનો બદલો બે સુમાર આપશેજ!!'

આવું શાહનું બોલવું સાંભળી સર્વે જણા સલામ કરી વિનવવા લાગ્યા કે–'જહાંપનાહ! એ આપની લાયકી છે કે, આપ અમારામાં હજારો અવગુણ છે છતાં ગુણ માનો છો એ અમારાં પણ અહોભાગ્ય છે! અને કદાચ અમારામાં કિંચિત્ માત્ર કાંઇ પણ ગુણ છે; તોપણ તેની કદર કરનાર આપના જેવા આ જગતમાં માલિક કોણ મળનાર છે?! ખુદા મોલા આપને જુગોજુગ પ્રતાપસિંહ અમર રાખે!!'

તદનંતર શાહે કચેરી બરખાસ્ત કરી ચંદરાજનો પરાજય કરવા તત્પર થયે.

**વાર્તાનો સાર** એ છે કે, બીરબલ કેવો હિંમત બાહાદૂર તથા એક શબ્દના અનેક અર્થ કરે તેવો અને ગુણી જનોને પોતાના પક્ષમાં રાખનાર હતો? તેમજ શાહ પણ ગુણગ્રાહક તથા કાવ્યના ભાવને સમજનાર કેવો હતો? અને પોતાની પ્રજા કે, મિત્રોનું દિલ દુભાય તેવો પ્રકાર પોતાની ભૂલથી થતો તરત બંધ કરવા માટે કેવો કાળજીવંત હતો? તથા તેવો હતો તોજ આજે એકે અવાજે આર્ય પ્રજા યવન રાજા છતાં તેના ગુણાનુવાદ ગાઇ રહી છે! એજ તેના ઉત્તમ ગુણની સાબેતી કરનાર દાખલો બસ છે. માટે અન્ય યવન કે આર્ય રાજવંશિઓએ તે મહાન્ પુરૂષના ઉદાહરણને અનુસરવું ઘટે છે.

---

## વારતા ૯૨ મી.

### બ્રાહ્મણ એઠું બોલેલું અન્નનો અંગીકાર કરતાજ નથી.

ગુણ ગ્રાહક ગુણિને સદા, પરખી બે પળ માંહિ;
તેમ ગુણિ નિજ ગ્રાહક પ્રતે, શોધે ધરી ઉછાંહ. મુકુંદ.

એક સમય અકબરશાહ ગુણિજનોની ખાસ મંડળી ભરી કાવ્યવિનોદ ચલાવતો હતો, એટલામાં મુલ્લા ફૈઝીનું આવવું થયું અને મુગલાઇ નિયમ પ્રમાણે સાત સલામ કરી બોલ્યો કે–

**ચલત ચમક સમશેર શત, જલજા જડ હો જાત;**
**એસી જીસકી સૈન ઇક, કહા બૈનકી બાત.**

આ દુહો સાંભળી સભાના આગેવાનો પૈકી ચાર પાંચ જણાઓ બોલી ઉઠયા કે, વાહ ! ખુબ કહી સચ્ચ બાત હૈ !! આ વખતે બીરબલ પણ હાજર હતો તે સમય વિચારી બોલ્યો કે 'આફ્રિન ખુબ મઝેની વાત કહી ! જેની માત્ર એક નજરથી હજારો તરવારો ચમકીને ચાલવા લાગે છે અને જો કૃપાની હોય તો લક્ષ્મી ત્યાંજ સ્થિર થઇને વાસો વસે છે, તે પાદશાહના મ્હોંમાંથી એક બોલ નિકળે અને તે પ્રમાણે તેના દરબારીઓ અમલ કરે એમાં શું આશ્ચર્ય ?'

ફૈઝીની કીર્તિ સાંભળી જગન્નાથને ગુસ્સો ચઢતો હતો તેથી આ પ્રસંગે પણ બોલી ઉઠયો કે 'આ કવિતામાં રસ કયે સ્થાનક છે ?' આ પ્રમાણે જગન્નાથનું બોલવું સાંભળી બાદશાહે ફૈઝીને કહ્યું કે–'તે રસ જે સ્થાનકે રહ્યો હોય તે બતાવો;' આવું શાહનું બોલવું સાંભળ્યું. જો કે ફૈઝી ઉત્તમ પ્રકારનો કવિ અને પંડિત હતો ખરો, પણ કાવ્યના નિયમ પ્રમાણે પ્રશ્ન કર્ત્તાને સમજાવી શકવાની તેનામાં શક્તિ નહોતી; કેમકે સંસ્કૃત ભાષા શિવાય અન્ય ભાષાઓ પૂર્ણ નથી, તેમ સહિત્યો વગેરેની પણ અન્ય ભાષાઓમાં ઘણીજ કચાશ છે. ફૈઝી સંસ્કૃત–ભણ્યો હતો, પણ જગન્નાથ પંડિત આગળ તે ટકી શકે તેટલું તેનામાં સામર્થ્ય નહોતું; તોપિ ઉત્તર દેવા વિચારણા કરતો હતો, એટલામાં બીરબલ ફૈઝીના મનનો ભાવ સમજી શાહના માનીતા માણસનો પક્ષ કરવાથી પરિણામે અતિલાભ થાય છે તથા પોતાના ઉત્તમ જ્ઞાનની પણ ચમત્કૃતિ ઝળકતી રહે તેટલા માટે બોલ્યો કે–'હજૂરનો હુકમ હોય તો તે દુહામાં રસ ક્યાં રહ્યો છે તે જરા કહી બતાવું ?' આવું બીરબલનું વિનય યુક્ત બોલવું સાંભળી શાહે કહ્યું કે–

ખુશીથી કહી બતાવી !, પછી બીરબલે કહ્યું કે–' ફક્ત દુહામાં એ ચમત્કાર છે કે–' આપના હુકમ પ્રતાપથી લોહા જેવા જડ અને કઠિણ પદાર્થો પણ ચલન શક્તિ પામે છે અને લક્ષ્મી જે ચંચળ વસ્તુ તે સ્થિર થઇ જાય છે એમ કહ્યું છે, એ ઉપરથી આપનો હુકમ સર્વ માન્ય છે, એમ આ કાવ્ય સિદ્ધ કરી આપે છે અને તેની સાથે આપના પ્રતાપ તથા ઉદારતાનું વર્ણન પણ થયું. આ વ્યંગ્યાર્થ **'ચલન'** અને' **જડ** ' એ બે શબ્દ ઉપરથી સમજાયછે કે, એમાં વિશેષ રસ રહેલો છે એમ કહેવામાં જરા ખોટું ગણાય તેમ નથી અને તે શિવાય એમાંના પદેપદ સાભિપ્રાય રસમય છે.

બાદશાહની સભામાં એક સૈયદ જનુનુદ્દીન હતો અને તેનામાં જનુંની પણું પણ અત્યંત હતું તથા સંસ્કૃત ભાષાનો કટ્ટો દુશ્મન હતો: ફક્ત તેને ફારસી અને અરબ્બી ભાષાજ પ્રિય હતી.અકબરશાહે દરબારી ભાષા ઉર્દુ કરી હતી તેને માટે તે બહુજ નારાજ હતો તેમઅકબરશાહને કટુવચનોસંભળાવનારો પણ એ એકલોજ હતો; પરંતુ સારો વિદ્વાન હતો તેથી તેના દુર્ગુણો તરફ લક્ષ ન આપતાં શાહ તેનું માન જાળવતો હતો તે ઉપરના દુહાના ભાવાર્થ વિચારી ઘણો ચીડવાઇ ગયો અને બોલ્યો કે ' ફૈઝીજેવો આરબી ભાષાનો કાબેલ મોલવી કાફરોની જુબાનમાં શાહેરી કરે છે. એ જોવુંજ કેવું ગુન્હા ભરેલું કામ છે ? તેમાં વળી સેતાની સંસ્કૃત ભાષાનો ' **જલજા** !' એ શબ્દ લખવાની શી જરૂર હતી ? આ શબ્દમાંજ ફૈઝીની શાહેરી ઉપર બદદુવા ખુદાએ મુકી છે ! આ મિજલસમાંના પણ કેટલા જણ એ બોલને સમજ્યા છે તે તો તપાસી જુવો ? આવું સૈયદ સાહેબનું બોલવું સાંભળી કેટલાક મિજ્લલસીઓ પોતાની નજર ફેરવી બેઠા: કેમકે રખેને એ બાબતમાં આપણનેજ પુછે ? પરંતુ બીરબલ તો નિ:સંકપણે બોલ્યો કે–' લક્ષ્મી ચપળ છે એ વાત **'જલજા'** એટલે પાણીથી ઉત્પન્ન થએલી એમ કહેવાથીજ બરાબર સમજાય છે; કેમકે સૈયદ સાહેબને આ વાત તો યાદ હશે કે " **સોબતે અસર અને તુખમે તાસીર** " આવ્યા વીના રહેજ નહીં, એથી પાણી ચપળ અને તેનાથી ઉત્પન્ન થયેલી લક્ષ્મી ચપળ હોયજ ! આ દહે-

વત સાંભળી સર્વ સભામંડળ ખડ ખડ હસી પડ્યું; કેમકે મીરઅલી સૈયદ સાહેબની સૈયદીનું જડમૂળ શોધી વાકબાણ માર્યું, એટલે સૈયદ લાહોરના એક ખાટકીનો છોકરો હતો, પણ વીદ્યાભ્યાસથી મુલ્લાંમાંથી પરાણે પપામાંથી પીરમહમદ થાય તેમ સૈયદ થઇ પડ્યો હતો, તે વાત ઉપરથી ઉપરની કહેવત સૈયદનું કાળજું કોરનાર થઇ પડી. આ હાસ્યાસ્પદ પ્રકારથી શાહ ખુબ પ્રસન્ન થયો, પણ વીવેકથી હસવું થંભાવ્યું અને ચોપદાર તરફ ઇસારો થતાં તેણે ગર્જના કરી કે "અદબ"

આ તરંગ રંગથી સર્વ સભામંડળનાં મુખ પ્રફુલ્લીત થયાં, પણ જગન્નાથ પંડીત તો ધુંધવાયલા અગ્નિની પેઠે રૂપધારણ કરી બેસી રહ્યો હતો, તે જોઇ બાદશાહે પુછ્યું કે–'પંડીતરાજ! ફૈઝીની શાહેરી–કવીતાથી સૈયદ સાહેબ તો નાખુશ થયા, પણ તમો પ્રસન્ન થયા કે નહી?' આવું શાહનું બોલવું સાંભળી જગન્નાથ પંડીતે કહ્યું કે–'અમે બ્રાહ્મણ લોક એઠું–એટલું અન્ન અંગીકાર કરતાજ નથી' આ વાક્ય સાંભળી સર્વને આશ્ચર્ય ઉપજ્યું કે–મુલ્લાં ફૈઝીએ જે શીઘ્રપણે પ્રસંગોપાત કવીતા બનાવી તે ઉચ્છીષ્ટ શી રીતે થઇ?' પછી સુંગારી પંડીત જગન્નાથ સ્વાભીમાનના હાસ્યની સાથે બોલ્યો કે–'સરકાર! આ દુહો મુલ્લાં ફૈઝીએ કોઇ વખતે પોતાની બીબીને સારૂ બનાવેલો જણાય છે અને તેનું એઠું આજે આપણને ભેટ કરે છે.' સર્વ સભામંડળે જાણ્યું કે–પંડીત રાજે ચતુરાઇથી ફક્ત દુહાનો અલૌકીક પ્રકારનોજ અર્થ લગાવ્યો હશે, એ ઉમંગથી પ્રસન્ન વદને સર્વ સાંભળવા ઉત્કંઠા ધરાવતા જોઇ પંડીતે કહ્યું કે–'એ દુહાનો મૂળ અર્થ આ પ્રમાણે છે:– કહે છે કે આ બીબીની કટાક્ષ એવી છે કે, તેમાંથી હજારો ચમકતી તલવારો નીકળે છે અને તે ચાલી જાય છે, એટલે ચારે તરફ ઉભેલા સધળાઓની કતલ કરી નાંખે છે! એ કટાક્ષનું મનોહર પણું જોતાંજ લક્ષ્મી જે રૂપનો ભંડાર છે, તે પોતાને કદરૂપી સમજી જડ થઇનેજ ઉભી રહે છે, એવી જેનો એક કટાક્ષ છે તે જો તે બોલે તો પછી તેની ખુબીજ શી?' આ પ્રમાણે ફૈઝીબીબીની સુંગાર વૃત્તિ ઉત્તરોત્તર ઉછળતી જાય છે.

આ પ્રમાણે પંડિત રાજનો કરેલો અર્થ સાંભળી સર્વ સભા છક થઇ ગઇ અને જગન્નાથથી અપૂર્વ બુદ્ધિનાં વખાણ કરવા લાગી, પણ રસના વિષયમાં ફૈઝી પંડિત રાજથી ઉતરે તેવો નહોતો, તેથી ફૈઝીએ જણાવ્યું કે– 'પંડિતરાજ ! તમો મારી કવિતાનો ગૂઢ શૃંગારનો આશય પ્રકટ કર્યો તે માટે હું આપનો આભારી છું; પરંતુ આપને માલમ નહીં હશે કે, અમે મુસલમાન લોકો ખુદાને માશુક–સ્ત્રી રૂપેજ ભજીએ છીએ; અર્થાત્ એ કવિતા સ્ત્રીની નથી પણ ખુદાની છે. આ જવાબથી શાહ ઘણો પ્રસન્ન થયો; કેમકે જગન્નાથના પુર્વપક્ષનું ખંડન થયું અને તે સાથે પોતાને ખુદાઇની ઉપમા મળી; તોપણ વિવેકને માટે જગન્નાથની શિઘ્ર કલ્પના બહુ વખાણી બીરબલ તરફ જોઇ કહ્યું કે ' આ કવિતાનો કોઇ ત્રીજો અર્થ કરી શકે છે?' તે સાંભળી બીરબલ બોલ્યો કે–' પૃથ્વીનાથ ! આપે જગન્નાથ કવિની પ્રશંસા કરી તે યથાર્થ છે. પણ આ દુહામાં તેમની બુદ્ધિનુંજ રૂપ વર્ણવ્યું છે જગન્નાથ પંડિતની બુદ્ધિ કેવી છે કે–' **ચલત ચમક સમશેર સત,** સત એટલે સાચું. અને સાચું એટલે શાસ્ત્ર તેમાં કઠિન વિષયોમાં તરવારની પેઠે ચળકતી ચાલે છે; અર્થાત્ કોઇ પણ વિષય જેને કઠિન–અગમ્ય નથી; પણ શું માત્ર કઠિણજ છે ? કોમળતા કે રસિકતા તેમાં નથી ! **જલજાજર હોજાત** ' એટલે સંધિ તોડતાં જળજ કહેતાં કમળ અજર થઇ જાય છે; અર્થાત્ તેની કોમળતા કદિ પણ જતી નથી, '**ઐસી જીસકી સૈન હૈ**' એવી જે બુદ્ધિ રૂપી સરસ્વતીની એક નજર છે તે સરસ્વતી **કહા બૈનકી બાત!**' બૈન એટલે વીણા લઇને જ્યારે સંગીત કરવા બેસે ત્યારે તો તેની કોમળતા કેટલી જાણવી?'

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી ચારે તરફથી શાબાશ ! શાબાસ ! એજ અવાજ સભાગંડળમાં છવાઇ રહ્યો શાહ પણ બહુજ પ્રસન્ન થઇ ગયો અને બીરબલના બુદ્ધિબળની અત્યંત તારીફ કરવા લાગ્યો, તેમ જગન્નાથ પંડિતે પણ કબુલ કર્યું કે, મારા કરતાં પણ બીરબલની કલ્પના વિશેષ સુંદર છે. તદનંતર અમૂલ્ય શિરપાવ તેને ઇનાયત કર્યો.

વાર્તાનો સાર એ છે કે-અકબરશાહની સભામાં કેવાં કેવાં રત્નો હતાં? તેમ શાહ પણ કેવો વિદ્યાવિલાસી હતો? અને બીરબલનું વિદ્યાબળ આતુર્ય કેવું હતું? તે આ વાર્તાજ બનાવી આપે છે!



## વારતા ૭૨ મી.

### બીરબલ અને તાનસેના ગુણનો મુકાબલો.

### વસંત તીલકા છંદ.

જેને અનીતિ પ્રિય હોય સદાજ ઝાઝી, તેને સુનીતિ પંથ ગામી જણાય પાજી;
પાપી પ્રપંચ કરી પૂષ્કળ દ્વેષ ધારે, રીઝે ન અર્થ તદપિ ન મતિ સુધારે.

### બીરબલ અને તાનસેનના ગુણનો મુકાબલો.

દિલ્લી પતિ નામદાર અકબરશાહની હજુર બિરબલ નામનો પ્રધાન (દિવાન) મહા ચતુર, ધૂર્ત અને અક્કલવાન હતો તેથી કદરદાન બાદશાહ તેને ઘણી મમતાથી ચાહતો હતો એટલુંજ નહી પણ પ્રત્યેક કામમાં તેની સલાહ લીધા શિવાય આગળ ડગ ભરતો નહોતો; તેવા સંબંધથી તમામ મુસલમાન વર્ગ ઘણોજ નારાજ રહેતો અને નીરંતર એજ વિચાર થતા કે "આપણા મુસલમાની રાજ્યમાં વળી "કબાબમાં હડ્ડી" સમાન નડનાર એ બ્રાહ્મણે મોટા રાજ્યના કારોબારની લગામ કેવળ પોતાને હાથ કરી લીધી અને આપણને તેની તેહેનાતમાં રહેવું પડે છે એ ખરેખર હીણું પદ છે! માટે કોઇ પણ પ્રકારે તે પદભ્રષ્ટ થાય અગર અહીંયાથી દૂર ટળે તો તેની જગ્યા આપણી કોમના માણસને હાથ આવે!" એમ નિશ્ચય કરી એક તાનાસાન નામનો ગવૈયો કે જેણે તમામ હિંદુ મુસલમાનોને પોતાની ગાયન કળાવડે કેવળ વશ્ય કરી લીધા હતા, તેને તે જગ્યા ઉપર દાખલ કરવો! એમ ધારી એક દિવસ તાનસેનને ગાયન કરવા માટે એક અમીરે બોલાવ્યો અને નામદારને આમંત્રણ કર્યું કે "આજ આપ મીજલસમાં પધારવા મહેરબાની કરશો" તદનંતર સર્વ અમીર ઉમરાવ અને બાદશાહ વગેરેનું પધારવું થયું, મીજલસ ભરાણી તે વચ્ચે તાનસેને પ્રથમ દીપક રાગ રેડયો કે તે રાગના પ્રભાવથી રોશની માટે કરી રાખેલી બત્તીઓએ આની મેળેજ તાકા

ગ જ્યોતી પ્રકાશી દીધી અને જ્યાં ત્યાં રોશની ઝગઝગાટ બંધ દીસમાન થઇ તેથી બાદશાહ અને સર્વ મીજલસના મનુષ્યો અત્યંત આશ્ચર્ય યુક્ત થઇ ગયાં, તદનંતર તાનસેને સર્વ પ્રકારની સમય સમયની રાગ રાગણીઓ ઉત્તમ આલાપસહ ગાઇ બતાવી, તે વખતે સર્વ મંડળ આનંદમગ્ન બની એકે અવાજે વાહ! વાહ!! સાબાશ!!! એમ કહી તાનસેનના ગુણની પુષ્કળ તારીફ કરવા લાગ્યું કે "**તાનસેનકી તાનમે સબી તાન લગુતાન**" બાદ ગાયન બંધ કર્યા પછી અમીર ઉમરાવ અને તમામ મુત્સદ્દી વર્ગ વગેરે બાદશાહની મરજી સુપ્રસન્ન નીહાળી કહેવા લાગ્યો કે "જહાંપનાહ! બીરબલથી તાનસેન કેટલા ગુણવાન અને જ્ઞાનવાન છે?! તેનો પ્રત્યક્ષ દાખલો કિંવા મુકાબલો હજુરની હજુરેજ મોજુદ છે એટલે વીશેષ તારીફ કરવાની જરૂર નથી! માટે સર્વકો ચાહે છે કે એવા અક્કલવાન પુરૂષને કદાચ બીરબલની જગ્યા આપવામાં આવે તો ઘણુંજ ઉત્તમ ગણાય!" આવું તેઓનું બોલવું સાંભળી બાદશાહે જણાવ્યું કે "તમારૂં કહેવું ખરૂં છે; અને બીરબલ કરતાં ગમે તેટલા તાનસેન વધારે ગુણવાન છે; તદપિ બિરબલના બુદ્ધિબળ અગાડી તાનસેનના ગુણ વખતે ગાન્ત થઇ જાય એમ હું માનું છું! અને એ વાતની ખાત્રી તમોને થોડાજ વખતમાં બતાવીશ" એ પ્રમાણે કેટલીક વાતચીત થયા બાદ પાન ફુલ વહેચ્યાં પછી મીજલસ બરખાસ્ત થઇ.

બીજે દીવસે બાદશાહે ઇરાનના શાહને એક પત્ર લખ્યો કે "આપ તરફ બીરબલ અને તાનસેનને મોકલ્યા છે તેમનાં આ પત્ર દેખત શીરચ્છેદ કરાવશો" એવી મતલબનો પત્ર લખી પોતાની મોહોર છાપ કરી તે પત્ર બીરબલ અને તાનસેનને સ્વાધીન કર્યો અને હુકમ કર્યો કે "દબદબા સાથે ઇરાનના શાહ પાસે જાઓ આ પત્રનો પ્રતીઉત્તર લેઇ આવો."

બાદશાહની આજ્ઞા પ્રમાણે બીજેજ દીવસે બન્ને જણા ઘટીત દબદબા સાથે પ્રયાણ કર્યું, કેટલેક દીવસે ત્યાં જઇ પહોંચ્યાં. બાદ દરબારમાં જઇ યોગ્ય રીતી પ્રમાણે વંદન કરી અદબ સાથ રહી અકબર બાદશાહે આપેલો પત્ર હાજર કર્યો, તે પત્ર શાહે વાંચવાની સાથેજ સેવકોને હુકમ કર્યો કે "આ બન્નેને શહેર બહારના મેદાનમાં લેઇ જઇ તેમનાં મસ્તક ઉડાવી દો. આવી શાહની આજ્ઞા થવાથી સીપાહીઓ બન્નેને પકડી વધસ્થાને લેઇ આ-

હતા ત્યારે તાનસેન મહોજ ભયભીત થઇ રડવા લાગ્યો તે જોઈ બિરબલ બોલ્યો કે " હવે રડવાથી શું વળવાનું છે? કષ્ટ વખતે ઘણું ધૈર્ય ધારણ કરી આવી પડેલી આપદામાંથી બચવું એજ ડાહાપણ અને ચાતુરી છે; તેમજ મારા કરતાં આપ ગુણમાં અધીક શ્રેષ્ઠ છો; કારણ કે બિરબલની જગ્યા આપને અપાવવા એવી તમારા જાતીભાઇઓએ ખુદ બાદશાહને વીનતી પણ કરી છે; માટે બાદશાહે આપણ બન્નેની અક્કલનો મુકાબલો કરવા આવો પ્રસંગ આણેલો છે તેથી આપ ગુણના પ્રભાવવડે સંકટ નીવારણ કરો " આ સાંભળી તાનસેન હાથ જોડી બોલ્યો કે 'ભાઈ! તમો મોટા પરોપકારી છો અને આપનું બુદ્ધિબળ અગાધ છે, હું આપને શરણ છું! જેથી મારૂં ઉપહાસ ન કરતાં પ્રાણરક્ષણ કરવાની યુક્તિ યોજી મને જીવતદાન આપો " આ પ્રમાણે દીનવાણી યુક્ત બોલવું સાંભળી બિરબલે કહ્યું કે બ્હીશો નહી! ધૈર્ય ધારણ કરો અને હું કહું તે પ્રમાણે કરો એટલે સંકટ રહિત થશો!"

તાનસેને કબુલ કર્યાં બાદ બિરબલે જણાવ્યું કે " જે વખતે આપણને આ સીપાઇઓ વધસ્થાનકે લેઈ જાય તે વખતે ઘણાજ હર્ષ સાથે મને પાછળ હઠાવી સીપાઈઓને કહેવું કે " ભાઇઓ પહેલું મારૂં માથું કાપો! અને હું તમને પાછળ હઠાવી કહીશ કે ભાઇ એનાથી પેહેલા મારૂં માથું કાપો! એ પ્રમાણે અત્યંત ઉત્સાહ બતાવવો; પછી જે મારે બોલવું હશે તે હું બોલીશ."

તદનંતર ચાલતાં ચાલતાં કેટલાક વખતે વધ કરવા (મારી નાખવા) ની જગ્યાએ પહોંચ્યા એટલે પ્રથમ કરી રાખેલી ગોઠવણ મુજબ બન્ને જણે ધામધુમ આદરી, તે જોઇ વધકારો અત્યંત આશ્ચર્યવંત થયા કે " આ બન્ને કેવા મૂર્ખ છે! સાક્ષાત મરણનો સમય આવ્યો છે છતાં આનંદ વૃત્તિથી મોહો ગાંડ ધામધુમ મચવી રહ્યા છે કે પેહેલાં મારૂં માથું કાપો અને બીજો કહે છે કે પેહેલું મારૂં માથું કાપો! માટે આ આશ્ચર્યજનક વાર્તા શાહને જાહેર કરવી જોઇએ પછી જેમ નામદારનો હુકમ હશે તેમ કરીશું " એમ વીચાર કરી તે બન્નેને શાહની હજુર લેઇ ગયા અને સઘળી હકીકત જાહેર કરી જેથી શાહ પણ તાજુબ થયો અને કહ્યું કે " મનુષ્ય માત્રને પ્રાણથી વધારે વ્હાલી કોઇ ચીજ નથી! તેમ છતાં તમે બન્ને

જણા બેરીકરા બની અંદર અંદર પ્રથમ જાન ( જીવ ) આપવામાં આકુળા થઈ રહ્યા છો એનું શું કારણ છે ? " એવું શાહે પુછ્યું ત્યારે બિરબલ બોલ્યો કે " નેકનામ કદરદાન સરકાર ! એ વાત આપ અમોને પુછશોજ નહીં અને કહીશું પણ નહીં; કારણ કે એથી અમોને ઘણુંજ નુકશાન થાય છે અને જે આશા પાર પડવા અમારા ધણીએ આપની પાસે મોકલેલા છે તેમની આશા પુરી થશે નહીં, અમારા પ્રાણ લેવા એવો અમારા ખાવિંદે આપને પત્ર લખેલો છે તો જાણવુંજ જોઈએ કે તેમાં કાંઈ ખાસ મતલબ હોવીજ જોઈએ ! એમ આપના દીલમાં ખ્યાલ સ્હેજ આવવોજ જોઈએ; કેમકે જો અમારા ફક્ત પ્રાણજ અમારા ધણીને લેવા હોત તો તેમને કાંઈ મુશ્કેલ નહોતું; પરંતુ આપની તરફ શિરચ્છેદ કરવા મોકલ્યા માટે ખાસ જરૂરનું કારણ છે એ તો સિદ્ધજ થાય છે, માટે વાર ન કરતાં એકદમ મારૂં શિરચ્છેદ કરો અને પછી તાનસેનનું. " આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહને ઘણીજ આતુરતા વધી કે આતરે વધ કરવા મોકલ્યા તેનું સબળ કારણ હશેજ તેથી કહેવા લાગ્યો કે " જ્યાં સુધી તમે તે ખરી વાત મારા આગાડી જાહેર નહિં કરો ત્યાં સુધી શીરચ્છેદ કરવામાં આવનારજ નથી ! " ત્યારે બીરબલ બોલ્યો કે " જ્યારે આપ એ વાત બરોબર જાણી લ્યો ત્યારે તુરત અમારાં શિરચ્છેદ કરવાં; અને એ વાત અમારા બાદશાહને કાને બિલકુલ જવા દેવી નહી ! " શાહ બોલ્યો કે " કબુલ છે. " પછી બીરબલ હાથજોડી શાહ પ્રત્યે અરજ કરવા લાગ્યો કે " અમારા ધણીને આપનું રાજ્ય પોતાના તાબામાં લેવા માટે ઘણી વખતથી આતુરતા ભરી. આશા લાગી રહીછે, પરંતુ ખુદ આપ તો શમસેર બહાદુર છો ! એથી લડાઈ કરી મનની મુરાદ બર આવે એમ ન જણાવાથી ના ( લા ) ઇલાજ થયા હતા. પણ હાલ મક્કેથી બાદશાહ સરકારને ત્યાં એક પીરજાદા પધારેલા છે તેમને હાથ જોડી નમ્રતાથી પુછ્યું કે " ઇરાનના શાહનું રાજ્ય મારા તાબામાં શી રીતે આવે ? " તેના ઉત્તરમાં પીરજાદાએ કહ્યું કે " ઇરાનનો શાહ મ્હોટો પુણ્યશાળી પ્રતાપવંત છે ! માટે એનું રાજ્ય તમારા તાબામાં આવશે નહીં, પણ જો તેમના હાથથી બે મનુષ્યો નાહક–બે ગુન્હેગાર મરાય તો એની મેળેજ તે શાહ ગુજરી જશે;

પરંતુ એ જાણ્યા વગર વાકે ભરાય તેમાં જ પહેલો જય થાય તે શાહની ગાદીનો માલીક થશે અને પછી વધ થશે તે બિરબલની પદવી પામશે.' એવું પીરજાદાનું બોલવું સાંભળી બાદશાહ આમન બે જણને વિશેષ પ્યારના કારણથી આ તરફ આ યુક્તિ લડાવી મોકલ્યા છે માટે હવે વાર લગાડવાનો વખત નથી, પહેલાં મારૂં અને પછી તાનસેનનું શિરચ્છેદન કરો જેથી વહેલું કાર્ય સિદ્ધ થાય!" શાહે કહ્યું કે જ્યારે એમ છે ત્યારે હું મારે પોતાના હાથેજ જ નીકંદન કાઢવા શા માટે તૈયાર થાઉં? બગતી લાજના કોણ પડશે? માટે જેવા આવ્યા તેવા તમારા ઘેર તુરત ચાલ્યા જાઓ અને હું લખી આપું છું તે કાગળ તમારા શાહને આપજો, આજ સુધી હું તમારા શાહને મુરબ્બી સમજતો હતો પણ હવે એના બુરા કાવતરાથી એના લખેલા પત્રને માન્ય કરતો નથી!" આ પ્રમાણે શાહના વચનો સાંભળી બહુજ બન્ને જણા નારાજ થયા અને ફિકરે અંદરે ત્યાંથી વીદાય થયા. કેટલેક દીવસે દીલ્હી આવી પહોંચ્યા અને બાદશાહને મળ્યાં તેમ ત્યાં બનેલી સઘળી હકીકત અને પત્ર રજુ કરી વિદા રહ્યા. પત્ર વાંચી બાદશાહે દરબાર ભર્યો અને તાનસેન તથા બિરબલને સભા સમક્ષ પુછ્યું કે "તમો શી રીતે જીવતા આવ્યા?" તે સાંભળી તાનસેને ત્યાં સઘળી બનેલી હકીકત કહી અને બોલ્યો કે "ગરીબ પરવર! બિરબલની અક્કલને ધન્ય છે! અને એની અજબ ચાતુરીથી મારો પ્રાણ બચ્યો!" એ સાંભળી બાદશાહે પોતાની જાતવાળાઓને કહ્યું કે "મેં તમોને પ્રથમ કહેલું હતું કે બિરબલની અક્કલ આગળ તાનસેનના ગુણ તો દટાઇ જાય! તેનો પ્રત્યક્ષ દાખલો જોયો?" એવું બાદશાહનું બોલવું સાંભળી બિરબલનું દ્વેષી મંડળ પૃથ્વી ભણી નીહાળતું જણાયું અને ફરીથી બિરબલ વિષે ઝાઝી અદેખાઇ ન કરવા તેમના મન સાથે પ્રતિજ્ઞા કરી.

આ વાર્તા ઉપરથી એ સાર ગ્રહણ કરવાનો છે કે તાત્કાળીક બુદ્ધિ ઉત્પન્ન થવી એ ખરેખર ઇશ્વર કૃપા હોય તોજ થાય છે! અને મરણની અણીથી બચી આનંદે અમન ચમનમાં વીહાર કરે છે માટે તાત્કાળીક બુદ્ધિ સંપાદન કરવા "**મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા**" મેળવે તો ફતેહ પામે.

**સાતમો ભાગ સમાપ્ત.**

श्री दंडकारण्य विहारिणे नमः

## ખુબીનો ખજાનો અથવા ડહાપણનો દરીયાવ

અપૂર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનારી.

# બિરબલ અને બાદશાહ

ની રસિક મનમોહન અને ચમત્કારિક વાર્તાઓ.

## ભાગ આઠમો.

### વાર્તા ૯૩ મી.

કરતા હોય સો કીજીએ, ઔર ન કીજે કગ્ગ.
મુડ રહે સોબલમેં, ઉંચે રહે દો પગ્ગ. ભાણ.

એક વખત બીરબલના પ્રતિપક્ષિઓએ વિચાર્યું કે–દિવસે દિવસે બીરબલનો પગ વિશેષ જામતો જાય છે; એટલુંજ નહીં પણ બાદશાહ તો બીરબલનીજ આંખે દેખે છે, કેવળ મદારી જેમ માંકડાને રમાડે તેમ શાહને પોતાની ધારેલી ધારણામાં રમાડયા કરે છે માટે હવે તેના વાસ્તે ખરેખરો ઘાટ ઘડયા વિના સિદ્ધિ નથી; પરંતુ પહેલાં રફતે રફતે કામ લેવું તે ઠીક; માટે તેનામાં અવગુણો કેટલા છે તે લોકોને દેખાડવા યત્ન કરવું.' એમ વિચારી ખોટે ખોટા આરોપો બિભત્સ શબ્દોમાં લખી જાહેરનામું ભર બજારમાં એક દિવાલ ઉપર ચોંટાડયું કારણ કે તે જાહેરનામું હજારો લોકો વાંચશે તે પૈકી ઘણા ખરાના મનમાં એ જાહેરનામાની ખોટી ખબર છતાં પણ અસર થશે તેથી લોકોની પ્રીતિ ઉઠતી થશે.

નવીન જાહેરનામું મોટા અક્ષરોથી લખેલું બીરબલના નામનું જાણી બે હજાર લોકો એકઠા થઈ વાંચવા લાગ્યા, જો કે સમજુ માણસો તો જાહેરના

માને વાંચીલખનારની નિશ્ચિન્તમન કરતા રસ્તો માપતા હતા. પણ પાજીના પાકશાહ્યું અને નીતિ તથા અક્ષર શત્રુઓ અંદરો અંદર હાથ તાળીઓ આપતા ખુશ થતા હતા. વાતને ફેલાતાં કેટલીવાર? થોડીજ વારમાં બીરબલને કાને પણ જાણ પહોંચી તેથી પ્રતિસ્પર્ધિઓના ફૂલને તોડી પાડવા એકદમ પોતાના હજુરી માણસો સાથે જે જગ્યાએ જાહેરનામું ચહોંટાડયું હતું ત્યાં જઈ જાહેરનામું ઉંચી જગ્યાએ ચહોંટાડેલું હતું તે ઉખેડાવી નીચે સહુ લોકોના વાંચવામાં આવે તેમ ચહોંડાવ્યું અને લોકોની મળેલી મેદની સમક્ષ કહેવા લાગ્યો કે—'હે સમસ્ત શહેર નિવાસીઓ ! આજથી એક નવો કાયદો અમલમાં આવ્યો છે તે એ છે કે,તમારી મરજીમાં જે આવે તે મારા માટે લખી જાહેર રીતે જાહેરનામાં ચહોંટાડવાં અને અમારે પણ અમારી મરજીમાં આવે તેમ તમારા માટે જાહેરનામાં ચહોંટાડીશું; કેમકે હવે એક એકના માટે ગમે તે લખે તે માટે સરકાર તરફથી કશી અડચણ થનાર નથી!'

આ પ્રમાણે બીરબલનું વિલક્ષણ પ્રકારનું બોલવું સાંભળી લોકો ભયભીત થયાં કે, આ કાયદો તો ઘણોજ ખરાબ કેમકે એક એકની ઇજ્જત ઉપર જે તે લોકો ચાપ મારી છાપો મારશે તેથી સર્વની એબ ઉઘાડી થવાનીજ આ ઠરાવ માટે તો નામદારને અરજ કરવીજ પડશે.' એમ વીચારી સમજદાર લોકો દરબારમાં ગયાં અને અરજ કરી કે—'ગરીબ પરવર ! જેના તેના માટે મરજી મુજબ લખી છાપાં ચહોંટાડવાનો જે ઠરાવ હજુર તરફથી બહાર પાડવામાં આવ્યો તેથી સકળ પ્રજા ભયભીત થઈ ગઈ છે અને શોચમાં ગરક થઈ છે કે, આ ઠરાવથી કોઈ કોઈની ઇજ્જત રહેશે નહીં માટે એ ઠરાવમાં ફેરફાર કરવા સરકાર ધણી છો.

આ પ્રમાણે પ્રજા વર્ગનું આશ્ચર્યજનક બોલવું સાંભળી બીરબલને પુછ્યું કે 'આ શું કહે છે? તે વિષે મને તો કાંઇ સમજ પડતી નથી !' બીરબલે જવાબ આપ્યો કે, આલમપનાહ! એવો ઠરાવ હમણાં અમલમાં આવ્યો છે કે, પોતપોતાની મરજી મુજબ ગમે તેની ગીબત સાથેનાં જાહેરનામાં ચહોંટાડવાં અને તેને લીધેજ મારા પ્રતિસ્પર્ધિઓએ પ્રથમ એ ઠ-

રાતને અમલમાં લીધો છે, તેથી શહેરવાસિઓ ધભરાયા છે.'

આવું બીરબલનું બોલવું સાંભળી બાદશાહ સારી પેઠે સમજી ગયો કે આવા કાર્ય પ્રતિસ્પર્ધિઓનાં કુકર્મો પહોંચાડવા માટે બીરબલેજ આ સઘળાં ખટપટ કરેલ છે અને તેથીજ લોકો ધભરાયા છે.' પછી શાહે પ્રજાવર્ગને કહ્યું કે-'તે હરામ હવેથી અમલ નહીં લેવા વીચારીશું માટે કશી વાતે ધભરાશો નહી.'

તદનંતર શખ્શાર પ્રતિસ્પર્ધિઓના આગેવાનોને બોલાવી શાહે સખત તાકીદ આપી કે, આયંદે બીરબલ માટે કોઇ પણ પ્રકારનાં કાવત્રાં બર્થાખુરાં પગલાં ભરવામાં આવશે તો યોગ્ય શિક્ષાને પાત્ર થશો.' આવું શાહનું બોલવું સાંભળી પ્રતિપક્ષીઓ નિરાશ થયા અને કરેલા અપરાધની ક્ષમા માગી આયંદે ન કરવા કસમ ખાધા.

વાર્તાનો સાર એ છે કે-પોતાના દુસ્મનો હદ બહાર માથું ઉંચકેવા માટે પગલાં ભરે કે, તેવેજ તેઓને પાછા પાડવા એકદમ યત્ન રચવાં; કે જે રોગ અરે ભાગે નહીં એવી નબળી સ્થિતિમાં હોય,પણ તેઓને બહુજ મોટા બળવાન સમજી ઉગતાં વેંતજ નિર્મૂળ કરી નાખવા; પરંતુ 'એ શું કરી શકનાર છે?' એમ ગાફેલમાં રહી તેઓને બેદરકારીથી વધવા દેવા નહીં, નહીં તો પરિણામે તેઓ અતિ દુઃખરૂપ થઇ નડે છે તે વખતે તેમનો નાશ કરવા મહા મુશ્કેલી પડે છે; માટે ઉગતા અંકુરનેજ હાથેથી ઉખેડી નાંખવું કે જેથી કોહાડો શોધવાનો વખત ન આવે.



## વારતા ૯૪ મી.

બિના બિચારે જો કરે, (શો) ફિર પિછે પછિતાત. ગિરધર

એક વખત મોહરમના દિવસોમાં કતલની રાત્રીએ ઓલિયાની દરગાહમાં બીરબલ પોતાના દીકરાને સાથે લઇ શાહના પ્યાર માટે પગે લાગવા ગયો હતો. તે વખતે બીરબલના દીકરાના પગમાં ઘણી કિંમતી ઝીકાટ પકીથી ભરેલી મોજડીઓ હતી તે દરગાહમાં જતી વખતે પગમાંથી ઉતારી

પગે લાગવા ગયો હતો, પાછા વળતાં તે મોજડીમાંથી એક મોજડી હાથ લાગી પણ બીજી મોજડીનો પત્તો લાગ્યો નહીં મતલબમાં ઘણીજ ભીડ હતી કે, તેથી એક મોજડી લેઇ પોતાના મુકામે ગયો, પણ તે મોજડીતો માણસોના ઠેસવે ચડવાથી છેક ઓલિયાની કબર નજીક જઇ પહોંચી; જ્યારે દરગાહ બંધ કરવાનો વખત થયો ત્યારે પૈસા વગેરે સમેટી લેતાં તે મોજડી નજરે પડી અને હાથ લેઇ જોઇ તો, કોઇ દીવસ નહીં દીઠેલી તેવી નવીન તથા કીમતવાન જોઇ વિચાર્યું કે–' આ મોજડી કોઇ આદમ જાતની નથી, પણ નક્કી ઓલીઆની હોવીજ જોઇએ નહીં તો કબરનજીક ક્યાંથી હોય ? ખચીત ઓલીઆનો આ એક જાતનો પ્રસાદ છે, ' એમ ધારી ઓલીયાના પ્રસાદને સર્વ મુસલમાનો " તોબાહ સાહેબ " એમ બોલતા માથે આંખે અડાડી ગાલે લગાડવા લાગ્યા, બાલ બચ્ચાંને અને બીબી વગેરે તમામલોકને માથે આંખે અને ગાલે ઉપરનો શબ્દ બોલતાં અડકાડતા હતાં, અને અહો ભાગ્ય થયો માનતાં હતાં; જ્યારે પ્રભાત થયું ત્યારે તે મોજડી લેઈ શાહ હજૂર તે દરગાહનો મુજાવર ગયો. અને રાતની હકીકત કહી તેથી શાહ ઘણો ખુશી થઇ પોતે તથા પોતાનાં બાલબચ્ચાં અને હુરમ વગેરે સર્વે જણે માથે આંખે અને ગાલે અડાડી 'તોબા સાહેબ' એમ બોલી ખુદાનો આભાર માન્યો, જે વખતે બીરબલ કચેરીમાં આવ્યો તે વખતે શાહે ઓલીઆના ચમત્કારીક પ્રસાદની વાત કહી મોજડી બતાવી, તે જોઇ બીરબલ બોલ્યો કે 'અરે ખુદાવિંદ ! એ તો મારા છોકરાના પગની મોજડી છે, જો આપને ખાત્રી ન થતી હોય તો એના જોડાની ખાત્રી માટે ઘેરથી મંગાવી આપું, એમ કહી બીજી મોજડી મંગાવી મુકાબલો કર્યો તો એકજ જાત !! અને તેના છોકરાના પગનીજ જણાય તેથી શાહ અને સકળ મુસલમાન વર્ગ બહુજ શરમિંદા થયો કે 'આપણે ઓલીઆનો પ્રસાદ સમજી માથે આંખે અને ગાલે બીરબલના છોકરાના પગની મોજડી અડાડી એ કેટલી બધી અવિચાર ભરી ભૂલ થઇ છે હસે હવે સબૂર કરી ચુપ !' એમ કહી મુંગે મ્હોડે પોતપોતાને કામે લાગ્યા.

**વાર્તાનો સાર** એ છે કે–'ભારત ભૂષણ સમર્થ સાક્ષર સ્વામી શ્રી દયાનંદજી કહેતા હતા કે, આસ્તિક લોકો ઘણું કરીને ભોળા–વ્હેમી અને મૂર્ખ; અર્થાત્ એકજ ઇંદ્રિનું જ્ઞાન ધરાવનારા હોય છે.' એ વાક્યની આ વાર્તા પ્રતીતિ પૂર્ણ આપે છે માટે આસ્તિક લોકોએ 'કોઇ સમજુ માણસે કહ્યું તેજ સત્ય' એમ મડામુંઠ નપકડતાં તેનું કેવું સત્ય છે કે, અસત્ય ? તથા તેનો કેવા પ્રકારનો હેતુ છે ? અને તે આપણું કલ્યાણ કરનાર છે કે, માત્ર સ્વાર્થસાધક પોપ લીલાધરી છે ? તે અવશ્ય તપાસવું છે અને આપણો સનાતન ધર્મ ગ્રહણ કરી જીવન મુક્ત થવા દિવ્ય દ્રષ્ટિના વૈદિક ગ્રંથો વાંચી વિચારવા.

——:o:——

## વાર્ત્તા ૯૫ મી.

એક શબ્દમાં સર્વના ભાવ ધરાવે ભ્રાત;
તેને કવિ ગણવો સદા, નહીતો કપિ સાક્ષાત. **શર્મા.**

એક સમય સંધ્યાકાળની વખતે શાહ પાસે ખાસ મંડળ બેઠેલું હતું તાપ સખ્ત પડતો હતો; કેમકે આષાઢ માસ અર્દ્ધ પૂરો થયો હતો, પણ વરસાદ આવ્યો નહોતો, તેથી તાપના જોરથી સર્વનાં મન આકુળ વ્યાકુળ હોવાથી વાર્તામાં કોઇનું ચિત્ત બરોબર લાગતું નહોતું, તેથી શાહે કહ્યું કે–'આજે તો આ તાપ વિષે કવિતા કરો' આવી જ્યાં વાર્તા ચાલેછે એટલામાં એક દૂર દેશી ગામડીઓ શાહ હજૂર આવી ફરીયાદ કરી કે–'અન્નદાતા ! મારૂં ગામ અહીંથી દૂરછે, જે ગામમાં હું રહુંછું તે ગામમાં જે હાલ બીજા રાજા રાજ્ય કરે છે, તે પ્રથમ અમારા ગામનો ધણી નહોતો, તેમ અમારા દેશમાં એનું ખણીઆપું નહોતું, પણ ઘણો ઇન્સાફી અને ભલાદિલનો છે, એમ તેની કીર્તિ સાંભળવામાં આવી, તેથી અમો સર્વ ગામ વાળાઓએ મળી વિચાર્યું કે, ધણી વિના અંદરો અંદર કપાઇ મરવું પડેછે માટે આપણો કોઇપણ ધણી હોય તો ઠીક. એમ વિચારી તે રાજાને અમે ધણી કરી માન્યો અને એમને તાબે થઇ રહ્યા. થોડો વખત તો, અમોને તે રાજાએ સારૂં સુખ આપ્યું, પણ

પછીથી જુલમ ગુજારવા માંડ્યો હવે અમારા હાથમાં કાંઇ પણ સત્તા રહી નહીં, એટલે લાચાર થઇ જેમ કર્યું તેમ સહન કર્યું; તદપિ એને તો, અમોને તોબાહ પોકરાવવા સખ્ત પગલાં ભર્યાં, જેથી હવે આપનું શરણ લેવા ચાહીએ છીએ. આવા મતલબની ગામડીઆ તો, વધારે વાત લંબાવવા જતો હતો, પણ શાહે કહ્યું કે 'સઘળી હકીકત સમજ્યો, કાલ સવારે એક સરદાર લશ્કરને લઇને તારી જોડે આવશે !' એમ કહી તેને વિદાય કરી શાહ બોલ્યો કે 'એ રાજા રાજનીતિમાં કુશળ, પણ કાનનો કાચો છે. રાજ્ય મેળવવામાં અને જાળવવામાં પ્રીતિ અને ઇન્સાફની વધારે જરૂર છે, જુલમથી સારૂં ફળ કદિ પણ મળતું નથી. વારૂ ! હવે કાવ્યવિનોદ ચલાવો.' ત્યારે ટોડરમલ બોલ્યો કે–'આ ગામડીઆની હકીકત પણ એ કવિતામાં આવે તો ઠીક.' એટલામાં બીજો અમીર બોલ્યો કે–'મંહોબત વિના કવિતા શી ?' આ સાંભળી શાહ બોલ્યો કે–આ તો ત્રણ અર્થની કવિતા કરવી પડે તેવું કામ થઇ પડયું છે.' તે ઉપરથી જરા વિચાર કરી બિરબલ બોલ્યો કે—

**કૈસા કોમલ પ્રથમથા ? અબ ક્યોં ઐસા કુર ?**
**મેં પૂજકે મસ્તક ધરા, યહી ગુન્હા હૈ સુર !**

આ દુહો ઉક્ત પ્રશ્નો વિષેનો છે; છતાં તેમાં ભૂલ ચૂક રહી હોય તો પંડિતરાજ સુધારી લેશે. ' આવું બીરબલનું નમ્રતા ભર્યું બોલવું સાંભળી જગન્નાથે કહ્યું કે–' સાબાશ છે ! બીરબલ સાબાશ ! ! જે ઠેકાણે ક્લિષ્ટતા એ દોષ ગણાય નહી ત્યાં પણ તેં પ્રાસાદિકજ કવિતા કરી. ' બાદશાહે કહ્યું કે 'રાજા અને સ્ત્રી વિષેના અર્થ તો બરાબર રીતે સમજાયા, પણ મધ્યાન્હ કાળના વર્ણન વિષે કાંઇ ગુંચવણ રહે છે, તે સમજાવો તો ઠીક અને એમ કરતાં ત્રણે અર્થ જો કરી બતાવો તો વળી વધારે સારૂં; કેમકે કોઇને તે માટે ભ્રાંતિ રહેજ નહીં' '

એ ઉપરથી જગન્નાથ પંડિત બોલ્યો કે–'પ્રથમ કોમળ અને પછી કુર થએલા રાજા વિષેનો અર્થ તો ખુલ્લોજ છે; કેમકે તેની મતલબ પેલો ગામડીઓ કહીજ ગયો છે માટે હવે પિષ્ટ પોષણ કરવાની જરૂર નથી. હવે

હું બીજો એ અર્થ કહું છું તે તરફ લક્ષ આપો. એ ગાગડીઆના જેવોજ કોઇ બ્રાહ્મણ સવારે ખેતરમાં જતો હશે, રસ્તે જતાં નદી આગળ સૂર્યોદય થયો. તેથી ત્યાં જ સંધ્યા પૂજન કરી લીધું. પછી ખેતરે જઈ કામે વળગ્યો. એમ કરતાં જ્યારે મધ્યાન્હ થયા ત્યારે ઉષ્ણ કાળ હોવાથી તાપ સખ્ત તપ્યો પૃથ્વી ઉપર ચારે તરફથી ઉંની જ્વાળા ફુંકાવા લાગી, જેથી તે બ્રાહ્મણ બહુંજ કંટાળ્યો અને સૂર્યને કહેવા લાગ્યો કે–સવારમાં તમે કેવા કોમળ હતા અને હમણાં આટલા બધા આકરા કેમ થઇ ગયા ? મેં તમારો કાંઈ પણ અપરાધ કર્યો નથી; તેમ મારા નિત્ય કર્મમાં પણ હું કાંઇ ચૂક્યો નથી; પણ ભૂલ્યો ! એજ મારો અપરાધ કે, મેં તમારૂં પૂજન કરી માગી લીધું કે, તમે મારે માથે સદા બિરાજમાન રહેજો, તેથીજ તમે મારે માથે ચઢી બેઠા છો, અને તેથી આ દુઃખ હું પામું છું. '

સ્ત્રી પાક્ષે એનો અર્થ ખંડિતા નાયકા ઉપર લાગુ પડે છે–એટલે ખંડિતા નાયકા વાક્યવિદગ્ધા ધીરાનું રૂપ ધારણ કરી ફક્ત દૂતીને કહેલો છે કે ' પ્રથમ કેવા માયાળુ દિલવાળા હતા અને અત્યારે કેમ નિર્દય થયા છો ? શું મેં તમારા પ્રત્યે અપૂર્વ પ્રેમ રાખી માથાના મુકુટ ગણ્યા એ ગુન્હો કર્યો? આ પ્રમાણે પ્રીતમનો પૂર્વાનુરાગ સંભારી તેને પાછો ઠેકાણે લાવવા તજવીજ કરે છે.

કોઇએ પુછ્યું કે–' એમાંનો સુર શબ્દ સામાન્યજ સંબોધન મૂકેલું છે, તેથી એ અર્થ બધાને કેમ લાગુ પડે ? ' તે સાંભળી જગન્નાથે જવાબ આપ્યો કે–' ઉપરનો અર્થ શ્લેષાલંકાર હતો, પણ અહીંઆં શબ્દ શ્લેષાલંકાર છે, સુર શબ્દના ત્રણ અર્થ થાય છે, એટલે દેવ, સૂર્ય, અને શૂરો એ ત્રણ અર્થ થાય છે, તે પૈકી સૂર્ય પક્ષે સૂર્ય અર્થ ગ્રહણ કરવો, નાયકા પક્ષે દેવ અર્થ ગ્રહણ કરવો અને રાજા પક્ષે વક્રોક્તિ અલંકારથી બહાદૂર–સૂરવીર અર્થ ગ્રહણ કરવો–મતલબ તો, એ કે, તું ક્ષત્રી ધર્મ પ્રમાણે વર્તતો નથી.

મુલ્લાં જૈનુદીન બેઠા બેઠા ક્યારનું છિદ્ર શોધ્યા કરતા હતા, પણ બીજું છિદ્ર કશું હાથ લાગ્યું નહીં ત્યારે બોલ્યા કે, એમાં સાફેલી ઓરતના મોહબતનું બયાન કરેલ છે. મુસલમાનને તો એ સજાવાર છે કે પોતાની ઓરતના મોહબતનું બયાન કરવું ' આવું મુલ્લાનું બોલવું સાંભળી

સર્વને નવાઇ લાગી, તેનો વિશેષ હેતુ તો એ હતો કે, મુલ્લાંને પોતાની ઓરત સાથે બીલકુલ બનતું નહોતું, તેથી આપ વીતી સાંભળવા ચાહતો હતો.

બીરબલે કહ્યું કે–'મુલ્લાં સાહેબ ! એમાં પોતાની ઓરતની ગેરહાજરીનુંજ બયાન વર્ણન કરેલ છે. કોઇ આપ જેવા કાબેલ મોલવી સાદી કરવા નીકળેલા ત્યારે બીબીને મીઠી મીઠી વાતો કહીને રીઝવેલી તમે કહેશો કે આ મશ્કરી કરે છે, પણ સાચું કહું છું કે, આ હકીકત મુસલમાન શીવાય હિંદુને લાગુ થતીજ નથી; કેમકે અમારામાં તો ન્હાનપણમાંથીજ આપ્ત સમજમાં હોઇએ તે સમય મા બાપ પરણાવી દે છે અને તમારા લોકોમાં તેમ નથી. પછી તો મોલવી સાહેબ બીબીને દુઃખ દેવા લાગ્યા, ત્યારે તે બિચારીએ મોલવીના નામનો આ પ્રમાણે છેડો વાળ્યો કે–પહેલાં કેવા મા. ખણુ દીલવાળા–કોમળ હતા અને હવે કેમ કઠોર હૃદયના થયા છો? શું નારી સાથે પૂર્ણ પ્રેમથી વર્ત્યાં ગાસ માથાના મુકટ ગણ્યા; અર્થાત્ મેં કુર્બાન કરી માથા ઉપર ધારણ કર્યા એ શું મેં ગુન્હો કર્યો ?' જુવો કે, માથા ઉપર ધારણ કરવું એ બોલ પરણેલી સ્ત્રીનેજ શોભે છે, કેમકે રાખેલ સ્ત્રી તો હૃદયમાં ધારણ કરે છે, તેમ તેનામાં એટલી દીન ભક્તિ હોતી નથી; કારણ કે રાખેલી સ્ત્રીને [illegible] તે નહીં ને તેનો બાઇ બીજો શોધી લેતાંનો મણી હવે, તો તેને આ[illegible] દીનતા બતાવવાનું કશું પ્રયોજન નથી? આથીજ પરણેલી સ્ત્રીને આ કવિતા લાગુ છે.

આ પ્રમાણે બીરબલનું માર્મિક બોલવું સાંભળી સર્વે કોઇ મ્હોં આડો રૂમાલ દઇ મુલ્લાંના સામું જોઇ હસવા લાગ્યા અને આનંદાશ્ચર્ય થવા શાહે કહ્યું કે 'બીરબલ ! તેં તો અંદર પેટથી આડી વાત કહાડી, વાહ ! પણ પંડિત રાજનો સ્વકિયા વિષેનો શો વિચાર છે ?'

શાહનું બોલવું સાંભળી પંડિતરાજે જણાવ્યું કે–'સ્વકિયાની પ્રીતિ તો સંસ્કૃત એટલે સંસ્કાર યુક્ત છે અને પરકિયા તો પ્રાકૃત એટલે પ્રકૃતિનેજ અનુસરતી છે.' બાદશાહે પુછ્યું કે–'પણ એ બન્નેના સુખમાં શો ફેર છે?' પંડિતરાજે જવાબ આપ્યો કે 'સંસ્કૃત પ્રાકૃત ક્રિયાઓના પરિણામમાં ફેર છે તેટલોજ ફેર છે! એમ કહી જગન્નાથે કહ્યું કે—

**સંસ્કૃત સ્વકિયા સ્નેહ સુખ, અચળ શૌચકર શાંત;**
**પ્રાકૃત પરકિય પ્રીતિ પુની, અચર સોચકર સાંત.**

આ દુહાનો અર્થ તો, જો કે વિશેષ કઠીન નહોતો, પણ તેમાં વ્યંગ હોવાને લીધે ગમારથી તેનો ભાવાર્થ સમજાયો નહી, જેથી બીરબલે સ્ફુટ વિવેચન કર્યું કે 'પંડીતરાજ કહે છે કે, સ્વકીયાના સ્નેહનું સુખ સંસ્કૃત હોવાથી તે કેવું છે? તો કે, અચળ ( ન ચળે તેવું ) છે, શૌચકર કહેતાં પવિત્ર કરનારૂં છે, અને શાંત એટલે ઉદ્વેગ-ચીંતા રહિત છે. તેમ તેમ પરકિયા ( પૈસો લેવાની આશા ન કરનારી રાખેલી સ્ત્રી ) નું સુખ પણ તેવુંજ છે; પરંતુ પ્રાકૃત હોવાથી તેના ગુણ પણ પ્રાકૃત થઇ જાય છે-એટલે અચળ ને ઠેકાણે અચર કહેતાં નહીં આચરવા યોગ્ય, સોચકર એટલે દુ:ખ ઉત્પન્ન કરનાર અને સાંત કહેતાં અંતવાન; અર્થાત્ જેનો છેડો જલ્દીથી આવી જાય એવી પરકિયાની પ્રીતી છે.

આ પ્રમાણે અર્થ સાંભળી સકળ સભામંડળ છક થઇ ગયું સર્વે એની ચાતુર્યતાનાં વખાણ કરવા લાગ્યા. મુલ્લાં જનુનુદ્દીન પણ બોલ્યો કે-'એ કાફર મુલ્લાંની કાબેલીયતમાં કાંઇ ખામી નથી, જો એક કલમો ફેરવે તો હું એને પગે લાગવા તૈયાર છું.' આ ગમ્મતથી શાહ તો ઘણોજ ખુશી થયો અને બોલ્યો કે-'સ્વકિયા તથા પરકિયાને પ્રીતિમાં,દેખાવમાં તો સરખી જ વર્ણવી, પણ પરિણામમાં આસમાનને જમીન જેટલો તફાવત પાડી બતાવ્યો એ મોટી ખુબી છે! હું ધારતો હતો કે, બન્ને જરૂર કવિ પરકિયાનો પક્ષ કરે 'આવું શાહનું બોલવું સાંભળી પંડીતરાજે કહ્યું કે-'સંસ્કૃત અને પ્રાકૃત ક્રિયાઓમાંજ જે સ્વાભાવીક ભેદ રહેલો છે, તે કોનાથી રદ થઇ શકે'. બીરબલે કહ્યું કે-'પંડીતરાજે તો પરકિયાની પ્રીતિને સુખ શબ્દજ લગાડ્યો નથી અને પ્રીતિ કહી ત્યાં પણ **અચર સોચકર** અને **સાંત** એવાં વિશેષણો યુક્તજ કહી છે. ખરેખર એ કવિરત્ન જેવા રસમાં નિપુણ છે તેવાજ ધર્મશાસ્ત્રમાં પણ નિપુણ છે.

આ પ્રમાણે વાર્તા વિનોદ ચાલતો જોઇ જોશીરાજ બોલ્યો કે 'રજા હોયતો એ વિષય ઉપર મ્હેં કાંઇક બનાવ્યું છે તે કહી સંભળાવું.' બાદ-

શાહે કહ્યું ' ઠીક બોલો. ' બીરબલે કહ્યું ' જોશીબાવા ' કવિતા કરવા જતાં તમારા અકલને ભૂલશો નહીં. જોશીએ જવાબ આપ્યો કે ' હું અકલને ભૂલું પણ એ ક્યાં કોઇને ભૂલે તેવા છે! ' એમ કટાક્ષમાં ઉત્તર આપી બોલ્યો કે–

**સ્વકિયા સુખ શશિ પુર્નસમ, શુક્રસીકીમપર પ્રીત;**
**ઝલક પલકસી તનું તનક, કુસાધ્ય કાળ અનીત્ય.**

આ પ્રમાણે જોશીરાજનું બોલવું સાંભળી બાદશાહ બોલ્યો કે–' એ શું પદ અદ પણે બરોબર સમજાતું નથી માટે સમજાવો. એમાં કાંઇ જ્યોતિષ શાસ્ત્રની ગૂઢ વાત છે ? ' જોશી બોલ્યો કે–' નામવર ! કવિરાજે મને ફરમાશ કરી હતી કે, તમારા અકલને ભૂલશો નહીં, જેથી તેમ કરવું પડ્યું છે. વળી એમ પણ ખરૂં કે, અકલ નડે ત્યારેજ અમને કોઇ પુછવા આવે માટેજ હું બધો અર્થ સમજાવતું છું, પણ લંબાણ થાય તો માફ કરજો ' એમ કહી બોલ્યો કે–સ્વકિયાનું સુખ પૂર્ણમાન ચંદ્રમા સમાન નિર્મળ, આનંદકારી અને અખંડ છે અને પરકિયાનું સુખ કિંવા પ્રીત શુક્રના જેવી છે. તેનો પ્રાત:કાળનો ઝળકારો આંખની પલકના જેવો છે એટલે પળમાં ઝળકે અને પળમાં બંધ પડી જાય છે. ગ્રહોનું દર્શન પણ શાસ્ત્રમાં એ પ્રમાણેજ છે, કહ્યું છે કે–તનુ કહેતાં વિસ્તાર થોડો છે; કેમકે પરતંત્રતાને લીધે હાવભાવ જેવા જોઇએ તેવા વિસ્તારી શકતી નથી. શુક્રના તારાનો વિસ્તાર ચંદ્રના કરતાં બહુજ ન્હાનો દેખાય છે એતો પ્રત્યક્ષજ છે, વળી તે સાધ્યકાળ છે, એટલે અમુક વખતે સાધી શકાય. વળી તે કાળ પણ સારો નથી. શુક્રના તારાનો એવો નિયમ છે કે, થોડા માસ સાંઝે અને થોડા માસ પરોઢીએજ દેખાય છે, બીજાની પેઠે જ્યારે જોવા ચાહીયે, ત્યારે રાત્રે આકાશમંડળમાં દેખાય નહીં માટે એને કુસાધ્ય કાળ કહ્યો. વળી એ અનિત્ય છે; કેમકે કેટલાક દિવસ તો, મુડીમાં ઉગતોજ નથી.

આ પ્રમાણે જોશી બાવાનું બોલવું સાંભળી ઘણા જણાને નવાઇ જેવું લાગ્યું કે, જોશી છતાં કવિતાનું કામ શી રીતે જાણે છે! તે વિષે જોશીએ ખુલાસો કર્યો કે 'મારા પિતાશ્રીએ મને વ્યાકરણ કાવ્ય વગેરેનો અભ્યાસ કરાવ્યા બાદજ જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો; કેમકે તેઓ સમજતા

હતા કે, સંસ્કૃતમાં જ્યોતીષના ગ્રંથો રચાયેલા છે, જેથી જો સંસ્કૃત નહીં ભણાતું તો યોતીષ ગ્રંથમાં તેની શી ચાંચ ડુબશે?' બાદ બાદશાહે પુછ્યું કે-' વ્યાકરણ કાવ્યનું આવું જ્ઞાન સંપાદન કર્યા છતાં યોતિષી કેમ બન્યા?' જોશીએ જવાબ આપ્યો કે ' નાગવર! હાલમાં શાસ્ત્રી પુરાણીને ભણી ભણીને છેવટે ભિક્ષા માગવી પડે છે અને જોશીનો ધંધો એવો છે કે, માડું ઘર પુછતા હજારો જણ આવે' બીરબલે કહ્યું કે-' જોશીબાવાનું કહેવું યથાર્થ છે! એમને વાસ્તે તો આકાશવાસી આંધળા લુલાની ટોળી એવી જબરી છે કે, તેઓ સુમને પણ ધારીને એમનું ઘર ભરે છે.

બાદશાહે હસીને પુછ્યું કે, એ બધી વાર્તા સત્ય છે, પણ વિદ્યા કરતાં ધનને શ્રેષ્ટ ગણવું એ વિદ્વાનોનું કામ નથી!' બીરબલ બોલ્યો-'જહાંપનાહ! જ્યોતિષ શાસ્ત્રનો એજ મુખ્ય ધર્મ છે. કેમ જોશીબાવા! ખે(રું) કહું છું?' એમ કહી બોલ્યો કે-

**દીખ પહિલો તન ધન દુજો, વિદ્યા પંચમ સ્થાન,**
**યોં ઉપદેશાહી દેતજો, જગતિ જગતિકે જાન.**

આ માર્મિક બોલવાળો દુહો જોશીબાવાનું હૃદય ભેદતો હતો, પણ ઉત્તર વળાય તેમ નહોતું; કેમકે જ્યોતિષમાં બાર ભૂવન છે. તેમાં પેહેલું સ્થાન તનનું, બીજું ધનનું અને વિદ્યાનું તો છેક પાંચમું ભૂવન છે. બીજા સભાસદો તો ઘણા ખુશી થઇ ગયા; કેમકે આ દુહામાં વ્યવહાર અને જ્યોતિષ એ બન્ને પક્ષનો અર્થ આવેલ હતો. કોઇએ પુછ્યું કે-વ્યવહાર પક્ષે 'જગતિ જગતિ' એટલે જગતની રીતિને જાણનારા એવો અર્થ બંધ બેસતો હતો, પણ જોતિશીને કેમ લાગુ પડે છે તે સમજાતું નથી. આવું પ્રશ્ન સાંભળી જગન્નાથ બોલ્યો કે-' એજ આ કવિતાનો શ્લેષાત્મક સત્કાર છે. આખા જગતની એટલે બ્રહ્માંડની ગતિને જાણનાર એ વિશેષણ જોશીરાજનેજ લાગુ પડે છે.

અકબરશાહ દરેક વિદ્યાનો અભિલાષી હતો તેથી પુછ્યું કે-' જોશીરાજ! પાંચમું ઘર વિદ્યાનું ત્યારે પછીના ઘર-ભૂવન કયાં હશે?' જોશીરાજે જવાબ આપ્યો કે ' છઠું શત્રુ ભૂવન, આઠમું મૃત્યુ ભૂવન,' આગળ બોલવા જાયછે, એટલામાં તો બીરબલ બોલી ઉઠયો કે-

**અરી નારી અરૂ મૃત્યુ કે, ઘર હૈ હારો હાર;**
**જોતીસી ઈસ્મે કયા કહા, જાનત સબ સંસાર.**

શતરૂ સ્ત્રી અને મૃત્યુ એ ત્રણનાં ઘર તો પાસે પાસેજ છે એમાં તમે શું કહ્યું એ તો આખી દુનીયાં જાણે છે.

આવો હાજર જવાબ સાંભળી શાહ વિશેષ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે–'ખુદાની ખરેજ અપૂર્વ મેહેરબાની છે કે, આવાં આવાં રત્ન મારા વિદ્યમાન છે, કિરતારની કરામાતની બલિહારી છે ! કહ્યું છે કે–

**संप त्सरस्वतिसत्यं संतान सद् संगमः**
**सता सुकृत संभारः सकाराः सप्तदुर्लभाः**

સંપત્તિ, સરસ્વતિ, સત્ય, સંતાન–પ્રજા, સજ્જન પુરૂષોનો સમાગમ સત્તા અકલે અખત્યાર–પદવિ અને સારાં કૃત્યનાં આચરણ એ સાત સકાર અર્થાત્ એ સાત પદાર્થો દુર્લભ છે. જો પુર્વનાં પૂણ્ય પ્રબળ હોય તોજ પ્રાપ્ત થાય છે. ' માટે મારાં પણ અહો ભાગ્ય છે કે, તે સર્વ પદાર્થો અનુકુળ છે !' આ પ્રમાણે આનંદ મગ્ન થયો.

**વાર્ત્તાનો સાર** એ ગ્રહણ કરવાનો છે કે–શાહ અકબરની સભામાં કેવાં અમુલ્ય નર રત્નો હતાં ? તેમ એક શબ્દના ભિન્ન ભિન્ન રૂપે યુક્તિમય કેવા અર્થો ઘટાવનારા બીરબલ વગેરે વિદ્વાન કવિઓ હતા ? તે ઉપરથીજ સિદ્ધ થાય છે કે–અકબરને ભોજની ઉપમા આપવામાં જરા વાંધો ગણાય તેમ નથી; ખરેજ અકબરરૂપે ભોજ વિદ્યમાન હતો એમાં શંકા જેવું નથી ! વળી પોતાની સ્ત્રી અને પારકી સ્ત્રીની પ્રીતિમાં કેવું સુખ અને શામાં કેટલો ફેર છે ? તે પણ ઉપરની વાર્ત્તા સ્પષ્ટ બતાવી આપે છે માટે સમજુ સદ્દગ્રહસ્થોએ તેનો સારાંશ ગ્રહણ કરી પોતાની સ્ત્રીમાં પ્રેમ રાખવો એમાંજ આનંદ છે.

——:o:——

## વારતા ૯૬ મી.

પર ઉપકાર સમાન, અવર પુન્ય નહિ અવનિમાં; **અમૃત.**

એક વખત અકબરશાહે કચેરી મંડળમાં સ્થિત થયેલા વિદ્વાનોને

પુછ્યું કે 'જે કોઈ માણસ મરી જાય છે તેની મરણ તિથીએ જમતા જ-માડવાનો રીવાજ શા કારણને લીધે હશે ? ' આવું શાહનું પ્રષ્ણ સાંભળી પોત પોતાની મતિ પ્રમાણે કહેવા લાગ્યા—એટલે એક જણે કહ્યું કે, મરણ તિથી યાદ રાખવા માટે હિંદુ તથા મુસલમાનો વગેરે સર્વ જ્ઞાતિમાં સાધારણ રીતજ પડેલી છે. કોઇએ કહ્યું કે, એ બ્હાનેથી પાંચ પૈસા ખેરાતમાં તથા જ્ઞાતિભાઇઓના પોષણમાં વપરાય તે માટે એ રીવાજ વૃદ્ધ લોકોએ દાખલ કરેલ હોવો જોઇએ. આ પ્રમાણે જે જેના મનમાં આવ્યું તે તે પ્રમાણે ઉત્તર આપ્યો; પરંતુ શાહના મનનું સમાધાન થયું નહીં અને અન્ય પ્રશ્ન કર્યું કે ' જો મરણ તિથી યાદ રાખવી એ રિવાજ હોય તો, તે કરતાં જન્મ તિથી યાદ રાખવાનો રિવાજ વધારે સારો ગણાય તેમ છે. આવું શાહનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે–' કિબ્લે આલમ! જ્ઞાનવાન્ પુરૂષોની શિખામણ છે કે—

**જનતું અપને જન્મદિન, કરલે ઓચ્છવ આપ;**
**મરન દિન તો સબહી મીલ, લડડુ ખાયગે બાપ.**

આ દુહો સાંભળી શાહે કહ્યું કે–'માણસના મરણને દિવસે ઉત્સવ કરવો એ કામ અઘટિત છે.' બીરબલે કહ્યું કે–સરકાર ! સંસાર બહુ જાણે છે, તેથી જગતમાંથી પાપ ગયું એમ જાણી તેના મરણથી રાજી થાય છે. વિચાર કરો કે—

**આયા કછુ લાયા નહી, ગયા ગયા જગ રોગ;**
**એસે જનકે મરન દિન, બિન કહા સુમરન જોગ.**

જે માણસ જગતમાં આવ્યો ત્યારે કાંઇ પોતાની સાથે લાવ્યો નથી અને ગયો ત્યારે બધાને એમ લાગ્યું કે, જગની બલા–રોગનો અંત આવ્યો; અર્થાત્ જેના મુવા પછી કોઇ યાદ કરતું નથી અથવા જેણે જગતમાં આવી પરોપકાર કર્યો નથી કિંવા પોતાના દેહનું સાર્થક કર્યું નથી અને મુવા કેડે લોકો નિંદા કરે છે તો, તેવા માણસોની મરણ તિથી શિવાય શું યાદ રાખવા જેવું છે ? અર્થાત્ એવા માણસોનું મરણ તિથી યાદ રાખવા

જ્ઞાતિઓએ એ રીવાજ રાખ્યો છે.

ઉપરની બીનાને લગતું જગન્નાથ પંડિત બોલ્યો કે– જગતમાં મહાન પુરૂષોના તો, જન્મ દિવસજ યાદ રાખે છે, પણ એવા મહાન પુરૂષો તો વિરલાજ છે તેથીજ સંસારનો વ્યવહાર મરણ તિથીજ યાદ રાખવા માટે દેખાય છે: કેમકે–

**ઉચ્છવ સબકે મરન દિન, નિજ ઘરમેંહી હોય;**
**જગમે ઉચ્છવ જન્મદિન, એસા વિરલા હોય.**

આ દુહો સાંભળી બાદશાહે કહ્યું કે–'વ્યાજબી છે કે જેના જન્મથી જગતને લાભ થાય તેનોજ જન્મ દિવસ યાદ રખાય અને એવા નર રત્નોનુંજ ઉજવ્યું પ્રમાણ છે!?' તે સાંભળી બીરબલ બોલ્યો કે–'તે શિવાય બીજા માણસોનું મરણુંજ પ્રમાણ છે !?' પુન: અકબર શાહે પંડિતરાજને પુછયું કે– મહાન નર રત્નો તો વિરલાજ નિકળી આવે છે તેનું શું કારણ? 'જગન્નાથ પંડિતે જવાબ આપ્યો કે–'આખા ભુમંડળનું ભલું' માણસથી શી રીતે થઇ શકે? સર્વ ભુમંડળનું ભલું કરનાર કોક નિકળી આવે છે, એજ નવાઇ જાણવી. ઘણાખરા મનુષ્યો તો, પોતાનોજ સ્વાર્થ સાધવા પાછળ પડયા છે. અને તેમાંજ અહનિસ મથન કર્યા કરે છે તો, પણ મન માનતી રીતે સ્વાર્થ સાધી શકતો નથી. હજારોમાં ભાગ્યેજ એવો એકજ નર નિકળે છે કે–પોતાનો સ્વાર્થ સાધતો થકો પોતાના કુળની ઉન્નતિ, પોતાના જ્ઞાતિભાઇઓની ઉન્નતિ, પોતાના દેશ અને દેશ બાન્ધવોની ઉન્નતિ અને પોતાના સનાતન ધર્મની ઉન્નતિ કરવા માટે ફિકર રાખે છે અને એવી ફિકર રાખનાર હજારોમાંથી એકજ જણ ભાગ્યેજ ઉપર કહેલી ઉન્નતી કરી બતાવવા શક્તિમાન થાય છે કહ્યું છે કે—

**કુલ દીપક હોના કઠિન, દેશ દીપક દુર્લભ;**
**જગદીપક જગદીશકો, અંશ મનુષ્ય અલક્ષ્ય.**

કુળદીપક થવું પ્રથમતો કઠિન છે, તથા દેશ દીપક થવું તેથી પણ કઠિન છે અને જગદીપક થવું એતો અતિ કઠિન છે; કેમકે જગદીપક નર એ તો, જગદીપકનો અંશ કહેવાય છે તો, તેવા નર રત્ન તો અલક્ષ્ય છે.

આ પ્રમાણે જગન્નાથનું ગૂઢ આશય યુક્ત જ્ઞાન ચર્ચાવાળું બોલવું સાંભળી સર્વ સભાસદો તો સાનંદાશ્ચર્ય પામ્યા, પણ મુલ્લાં જતુનુદીન તો,

ચોડવાઇને જગન્નાથની નિંદા કરી વચન પ્રહાર અને ગાળિપ્રદાન કરવા યમ પડયો, તે જોઇ બાદશાહે કહ્યું કે–'પંડિતરાજ ! એ જઇફ મુલ્લાંના બડબડાટ તરફ જોવું નહીં'. તે ઉપરથી જોશીરાજે કહ્યું કે—

**ભગત જગતમેં નહિ કહા, ગુનીકો ગાલી સાચ;**
**શશિ શશાંક મૃગાંક સબ, શબ્દ સુધાકર વાચ્ય.**

ગુણીજનની ગમે તેટલી કોઇ નિંદા કરે, અથવા ગાળો દે; તદપિ ગુણવાન છે તેને તેમાટે જરા માઠું લાગતું નથી. જેમ ચંદ્રમાને કોઇ દ્વેષ ભાવથી સસલાવાળો–સસલાની છાપવાળો કહે કદાચ તે કહેવું યુક્ત છે;તોપણ તે ગાળરૂપજ એમ સમજવાનું નથી અને લોકોનો,એ ગાળના શબ્દોને પણ સુધાકર વાક્યજ ગણવાના, કેમકે તેમાં સૌંદર્ય શિતળતાદિ શ્રેષ્ટ ગુણો રહેલાસુ સરાંશકે, જેમ શશિ--શશાંક વગેરે શબ્દો ખરૂં જોતાં તો,ચંદ્રની નિંદારૂપજ છે; તોપણ લોક રૂઢિમાં સ્તુતિનાજ ગણાય છે; તેમજ મોટા ગુણવાનોની કોઇ છિદ્રગવેષીનિંદા કરે, તો તેને લાગતી નથી.

આ પ્રમાણે જોશીરાજનું બોલવું સાંભળી સકળ સભા આનંદ પામી પંડિતરાજને જતુનુદીન ઉપર રીશ ચઢવા આવી હતી, પણ આ કાવ્યની ચમત્કૃતિથી ઉતરી ગઇ અને કહ્યું કે 'જોશીરાજે સારી કવિતા કરી. કાવ્ય શાસ્ત્રનો પણ એવોજ ન્યાય છે—

**દોષદર્શી ગુન અંધકો, હીન ગુની અધમ અભાગ:**
**શર્દ સુધાકર શુદ્ધમેં, સસશોધન રસ ત્યાગ.**

આ દુહો સાંભળી બીરબલ બોલ્યો કે 'પંડિતરાજે ખરેખરો વગરસમજ્યે ટીકા કરનારને આ ફટકો માર્યો છે કેટલાક ટીકાકાર સ્વભાવથીજ રસ શૂન્ય હોય છે કે, આંધળો જો મેઘ ધનુષ્યની શોભા નિહાળી શકે તો,તેનાથી કાવ્યની ખુબી દેખી શકાય એવા આંધાપાના કારણથી તેને સાક્ષર કવિઓની નિંદાજ સુઝે છે અને બોલે છે,કે--આ વ્યાકરણ વિરૂદ્ધ છે આ રૂઢી વિરૂદ્ધ છે આ રસ સાહિત્ય વિરૂદ્ધ છે, આમાં નીતિનો દોષ છે, એવાં આ વા છિદ્ર શોધે છે.જો કે! આવા અનાડીના લવારાને પૂર્ણ કાવ્યવેત્તા,તો ગણકારતાજ નથી; પરંતુ ઉછરતા--યુવાન કવિયોને જરા ક્ષોભ થાય છે, પણ તેમ ન થાય તેને માટે આ દુહામાં સારો બોધ કર્યો છે–'જે દોષનેજ દેખે

છે અને ગુણ જોવામાં કેવળ આંધળોજ છે તેને હે ગુણીજનો! તમે તે અભાગને અભાગીઓજ જાણો; મતલબકે એવા મૂર્ખ ટીકાકાર ઉપર રીસે બળવું કે ચીડાવું નહીં, પણ ઉલટું તેનું રસમાં પાગરપણું જોઈને તેના ઉપર દયા કરવી જોઇએ; કેમકે એ ટીકાકાર કોના જેવા છે? જેમ કોઇ મૂર્ખાઓ એવું સાંભળ્યું હશે કે, ચંદ્રમામાં સસલાનો આકાર દેખાય છે. તે ઉપરથી શરદઋતુમાં પૂર્ણચંદ્ર પ્રકાશી રહ્યો છે. તે વખતે ચંદ્ર જ્યોત્સનાની મજાહ લેવાને બદલે તે સસલું ક્યાં છે? તે શોધવા લાગ્યો; તેવીજ રીતે મૂર્ખ ટીકાકાર પણ વર્તે છે, રસ છોડીને સગલા રૂપી અલ્પ દોષનેજ શોધવા લાગી જાય છે: કેમકે એ અંધ છે, તેથી એની આંખથી રસનો દેખાવોજ નથી.

આ પ્રમાણે સમયોચિત પિંગળનું બોલવું સાંભળી શાહ તથા સુજ્ઞ પુરૂષો અતિ પ્રસન્ન થયા અને છિદ્રાન્વેષી પુરૂષો શરમિંદા બનીને ખામોશ થઇ ગયા

**વાર્તાનો સાર** એ છે કે-જે માણસ જગત્‌માં જન્મ લઈ ધર્મ, જાતિ, કુળ, દેશ અને દેશબાન્ધવોનો ઉત્કર્ષ કરવા તન મન અને ધન ખર્ચી લોકપવાદને ન ગણતાં સાર્વજનિક હિતના કામાં ભગીરથ પ્રયત્ન કરે છે તેનુંજ જીવિત ધન્ય છે! તથા મુવા કેડે જેની સુવાસના ફેલાય તેનુંજ જીવવું પ્રમાણ છે, જેમ એક કલાલ દારૂનો ઘડો અને અત્તરીઓ અત્તરનો ઘડો ઉપાડી રસ્તે ચાલ્યા જતા હતા, તેવામાં બન્નેને ઠોકર લાગવાથી બ-ન્નેના ઘડા પડી ગયા. તેથી તે ફુટી ગયા તેમાંથી જે બાફ નીકળી તેને જોઈ ગુણીજનો કહેવા લાગ્યા કે, જુઓ આ ઘડા જ્યાં સુધી કાયમ હતા, ત્યાં સુધી માલમ નહોતી કે, આ કેવા ગુણયુક્ત છે; પરંતુ જ્યારે ફુટી ગયા ત્યારે સ્પષ્ટ જણાઇ આવ્યું કે, એકમાં બુરી અને એકમાં સારી વસ્તુ હતી; તેજ પ્રમાણે આપણે આ કાયા રૂપી ઘડો પણ જ્યારે નાશ પામે ( મરી જાય ) ત્યાર પછી જે અંતરમાં વાસના રહી હોય છે, તેજ એની મેળે ફેલાય છે તેથી જગત્ જનો જાણે છે કે, આ નેષ્ટ હતો અને આ શ્રેષ્ટ હતો; મતલબમાં મુવા કેડે સારી અથવા નઠારી તેની વાસનાની માલમ પડે છે માટે મુવા પછી પણ સર્વ લોકો યાદ કરી આંખમાં જળ ઝળીઆં લાવે તેવાં ઉપકારી દેશોદ્ધારનાં કામ કરી નામને અમર કરો.

## વારતા ૯૭ મી.

જ્ઞાન ધ્યાન ગુણ પ્રવિણતા, સગપણ સત્ય સુમિત્ર;
ભૂલાવી દે પળમાં ખરે વિત્ત ચળાવે ચિત્ત. **પ્રાણજીવન.**

દિલ્લી શેહેરમાં ઝવેરચંદ અને માણેકચંદ નામના બે સગા ભાઈ હતા, તેમાં મોટો ભાઈ ઝવેરચંદ અને ન્હાનો માણેકચંદ હતો. જે વખતે તેમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો હતો, તે વખતે જે દ્રવ્ય મૂકી ગયો હતો તે થોડા દિવસમાં પાર મૂકી દીધું; કેમકે બેઠે બેઠે ખાયે તો રાજાના ભંડાર પણ ખુટી જાય છે તો, આ બિચારા વાણિઆ પાસે આંગળીઓના વેઢા ઉપર ગણાય તેટલાં નાણાં તે ખુટતાં શી વાર લાગે? દાગીના વગેરે પણ મૂકી ખાધા. જ્યારે ક્યાંથીએ નાણાં મળવાનાં ઠેકાણાં ન પડતા લાગ્યાં ત્યારે બન્ને ભાઈ વિચાર કરવા લાગ્યા કે 'હવે દેશાંતરે રળવા જઈએ તો ઠીક; નહી તો ખાવાની પણ પંચાત પડશે માટે હવે વિચાર કર્યા શિવાય વાટ ખરચી જોગ જે કાંઈ હોય તે લઈ દેશાંતરે જવું એમાંજ સાર છે પુરૂષનું નશીબ પરગણા ઓઠે છે માટે અહીંથી બીજા પરગણામાં કે દેશમાં ગયા એટલે પાસા પોબાર સમજવા.' એમ વિચારી બે ત્રણ મહિના સુધી ઘરના માણસોને ખાનપાનની અડચણ ન પડે તેવો બંદોબસ્ત કરી પોતે ખરચી જોગ પૈસા પાસે રાખી પરદેશ ભણી પ્રયાણ કર્યું. દિવસે ચાલવું અને રાત પડે ત્યાં વિશ્રામ કરવો, એમ મજલ દર મજલે પંથ કાપવો શરૂ કર્યો. રસ્તામાં આવતાં ગામમાંથી જે કાંઈ પોતાના ગજા લાયક કીમતવાળો ઝટ ખપે તેવો માલ મળે તે ખરીદવો અને ખરીદેલો જે કાંઈ બાકી રહે તે લઈ વેચી દેવો. એ પ્રમાણે તેઓએ ક્રમ ચાલુ રાખેલ હતો.

એક વખત એક ઘોર જંગલમાં ચાલ્યા જતા હતા, તે સમય ન્હાના ભાઈ માણેકચંદને તરસ લાગી, તેથી પાણીની શોધ કરવા લાગ્યો; એટલામાં ઇશ્વર ઇચ્છાએ પાણીનું સ્થાન મળી આવ્યું, તેમાંથી પાણી પી પોતાની તરસને શાંત કરી પાછો પોતાના ભાઈ પાસે આવતો હતો, તે વખતે તેને એક થેલી હાથ લાગી તેને ઉઘાડીને જોઈ તો, તે સોનાના દાગીના તથા

જવાહીરથી ભરેલી દીઠી; તેમાં બે લાલ-માણેક પણ દીઠાં. તે જોઈ ઘેલ-વંત થયો અને મજબુત રીતે થેલીને પકડી હરખાતો હરખાતો મોટા ભાઈ પાસે આવ્યો, તથા તે થેલી મોટા ભાઈને આપી એટલે તે પણ જોઈ અત્યંત ખુશી થઈ બોલ્યો કે-'ભાઈ તું આ થેલી લઈને ઘર ભણી જા અને ઘર આગળ આ દાગીના વેચી તે નાણાંથી વ્યાપાર કરજે, હું પણ આગામી ગયકો જોતો થોડા વખતમાં પાછો ઘેર આવીશ.'

આ પ્રમાણે મોટાભાઈનું બોલવું સાંભળી માણકચંદે કહ્યું કે 'હવે આપણ બન્ને જણ ઘેર જઈએ; કેમકે જે માટે આપણે ઘર છોડી પરદેશ નિકળ્યા હતા, તે કામ તો પ્રભુએ સિદ્ધ કર્યું માટે હવે 'જુદા પડવાની કશી જરૂર નથી.'

ઝવેરચંદ બોલ્યો કે 'ના, હું તો પરદેશમાં ફરવા ચાહું છું; કેમકે દેશાટન કરવામાં ઘણા ફાયદા છે, તે તને હજુ ખબર નથી માટે તું ખુશીથી ઘેર જા.'

જ્યારે મોટા ભાઈએ ઘેર આવવાની ના પાડી ત્યારે માણકચંદે જે બે માણક હતાં તેમાંથી એક માણક મોટાભાઈને આપવા લાગ્યો; એટલે ઝવેરચંદ બોલ્યો કે-'તારે ભાઈ! મારે પરદેશમાં એ વળી જોખમ કોણ જાળવે? તું તારે એ માણક અને દાગીના તથા ઝવેરાત સઘળું ઘેર લઈ જા, જે માણક મને આપવા ધારે છે તે તારી ભાભીને આપજે એટલે થયું. પછી માણકચંદ ઘર ભણી પાછો વળ્યો અને કેટલાક દિવસે પોતાને ઘેર આવી પહોંચ્યો, તથા તે ઝવેરાત અને દાગીના વેચી તે નાણાંવડે જબરો વ્યાપાર ખેડવા માંડ્યો, પણ પોતાના ભાઈએ જે માણક આપવા ભલામણ કરી હતી તે તો વિસારેજ નાખી, અને વિચાર્યું કે જ્યારે ભાઈ ઘેર આવશે ત્યારે ચોકઠી દેઈશ કે, તારી વહુને આપેલું છે, એમ કરતા પછી પકડી લેવા દઈશું.

બે ચાર વર્ષ થયાં એટલે ઝવેરચંદ પરદેશથી ઘેર આવ્યો અને બન્ને ભાઈઓ મળ્યા; દુઃખ સુખની વાતો કરી પછી મોટાભાઈએ પુછ્યું કે-'ભાઈ! મેં જે માણક તારી ભાભીને આપવાનું કહ્યું હતું તેનું શું ક-

છું ?–' આ પ્રમાણે બાપનું બોલવું સાંભળી ન્હાનો ભાઇ બોલ્યો કે–' ભા-ઇ ! મેં તો તમારા કહ્યા પ્રમાણે મારી ભાભીને આપી દીધું હતું, વિશ્વાસુ ઝવ્હેરચંદ બોલ્યો કે–' બહુ સારૂં કર્યું.' પછી ઝવ્હેરચંદ પોતાની સ્ત્રી આગળ જઈ કહેવા લાગ્યો કે ' મારા ભાઇએ તને લાલ આપ્યું હતું તે ક્યાં છે ?' પણ બીચારી તે તો જાણતીજ નહોતી એટલે ગભરાઇ બોલી કે–' સોગંદ પુર્વક કહું છું કે, લાલ વિષે હું કશું પણ જાણતી નથી.' આવું સ્ત્રીનું બોલવું સાંભળી ન્હાના ભાઇ પાસે જઇ કહેવા લાગ્યો કે ' ભાઇ તારી ભાભીને લાલ વિષે પુછતાં સોગંદ પુર્વક જણાવે છે કે, લાલ વિષે હું કશું પણ જાણતી નથી.' માણેકચંદ બોલ્યો કે ભાઇ ! ત્યારે શું હું જુઠું બોલું છું ? મારી ભાભીની બદદાનત થઇ હશે તો શું ખબર.; ઝવ્હેરચંદે ફરી પોતાની સ્ત્રીને પુછ્યું: તોપણ તેણે ચોખી ના કહી, તેથી ઝવ્હેરચંદને ગુસ્સો આવ્યો અને સ્ત્રીને પુષ્કળ માર માર્યો; પરંતુ તે સ્ત્રી નિર્દોષ હતી તેથી બોલી કે' મને નાહક શું કરવા મારોછો, હું માણેક વિષે જરા પણ જાણતી નથી, તેમ છતાં પણ મારી નાંખવી હોય તો ભલે મારો.'

આ પ્રમાણે ધર્મપત્નિનું બોલવું સાંભળી વિચારમાં પડ્યો કે જો આ જાણતી હોત તો સોગનમાં રત્નથી ના પાડી જાત, પણ સોગનું રત્ન પડ્યા છતાં પણ ના કહે છે તો, એ વિષે કાંઇક ભેદ હોવો જોઇએ !, એમ વિચારી ન્હાના ભાઇ પાસે આવી કહેવા લાગ્યો કે–'તારી ભાભીએ લાલ નજરે પણ દીઠું નથી એવી મને ખાત્રી થઇ છે. ફક્ત ખોટી રીતે તેને તું બદનામી આપે છે.' આવું મોટાભાઇનું બોલવું સાંભળી ગુસ્સો લાવી ન્હાનો ભાઈ બોલ્યો કે વાહ ! એમ !! પોતાની બાયડી કહે તે સોળ વાલને એક રતિ અને હું કહું તે ગળે પડવાનું ગપ્પ. આ કળિયુગમાં ભાઇ કરતાં બાયડીનું વધારે પ્રમાણિકપણું ગણ્યા ! એમાં નવાઈ જેવું નથી. હશે. ! જેમ તમને સારૂ લાગે તેમ કરો.

આ પ્રમાણે માણેકચંદનું બોલવું સાંભળી તેને પણ ખાત્રી થઇ કે નક્કી ભાઇનીજ બદદાનતછે; પરંતુ બદદાનતનો બદલો તેને મળે અને ફરીથી

તેઓ કામમાં હિંમત ચલાવે નહી માટે દરબારમાં જઇ એનો નિવેડો લાવું. એમ વિચારી દરબારમાં ગયો ત્યાં બીરબલ ઇન્સાફની રાહે લોકોની તકરારના ફેંસલા આપતો હતો, તે વખતે ઝવેરચંદે જઇ ફરિયાદ નોંધાવી. તદનંતર તે કેસનું રૂપ સમજવા ઝવેરચંદને બેસારી બીરબલે પુછ્યું કે 'તારી ફરિયાદની મૂળ હકીકત શું છે?' ઝવેરચંદે આગમતિ વાર્તા કહી સંભળાવી. તેથી માણેકચંદને બોલાવી તેની જબાની લીધી તથા ઝવેરચંદની વહુની પણ જબાની લીધી અને તે માટે દિર્ઘ વિચાર કરી માણેકચંદને પુછ્યું કે 'તે ઝવેરચંદની વહુને જે વખતે માણેક આપ્યું તે વખતે કોઇ સાક્ષી રાખેલ હતો?' માણેકચંદે પોતાના સોબતીઓનાં નામો સાક્ષીદાર તરીકે લખાવ્યાં. તેથી તે નામવાળા સઘળા માણસોને બોલાવી મંગાવ્યા અને પુછ્યું કે—'આ ઝવેરચંદની વહુને આ માણેકચંદે માણેક આપ્યું તે તમે જોયું હતું?' સઘળાં સાક્ષીદારો બોલ્યા કે 'હા, અમો સઘળાએ જોયું હતું!' બીરબલે હુકમ કર્યો કે 'દરેકને જુદિ જુદિ કોટડીમાં પૂરી દો' હુકમ થતાંજ સિપાઇઓએ નિર નિરાળી કોટડીમાં તેઓને પુરી પાંચ પાંચ તોલા ઘઉની કણક આપી કહ્યું કે—'જે લાલ તમોએ જોયું હતું તેનો જેવો આકાર બનેલો હોય તેવો આ કણકનો બનાવી આપો.' પહેલા બન્ને બાઇઓને બહાર કાહાડયા અને બન્નેના એક કારના ગોળીઓ બનાવી સાક્ષીદારોને કહાડી તેમની પણ ગોળીઓ જોઇ તો તે બન્ને બાઇઓ કરતાં સાક્ષીદારોની ગોળીઓ જુદાજ આકારની હતી છેવટે ઝવેરચંદની સ્ત્રીને બહાર કહાડી ગોળીઓ માગી તો તેણે જેવી કણક આપી હતી તેવીજ પાછી આપી જેથી બીરબલે પુછ્યું કે—'કેમ લાલના આકારની ગોળીઓ બનાવી નહીં?' ઝવેરચંદની સ્ત્રી બોલી કે 'મેં મારા જન્માંતરમાં લાલ કેવું હોય છે તેજ જોયું નથી તો, વગર જોએલી ચીજનો શી રીતે આકાર બનાવી આપું!' આ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી બીરબલે સાક્ષીદારોને એકાંતમાં લેઇ જઇ ધમકી આપી કે 'જે સાચે સાચું બોલશે તો ઠીક નહીં તો, સખ્ત મજૂરી સાથે કુરબાનાની શિક્ષા કરવામાં આવશે.'

આ પ્રમાણે ધમકી આપી, પણ તેઓએ ખરી વાત કહી નહીં, તેથી સિપાઇઓને હુકમ આપ્યો કે ' આ હરામખોરોને મારો પચાસ પચાસ જોર બાંધેલો માર. ' હુકમ થતાંજ સિપાઇઓએ મોટા વાંદર પુંછા જેરબંધ લઇને આવ્યા, તે જોઇને સાક્ષીદારો વિચારવા લાગ્યા કે ' હવે બુરા હાલ થશે ! આ ઓષધ કડવાં છે માટે ખરૂં માની દેવું તેમાંજ સાર છે. ' એમ વિચારી અરજ કરી કે, મહેરબાન સાહેબ ! અમને મારશો નહીં, જે સાચી હકીકત છે તે કહીએ છીએ કે, અમોએ તે લાલ આપતાં જોયું નથી, માત્ર એના નાતાની ખાતર માણુક આપતી વખત જોયું હતું એમ કહેવું પડયું છે માટે હવે મરજીમાં આવે તેમ કરવા સરકાર ધણી છો. આ પ્રમાણે સાક્ષીદારોનું બોલવું સાંભળી કહ્યું કે ' **માર ચોદમું રત્ન છે** નહીં તો, નિર્દોષ આને માથે ખોટી ચોરી ઠરાવીજ દીધીજ હતી. કેમ માણુકચંદ ? આ તારા સાક્ષીદારો શું કહે છે? ' માણુકચંદ બોલ્યા કે ' સાહેબ ! મારની બીકથી એ જૂઠું બોલે છે. ' બીરબલે કહ્યું કે ' લાલનો આકાર તેમને જોયો હતો તો, કેમ એક સરખો સઘળા બનાવી લાવ્યા નહીં ? માટે સાબિત થાય છે કે એ સાક્ષીદારોએ લાલ દીઠુંજ નથી માત્ર તુંજ તરકટી છે. પછી સિપાઇઓને હુકમ આપ્યો કે ' ચોદમું રત્ન શરૂ કરો ' હુકમ થતાં વંતજ વાંદર પુંછા ચાબુકનો માર શરૂ કર્યો એટલે તુરત કબુલ થયો કે ' લાલ મારી પાસે છે. ' એમ કહી તેણે લાલ લાવી હાજર કર્યાં, તે પૈકી એક ઝવેરચંદને સ્વાધીન કર્યું અને બીજું સરકારી તિજોરીમાં દાખલ કર્યું તથા માણુકચંદ તેમજ સાક્ષીદારોને યોગ્ય શિક્ષા આપી.

**વાર્તાનો સાર** એ ગ્રહણ કરવાનો છે કે—બીરબલ સત્યને શોધી કાઢવામાં કેવો પ્રવિણ હતો ? બીજો સાર એ લેવાનો છે કે—લક્ષ્મી સકલ અનર્થનું મૂળ છે, લક્ષ્મી સંબંધીઓથી વિરોધ કરાવનાર છે, લક્ષ્મી વાળાનાં મન બગાડનાર છે માટે તે લક્ષ્મી પ્રાપ્ત થયા પછી જે નિરાભિમાનીપણે સરળ દયાળુ શાંત વૃત્તિથી રહે છે તેનેજ ધન્ય છે ! કેમકે કનક એ નામજ એવું છે. જુવો ધંતૂરાનું નામ પણ કનક કહેવાય છે ! જો કે,

કનક નામ છે પણ કનક જેટલી તેમાં સત્તા નથી; છતાં પણ કનક નામના મહિમાથી તેનો સ્પર્શ થવાથી પણ મદ ચઢે છે તો, સાક્ષાત્ જે કનક છે તેના સ્પર્શથી તો મદ ચઢે તેમાં કહેવુંજ શું? માટે કહેવાનું તાત્પર્ય એજ કે અથિર ધનનો મદ ન કરતાં સતસંગ કરવો જેથી મનોવૃત્તિ નિર્મળ રહે છે.

——:o:——

## વાર્તા ૯૮ મી.

જો સાચું સમજ્યું અંતરનું, તો તસ પેખી પીડ;
દિલ દાઝે લાજે જગ લાજે, પણ પરને શું પીડ. **પી. એ. દ્વિવેદી**

એક સમય કોઇ બે સ્ત્રીઓ શાહ હજૂર આવી તે પૈકી એક જણીએ ફરીયાદી કરી કે—મારો દીકરો આ છિનાળ ધુતારી રાંડે ફોસલાવી ફસાવી પોતાના કબજે કરી લીધો છે માટે મારે હવાલે કરાવવો જોઇએ.' શાહે બીજી સ્ત્રીને પુછ્યું કે–' તારી શું ફરીયાદ છે?' બીજી સ્ત્રીએ જણાવ્યું કે– નેક નામદાર! મારી એ ફરીયાદ છે કે, આ સ્ત્રીએ જે આપ હજૂર ફરીયાદ કરી છે, તદન પાયા વગરની છે, **ઉલટો ચોર કોટવાલને દંડે** તેવું તેણે કરવા માંડ્યું છે; કેમકે એ દીકરો મારોજ છે; છતાં કેવળ બદદાનતથી 'મારો છોકરો છે' એવો દાવો ધરાવે છે; પરંતુ છેવટ ન્યાયી નામવર આગળ **દુધના દુધમાં અને પાણીના પાણીમાં** વિભાગ પડશે.' આ પ્રમાણે પરસ્પર વિરોધિ ફરીયાદ સાંભળી શાહ ભારે મુંઝવણમાં પડ્યો, તેથી બીરબલે અરજ કરી કે–'મુંઝવણમાં પડવાનું કશું કારણ નથી, માત્ર કરવત લઇ એ છોકરાના બે ભાગ કરી બન્નેને આપી દેવા એટલે તકરાર પતી ગઇ.' એમ કરી વધ કરવાને બોલાવવા સિપાઇને હુકમ આપ્યો; એટલે જે છોકરાની સાચી મા હતી તે ગભરાયને બોલી કે–' ગરીબપરવર! મારે એ છોકરાની જરૂર નથી અને હું મારો દાવો પાછો ખેંચી લઉં છું; કેમકે છોકરાને કાપી તકરાર પતવવા તેથી તો એ બહેતર છે કે, ભલે એજ છોકરાને લઇ જાય, જો જીવતો હશે તો હું તેને દૂરથી નિહાળી આનંદ પામીશ; પરંતુ નાહક તેનું નિકંદન કરાવવું એ હું દુરસ્ત

ધારતી નથી, ભલે એ છોકરાને આ બાઈ લઈ જાય, પ્રભાકર પંડિતના શ-રણું અનો ભ્રષ્ટ અને તનો ભ્રષ્ટ થવાથી પરિણામે પશ્ચાતાપનો પાર રહે નહીં શાહે પુછ્યું કે-'તે પ્રભાકર શી રીતે બન્ને તરફથી ભ્રષ્ટ થયો? અને પરિણામે કેવા પ્રકારે પશ્ચાતાપ કરવો પડયો?'

સ્ત્રી બોલી કે 'પ્રભાકર નામનો એક પંડિત પરદેશથી વિદ્યાભ્યાસ કરી પોતાના ઘરભણી પાછો ફર્યો, તે વખતે એક ગામમાં રાત્રિએ વિશ્રામ લેવા માટે લોકને પુછ્યું કે, આ ગામમાં કોઇ બ્રાહ્મણનું ઘર છે? લોકોએ કહ્યું કે, હા એક બ્રાહ્મણનું ઘર છે, શું તમારે રાતવાસો કરવો છે? જુવો પેલું સામું દેખાય તેજ ઘર. પછી પ્રભાકરે ત્યાં જઇ ઉતારો લીધો અને તે ઘરવાળા બ્રાહ્મણની સ્ત્રીએ સારો સત્કાર કર્યો, તથા ખાન પાનની પણ સગવડ સાચવી શયન માટે ગોઠવણ કરી આપી. પ્રભાકર પણ તે લોકની બરદાસથી ખુશી થયો અને નિંદ્રાને સ્વાધીન થઇ આરામમાં રાત્રિ વ્યતિત કરી. પ્રાતઃકાળે ન્હાઇ ધોઇ સંધ્યા પૂજા કરી ભોજન આરોગી આસનમાં બેઠો; તે વખતે પ્રભાકરને તે બ્રાહ્મણી પુછવા લાગી કે, મહારાજ! આ મારા બે છોકરા છે તેને જનોઇઓ દેવી કે, સુનત કરાવવી?' આ વાક્ય સાંભળી પ્રભાકર તો અપાર વિચારમાં પડયો કે, બ્રાહ્મણના છોકરાને સુનત કરવી કેવી?! એમ વિચારી પ્રભાકર બોલ્યો કે 'બાઇ બ્રાહ્મણના દીકરાને તો જનોઇનોજ અધિકાર છે, પણ સુનત કહો છો તેનું કારણ શું?' બાઇ બોલી કે 'વીરા! હું પહેલી બ્રાહ્મણી હતી, પણ આ છોકરાનો બાપ સૈયદ તેની સાથે મારે નેહ બંધાવાથી તેમના ઘરમાં આવીને બેઠી ત્યાર પછી આ બે છોકરા થયા. આ ગામમાં કોઇ બ્રાહ્મણનું ઘર નહોતું તેથી ગામના લોકોને મળી વિચાર્યું કે 'કોઇ પંડિત પુરાણી કે, વટેમાર્ગુ બ્રાહ્મણ આવે છે ત્યારે તેને ઉતરવા ખાવાપીવાની અડચણ પડે છે માટે એક બ્રાહ્મણનું ઘર હોય તો વધારે સારું માટે આપણા સૈયદના ઘરમાં બ્રાહ્મણી છે, તેથી તે સૈયદને બ્રાહ્મણ બનાવો એટલે થયું.' એમ વિચારી અમોને બ્રાહ્મણ બનાવ્યાં તેથી હવે આ છોકરાઓને જનોઇ આપવી કે, સુનત કરવી?

તે વિષે મને વારંવાર વિચાર થવા લાગ્યા, પણ કેઇ સમજુ બ્રાહ્મણ મળે તો પુછું એવા ઇરાદામાં હતી; તેટલામાં તમો આવ્યા તેથી બહુ રાજી થઇ અને મારા મનનો ખુલાસો પણ થયો માટે હવે આપ જે સલાહ આપો તે કરીએ.' પ્રભાકરે આ ઇતિહાસ સાંભળ્યો એટલે બિચારો ચિત્રામણના પુતળાની પેઠે સ્તબ્ધ થઇ ગયો અને મહા પશ્ચાતાપ કરતો વિચારવા લાગ્યો કે 'અરે પ્રભુ! મારૂં બ્રાહ્મણપણું સમૂળગું નાશ થયું, સર્વથી છેલ્લા પાટલાવાળા યવનનું અન્ન પાણી આરોગ્યું જેથી વિદ્યા, ધર્મ, કર્મ અને દેહ ભ્રષ્ટ થયાં, પણ હવે ઉપાય શો?' બ્રાહ્મણી બોલી કે-' મહારાજ! કેમ આ રીતે વાત સાંભળી નિસ્તેજ બની ગયા? મારા પુછેલા પ્રશ્ન માટે શું આપનો અભિપ્રાય છે? તેતો મને જણાવો.' મહારાજ બોલ્યો કે-'બાઇ શું મારૂં કપાળ અભિપ્રાય આપું? તારે તો જનોઇ કે સુનત જે થવાનું હશે તે થશે; પણ મારી પેર કે ચિતા? તેજ મ્હોટી મુશ્કેલીમાં પડયો છું હું ન બ્રાહ્મણ રહ્યો કે, ન મુસલમાન, ધોબીનો કુતરો ઘરનો કે ઘાટનો એકેમાં ન રહયો' આ પ્રમાણે અપાર પશ્ચાતાપ કરતો પોતાના દેહની શુદ્ધી કરવા મંબાજીના શરણમાં ગયો અને શુદ્ધ થઇ તપશ્ચર્યામાં પોતાનું જીવન ગાળ્યું કહેવાનો ભાવાર્થ એછે કે, એ સૈયદનાં છોકરાં તો મુસલમાન પણામાં મોજથી રહ્યાં; પરંતુ બિચારો પ્રભાકર વિના કારણે મફત જગતથી વિરકત થયો તેજ પ્રમાણે અમો બન્ને જણીઓ પોતપોતાના તાનમાં રહીએ, પણ બિચારા છોકરાનો નાહક જીવ જાય માટે એમાં કશો પણ હું ફાયદો સમજતી નથી, તેથી ખુશીની સાથે મારા છોકરાને એ ભલે લઇ જાય.

આ પ્રમાણે વિચારયુકત કરૂણાનાં વાત્સલ્ય પ્રેમ ભકિતનાં વચનો સાંભળી બીરબલ બોલ્યો કે-'બાદશાહે આલીજહાં! આ બાપનોજ તે છોકરો છે એમાં જરા શંકા નથી; કારણ કે,તજે આંતરનું સગુ હોય છે તેનાજ અંતરમાં પ્રેમનો અંશ ઉત્પન્ન થાય છે અને એજ હેતુ માટે છોકરાનું મરવું થવા વિષેનો પ્રકાર તેને ગમ્યો નહીં, તથા પોતાનો દાવો રદ કરવા તૈયાર થઇ માટે માના પેટમાંજ આંતરડાની સગાઇ હોય છે એ કહેવત

સિદ્ધ થાય છે. અને આ બીજી સ્ત્રી છે તે કેવળ ગળેપડું છે. તેમ તેનો એ છોકરો નથી. જેથી તેને કાપી બે ભાગ ફરી વહેંચી લેવા હુકમ થયો છતાં તે કશું બોલી નહીં માટે એ તરકટીખોર છે, તેથી તેને યોગ્ય નશીયત આપવી ઘટે છે., આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે તે છોકરો સમજુ બાઇના સ્વાધીન કર્યો અને ગળેપડુ રંડાને વિના ભાડાની કોટડીમાં મોકલાવી દીધી.

**વાર્તાનો સાર એછે** કે,–માતનો વાત્સલ્ય પ્રેમ, ન્યાયી રાજાનું ન્યાયચાતુર્ય અને તરકટી ખોરોનું તરકટ તથા ગમાર લોકોની ગમારતા વગેરે વગેરેનો ભાવ આ વાર્તા દર્શાવી આપે છે માટે પરદેશમાં કોઇને ઘેર જતાં કે જમતાં પાણીપીતાં પેહેલાં જાત, આચાર અને રહેણી કહેણી વિષે પુછ પરછ કરવી નહીં તો, પ્રભાકરની પેઠે પરમ પશ્ચાતાપ કરવો પડે છે. તથા ખોટાં સગાં સંબંધીઓને પારખી લેવા આફત કે હૃદયદ્રાવક પ્રકાર સમીપ આવવાથી તરત ખરાંખોટાંનો દાખલો જણાઇ આવે છે અને નેકન્યાય મળવાથી નેક રાજ્યની નીતિ પણ જણાઇ આવે છે.



## વાર્તા ૯૯ મી.

ભલપણ કરતાં આળ; ગળે ભુંડાઇ મહિવિષે: આલણ.

એક સમય અકબરશાહ બાદશાહે બીરબલને પુછ્યું કે–'બીરબલ! એવું કયું કામ હશે કે'–**નેકી–ભલાઇ કરતાં બદી–ભુંડાઇ** પ્રાપ્ત થાય?' બીરબલ બોલ્યો કે ' હજુર આલી! આ વાક્યની પ્રતિતિ આપવામાં તો, આપણા મુલ્લાં દોપ્યાજી ખુબ સમજે છે!' આવું બીરબલનું બોલવું સાંભળી બાદશાહ જમજહાંએ તેજ વખતે મુલ્લાં દોપ્યાજીને બોલાવી લાવવા માટે સિપાઇ મોકલ્યો, જેથી તે સિપાઇ મુલ્લાં દોપ્યાજીને ઘેર જઇ બોલાવી લાવ્યો; એટલે મુલ્લાં દોપ્યાજીને બાદશાહે પુછ્યું કે ' મુલ્લાંજી! તે કામ કયું હશે કે, નેકી કરે અને બદી હાંસીલ થાય?' મુલ્લાંએ જણાવ્યું કે ' તે કામ હું સારી રીતે જાણુંછું, પણ શરમને લીધે કાંઇ કહી શકતો

નથી કેમકે જે વખતે આપનો સિપાઇ આવ્યો તે વખતે હું ખાવાની તૈયારીમાં હતો; પરંતુ હુકમને તાબે થઇ આપ હજૂર આવ્યો' પણ પાસમાં ભૂખને લીધે જરા પણ શક્તિ નથી કે, હું આપના પ્રશ્નનું વિવેચન કરી શકું.' બાદશાહે કહ્યું કે—' જ્યારે જરા પણ શક્તિ નથી તો, અહીંઆં સુધી શી રીતે અવાયુ?' મુલ્લાં દોપ્યાજે બોલ્યો કે 'હજૂર! હું તો મનુષ્યછું, પણ જાનવર પણ ભૂખ્યું થયે બે ચાર કદમ ચાલીતો શકે છે. પણ બોલી શકતું નથી.' બાદશાહે રસોઇઆને હુકમ કર્યો કે—' મુલ્લાં માટે ઘણુંજ સરસ ભોજન થાળમાં પીરસી અહીંઆં લઇ આવ., બબરચી—રસોઇઓ હુકમ પ્રમાણે થાળમાં ભોજન પીરસી કચેરીમાં લઇ આવ્યો અને મુલ્લાંનાં આગળ મૂક્યો એટલે મુલ્લાં દોપ્યાજે તે થાળને ઉઠાવી બ્હાર ચાલવા લાગ્યો, જેથી બાદશાહે કહ્યું કે ' અહીંઆં બેસીનેજ જમો.' આવો હુકમ થતાં ત્યાંજ બેસી મુલ્લાં જમી મરત બન્યો, પછી બાદશાહે પુછ્યું કે 'કહો હવે તે કામ કયું કે, નેકી કરે અને બદી હાંશીલ થાયઠ' મુલ્લાંએ કહ્યું કે ' હજૂર ! બતાની તો દીધું !' બાદશાહે ફરમાવ્યું કે' હું તો તેમાં કાંઇ સમજ્યો નથી કે, તમે શું બતાવ્યુ !' મુલ્લાંએ કહ્યું કે ' શાહે આલી ! આ વખતે આપ મને જે ખાણું ખવરાવ્યુ તે ઘણુંજ સરસ હતું કે, મેં આજ સુધી એવું ખાણું ખાધું નથી, પણ હજૂરવાલાએ આ જગ્યાએ ખાણું ખવરાવવા માટે જે હુકમ આપ્યો તે આ બંદાએ પણ શરમાતે શરમાતે ખાવું શરૂ કર્યું, તેથી પૂરેપૂરૂં જમાયું નહી, પણ ઉલટું મારૂં લોહી બળી ગયું, જેથી મને મહા હાનિ થઇ. આ પ્રમાણે મુલ્લાંનું બોલવું સાંભળી શાહ સલીમજ ખુશી થયો અને સારૂં ઇનામ આપ્યું.

વાર્તાનો સાર એ છે કે. અમીર લોકો કે રાજા બાદશાહોના મુખમાંથી નિકળેલા પ્રશ્નોનો યોગ્ય રીતે ઉત્તર અપાય તો, અમુલ્ય શિરપાવ બક્ષીસ સંપાદન કરે છે, માટે હાજર જવાબ શિખવા ચતુર નરોનો સંગ કરી બાગબાલીઓના મનને રંજન કરી સુંદર માન મેળવો.

## વારતા ૧૦૦ મી.

દેખા દેખી કામ, કરીએ નહીં કદિ મદદ કરી,
નહીં તો આખર નામ, દામે ખાગ ખુવે નારણા. નારાયણજી.

દિલ્લી પતિ અકબરશાહ બાદશાહના વખતમાં દરેક જાતના હુન્નરો તરફ સુધારા કે, પ્રજાના કલ્યાણનાં કામો સારી પેઠે જેશ બંધ ચાલી રહ્યાં હતાં અને હુન્નરી વિદ્વાન કે ગુણીજનોને સારો સત્કાર તથા શિરપાવ, જાગીર વગેરે પોતપોતાના શિકંદર પ્રમાણે મળતો હતો. તેથીજ તે વખતમાં પ્રત્યેક જાતના પ્રવિણ પુરૂષો, કળાવાન લોકો અને સમજદાર સજ્જનોનો ગબ્બાનનો સૂર્ય હતો. એક વખત અકબરશાહ બ્હાર હવા ખાવા માટે જતા હતા, તે વખતે મુસાફરીખાના–હુન્નરોના કારખાનામાંથી કામ કરનારા લુહાર સુથાર વગેરે છુટયા અને પોતપોતાના ઘેર જતા હતા, તેમના તરફ શાહે નિગાહ કરી જોવા માંડયું તો જ્યારે લુહાર લોકોનું ટોળું નિકળ્યું ત્યારે તમામ લુહાર લોકોનાં શરીર–હાથ પગ મ્હોં સ્વચ્છ તથા કપડાં પણ દાગ વગરનાં જોયાં, તે પૈકી એક લુહારના કપડાં ઉપર દાગ અને હાથ મ્હોંઢા ઉપર પણ કોયલાની કાળાશ લાગેલી દીઠી. તેથી તે લુહારને શાહે પુછયું કે–'આ કારખાનાના તમામ લુહાર લોકોનાં કપડાં તથા શરીર ઉપર કાળાશના દાગ લાગેલા નથી અને તારાં કપડાં તથા શરીર ઉપર કાળાશ લાગી છે તેનું કારણ?' લુહારે હાથ જોડી અરજ કરી કે 'બાદશાહ આલમપના! **કાગડો હંસની ચાલ ચાલવા જતાં તો પોતાની ચાલ પણ ભુલી ગયો,** તે કહેવત પ્રમાણે એ સઘળા લુહારોની રીત પ્રમાણે જો હું ચાલવા જાઉં તો મારું ગુજરાન ચાલતું હોય તે પણ અટકી પડે. એ તમામ લુહારો લોખંડના ઓજાર વડે કોયલા ભઠ્ઠીમાં નાંખે છે, તથા હાથ લુછવા રૂમાલ વગેરે રાખે છે, જેથી દાગદુગ પડતા નથી પણ આ આપનો ગુલામ તો, હાથેથીજ કોયલા નાંખે છે એટલે હાથે મ્હોંડે અને કપડે કાળાશ લાગે છે.' શાહે કહ્યું કે 'તું પણ તે પ્રમાણે કેમ કરતો નથી? છતાં ઓજારે હાથે શા માટે કોયલા નાંખવા?' લુહાર બોલ્યો કે 'હજુર આલી આપ નામદારના કારખાનામાં તો, જે જે જાતનાં ઓજાર જોઇએ તે

તૈયાર મળે છે, પણ મારા ઉપરી રહેજ વાંકો લીધે કે કોઈ કારણને બહાને મને રજા આપે અને બીજા કોઈના કારખાનામા રહેવું પડે ત્યારે ત્યાં સર્વે જાતના ઓજાર ક્યાંથી હોય અને હાથેથી કામ ન કરેલું હોય-તો ઓજાર વિના કામ કરતાં કંટાળો આવે તેથી છેવટ કંટાળી કામ મુકી ઘેર બેસવાનો વખત આવે માટે સદાય એજ પ્રમાણે ટેવ રાખવી કે. ઓજાર હોય કે નહોય, પણ હાથેથીજ કામ લેવું અને વખત વિચારી ચાલવું તો, કોઈ વખત આજીવીકાની અડચણ આવે નહીં નહીંતો સોદાગરના ગુમાસ્તાની પેઠે થાય. શાહે પુછ્યું કે,'તે સોદાગરના ગુમાસ્તાની શી રીતે વાર્તા છે?' સવાર બોલ્યો કે,'હજૂર! કોઈ એક મુલકના એક સોદાગરને ત્યાં બે ગુમાસ્તા હતા, ને કાંઈક સારો લાભકારી માલ લઈ કોઈ બીજા દેશમાં ગયા ત્યાં પોતાની પાસેનો માલ સારો લાભ મેળવી વેચી ત્યાંથી મળતા માલને ખરીદી વિશેષ લાભ મેળવવા લાગ્યા.તે દેશમાં એવો રીવાજ હતો,કે એક રૂપીઆની મીઠાઈ એક મણ મળતી હતી અને બહુ તો અડદ રૂપીઆના પાંચશેર મળતા હતા. એક દિવસ સાંઝના સમય બજારમાં બન્ને ગુમાસ્તા ગયા અને વિચાર કરી એકજણે કહ્યું કે,મીઠાઈ ખરીદવી એજ ઠીક છે અને બીજે કહ્યું કે, અડદ ઘણું ખરીદવા એજ લાભકારી છે. આ પ્રકારે બન્ને જણાના મત જુદા પડવાથી બન્નેજણે પોતપોતાની મરજી મુજબ માલ ખરીદિ વેચવા શરૂ કર્યો. માસની આખર તારીખે હિસાબ કરતાં મીઠાઈ ખરીદનારે બમણો લાભ મેળવ્યો અને બહુ અડદ ખરીદનારે એક રૂપીઓ પણ પેદા કર્યો નહીં. જ્યારે તેઓ પાછા પોતાના દેશમાં આવ્યા ત્યારે પોતાના શેઠ સોદાગરની પાસે આવી પોતપોતાના જુમ્માનો હિસાબ આપ્યો,તે વખતે સોદાગરે પુછ્યું કે, સરખા રૂપિયાના વેપારમાં લાભમાં તફાવત પડ્યું છે તેનું શું કારણ છે?' ગુમાસ્તાએ સઘળી હકીકત કહી સંભળાવી, તેથી સોદાગરે ફરીથી પુછ્યું કે, મીઠાઈના વેપારમાં એક હજારનો એક માસમાં લાભ મળ્યો અને અડદ બહુમાં એક માસમાં એક રૂપિયો પણ પેદા નથયો એ ખરેખર નવાઈ જેવું છે! માટે તેનું કારણ જાણવા ચાહું છું. જેણે મીઠાઈ ખરીદિ હતી તે ગુમાસ્તે કહ્યું કે, તે શહેરના માણસો દરરોજ મીઠાઈજ ખાતા

હતા અને અનાજ ખાવાનો માવરો થોડો હતો, તેથી જે ચીજની ખપત વધારે તે ચીજનો વેપાર કરવો એજ યોગ્ય છે, એમ જાણી મીઠાઇજ ખરીદી, તથા તે વેચીને સારો લાભ મેળવ્યો. બીજા ગુમાસ્તાને સોદાગરે પુછ્યું કે, તે કેમ મીઠાઇ ન ખરીદી અને બહુ આડદ ખરીધા? ગુમાસ્તે અરજ કરી કે, સાહેબ મેં જાણ્યું કે, જો હું મીઠાઇ ખરીદિશ તો મીઠાઇ ખાવા જેવી ચીજ છે તે ખવાઇ જશે તેથી મને ખરાબ આદત પડશે અને શેઠને મોટું નુકશાન થશે, એમ ધારી મીઠાઇ ન ખરીદતાં બહુ આડદ ખરીધા; પરંતુ તેને ખરીદનારજ કોઈ મળ્યું નહીં, જેમ તેમ કરી પૈસા ખંધ બેસાડ્યા સોદાગરે સઘળી હકીકત જાણી મીઠાઇ ખરીદનાર ગુમાસ્તાને સાબાસી આપી સારૂં ઇનામ બક્ષ્યું અને બીજા ગુમાસ્તાને કહ્યું કે, આજથી તારો પગાર ઉતરતો છે. આ પ્રમાણે કહી લવાર બોલ્યો કે, હજુર આલી! તે સોદાગરના બન્ને ગુમાસ્તા પૈકી જે સમય વિચારી કામમાં હુશીયાર રહ્યો તેજ આ ખર સુધી ફતેહ પામ્યો અને સમયનો વિચાર કર્યા વિના બીજા ગુમાસ્તાએ કામ ઘણી મેહેનત સાથે કર્યું છતાં ઘેર બેસવાનો વખત આવ્યો માટે ગરીબ પરવર! પ્રથમથી વિચાર કરી ચાલવું એજ ઉત્તમ છે, નહિં તો પ્રથમજ હું આપને કહેવત કહી ચૂક્યો છું કે, કાગડો હંસની ચાલ ચાલવા ગયો તો, પોતાની ચાલ પણ ભૂલી ગયો. આ કહેવતની હકીકતને ગાળ ગાળી પણ લીધી છે માટે દેખા દેખીના લીધે પારકાના ભરોસે કામ લેવાથી ખરાબ આદત પડે છે, તેથી જે કામ જ્યાં સુધી પોતાના હાથથી થાય ત્યાં સુધી પારકા પાસેથી કે, બીજાની મદદથી કરવું નહીં. શાહે પુછ્યું કે ' કાગડો હંસની ચાલ ચાલવા જતાં પોતાની ચાલ શી રીતે ભૂલી ગયો? ' લવાર બોલ્યો કે ' જી હજૂર! એક જગ્યાએ એક કાગડો બેઠો હતો તે વખતે એક હંસ ઉડતો ઉડતો જતો હતો તેને જોઈ કાગડે વિચાર્યું કે, હું પણ એના સમાન મતિવડે ઉડું, એમ વિચારી કાગડે પણ પોતાની પાંખો હંસની પેઠે ફેલાવી હંસના પાછળ પાછળ ઉડવું શરૂ કર્યું. સહુના જાણવામાં છે કે, હંસ એકદમ એક વખતમાં ઉડી સેંકડો ગાઉ સુધી વિસામો ખાધા વગર જઈ શકે છે, જેથી હંસ તો બેધડકપણે આકાશ

પંથને ઓલંઘનો ચાલ્યો જતો હતો, પણ કાગડો તો થોડાક સુધી તેના સાથે ઝપટ બાંધ ઉડયો; પરંતુ, આગળ તેવી ઝપટથી ઉડવા જેવી તાકત રહી નહીં; તદપિ ગમતનો માર્યો ઉડવા લાગ્યો, પણ આખરે થાકીને બેહાલપણે જમીન ઉપર પડ્યો અને હોસ પણ રહ્યા નહી. કેટલીક વખતે ભાન ઠેકાણે આવ્યું અને ઉડવા કરયું પણ હંસની ચાલ શિખતાં પોતાની ચાલ પણ ભૂલી ગયો. ઉડાયું નહીં તેથી એક જગ્યાએ ચુપચાપ પડ્યો પડ્યો પશ્ચાતપ કરવા લાગ્યો; એટલામાં વગડમાંથી એક બિલાડી ફરતી ફરતી આવી તેણીએ તે કાગડાને પકડી લઇ મારી પોતાના પંડને પોષ્યો. બાદશાહ ફલક પનાહ! જો એ કાગડો હંસની ચાલની બરાબરી શિખવા જાત નહીં તો, વગર મ્હોતે મરવાનો વખત આવત નહીં માટે મનુષ્ય માત્રને આવશ્ય જાણવું જોઇએ કે, પોતાની આદત—ટેવ ખરાબ કરવી નહીં. અને હદથી વધારે કોઇપણ કામમાં કેઇની બરાબરી કરવી નહીં? તોજ સુખ પામે. એમ વિચારી હું મોટાઇનો ફાંકો ન રાખતાં હાથે કામ કરૂં છું.

આવું લવારનું બોલવું સાંભળી શાહ ઘણોજ ખુશી થયો અને તેની સમજ માટે તારીફ કરી ભિસ્તીની જગ્યા ઇનાયત કરી.

**વાર્તાનો સાર** એ છે કે, પ્રત્યેક માણસે પોતાના ગજા ઉપરાંત કાંઇપણ કામ કરવું નહીં, તથા જે કામ નોકર ચાકરના હાથે કરાવે છે તેમ ને કાળ ચક્રના વિપરીત પણાથી જો સંકટ આવી પડે છે તો, તે વખતે, તે પારકાનાં હાથથી કામ લેનાર બહુ દુઃખી થાય છે અને તેમને તે વખતે ભાન થાય છે કે, જો હાથે કામ કરૂ હોયતો, આવી મુઝવણ આવત નહીં માટે હમેશાં પોતાની આગળ કામ કરનાર હોય, તદપિ પોતાનાં જરૂરી કામો તો, પોતાનાજ હાથે કરવા ટેવ રાખવી. પગે ચાલવાનો કામકાજ કરવાનો કે, લખવા વાંચવાનો માવરો નિરંતર થોડો થોડો રાખવો જેથી કામ વખતે કામ અટકી પડતું નથી પણ જેઓ પારકાના ભરોસા ઉપરજ કામ કરવાનો આધાર રાખે છે તેઓ વિષમ સમય આવ્યે બહુ પસ્તાય છે, જે બીજ પોતાની જાતેજ અગત્યનાં કામો કરવા એજ અતિ લાભ કર્તા છે.

# વારતા ૧૦૧ મી.

જૂઠ ટકે જરીવાર, પાર ન પહોંચે પ્રવીણનર. વિદ્યાગૌરી.

એક સમય કોઈ એક ગળેપડુ ગુલાબડી એક ગ્રહસ્થને ગળે પડી કે, મારા ઉપર બલાત્કારપણું વાપરી મારી લાજ લુંટી માટે દરબારમાં ફરીયાદ કરી તને પુરેપુરી શિક્ષા અપાવું.' એમ કહી બાદશાહ હજૂર જઈ ઉપરના મતલબ પ્રમાણે ફરીયાદ કરી, તેથી તે ગ્રહસ્થને બોલાવી તપાસ ચલાવી; પરંતુ ગ્રહસ્થની વર્તણુંક ઉચ્ચ પ્રકારની જણાઈ, જેથી ફરીયાદણને કહ્યું કે– તારી ફરીયાદ બરોબર છે, માત્ર મને તારી ચતુરાઇ જોવાની ઉત્કંઠા છે; તે કારણ માટે એક ગમ્મત કરવા ચાહુછું કે આ સોયમાં તું દોરો પરોવી આ રૂમાલની અંદર એક બુટો ભરી આપ, પછી તારી ફરીયાદનો નિકાલ લાવુંછું' એમ કહી શાહે સોય ચપટીમાં પકડી દોરો સ્ત્રીના હાથમાં આપી પરોવવા ફરમાવ્યું, પણ તે સોયને ચપટીમાં ફેરવવા લાગ્યો, તેથી સ્ત્રી બોલી કે–'કુલકપનાહ! સોય ફેરવવી બંધ રાખો તો, મારાથી દોરો પરોવાય, નહીંતો પરોવવા શક્તિમાન નથી.' આવું તે સ્ત્રીનું બોલવું સાંભળી શાહે કહ્યું કે 'વાહ! જરા સોયને ફેરવું છું તેમાં દોરો પરોવવા અશક્ત છે, ત્યારે તારા ઉપર જ્યારે આ ગ્રહસ્થે બલાત્કાર વાપર્યો હશે, તે વખતે તેં પણ પછાડ કર્યામાં ખામી નહીં રાખી હોય; છતાં એ પોતાની વાસના શી રીતે પૂર્ણ કરી શક્યો? માટે સોય દોરાના દાખલાથીજ સાબીતી થાય છે કે, તું શાંત પણે રહી હર્ષસ સાથેજ આ ગ્રહસ્થની ધારણા પાર પડી હશે તો, તેણે બળાત્કાર વાપર્યો એમ કહેવાયજ નહીં; ખરેજ આ આબરૂદારની આબરૂ ઉપર હુમલો કરવા, તથા કોઇપણ પ્રકારની બદદાનતને લીધે કે, ધમકી આપી પરાણે પૈસા ઓકાવવાને લીધે આ પેંચ અમલમાં આણેલ છે જેથી તું સખ્ત શિક્ષાને પાત્ર છે; તદપિ રહેમ નજરને લીધે ૧૮ માસના કેદખાનાની સજા ફરમાવું છુ.'

આવો શાહનો હુકમ સાંભળી દુષ્ટ રંડા બહુજ રડવા લાગી; પરંતુ વગર બાકાની કોટડીમાં સરકારી માણસોના મોન સાથે તેને મોકલાવી દીધી. વાર્તાનો સાર ખુલ્લોજ છે.

## વારતા ૧૦૨ ૭.

સહુ સહુના દુઃખને રડે, પર દુઃખે રડે ન કોય, ગીરધર.

એક વખત અકબરશાહ રાત્રિએ નગર ચર્ચા જોવા નિકળ્યો હતો તે વખતે જમુના કિનારા ઉપર ત્રણ સ્ત્રીઓને રડતી દીઠી, તેથી ત્યાં જઈ તેઓને શાહે પુછ્યું કે તમે શામાટે રડો છો ? તે કહેવામાં કશી અડચણના હોય તો, મને કહો ' આ પ્રમાણે જ્યારે અચાનક વીરનું બોલવું સાંભળ્યું ત્યારે સ્ત્રીઓએ આંખ ઉઘાડી જોયું તો, કોઈ સાહસીક દેવાંશી નરને નિહાળ્યો, જેથી હાથ જોડી ચરણમાં નમી પહેલી બોલી કે 'મારો ધણી આ જમુના નદીના પેલેપાર ખેતીનું કામ કરેછે તેથી દરરોજ તરીને પેલેપાર જાય છે અને આવે છે, પણ કોઈને કોઇ દિવસે **તરનારો પાણીમાંજ ડુબી મરે** તેથી હું રડું છું. બીજી સ્ત્રીને રોવાનું કારણ પુછ્યું ત્યારે તે બોલી કે 'મારો ધણી રોજ ચોરી કરવા જાય છે, જેથી કોઇને કોઇ દિવસ પકડાશે તો, બુરા હાલ થશે; કેમકે **કરોળીઓ પોતાની જાળમાંજ પોતે ફસાઈ મરે છે**, જેથી હું રડું છું. ત્રીજીને રોવાનું કારણ પુછ્યું ત્યારે તે બોલી કે 'મારો ધણી ન્હાની ઉમરનો છે,જેથી મારૂં યૌવન એળે જાય છે તેથી રડું છું. આ પ્રમાણે ત્રણેનું રડવાનું કારણ સાંભળી પોતાના કાર્યમાં પ્રવર્ત્યો અને વિચાર્યું કે 'ક્યારે કવિગંગ આવે અને ઉક્ત પ્રકારની બાબત વિષે પ્રશ્ન કરૂં.' જ્યારે ગંગકવિ આવ્યો ત્યારે શાહે કહ્યું કે ત્રણ સ્ત્રીઓ રાત્રિએ શા માટે રોતી હતી ?' આ પ્રમાણેનો પ્રશ્ન સાંભળી વરદાઇ કવિગંગ બોલ્યો કે—

**નદીપાર ખેતી કરે, અરૂ પરઘર ચોરી જાય;**
**બાલે કંથકી કામની, (યહ) તીનું બુરી બલાય.**

માટે રોતી હતી.' આ પ્રમાણે ગંગકવિનો ઉત્તર સાંભળી બાદશાહ પ્રસન્ન થયો અને અમુલ્ય શિરપાવ આપી ગંગાનંદી બન્યો.

**વાર્તાનો સાર ખુલ્લોજ છે.**

**ભાગ આઠમો સમાપ્ત.**

श्री दंडकारण्य विहारिणे नमः

# ખૂબીનો ખજાનો અથવા ડહાપણનો દરીઆ.

અપૂર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનારી.

# બિરબલ અને બાદશાહ

ની રસિક મનમોહન અને ચમત્કારિક વાર્તાઓ.

## ભાગ નવમો.

### વાર્તા ૧૦૩ મી.

ઉત્તમ શોધક આગળે, રહે શું ગુપ્ત પદાર્થ? **મીરાંબાઇ.**

એક સમય કોઇ એક સ્ત્રીએ શાહ આગળ આવી ફરીયાદ કરીકે 'મોટા કુવા વાળા મ્હોલ્લાના રહેનાર સૈયદ કુતુબુદીન અમીરઅલીએ જબરદસ્તી બલાત્કારથી મારી આબરૂ લીધી માટે અદલ ઇન્સાફી શહેનશાહના નેક રાજ્યમાં એવા જુલ્મગારોને યોગ્ય નશિયત મળવી ઘટે છે.' આ પ્રમાણે તે સ્ત્રીની ફરીયાદ સાંભળી શાહે ચપરાશી મોકલી તરત તે સૈયદને બોલાવી પુછ્યું કે–'આ સ્ત્રી ઉપર તમોએ બલાત્કાર ગુજાર્યો છે, એવી અરજ મારા રૂબરૂ રોશન થઇ છે, તે વિષે તમારૂં શું કહેવું છે.?', સૈયદે હાથ જોડી જણાવ્યું કે 'બાદશાહે આલી! હુંતો એ વાતમાં કશું પણ જાણતો નથી, તેમ આ સ્ત્રી કોણ છે? અથવા તેણીએ શા કારણને લીધે આવું નાહક ખોટું તહોમત મૂક્યું? તે વિષે પણ કાંઇ કહી શકતો નથી, પછી તો હજૂરની ધ્યાનમાં આવે તે ખરૂં' આ પ્રમાણે સૈયદનું બોલવું સાંભળી શાહે તેના ચ્હેરા, વાકય અને ચેષ્ટા ઉપરથી વિચાર્યું કે–'સૈયદે આ સ્ત્રી ઉપર બલાત્કાર ગુજાર્યો હોય! એ વાર્તા તદન અસંભવતિ જણાયછે; તદ-

પિ ઇન્સાફમાં બારીકી વાપરવાની જરૂર છે.' એમ વિચારી સૈયદને કહ્યું કે–'તમારૂં કહેવું સમજ્યો; પરંતુ મારા ધારવા પ્રમાણે તમો દોષિત છો માટે ૧૫ રૂપીઆ એ સ્ત્રીને આપી આ ફરીયાદને બંધ પાડો એમાંજ ફાયદો છે, નહીંતો ફોકટ ફજેત થશો.'

આ પ્રમાણે શાહનો હુકમ સાંભળી સૈયદે તે સ્ત્રીને ૧૫ રૂપીઆ આપ્યા, એટલે તે સ્ત્રીને રજા આપી. ત્યારબાદ સૈયદને ફરમાન કર્યું કે જાઓ તમે એ રૂપિયા તે સ્ત્રી પાસેથી પાછા લઇ આવો.' આવો હુકમ થતાં સૈયદ તે સ્ત્રીની પાછળ ગયો અને સ્ત્રીના પાસેથી રૂપિયા પાછા લેવા ઘણી તકરાર કરી તથા બળાત્કારપણાથી ઝુંટાવી લેવા પણ યત્ન ચલાવ્યો; તદપિ કશું વળ્યું નહીં અને તે સ્ત્રી ફરીથી બાદશાહના હજૂર આવી ફરી અરજ ગુજારી કે–'ગરીબપરવર! આપે આ બદમાસ કનેથી રૂપીઆ મને અપાવ્યા છે, તે પાછા છીનવી લેવા માટે કેટલો બધો જુલમ ગુજાર્યો.' શાહે પુછયું કે 'તેં રૂપીઆ આપ્યા કે નહીં?' સ્ત્રીએ જણાવ્યું કે 'શિરતાજ! એની શું મગદૂર છે કે, મારી પાસેથી પાછા લઇ શકે!' આ પ્રમાણે તેનું બોલવું સાંભળી શાહે કહ્યું કે–'જ્યારે આ સૈયદ તારી પાસેથી આટલા રૂપિયા પણ બળાત્કાર વાપર્યા છતાં ન લઇ શક્યો તો, પછી બળાત્કાર વાપરી તારી આબરૂ શી રીતે લઇ શક્યો હશે? તે ખરેખર વિચારવા જેવું છે માટે સિદ્ધ થાયછે કે, જો તારી સાથે કદાચ આને સોબત કરી હોય; તોપણ તારા રાજીપાથીજ થએલી હોવી જોઇએ; પરંતુ હવે કાંઇ અણબનાવ થવાથી આવે રસ્તે તેને સજા આપવા પગલાં ભર્યાં છે માટે એના રૂપિયા પાછા આપી દે અને કચેરીને નાહક તસ્દી આપી તે બદલ ૫૧ રૂપિયા આપ, નહીંતો ૩ માસની સખ્ત મજૂરી સાથે તુરંગખાનાની સજા ભોગવ. આવો હુકમ થતાંવેંતજ દુષ્ટ સ્ત્રી થરથર કંપવા લાગી અને પોતાના પાપનો પશ્ચાતાપ કરી ૫૧ રૂપિયા ઉલટા દંડમાં આપી પોતાના ઘરનો રસ્તો લીધો.

**વાર્તાનો સાર** એ છે કે, વ્યભિચારિણી મૂર્ખ સ્ત્રીઓ વિના કારણે

શુમાર તો આ નીચને યોગ્ય શિક્ષા આપી મને મારી હંસિની તથા મકાન અને બચ્ચાં સ્વાધીન કરી આપશે.' આવું વિચારથી અકબરશાહની હજુર જઇ પોતાની સર્વ હકીકત રોશન કરી, તેથી બાદશાહ આલીજહાંએ તે કાગડાને બોલાવી મંગાવવા હુકમ કર્યો. હંસ બાદશાહ અગાડી ફરીયાદ કરવા ગયો છે, એવું કાગડાનું રૂપ ધારણ કરનાર સૈતાનના સમજમાં આવ્યું, ત્યારે કાકૂ કાકૂ શબ્દ પોકારવા લાગ્યો, જેથી જ્યાં ત્યાંથી સેંકડો કાગડા ત્યાં આવી પહોંચ્યાં અને પુછવા લાગ્યા કે–'કેમ શું કામના માટે બોલાવવાની જરૂર પડી?' કાગડો બોલ્યો કે 'બાપ! આજે તમોને ઘણા અગત્યના કામ સારૂ બોલાવેલા છે કે, આ હંસિનીના હંસે મારા ઉપર અકબરશાહ અગાડી ફરીયાદ કરી છે, તેથી ત્યાં મને પણ તેડું થશેજ માટે તમો સઘળાએ એટલીજ શાક્ષિ આપવી કે, આ હંસિની આ કાગડાની વહુ છે અને એની સાથે જ્યારે તે પરણ્યો હતો ત્યારે અમો સઘળા જાનમાં ગયા હતા, તેથી કહી શકીએ છીએ કે, આ હંસિની અને એ મકાન બચ્ચાં વગેરે આનાંજ છે. જો તમે મારી આ વખતે આટલી તરફદારી–પક્ષ કરશો તો, એક મડદું બતાવીશ કે તે એક મહીના સુધી તમારે ખાવાને ચાલશે.' આ પ્રમાણે કાગડાનું બોલવું સાંભળી સર્વ કાગડાઓએ તે મડદાની લાલચને લીધે કાગડાના કહેવા પ્રમાણે કબુલ કર્યું. પછી પેલા કાગડારૂપી સૈતાને તપસ્વીને જઇ કહ્યું કે 'તમો ઘણી મુદતથી તપશ્ચર્યા કર્યા કરો છો; છતાં હજુ કશી ઇષ્ટ સિદ્ધિ થઇ નથી માટે જો જરા મારૂં કહ્યું માનો તો, જે માટે સાડા અગ્યાર વર્ષથી મહા દુઃખ વેઠો છો તેજ ધારેલી વસ્તુ–સુંદર અમર ફળ લાવ્યોછું તે તમોને આપું. એમ કહી અમરફળ દેખાડયું એટલે તપસી તો તપથી લાલચને વશ થયો અને કહેવા લાગ્યો કે; શું કહેવા માગો છો? તમે જે કહેશો તે હું કરવા કબુલછું' આ પ્રમાણે તપશ્વીનું બોલવું સાંભળી સૈતાને વિચાર્યુ કે 'લોટમાં પાણી તો પડયું', લાલચમાં લપટાયા, અહા! યોગી, યતી, અવધુત સન્યાસી ઉદાસી અને મહાત્માઓ, અરે! ઇંદ્રાદિક પણ લોભની ઝપટમાં

કપટ થઇ ગયાછે! લોભ એજ પાપનું મૂળછે! લોભ એજ સર્વ કર્મ ધર્મ અને સરગનું સત્યાનાશ વાળનાર છે! લોભ એજ મિત્રતા સગાં સ્નેહી તથા પુત્ર પૌત્રાદિઓમાં વિરોધ કિંવા કાપાકાપી કરાવનારછે! લોભ એજ સદ્ગુણ અને પ્રતિષ્ટાની હાનિ કરનાર છે! વિશેષ શું કહેવું, પણ લોભ મતિ ગતિ અને રતિને ભ્રષ્ટ કરનાર છે, જે એ દુષ્ટ લોભના સપાટાથી બચ્યો છે તેજ જગતને વંદન પૂજન કરવા યોગ્ય અને ધન્યવાદને પામે છે.

તદનંતર તપશ્વી પ્રત્યે તે કાગરૂપ સેનાને કહ્યું કે, 'હું એટલુંજ કહેવા માગું છું કે, બાદશાહની હજુરમાં તમારે કહેવું કે, હું સાઢા અગ્યાર વર્ષથી જે વૃક્ષ નિચે રહું છું તે વ્રક્ષઉપર આ કાગડો આ હંસનિ સહિત સદા રહે છે એમ નિરંતર જોઉં છું, તથા મકાન બચ્ચાં વગેરે પણ એનાંજછે. અને આ હંસ મારૂં ઘર તથા સ્ત્રી છે' એવો દાવો ધરાવેછે, પણ તે તદન ખોટોછે; કેમકે સાઢા અગીયાર વરસની મુદતમાં તો મેં એ હંસને તે વક્ષ ઉપર આવેલો કોઇ વખત દીઠો નથી. 'બસ એટલુંજ કહેવું.' કાગડાનું આ પ્રમાણે બોલવું સાંભળી તપશ્વીએ તેના કહેવા પ્રમાણેજ અમરફળની આશાએ હા પાડી. કેટલેક વખતે બાદશાહનો મોકલેલો તબલદાર આવી પહોચ્યો અને દિલ્હીપતિ જહાંપનાહનો હુકમ તે કાગડાને સંભળાવ્યો, જેથી તે કાગડો તથા કાગમંડળ શાહની હજૂરમાં જવા ઉપડ્યાં થોડી મુદતમાં દિલ્હી પતિ હજૂર જઇ પહોંચ્યા. જ્યારે અકબરશાહે કાગડાને પુછ્યું કે 'આ હંસના ઘરબારનો તું જબરાઇથી ધણી થઇ પડયોછે એવી જે ફરીયાદ મારા હજૂર થઇ છે તે વિષે તારૂં શું કહેવું?' કાગડે કહ્યું કે હજૂર આલી આલમપનાહ! હું જબરાઇથી ધણી થઇ પડયો નથી, પણ એ પોતાની જબરાઇથી મારા ઘરબારનો ધણી થઇ પડવા માગે છે, જો હું આ વાત ખોટી કહેતો હોઉં તો, મારી પાસે આખી ન્યાત સાક્ષિદાર છે જેથી તેની ગવાહી–સાક્ષી લઇ દસ્યાકત કરો' શાહે તે કાગડાઓની સાક્ષિ લીધી તો દરેકનું એજ પ્રમાણે કહેવું થયું કે, આ હંસની એની વહુ છે; કેમકે અમે સઘળા એની જાનમાં ગયા હતા, જેથી હીમ્મતથી કહીશકીએ

કહીએ કે, અને આ હંસ જુઠો છે. શાહે આ જુબાની સાંભળી હંસને કહ્યું કે, આપણી ન્યાત એની તરફેણમાં સાક્ષી આપે છે માટે હવે તારી પાસે બીજો કાંઈ પુરાવો છે કે નહીં?' હંસ બોલ્યો કે—'નેક ન્યાયી ખુદા સત્યનો બેલી છે! એ કાગડાઓ સાક્ષી પુરે છે તેમાં નવાઇ જેવું શું છે? કેમકે એ પ્રતિવાદીના ન્યાતના છે જેથી એની શરમને લીધે કે, પોતાની ન્યાતની મુછ ઊંચી રહે એવા જ્ઞાતિ અભિમાનને લીધે એની તરફદારી કરેજ માટે એવા તરફદારીઓની સાક્ષી ઉપર નામદારને વજન રાખવા જેવું નથી; અને એની પાસે બીજા પુરાવા હોય તો, તે પુછો: શાહે કાગડાને ફરી પુછ્યું કે, તે સાક્ષીદારો કરતાં બીજો કોઇ પ્રમાણિક સાક્ષીદાર છે?' કાગડે જણાવ્યું કે—'હાજી હજુર! તેજ ઝાડના નિચે એક તપસ્વી સાડા અગીઆર વર્ષથી તપસ્યા કરે છે તેને બોલાવી મારા કહેવા વિશેની તપાસ કરો.' આ પ્રમાણે કાગડાનું બોલવું સાંભળી હંસે પણ તે તપસ્વી માટે ઉચ્ચ અભિપ્રાય દર્શાવ્યો અને શાહને પણ ખાત્રી યોગ્ય સાક્ષી જણાણી; કેમકે તે ત્યાગી તપસ્વી કદી જૂઠું બોલનાર નથી, શાથી કે તેને કોઇની તરફદારી ગોઠ મળવા કે, મોટાઈ લાભની આશા નથી, જેથી નિરાશાવંત મહાત્મા જે હશે તે સત્યપણે કહીજ દેશે. એમ વિચારી તે તપસ્વીને બોલાવી લાવવા તેડાગર મોકલ્યો અને તે તેડાગર ત્યાં જઇ તપસ્વીને બોલાવી લાવ્યો. શાહે તપસ્વીને પુછ્યું કે 'મહાત્મા આ કાગ અને હંસના મુકદમા—કેશમાં આપ શું માહેતગારી ધરાવો છો? તથા આ કચેરીમાં રજુ છે તે હંસિની તથા બચ્ચાં કાગડાનાં છે કે, હંસનાં?' તપસ્વી બોલ્યો કે, રૈયતના રક્ષક! આપ સદા આનંદ રહો!! આ કેશમાં હું એટલું જાણું છું કે, આ સ્ત્રી આ કાગડાની છે, તથા તે ઘર બચ્ચાં પણ કાગડાનાંજ છે, કેમકે સાડા અગ્યાર વર્ષથી દરીઆ કિનારે જે ઝાડ ઉપર આ કાગ રહે છે તે ઝાડ તળે તપ કરૂં છું. તેથી આ કાગનેજ દેખું છું, પણ આ હંસને મેં ત્યાં કોઇ વખત જોયો નથી.' આ પ્રમાણે તપસ્વીની સાક્ષી પડેલી જોઇ હંસ તો બિચારો ચુપ થઇ ગયો અને વિચારવા લાગ્યો કે, 'અરે! આ સંતમાં પણ કળિયુગે

પ્રવેશ કર્યો! હું ઉત્તમ પક્ષી તથા સત્યપણે સાક્ષી ન પુરતા રૂષાત્મા જે નીચ પક્ષી કાગડો તથા કેવળ પારકા માલને ખથાવી પડનાર તેની તરફદારી કરી! જેથી પ્રતીતિ થાય છે કે, દુષ્ટ કાગડે કોઇ પ્રકારની આને લાલચ આપી હશે તેથી **લાલચ બુરી બલાયના** ફંદમાં ફસાવવાથી પોતાનું સત્ય તોડી અસત્ય માર્ગ અંગીકાર કર્યો. ખેર મારૂં ભાવિષ્ય! પણ આખર '**સત્ય મેવ જયતે**' એ વાક્યને શું જગત નિયંતા જૂઠો કરશે? જ્યારે સદ્‌-ગ્રંથના વાક્યો જૂઠાં પડશે તો, મારી સ્ત્રી ઘર અને બાલ-બચ્ચાં જશે તો કુરબાન છે.' એમ વિચારી મુંગે મ્હોંઢે ઉભા થઇ રહ્યા અને તે હંસિની તથા બચ્ચાં ઘર માગતા કાગડાને સોંપી ત્યાર પછી કાગડો કચેરી બ્હાર નિકળ્યો, એટલે બીજા સર્વે કાગડાઓએ કહ્યું કે ભાઇ! હવે તે ગડદુ બતાવ કે, કઇ જગ્યોએ છે?' કાગડો બોલ્યો કે 'મુર્ખાઓ! જો ગડદુ હોત તો, તમને શું કરવા બતાવત, શું મને બેઠે બેઠે મહિના સુધી ખાઇ આનંદમાં દિવસ ગાળતાં નહોતા આવડતા? માટે ચાલ્યા જાઓ સીધે રસ્તે નહીં તો, અકબરશાહની કચેરીમાં ખોટી સાક્ષી પુરનારની શી વલે થાય છે તે તમોને ખબર નહીં હોય. આતો ફક્ત તમારૂં પ્રમાણિકપણું અને ખેચરી કુળ જાત કહેવાય છે તે છેતરાય છે કે નહીં? તે જાણવાજ આટલી ખટ પટ ચલાવી છે.' આ પ્રમાણે સૈતાન કાગડાનું બોલવું સાંભળી કાગ મંડળ રસ્તો માપી ગયું. પછી તપસ્વી મહારાજ પણ આવી તે કાગડાને કહેવા લાગ્યો કે 'તમારી સરત પ્રમાણે કામ બજાવ્યું છે માટે હવે અમર ફળ આપો.' કાગડો બોલ્યો કે–'મહારાજ આંખો બંધ કરો અને મ્હોંડુ ખુલ્લુ રાખો.' તપસ્વીએ તેના કહેવા પ્રમાણે કર્યું એટલે કાગડે વિષ્ટા લાવી તેના મ્હોંમાં મૂકી બોલ્યો કે 'હવે મ્હોંડું ચલાવો' જ્યારે તપસ્વી મ્હોડું ચલાવવા માંડયા કે થુ થુ અરે! આશું મ્હોંઢામાં નાખ્યું છે?' કાગડો બોલ્યો કે 'એતો જુઠું બોલનાર અને લાલચમાં લપટાઇ સત્ય છોડનારના મ્હોંઢામાં જે મૂકવું ઘટે તેજ મૂક્યું છે; કેમકે જૂઠું બોલનાર કે સત્ય છોડ-નારના મુખમાં વિષ્ટાજ નાખવી યોગ્ય છે, લાલચમાં લપટાઇ તને જરા

વિચાર ન આવ્યો કે, જૂઠું બોલવાથી ધર્મ, કર્મ, તપશ્ચર્યા, વ્રત નિયમનાશ થાય છે! ક્યાં હું અને ક્યા એ હંસ; છતાં કેવલ ખોટા કામમાં ખોટી સાક્ષી આપી અનાચારને પુષ્ટ કરવા મદદ આપી, પણ પોતાનો ધર્મ શો છે? તે તરફ બિલકુલ લક્ષ આપ્યું નહીં. ધિક્કારછે તારી તપશ્ચર્યા અને મનોવૃત્તિને! હું તો તારી દ્રઢવૃત્તિને જોવા ચાહતો હતો, જા દુષ્ટાત્મા તું તો ઉભય ભ્રષ્ટ થયો છે, જેથી તારા પાપનો પશ્ચાતાપ કર.' આ પ્રમાણે ફિટકાર વચનો કહી હંસને બોલાવી હંસિની, બચ્ચાં અને ઘરબાર સુપરદ કર્યાં, તથા પોતે પોતાની સ્વેચ્છા પ્રમાણે વિચારવા લાગ્યો અને હંસ પણ પોતાના સ્થાનકે ગયો.

**વાર્તાનો સાર** એ છે કે—જે મનુષ્ય લાલચમાં લપટાઇ પોતાની ટેક ગમાવે છે તે અંતે સર્વ પ્રકારે ભ્રષ્ટ થાય છે. કહ્યું છે કે—

**विवेक भ्रष्टानां भवति विनिपात शतमुखः**—"જે એક વખત વિવેકથી ભ્રષ્ટ થયો, તેની સેંકડો પ્રકારની હાનિ થતી જાય છે!" માટે ભમે તેટલી કોઈ આપણને લાલચ આપે; તદપિ વિવેક—વિચારથી ભ્રષ્ટ થવું નહીં, તથા સત્ય ત્યજી જૂઠું બોલવું નહીં નહીં તો, આ લોક અને પરલોકમાં નિંદાને પાત્ર થાય છે. લોકો તેની કહેલી સાચી વાત હોય; તોપણ તેના બોલવા ઉપર વિશ્વાસ રાખતા નથી. માટે જાણવું જોઇએ કે, મનુષ્ય માત્રને જૂઠું બોલવું એ મહા હાનિકારક વસ્તુ છે, તથા તેથી ઘોર પાપના સંતાપના અધિકારી બને છે; જુવો કે, સાઢા અગ્યાર વર્ષની તપશ્ચર્યાનું ફળ એક ક્ષણ વારમાં જુઠું બોલવાના કારણથી નાશ પામ્યું; એટલુંજ નહીં પણ તેનું સત્ય, શમ, દમ, નિયમ અને સંયમ પણ નાશ પામ્યું માટે '**સાચામાં સુખ છે ઘણું' સાચે શત્રુને સ્નેહ; સાચે રાચે જગપતિ, સાચે શોભે દેહ.** કહેવાનો તાત્પર્ય એ છે કે, સદા વિવેક સાથે સત્ય બોલો અર્થાત્ જ્યાં સાચુ બોલવાથી કોઇના જાન માલને નુકસાન થતું હોય તો ત્યાં જૂઠુ બોલો, સદાચારમાં ચાલો, પારકી કુથલી ન કરો. પરનાં સુખ જોઇ રાજી થાઓ, પોતાના સુખનો ગર્વ ન કરો, દુખીઆનાં દુઃખ જોઈ બને તેટલી સહાયતા આપી તેના દુખો દુર કરવા દયાળુ ચિત્તવડે યત્ન કરો અને પરધન

પરનારીનો અનાદર કરો, તથા નિરંતર નિર્મલ મને તલ્લીનપણે પૂર્ણ કળાવંત પરમેશ્વર રમાપતિ રામચંદ્રજીના ચરણારવિંદનું ધ્યાન ધરો એટલે બેડો પારછે.

**દયા દાન અરૂ દીનતા, પર સ્ત્રી માત સમાન;**
**એ તે પર હરી ના મિલે તો, તુલસીદાસ જમાન.**

---

## વારતા ૨૦૫ મી.

જૈસે કારી કાંબરી ચઢૈન દૂજો રંગ — વૃંદશતસઈ.

એક દિવસ અકબરશાહ પોતાના વ્હાલા ગુલામને પૂછ્યું કે, મારા વ્હાલા આઇઆજ તું સાચે સાચું બોલ કે દુનિયામાંની કોઇપણ ચીજની તને ઇચ્છા બાકી રહી છે?" આવું નામવરનું બોલવું સાંભળી ગુલામ બોલ્યો કે-'જી જહાંપનાહ! સર્વ મારા મનની ઉમેદ આપ નામવરે પૂરી પાડી છે, પણ એક બાકી રહી છે માટે હજુર હુકમ આપે તો રોશન કરૂ' આ પ્રમાણે ગુલામનું બોલવું સાંભળી શાહે ખુશીથી કહ્યું કે મારા પ્યારા જાન! તું ખુશાથી જે બાકી રહ્યું હોય તે માગી લે હું આપવા કબુલ છું' આવો શાહનો સ્વાલ થતાં ગુલામ બોલ્યો કે-'સરકાર! હું કોઇ દિવસ નાશી ગયો નથી માટે તે ઉમેદ મારા મનમાં બાકી રહી છે' આવું ગુલામ પદને છાજતું બોલવું સાંભળી પોતાનું વચન પાળવાક હ્યું કે 'ઠીક જે તારી ઉમેદ છે પૂરી કર!' પછી ગુલામ ત્યાંથી નાશી એક પોતાના દોસ્તના ઘરમાં સંતાઇ રહ્યો. વ્હાલા ગુલામનો વિયોગ થયો જેથી બાદશાહ બહુજ બેચેન થઈ ગયો અને હજુરીઆઓને હુકમ કર્યો કે ગુલામ જ્યાં હોય ત્યાંથી શોધી મંગાવી મારી પાસે લાવો પછી હજુર-અરજદારો અને કારભારી વગેરે તેને મનાવવા ગયા, પણ ગુલામભાઇએ તો ઉંહું ઉંહુંજ કર્યા કર્યું, મનાવા જનારાઓએ બહુજ તેને આજીજીથી યોગ્ય શુકનો કહ્યાં, પણ કોઇનું કેવું તેણે ધ્યાનમાં લીધું નહીં તેથી થાકીને છેવટ તેઓ પાછા આવ્યા; પરંતુ શાહ તો જેમ જેમ વધારે વખત થતો ગયો તેમ તેમ તેના વિયોગથી બહુજ આકુળ વ્યાકુળ થયો અને ખાસ

ગુલામોને હુકમ કર્યો કે-જે ઐયાંજ મનાવી લાવે તેને અમુલ્ય હીરાનો હાર આપું આવું શાહનું બોલવું સાંભળી બીજા તો કોઇએ હા પાડી નહી, પણ શાણા બીરબલે કહ્યું કે ' ખાવિંદ ! મનાવી લાવું છું જરા-પણ અકળાતા નહીં ! એમ કહી તે ગુલામ જ્યાં હતો ત્યાં ગયો અને બોલ્યા ચાલ્યા વગર જતાં વેંત લાત મુક્કીઓની ગરમા ગરમ મીઠાઈ ચ-ખાડવા માંડી, જેથી ગુલામ ઘભરાઇ ચાલ્યો કે, મહેરબાન ! મને શા સારૂ મારોછો,હું ક્યાં આપની સાથે આવવા ના પાડું છું ' બીરબલે કહ્યું કે,ત્યારે થા ઝટપટ આગળ.' એટલું કહેતાં તો, તુરત તે ઐયાજ ગુલામ આગળ થયો અને શાહના હજુર લાવી ખડો કર્યો તેને જોઇ પ્રેમઘેલો શાહ એ-કદમ ઉભો થઇને ભેટી પડ્યો અને પુછ્યું કે વ્હાલા અહીયાજ! તુંને બીરબ-લ શું ફરેબ દેઇને મનાવી લાવ્યો તે મને જણાવ ?' ઐયાજે જણાવ્યું કે, બીરબલજીએ તો, મને મણનો છત્રીશ શેરજ બોલ્યા ચાલ્યા વગર કરવા માંડ્યો, તેથી મેં જાણ્યું કે હું જવાની હા નહી પાડું તો આ મારા હ-રામાંને હમણાંજ પ્રાણ કાહાડી નાખશે માટે તુરત આવવાની કબુલાત આ-પી.' આવું ઐયાજનું બોલવું સાંભળી શાહ બીરબલની વિચિક્ષણતા જોઇ એટલો તો ખુશી થયો કે તેને અમુલ્ય હીરાનો હાર ઇનાયત કરી દીધો.

**વાર્તાનો સાર** એ ગ્રહણ કરવાનો છે કે-મહાન્ પુરૂષો પ્રથમ તો કોઇની સંગાથે સાચો સ્નેહ બાંધી મારો કરી લેતા નથી અને એમ છતાં જો સ્નેહ કરી મારો ગણી લીધો તો પછી પ્રાણાંતે પણ તેનો છેહ દેતા નથી; કેમકે-

**વડવા સાગર ગરલ શિવ, જો અતિ હી દુઃખ દેત;**
**બડે ન સંગ કીયો તજે, તઉન અપનો હેત.**

સમુદ્ર વડવાનળ અગ્નિનો અને મહાદેવજીએ હળાહળ ઝેરનો સંગ કરેલ છે; જો કે તે ઘણાંજ કષ્ટકર્તા છે; પરંતુ મહાન્ પુરૂષોનો એજ ધર્મ છે કે; જેનો હાથ પકડ્યો તે પછી ગમે તેવો દુરગુણી કે દુઃખદાયક હોય તદપિ તેનો હાથ તરછોડતા નથી, પણ સદા તેને નિભાવ્યા કરેછે. બીજો સાર એ લેવાનો છે કે **જાત વિના ભાત પડતી નથી.** કેમકે જાતો

ગુલામ તેને શાહનો માનીતો ગણી સમજુ પુરૂષોએ ઉત્તમ પ્રકારના માનથી તેને મનાવવા આગ્રહ સાથે યોગ્ય વચનો કહ્યાં; પરંતુ તેણે ઉલટું તેઓનું અપમાન કર્યું તેથીજ બીરબલે ચૌદમા રત્નની મુંગે મોઢે યોજના યોજી કે આ મારનુંજ લાયક છે, કેમકે જેવું પાત્ર તેનું સન્માન કરવુંજ જોઈએ તો ઝટ સાથે આવવા કબુલાત આપી, માટે માણસ પ્રમાણે સત્કાર સન્માન કે સજાવવા માટે યોજના યોજવી, તોજ ઠીક લાગ બને. ત્રીજો એ સાર લેવાનો છે કે, મહાન પુરૂષના વચનના પણ સાચા હોયછે કે તરત હીરાનો હાર ઇનાયત કરી દીધો, ધન્યછે! એવા પરમ ધર્મને જાણનાર શાહને કે જેણે એક ગુલામના વિયોગ માટે હિંદની બાદશાહી જાણનાર શાહને કે જેણે એક ગુલામના વિયોગ માટે હિંદની બાદશાહીનું મોટું પદ બાજુપર મૂકી પ્રીતિમાં સમાનતા બતાવી છે. વગેરે વગેરે સાર સમજવાનો છે.

---

## વારતા ૧૦૬ ડી.

જણ જણના શિરમાં જુદી, ચમત્કૃતિ છે ભ્રાત. પ્રહુલાદ.

સુવર્ણપુર નામના નગરના અમરસિંહ રાજાએ એક વખત અકબરશાહના દરબારી નર રત્નોની અક્કલ ચાતુરી જોવા એક પત્ર અકબરશાહને લખી મોકલ્યો કે. **આંખ છતાં આંધળો. દયાનો સાગર, હાથનો હીરો, બજારની ખાટ, અને નરકની વાટ—રસ્તો.** આ પાંચ સવાલો નો જવાબ ચાર માસની અંદર લખી મોકલો નહીં તો, મારી સાથે લડાઈ કરવા તયાર થવું. આ પ્રમાણે પત્ર લખી બેપીઆ સંગાથે અકબરને પહોંચતો કરાવ્યો, જ્યારે પત્ર વાંચ્યો ત્યારે જાણ્યું કે 'આ પત્ર અકકલવંત દરબારી નરરત્નો મારી હજૂરમાં કેવાં કેવાં છે? તે જાણવા માટે લખેલા છે માટે મારે પણ જાણવું જોઈએ કે, આ સવાલો વિષે દરબારીઓ શું ઉત્તર આપવા અક્કલ દોડાવે છે!' બીજે દિવસે કચેરી ભરી તે પત્રમાના સવાલો વિષે કહ્યું કે 'આંખ છતાં આંધળો, દયાનો સાગર, હાથનો હીરો, બજારની ખાટ અને નરકની વાટ. આ પાંચ વસ્તુઓ એક મહિનાની અંદર લાવી આપો અને જો નહીં લાવી શકશો તો સર્વને દેહાંતની શિક્ષા

કરવામાં આવશે.' આ પ્રમાણે શાહનો હુકમ સાંભળી સર્વ દરબારીઓ ભયભીત થયા અને તેઓએ ગામોગામ, દેશોદેશ અને શહેરો શહેર ઉપર કહેલી પાંચ વસ્તુઓ મેળવવા શોધ કરાવી, પરંતુ કોઈ જગ્યાએથી પ્રાપ્ત થઇ નહીં 'આ વસ્તુઓ ઝાડ ઉપર લાગે છે ? કે, જમીન ઉપર પાકે છે ? અથવા કોઈની દુકાને મળતી હશે ?' તે પણ કોઇના સમજવામાં આવી શક્યું નહીં. મુદત પુરી થવા આવી, પણ પાંચમાંથી એકે વસ્તુ હાથ લાગી નહીં; તેથી દરબારી મંડળ ઘબરાયું અને બીરબલને શરણ જઈ વિનવ્યું કે 'હવે તો, અમારા સર્વનાં જીવન અને લાજ આપને ખોળે છે. માટે શાહની કહેલી પાંચ વસ્તુઓ પ્રાપ્ત કરી આપો અને તેની મહેનત બદલ ૫૦ હજાર મુદ્રા લ્યો.' આ પ્રકારની અતિ દીનતાયુક્ત ઘણીક વિનતી કરી તેથી દયાળુ બીરબલે સર્વને ધીરજ આપી પાંચે વસ્તુઓ મેળવી આપવા વચન આપ્યું. પછી દરબારીઓ પોતપોતાને સ્થાનકે ગયા અને બીરબલ શાહ હજુરમાં જઇ કહેવા લાગ્યો કે 'આલી જહાંપનાહ! આપે સર્વ દરબારીઓ પ્રત્યે હુકમ ફરમાવ્યો હતો, એક મહીનાની અંદર પાંચ વસ્તુઓ લાવી આપવી; પરંતુ હું નથી ધારતો કે, તે પાચ વસ્તુઓ તેઓનાથી પ્રાપ્ત થઇ શકે તેમ તે પાંચ ચીજો સુવર્ણપુરમાં ગયા વિના અહીંયાં મળવી કઠણ છે માટે અરજ છે કે, જો હજુર આલીનો હુકમ હોય તો, સુવર્ણપુર જઇ હું પાંચે ચીજો મેળવી અમરસિંહને આપી આવું.' આ પ્રમાણે બીરબલનું ભાષણ સાંભળી બાદશાહને અતિ આનંદ થયો અને સુવર્ણપુર જવા આવવાની વાટખર્ચી તથા ખાનપાન એને માન જળવાય તેવો દ્રવ્ય સંબંધી બંદોબસ્ત કરી આપ્યો, તથા બીરબલે પણ આનંદ સહ સુવર્ણપુર ભણી પ્રયાણ કર્યું, તે વખતે શાહે પોતાની મ્હોર છાપનો પત્ર એવી મતલબનો લખી આપ્યો કે, આપની મંગાવેલી વસ્તુઓ ખાસ પ્રધાન સાથે મોકલી છે, તે પહોંચ્યા પછી પાછી પહોંચ લખી આપશો.

તદનંતર બીરબલ પણ દરમજલ કરતો કેટલાક દિવસે સુવર્ણપુર જઇ પહોંચ્યો અને તે શહેરમાં એક સુંદર બંગલો ભાડે લઇ તેમાં નિવાસ

કર્યો પ્રથમ લોકોની રીતરિવાજથી તથા ચતુર જનોની ચાતુર્યતાથી માહેતગાર થઈ પછી સારા ભપકા સાથે શહેરમાં ફરવા લાગ્યો અને શહેર નિવાસિઓ પ્રભાતે વખત પુછવા પણ લાગ્યા કે 'આપ કોણ છો? અને કયાંના રહીશ છો? તથા કેમ અત્રે પધારવું થયું છે?' ત્યારે બીરબલ ઉત્તર આપતો કે 'હું કાશ્મીરના મહારાજાનો પ્રધાનછું.' મ્હોટા રાજ્યનો પ્રધાન જાણી ત્યાંના અમીર ઉમરાવો અને સરદારો મ્હોટા માન સન્માન સાથે મીજબાનીઓ આપતા તેથી મોટા મોટા લોકો સંગાથે સ્નેહનો નાતો બંધાયો.

એક દીવસ બીરબલ સાદો-સાધારણ મનુષ્ય જેવો પોષાક પેહેરી ચાર સિપાઇ સંગાથે લઇ એક દયારામ નામનો નામાંકિત વ્યાપારી ગ્રહસ્થ હતો તેને ત્યાં ગયો, આબરૂદાર માનવંતા પુરૂષને પોતાને ત્યાં પધારેલ જોઇ શેઠે સન્મુખ આવી મહોટા આવકાર સાથે સન્માન આપી અતિ નમ્ર વચનથી આવવાનું કારણ પુછયું ત્યારે બીરબલ બોલ્યો કે 'શેઠ સાહેબ! હું કાશ્મીરના રાજાનો પ્રધાન છું અને મારા સરદારના કામ માટેજ આપના શહેરના મહારાજા પાસે આવ્યો છું. અમારા રાજા સાહેબે તમારા રાજ સાહેબના કુમારને પોતાની કન્યા આપવાનો નિશ્ચય કરેલ છે, તે માટે આંદલાના રૂપીઆ આપવા માટે જે ઠરાવ થયો છે, પણ તે સઘળી રકમ તમારા સરકાર અગાઉથી માગે છે અને મારી પાસે હાલ તેમાં કાંઇક રકમ ખુટતી છે, તેથી મેં મારા મહારાજા તરફ પત્ર લખી હુંડી મંગાવી છે; પરંતુ હજુ ચાર પાંચ દિવસ તે હુંડી આવતાં લાગે તેમ છે અને રાજા સાહેબ તો, પેહેરામણિ આજ જ માગે છે માટે અત્યારે આપવી યોગ્ય છે; જો અત્યારે રકમ ભરાય નહીં તો કામમાં ખલેલ પહોંચે, તે માટે આપની પાસે આવ્યો છું કે, જો મને દશ હજાર રૂપીઆની મદદ માત્ર ૫-દિવસના માટેજ આપો તો મ્હોટી મહેરબાની! હું વ્યાજ સુધાં મુદત પ્રમાણે આપને પાછા નાણાં આપીશ,' આ પ્રમાણે વિવેકયુક્ત ભાષણ સાંભળી શાહુકારે તે વચન માન્ય કર્યું, તેમ શાહુકારની સાંભળવામાં આવ્યું હતું કે, કોઇ પ્રધાન પરદેશથી આવેલો છે તે બહુજ પ્રમાણિક છે, તેથી શાહુકારને પ્રતીતિ આવી

આને કહેવા લાગ્યો કે ખુશીના સાથે જેટલા જોઇએ તેટલા રૂપીઆ લઇ જાઓ, હમેશાં અનેક મનુષ્યોને પ્રસંગોપાત દેશપરદેશમાં નાણાંની જરૂર પડે છે માટે જરા ચિંતા રાખવી નહી. એમ કહી દશ હજાર રૂપીઆ નામે માંડી તરત બીરબલના સ્વાધીન કર્યા, એટલે તે રૂપીઆની થેલીઓ પોતાના માણસો સાથે ઉપડાવી પોતાને મુકામે ગયો.

થોડા દીવસ પછી ફરી એક બીજા પૈસાના મદથી અંધ બનેલા શેઠને ત્યાં ભપકાદાર પોષાક અને દબાદબ સાથે ગયો, તે વખતે શેઠ દિવાન-ખાનામાં બેઠેલો હતો, તેના સન્મુખ જઇ બીરબલ ઉભો રહ્યો; છતાં આ-દર આપવાની વાતનો બાજુ ઉપર રહી, પણ સામુંજ જોયું નહી, છેવટ બીરબલે શેઠ પ્રત્યે કહ્યું કે 'હું આપની પાસે કાંઇ કામ માટે આ-વેલ છું' શેઠે કહ્યું કે 'શું કામ છે તે જલદ કહી દે.' બીરબલે દયારામ શેઠની આગળ જેમ વાક્ચાતુરી વડે બોલ્યો હતો તેજ પ્રમાણે આ શેઠ આગાડી પણ હકીકત દર્શાવી પંદર દિવસની મુદતે દશ હજાર રૂપિઆની માગણી કરી; પણ શેઠે જણાવ્યું કે, 'અમારે અને તમારે ઓળખાણ નથી માટે કેવી રીતે રૂપીઆ આપવા?' બીરબલ બોલ્યો કે 'શેઠ જી! ગમે તેમ હોય પણ આટલું કામ તો આપને કરવુંજ પડશે, નહીતો મારી મહા ફજે-તી થાય તેમ છે, જોઇએ તો પચીશ રૂપીઆ વ્યાજ બદલ વધારે લ્યો પરંતુ આપ્યા વગર છુટકો નથી. જ્યારે આપ જેવા નામાંકિત સદ્ગૃહસ્થો પાસે આવે સમયે ન આવીએ તો પછી કોની કને જવું!' આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી તથા બીરબલના શરીર ઉપર જવાહિરના દાગીના જોઇ શેઠે વિચાર્યું કે—'આ માણસને રૂપિઆ આપવાથી બુડનાર તો નથીજ; કેમકે એના અંગ ઉપર ૧૦–૧૨ હજારના દાગીના છે તેથી જીવવાળો જણાય છે અને વળી સરકારી કામ માટે આવેલ છે. તેથી આપણને પણ બેવડ ફાયદો મળશે માટે આ વખતે કામ કરીશું તો હાથ ઉપર રહેશે એમ વિચારી શેઠ બોલ્યો કે 'જો કે તમારે કામ હું તમારા માનની ખા-તર કરવા કબુલ કરૂં છું, પણ વ્યાજની રકમ તો પ્રથમથીજ કાપી લઇ

રૂપીઆ આપીશ, તથા લખાણ લખી આપો એટલે નાણાં તૈયાર છે,' આ પ્રમાણે શેઠનું બોલવું સાંભળી બીરબલે તેના કહેવા પ્રમાણે કરી આપ્યું, એટલે સાડાનવહજાર રૂપીઆ ગણી આપ્યા, તે રૂપીઆ લઇ બીરબલ પોતાના મુકામે ગયો.

તે શહેરમાં એક રૂપીઆ નામની સત્યવક્તા ધાર્મિક અને વચનપાળ વેશ્યા હતી, તેને ત્યાં જવા એક દિવસ બીરબલે વિચાર કર્યો અને પોતના સિપાઇને ૫૦ રૂપીઆ આપી તે વેશ્યાને ત્યાં મોકલી કહેવરાવ્યું કે આજ રાત્રીએ હું તમારે ત્યાં આવનાર છું માટે સર્વ પ્રકારની ગોઠવણ રાખવી.' સિપાઇ વેશ્યાને ત્યાં જઇ રૂપિયા આપી સર્વ વાર્તા કરી તેથી વેશ્યાએ કહ્યું કે મિયાંજી! તમો તમારા સરકારને કહેજો કે આજ રાત્રીએ તો આપનીજ હું વેચાણ છું માટે મરજી પડે ત્યારે પધારવું.' આ પ્રમાણે કહેવરાવ્યું પછીથી વેશ્યાએ સર્વ પ્રકારની ગોઠવણ કરી રાખી અને સુંદર શણગાર પરિધાન કરી વાટ જોતી ઝરોખામાં બેઠી હતી, પણ નવ વાગ્યા, દશ વાગ્યા તદપિ બીરબલનું પધારવું થયું નહીં, નિદ્રા આવવા લાગી, પણ કરવું શું? છેવટે પલંગ ઉપર શયન ન કરતાં ભોંય ઉપર આડું પાસું કર્યું. આસરે બાર વાગવાનો વખત થયો તે વખતે બીરબલનું આવવું થયું, પણ કમાડ બંધ હોવાથી તેને એક સાદ કર્યો, તેથી એકદમ ઝબકીને જાગી અને અત્યંત પ્રીતિસહ કમાડ ઉઘાડી હાથ પકડી પોતાના પલંગ ઉપર બેસાડ્યા. બીરબલ તેના મનનો ભાવ તથા ખાનદાની જોવા માટે ગુસ્સો કરી ચાબુક ઉગામ્યો ત્યારે વેશ્યા બોલી કે 'મારી એટલી ભૂલ થઇ છે તે આપ કૃપાળુ નાથ માફ કરો.' પરંતુ બીરબલ તેના બોલવા તરફ લક્ષ ન આપતાં ૨૦-૨૫ ચાબુક લગાવી દીધી; તદપિ તે ટેકવંતી ધાર્મીક વેશ્યાએ એક શબ્દ બોલીને પણ બીરબલનું મન દુખાવ્યું નહીં અને જેમ ઘરની સ્ત્રી પતિના સાથે વર્તે તેમ બીરબલ સાથે હાવ ભાવ વિલાસાદિ અપૂર્વ સ્નેહ વડે આનંદમાં રાત્રિનિર્ગમન કરી. પ્રાતઃકાળે બીરબલ પોતે પોતાના મુકામે ગયો.

ફરી ચોથે દિવસે એક દુષ્ટબુદ્ધિ નામા વેશ્યાના ઘર આગળ થઇ બીરબલ જતો હતો, તેને તે દુષ્ટ વેશ્યાએ જોઇ વિચાર્યું કે 'કોઇ સારો પૈસાદાર આશક છે માટે તેને ફંદમાં ફસાવી સારી પેઠે પૈસા ઓકાવી લેઉં.' એમ વિચારી કટાક્ષ બાણ અને કામ ચેષ્ટા કરી બોલવા લાગી, તેથી બીરબલ તેની પાસે જઇ કહેવા લાગ્યો કે 'એક રાત્રિ રહેવાના કેટલા પૈસા લ્યો છો?' આ પ્રમાણે ભોળા માણસના સમાન પ્રશ્ન સાંભળી વેશ્યાએ વિચાર્યું કે 'આ કોઇ નવો આશક થયેલો છે, તેથી એને સ્ત્રી સ્વભાવનો વિશેષ અનુભવ નહી હોય અને તેના શરીરઉપર દાગીના પણ ઘણા છે, તેનું ગમે તે પ્રકારે પાણી કરીશ માટે રાત્રિએ રહેવાના થોડા દામ કહેવા એજ ઠીક છે.' એમ વિચારી કપટી વેશ્યા બોલી કે 'સાહેબ ૨૫ રૂપીઆ લેઉં છું, પણ આપ જેવા સદ્દગૃહસ્થ જે આપે તે કબુલ છે!' આવું વેશ્યાનું બોલવું સાંભળી બીરબલે ૧૦ રૂપીઆ તેના હાથમાં આપ્યા અને કહ્યું કે આજ રાત્રિએ હું આવીશ? એમ કહી પોતાના મુકામે ગયો અને જ્યારે રાત્રિ પડી ત્યારે કપડાં પહેરી એકલોજ વેશ્યાને ત્યાં ગયો. પણ તેનો તેના મકાનમાં કમાડ બંધ કરી ૪–૫ આશક લોકો સાથે ઐસ આરામ ઉડાવતી હતી તે વખતે બીરબલે સાદ કર્યો તેથી તેણે આશકોને ભલામણ આપી કે 'તમે મેઢા ઉપર સંતાઇ જાઓ હું બોલાવું ત્યારે સંકેત પ્રમાણે કામ કરજો. આ પ્રમાણે ગોઠવણ કરી સ્ત્રી ચરિત્ર કરી નીચે આવી કમાડ ઉઘાડી લટકાં ચટકાંવડે ચાળા કરતી,લળીલળી મંદહાસ્ય વડે નેત્રના ઉલાળાની ઝપટ ચલાવવા લાગી અને દિવાનખાનામાં લઇ જઇ પોતાના પલંગ ઉપર બેસાડી અનેક નખરાં કરી નાજુકબદની નાના પ્રકારના હાસ્યવિલાસ કરવા લાગી. થોડીવાર પછી કાંઇક કામનું બ્હાનું કાઢી પેલા આશકોને ઇશારો કરી મકાનની બ્હાર નિકળી ગઈ. આશકો તો એક દમ મેઢા ઉપરથી ઉતરી બીરબલનાઅંગ ઉપર ધસી આવ્યા અને સર્વ દાગીના ઉતારી તે વેશ્યાના સ્વાધીન કરી રસ્તો માપ્યો. વેશ્યા તે દાગીનાઓને યોગ્ય સ્થાનકે મૂકી ઓચિંતિ રાડ પાડી કહેવા લાગી કે 'હો-

ઉઠો રે દોડો! મારા મકાનમાં ચોર પેઠો છે, મને મારવા લાગ્યો હતો પણ હું મારો જીવ બચાવી બહાર નિકળી આવી છું પણ એ ધનમાલ લુંટી બાહાર નાશી જશે માટે પકડોરે કોઇ પકડો!' આ પ્રમાણે દુશ્ચારિણીની બુમો સાંભળી આસપાસથી પુષ્કળ લોકો અને સરકારી માણસો દોડી આવ્યા અને ચોર શી રીતે આવ્યો? તથા નાશી ગયો કે છે? વગેરે વગેરે તપાસ ચલાવવા લાગ્યા. વેશ્યા બોલી કે 'હજૂ તો ઘરમાંજ છે' આવું સાંભળતા સરકારી માણસો ઘરમાં ગયા અને દિવાનખાનામાં બેઠેલા બીરબલને આરોપે હાથે બાંધી ચબુતરા ઉપર લઇ ગયા. પ્રભાત થતાં હાથકડી કરી કોટવાળ રાજાની આગળ બીરબલને લઇ ગયો અને કહ્યું કે 'આ ચોરને રાત્રિએ ચોરી કરતાં પકડ્યો છે માટે તેના માટે શું હુકમ છે?' આ પ્રમાણે કોટવાળનું બોલવું સાંભળી રાજાએ કશી પણ તપાસ ન કરતાં એકદમ હુકમ કર્યો કે—'શૂળીએ ચડાવીદો;' હુકમ થતાં તુરતજ બીરબલને શૂળી દેવા લઇ ચાલ્યા, એટલે બીરબલે નમ્રતાથી કોટવાળને વિનવ્યું કે 'કોટવાળ સાહેબ? હવે તો હું આપને તાબે છું; પરંતુ એટલુંજ કહેવા માગું છું કે, હું જે રસ્તેથી જવાનું કહું તે રસ્તેથી મને લઇ જજો તથા જે માણસને મારે કાંઇ કહેવું હોય તે કહેવા દો તો, દરેક જણને ૨૦-૨૦ રૂપીઆ અને આપને ૫૦ રૂપીઆ આપીશ.' આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી તે વાત કબુલ કરી. **પૈસો શું કરી શકતો નથી? જો જર હોય તો નર ચાહેસો કરી શકે છે વસુવિના નર પશુ સમાન છે, લક્ષ્મીના લપેડમાં ગયાણુ છે, જર વિના ખર અને નાણાં વિના પાહણાની પેઠે** જ્યાં ત્યાં રખડી રઝળી પરાણે પેટ ભરવું પડે છે, પણ જો પૈસાનું પાસે જોર હોય તો પૃથ્વી પતિને એક વખતે ઉભો રાખવો ધારે તો રહી શકે છે. અહા! લક્ષ્મીની અલૌકિક લીલા છે! કહ્યું છે કે,—

**જીનકો કબિ સ્વપનામાં મુખનાહિ દેખો હમ ઉનકીહી સેવામેં આઠોં યામ રહેનોપરો, જીનકોં હમ અપરાધી વ્યાધી સમ જાને રહે ઉનહીંકો કોપ નૈન નીચે કર સહનો પરો; દર**

દુર કરત જીન્હે પીરે નાહી બેઠન દીયો ઉનહીકે પાયનકોં રાત દીન ગહનો પરે, ધન્ય લક્ષ્મીજી તુમ્હે ધન્ય આપકો પ્રતાપ મુંખેકોં મહારાજ મહારાજ કહનો પરે.

જરકી મહોબત જરકે તાબે, જરતો જગમે ખારહે;
જીસ જાયપે દેખો યારો (ન્હાં) જરસે બેડા પારહે.

જ્યાં પૈસા મળવાની વાર્તા કાન ઊપર પડી કે ત્યાં કોટવાળે પણ બીરબલના કહેવા પ્રમાણે કબુલ કર્યું અને ધનથી અંધ બનેલો શેઠ કે 'જેની પાસેથી બીરબલ રૂપીઆ લઇ આવ્યો હતો તેની દુકાને ગયા અને પોતાના ઊપર અચાનક પડેલી આફત વિષેની હકીકત જણાવી કહેવા લાગ્યો કે—
' એ સાહેબે મને નિરાપરાધીને શૂળીની શિક્ષાનો હુકમ કર્યો છે, તેનું મને દુખ જરા પણ લાગતું નથી, પરંતુ આપનું દેવું રહી ગયું એ મને વધારે ખોટું લાગેછે, જો તમે હમણાં બે હજાર રૂપીઆ રાજા સાહેબને આપી છોડાવો તો, તમારા સઘળા રૂપિઆ મળશે નહીં તો, સર્વ રૂપીઆ પાણીમાં ગયા સમજજો, માટે બે હજાર રૂપીઆ આપે તો મોટી મહેરબાની થાય.'
આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શેઠ તો અતિ ક્રોધવંત થઇ ગયો અને કહેવા લાગ્યો કે 'સરસ પોશાકી દેખકે, કબુન ધરીએ પાવ, પીછે સોબત કીજીયે, પેહેલી દેખ સ્વભાવ. પેહેલા દેખ સ્વભાવ મિત્તસેં ચિત્ત મિલાવે; નહી તો ખતા હજાર, પલકકે બિચમેં ખાવે કયે સો કવિયું કાન દીન દીજે ત્યાગી કબુ ન ધરીએ પાવ દેખકે સરસ પોષાકી."

મેં તારા ઉપરના નાટકી પોષાકથી લલચાઇ વિશ્વાસ લાવી ધુતારાને નાણું ધીર્યું. મને શું ખબર કે તું ચોરીના ધંધા કરવા અહીં આવ્યો છે હશે, જે થનાર હતું તે થયું, પણ હવે હું ફરી બે હજાર રૂપિયા ખાડમાં નાખવા માગતો નથી, હવે તું તારૂં અહીંથી કાળું મ્હોઢું લઈ આઘો ટળ, વગેરે વગેરે પુષ્કળ અપશબ્દો કહ્યાં; તોપણ બીરબલે નમ્રતાપૂર્વક ઘણાં કાલાંવાલાં કર્યાં, એટલે તો શેઠ વિશેષ ગુસ્સો લાવી બોલ્યો કે 'પરભવનું તારૂં મારી પાસે લેહેણું હશે તે તેં લીધું, પણ હવે બીજા બે હજાર રૂપી-

આ ક્યાં મારા બાપ પાસેથી લાવું! ચાલ હવે વેગળો મર નહીં તો લાત મારી હાંકી કઢાડવો પડશે.' જ્યારે આવાં છોરટનાં વચન સાંભળ્યાં ત્યારે ત્યાંથી આગળ ચાલી દયારામ શેઠને ત્યાં ગયો અને રડવા સરખો થઇ કહેવા લાગ્યો કે 'શેઠ સાહેબ! મને તો અત્યારે શુળીની શિક્ષા થએલ છે તેથી આ જે દુનીયામાં હવે હું થોડા વખત રહેનાર છું. હશે, જે મારા નશીબ-માં હતું તે થયું, પણ તેનું મને જરા દુઃખ નથી; પરંતુ તમારાં નાણાં આપવાં રહી ગયાં છે તે મને ખરેખરે ખટકે છે; પણ શું કરૂં આ અક-સ્માત, મારા ઉપર આફત આવી પડી; તેથી લાચાર છું. જો કે આજે મારી વીશ હજારની હુંડી આવનાર હતી પણ હવે તે સંબંધે બોલવાથી શું ફા-યદો! તમોએ ધૈર્ય ધારણ કરી હતી તેથી તમારા રૂપીઆ દુધે ધોઇ પાછા આપત; પરંતુ હાલ તો મારા ઉપરજ પ્રાણ સંકટ આવી પડેલ છે; જો કદાચ બે હજાર રૂપીઆ ખરચ કરો તો ઘણુંજ સારૂં થાય અને મારા પ્રા-ણ બચે.' આ પ્રમાણે દયાજનક ભાષણ સાંભળી દયારામ શેઠે વિચાર કર્યો કે 'મારાં ભાગ્યના પૈસા નહોતા તોજ એને આપ્યા ત્યારે હવે બીજા બે હજાર રૂપિઆ ખરચી એને છોડાવવો એજ ઠીક છે, જો મારૂં ભાગ્ય પ્ર-બળ હશે તો પુનઃ તે પાછા મળશે નહીં તો, ગયા તો છેજ;' એમ વિચારી પોતાના ઘરમાં જઇ મારા તારા લાવી તે વખતે પચીશેક રૂપીઆ સિપા-ઇઓને આપી કહ્યું કે 'તમો થોડો વખત એને વધ ન કરતાં ઉભા ર-હો' એમ કહી તેઓનું વચન લઇ દરબાર ગયો અને મહારાજ પ્રત્યે વિન-વ્યું કે 'પૃથ્વી પતિ! આજે કોઇ ગૃહસ્થને શૂળી દેવાનો હુકમ કર્યો છે, પણ તે અપરાધી છે કે નહીં? તેનો તપાસ થયો નથી અને એમની એમ શિક્ષા ફરમાવી છે તે રાજ ધર્મને દોષિત કરનાર પ્રકાર કહેવાય માટે તેનો ચોકસ રીતે તપાસ કરી જો અપરાધી ઠરે તો, શિક્ષાને બદલે તેના તરફથી દં-ડ આપવા તયાર છું અને જો અપરાધી ન ઠર્યો તો જે મહારાજાને યોગ્ય લાગે તેમ કરવું' આ પ્રમાણે સદ્‌ગૃહસ્થનું બોલવું સાંભળી રાજાએ તે વાત ક-બુલ રાખી અને રાજસેવકોને બોલાવી હુકમ આપ્યો કે 'અપરાધીને પકડી

અહીંઆં લઇ આવો.' હુકમ થતાં વેંતજ સેવકો વધસ્થાનકે ગયા અને કોટવાળને હુકમ સમજાવી અપરાધીને કચેરીમાં લઇ આવ્યા તે વખતે બીરબલે અકબરશાહનો લખી આપેલો પત્ર રાજાને આપ્યો, એટલે તે પત્ર વાંચી રાજાએ બીરબલ પ્રત્યે પુછ્યું કે 'તે પાંચે વસ્તુઓ ક્યાં છે?' બીરબલે કહ્યું કે 'મહારાજ! દ્રવ્યના મદથી આંધ બનેલા સેઠને તથા દયાળુ વેશ્યા અને રૂપવતી ગુણકાને આપ બોલાવી મંગાવો એટલે સર્વ વસ્તુઓ તૈયાર છે. તે આપને સ્વાધીન કરૂં,' આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી ઉક્ત કહેલ ત્રણે જણાઓનાં ઠામ નામની નિશાની આપી સેવકો દ્વારા તે ત્રણેને બોલાવી મંગાવ્યા, એટલે બીરબલ બોલ્યો કે 'મહારાજ! **આંખ છતાં આંધળો** એ આપની પહેલી વસ્તુ તે આ ધનના મદથી આંધ બનેલો ધનજી શેઠ, તેણે કૃત્યાકૃત્યનો કશો વિચાર ન કરતાં પુષ્કળ ધન મેળવ્યું છે. તેથી બાપાનું બની લક્ષ્મીના મદથી આંખ છતાં આંધળો બનેલો છે. તે તપાસી લ્યો. **દયાનો સાગર** એ આપની બીજી વસ્તુ તે આ દયારામ શેઠ છે. મારે અને આ શેઠને કોઇ વખત અગાઉની ઓળખાણ નહોતી; છતાં મારા નમ્ર વચનો ઉપર માત્ર વિશ્વાસ રાખી દશહજાર રૂપીઆ આપ્યા અને ફરી જ્યારે હું અપરાધી ગણાયો ત્યારે આપેલ દશ હજાર રૂપીઆ ઉપર પાણી ફેરવાયું જણાયું તદપિ ફરી મને છોડાવવા માટે મેં બે હજાર રૂપીઆની માગણી કરી તેથી બે હજાર રૂપીઆ લઇ આપની હજુરમાં હાજર થએલ છે. પોતાના વડિલોપાર્જીત દ્રવ્યવડે શુદ્ધ રીતભાતથી વર્તન ચલાવી, આબરૂનો ભય રાખી, પ્રમાણિકપણું ન છોડતાં વ્યાપાર ચલાવે છે, તેથી આ આપની બીજી વસ્તુ તપાસી લ્યો. **હાથનો હીરો** એ આપની ત્રીજી વસ્તુ તે આ રૂપવંતી ગુણીકા છે. જોકે ગુણિકા છે છતાં એક વચની છે, જે પુરૂષને એણે કબુલાત આપી હોય કે, આજ રાત્રિએ હું આપનીજ છું તો, તે રાત્રિએ પોતાના પતિ પ્રમાણે સતિ ધર્મ બજાવતી સુશ્રુષા કરે છે, એની ખાત્રી માટે એની પીઠ ઉપર તપાસી જુવો કે, મેં આશરે ૨૫ ચાબુક લગાવી દીધા હતા; છતાં એક શબ્દ બોલી નહોતી

તેમ સ્નાન મુખ પણ કર્યું નહોતું અને અદ્યાપિ પણ તેવાજ રંગેરૂ માપ મેં એને એક રાત્રિના સંગને લીધે આટલી બધી મારી પરંતુ સહન કરી મારી સાથે પ્રેમ પુર્વક વિચરી તેથી ખરેજ આ સ્ત્રી હાથનો હીરોજ છે ! તેતપાસી લ્યો ચોથી વસ્તુ જે બજારની ખાટ તે આદુષ્ટબુદ્ધી જસ્સા કે જેણે મારી સાથે કરાર કરી રાત્રિએ અન્ય પુરુષોની સાથે આનંદ વિહાર કર્યો જ્યારે હું સંકેત પ્રમાણે એને ઘેરગયો ત્યારે તે પોતાના યારો સાથે મોજ મજાહ માણતી હતી તેથી કમાડ બંધ હતાં એટલે હું બહાર ઉભો રહી મેં હાકલ મારી ત્યારે તે યારોનીઅન્ય સ્થળે ગોઠવણ કરી મને અંદર લીધો કૃત્રિમ હાવ ભાવ હાસ્ય વિલાસ અને ચટક મટક આલ તથા આગા ચટકા કરી દિવાનખાનામાં લઈ પલંગ ઉપર બેસાડી થોડીવાર પછી બહાર ગઈ અને પોતાના તે યારોને મોકલી મારા ૧૦ હજારના દાગીના વગેરે પડાવી લઈ પોતાને કબજે કરી ઉલટો મને ફસાવવા બુમો પાડી પ્રાણસંકટ અવસ્થાએ પહોંચાડયો માટે ખરેખર આ બજારની ખાટ છે તે તપાસી લ્યો રાજાએ તે દુષ્ટ બુદ્ધ વેશ્યાને ચોદમું રત્નમાર અપાવ્યું તેથી સઘળી બીરબલના કહેવા પ્રમાણેજ વાતો કબુલ કરી, એટલે સર્વ જનોના મનની શંકા બીરબલ પરત્વેની દૂર થઇ ગઇ. પછી પુનઃ બીરબલ બોલ્યો કે 'સરકાર! માત્ર આપની પાંચમી વસ્તુ બાકી રહી છે તે વિષે બે અદબી માફ કરશો, પણ તે વસ્તુ આપજ છો, કેમ કે, હું અપરાધી છું કે નિરાપરાધી તેનો આપે કશો વિચાર ન કરતાં એકદમ શુળીનો હુકમ ફરમાવ્યો માટે **નરકની વાટ** છો. આ પાંચે વસ્તુ આપને હાજર કરી માટે હવે એ વસ્તુઓ પરીક્ષવાની પહોંચ લખી આપવા અનુગ્રહ કરો

આટલું બોલી બીરબલ સ્વસ્થ બેઠો રાજા સાહેબ તથા અમીર ઉમરાવ અને સભામંડળ અતિ આશ્ચર્ય પામ્યું પછી રાજાએ અતિ હર્ષ સહિત બીરબલને બેમુલ્ય શરપાવ ઇનાયત કરી પોતાના પાસે બેસાડી વિશેષ સન્માન આપ્યું, તથા દયારામ શેઠને દરબાર મંડળમા બેસવાની પરવાનગી આપી, એટલુંજ નહી પણ તેના ઘેર બેઠા પણ સરકારી પગાર મળ્યા કરે

તેવી ગોઠવણ કરી આપી અને રૂપવંતી ગુણિકાને વિશેષ સાબાશી સાથે તેનો પણ પગાર શરૂ કર્યો. નીચ દુષ્ટબુદ્ધિ વેશ્યાને ગધેડા ઉપર બેસાડી ગામમાં ફરતા ઘરબાર લૂટી લઈ હદપાર કરી અને ધનગદાધ શેઠને મુદ્દલ નાણું સરકારી ત્રીજોરીમાંથી આપી છાંડી કાહાડયો, તથા દયારામ શેઠને પોતાની ત્રીજોરીમાંથી રૂપીઆ આપી દીધા. તદનંતર અકબરશાહ ઉપર વસ્તુઓ પહોંચ્યાનો પત્ર લખી આપી બીરબલને વિદાય થતી વખતે મોટા સન્માન સાથે ઉત્તમ વિદાયગીરી આપી અને બીરબલ પણ રાજા સાહેબની આજ્ઞા લઇ દિલ્હી ગયો, તથા અકબર શાહને પ્રણામ કરી પત્ર આપી બનેલી સર્વ હકીકત કહી સંભળાવી, જેથી શાહ અત્યંત હર્ષાંત થયો અને ઘણી સાબાશી આપી શિરપાવ બક્ષ્યો.

**વાર્તાનો સાર** એ છે કે,–અકકલની બલિહારી છે! જે મનુષ્યમાં અકકલ છે તેને નર સુર અને ભુપાળ વગેરે પણ નિરંતર અંતર રહિત ચાહે છે. જે મનુષ્યમાં અકકલ છે તે પ્રાણસંકટમાંથી બચી મહાઐશ્વર્યને પામેછે, જે મનુષ્યમાં અકકલ છે તે દેશ પરદેશ કે વિકટ સ્થાનકે જાય તોપણ તેને સર્વકો ખમા ખમા કરી સાદર સ્માન આપે છે, જે મનુષ્યમાં અકકલ છે તે અનેક પ્રકારના લાભ હુન્નરો અને ગહન વિષયો પ્રાપ્ત કરે છે. જે મનુષ્યમાં અકકલ છે તેનું દેવતાની પેઠે સર્વજનો વંદન પુજન કરેછે અને જે મનુષ્યમાં અકકલછે તે આ લોક પરલોક સંબંધીઉત્તમ સુખો સંપાદન કરી જગવિદિત થાય છે. ખરેજ અકકલ એજ કિરતારની કરામત છે!!

---

## વારતા ૧૦૭ મી.

પ્યાર જારથી રાખતા, ગણે ન પતિનું કહેણ. **જુગલ**

અકબર બાદશાહની હજુર એક પુરૂષે આવી અરજ કરી કે–"અરવિંદ કોઇ જાર પુરૂષ મારા ઘરમાં નિરંતર આવે છે, એમાં જરા શક નથી: પરંતુ તેને મેં હજુ સુધી જોયો નથી અને જાણતો નથી કે તે કોણ છે? માટે તેને હવે પકડવા ચાહું છું, જેથી આપ નામવર હજુર આવો

છું. કે તેને કોઇ પણ પ્રકારે પકડી આપવાની યુક્તિ કરવા કૃપા કરશો તો આપનો મોટો ઉપકાર થશે.' શાહે તેની હકીકત સાંભળી કહ્યું કે-'હું એક ઉમદા અત્તરની શીશી આપુંછુ તે લેઇ જા અને તે તારી ઓરતને સુપરદ કરી કહેજે કે, આ શીશીમાંથી જરા પણ અત્તર વાપરીશ નહીં.' એમ કહી ઉમદા અત્તરની શીશી આપી તેને વિદાય કર્યો અને તે સખ્સે પણ તેજ પ્રમાણે કર્યું.

શાહે તે સખ્સના ઘરની આસપાસ માણુસો બેસાડી દીધા અને ભલામણ કરી કે, જે માણુસના કપડામાંથી આપેલી શીશીમાંના અત્તરની ખુશબો આવતી જણાય કે તુરત તેને મારી પાસે પકડી લાવવો.'

જ્યારે પેલો જાર પુરૂષ ફરીયાદ કરવા જનારની સ્ત્રી મુલાકાત લેવા આવ્યો ત્યારે તે સ્ત્રીએ પોતાના ધણીએ અનાગત તરીકે સોંપેલી જે અત્તરની શીશી હતી તેમાંથી અત્તર કાહાડી પોતાના યારને છાંટયું અને કહ્યું કે 'દીલોજાન! મારી આંખની કીકી! આ ઉમદા અત્તરની શીશી મને મારા ઘરધણીએ અનાગત તરીકે સોંપી ખાસ ભલાગણ કરી હતી કે-'આમાંથી તું જરા પણ અત્તર વાપરતી નહીં,' પણ પ્યારા તે ભલા માણુસની જરા પણ દરકાર ન રાખતાં મેં આપણા ઉપયોગમાં લીધું. કેમકે એવી ઉમદા ચીજની આપને મજાહ ન આપું ત્યારે પછી બીજા કોને મજાહ આપવી હતી? ભલેને ધણી જે કરનાર હશે તે કરી લેશે તો, તે તમારા માટે સહન કરી લઇશ.' આવા અત્યંત પ્યારની વાર્તા સાંભળી યાર બોલ્યો કે-'સાબાશ છે મારા કાળજાની કોર! તારા પ્યાર ઉપર તો મારો જાન કુરબાન છે!! કેટલોક વખત વિત્યા પછી ઐસ આરામ કરી તે યાર પોતાના માર્ગે પડયો; એટલે પેલા અત્તરની ભભક રાજનાસેવકોને આવી, તેથી તે જાર પુરૂષને એકદમ પકડી શાહ હજૂર લેઇ ગયા એટલે શાહે સદરહુ ફરીયાદીને બોલાવી કહ્યું કેકે' તારી કુલટા સ્ત્રીનો આ યાર છે; કેમકે જે અત્તરની શીશી તેં અનામત તરીકે તારી સ્ત્રીને સોંપી હતી છતાં તે શીશીમાંનું અત્તર પોતાના યારને છાંટયું છે તેની ખુશબો તું તપાસી લે એટલે ખાત્રી થશે અને ઘેર જઇ સ્ત્રી પાસેથી તે અત્તરની શીશી

માગી તપાસીશ એટલે એથી પણ વિશેષ ખાત્રી થશે.' આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી તપાસ કર્યો તો તેજ પ્રમાણે જણાયું.

**વાર્ત્તાનો સાર**—એ છે કે—શાહે ગુનેહગારને કેવી યુક્તિવડે પકડયો? તથા વિભિચારિણી સ્ત્રીઓ પોતાના પુરૂષ કરતાં પરપુરૂષ પ્રત્યે કેવો પ્યાર રાખે છે? તે જોવાનું છે અને એજ હેતુને લીધે ગ્રંથકારોએ કહ્યું છે કે-

**शास्त्रेषु निश्चलधिया परिचिन्तनीयं सेव्योनृपोऽपिसततं परिसेवनीयः**
**अंकेस्थितापि युवतिर्परिरक्षणीया शास्त्री नृपश्च युवती च कुतःस्थिरत्वम्॥**

વિદ્યા કંઠસ્થ કરેલી હોય; છતાં પણ વારંવાર તેને યાદ કર્યા કરવી, રાજાની પુષ્કળ સેવના કરી તેને પોતાને કબજે કરી લીધો હોય છતાં પણ નિરંતર પાસે રહી સેવના કર્યાજ કરવી, ખોળામાં બેઠેલી સ્ત્રી હોય તોપણ તેનું રક્ષણ-ચોકસી કર્યા કરવામાં ભૂલ ખાવી નહીં, કેમકે વિદ્યા, રાજા અને સ્ત્રીએ એક રંગે કાયમ રહેલાં જણાયાં નથી માટે ઉપરની શિક્ષા યાદ રાખી પોતાના કાર્યમાં કુશળ રહેવું.



## વાર્તા ૧૦૮ મી.

સહુને વ્હાલું સર્વદા, નિજ સ્તુતિ માન વચન;
જુઓ નાગ જેવી શત્રુ પણ, સુણિ પાસે સુખ મન. **નગરકર.**

દિલ ખુશ કરવા રાખેલા-હાસ્યરસમાં પુષ્ટિ કરનારા મશ્કરા ગવૈયાઓને શાહે કહ્યું કે 'આ સમય કાંઇ ગાય તો ઠીક' ગવૈયે જવાબ દીધો કે 'હજૂર ગાય નહીં પણ બ્હેલ.' ફરીથી બાદશાહે કહ્યું કે—'અરે કાંઇક ગાયન બોલો!' ત્યારે ગવૈયાઓએ જવાબ દીધો કે—'વાકો બીશ રૂપીઆ મોલ' શાહે ચીડાઇને કહ્યું કે 'શું, હરામ જાદા છે.' ગવઇયા બોલ્યા કે—'સાહેબ હરામજાદા તો કોડી નહીં લેવે.' આ જવાબકોપ સાંભળી ગુસ્સે થયા અને હુકમ કર્યો કે—'હાલના હાલ આંખોમાંથી નિકળી મારા મુલકની હદ છોડી બીજી હદમાં જાઓ.' આવો કઠોર હુકમ થયો સાંભળી તે ગવઇયાઓ સલામ કરી ત્યાંથી નિકળ્યા અને ત્યાંથી બે

ત્યું માફક છેટે જઈ રાત પડી એટલે પાછા વળી પોતાના ઘરમાં જઈ ભરાતા. તેઓ દિવસ ઉગતા પહેલાં શહેર બહાર જઈ કોઈ ગુપ્ત સ્થળમાં ભરાઈ રહેતા અને રાતે ઘેર આવતા. આ પ્રમાણે કેટલોક વખત ગાળ્યો. એક વખત દૈવયોગે આ ગવૈયાઓનું ગુપ્ત સ્થળ તરફ જવું અને શાહનું શિકાર કરી પાછું ફરવું થવાથી ગવૈયાઓએ શાહને દીઠા તેથી એક ગંભીર વડના ઝાડ ઉપર ચઢી બેઠા પણ શાહની નજર વેગળેથી તેઓ ઉપર પડીજ ચુકી હતી, તેથી તે ઘોડો દોડાવીને તેજ વડના ઝાડ તળે આવી ગવૈયાઓ તરફ જોઈ કહ્યું કે 'કમબખ્ત બદમાસો! તમોને હદપાર જવાનો હુકમ કર્યા છતાં અહીંયાંજ કેમ ફરોછો?' શાહનું બોલવું સાંભળી હાથ જોડી વિનવ્યું કે-'ગરીબ પરવર! આપના હુકમને માથે ચઢાવી અમો નિકળ્યા અને દેશો દેશ રખડ્યા; પરંતુ આપનો અમલ ન હોય તેવો કોઈ દેશ નજરેજ પડ્યો નહીં; એટલે છેવટે નિરાશ થઈ હવે આસ્માન તરફનો રસ્તો લીધો છે!' આવો ગવૈયાનો બોલ સાંભળી શાહ ગર્વાનંદી થયો અને તેઓનો ગુન્હો માફ કરી પાછા પોતાની હજુરમાં રાખ્યા.

**વાર્તાનો સાર** એ લેવાનો છે કે-જડ ચેતનાદિ પદાર્થ માત્રને માન બહુજ વહાલું હોય છે, જેથી પોતનાં વખાણ થતાં જોઈ ગર્વાનંદ થાય છે જુઓ કે દરીયો તોફાનમાં મસ્ત બન્યો હોય છે. પણ નાળિયેરી પુનમે દરીયાની પૂજા સ્તુતિ થઈ કે પછી તે પણ શાંત પડે છે અને તેમાં વહાણ બોટ વગેરેને જવા આવવાનો વ્યવહાર ચાલુ થવા દે છે અરે એટલુંજ નહીં પણ મહાસાગરમાં વહાણ કે બોટને તોફાન લાગુ થાય તે વખતે વહાણ કે બોટને પાછું ઠરાવી પછી પોતાનો માર્ગ લેવો તેને તોફાન લાગુ થતું નથી; મતલબમાં પાછું હઠવું એ પણ એક પોતાનું માન અગત્યનું ગણાય માટે તેમને પણ માન વહાલું છે નદીમાં વધારે પુર આવ્યું જોઈ કાંઠે વસનારા તુરત ગાજતે વાજતે વધામણું દે છે કે તેજ વખતે પાણી પાછું હઠતું ચાલે છે એવીજ રીતે પશુ પક્ષી અને માણસ વગેરેને માન અત્યંત વલ્લભ છે માટે સુજ્ઞ માણસોએ પોતાનું કામ સિદ્ધ કરવા રહેલા માણસને બહુ માન આપવું જેથી તુરત ઉમેદ પાર પડે.

## વાર્તા ૧૦૯ મી.

ઉત્પતિ સ્થળની અસર, આવે છે સહુમાંજ; સવીતાબાઈ-

એક સમય બાદશાહે બીરબલને પુછ્યું કે–'કવિરાય! પુરવ પશ્ચિમ દક્ષિણ અને ઉત્તર એ ચાર દિશાના લીધે પુરવ દેશ, પશ્ચિમ દેશ, દક્ષિણ દેશ અને ઉત્તરખંડ વગેરે નામો પડે છે, પરંતુ તે દેશો પૈકી કયા દેશનાં માણસો વિશેષ બેશરમાં–નિર્લજ હશે?' બીરબલે કહ્યું કે–' જહાં પનાહ! પૂર્વ દેશનાં માણસો સર્વ દેશ કરતાં વિશેષ નિર્લજ હોય છે.' શાહે કહ્યું કે તેમ કેમ ખાત્રી થાય?' બીરબલ બોલ્યો કે ' નામવર ! થોડા સમય પછી તેની ખાત્રી આપને કરી આપીશ.

તદનંતર બીરબલે તે ચારે દિશા તરફના દેશની નાયકાઓને બોલાવી શાહની હજુરમાં રાખી. કેટલોક વખત ગયા પછી બીરબલે શાહને અરજ કરી કે ' આપની હજુરમાં ચારે દેશની નાયકાઓ વિદ્યમાન છે માટે હજુરના પ્રશ્નનો ખુલાસો મેળવવા મીજલસ ભરવી જોઈએ એટલે તુરત શંકાનું સમાધાન થઈ આવશે.' શાહે તેજ રોજે મીજલસ ભરવાનો ઠરાવ કર્યો અને ગાન તાન શરૂ કરાવયાં, પાછલી રાતે શાહે પ્રથમ પશ્ચિમ દિશાની ( કાઠિયાવાડ વગેરેની ) નાયકાઓને પુછ્યું કે–' રાત કેટલી બાકી રહી હશે?' તેઓએ અદબ સાથે જવાબ દીધો કે ' ગરીબ નિવાજ ! થોડીજ બાકી રહી છે, શાહે પુછ્યું કે–' શા ઉપર થોડી રહી છે એમ કહી શકો છો?' તેઓએ અરજ કરી કે—' પૃથ્વિ પતિ ! મારી નથનીનાં મોતી ઠંડા થયાં છે તેથી જાણું છું કે રાત્ર થોડી રહી છે; કેમકે પરોઢીએજ ઠંડી હવા વાએ છે.' પછી થોડીવાર ફેરે દક્ષિણ દેશની નાયકાઓને પુછ્યું કે ' હવે રાત કેટલી બાકી હશે?' દક્ષિણ દેશની નાયકાઓ બોલી કે 'હમણાંજ પ્રાતઃકાળ થશે.' શાહે પુછ્યું કે ' શા ઉપરથી કહી શકો છો?' તેઓએ કહ્યું કે ' નામવર ! પાન ફીકું લાગે છે તેથી. તદનંતર ઉતમ દેશ વાળી નાયકાઓને પુછ્યું કે' હવે રાત કેટલી બાકી છે?' ત્યારે તેઓએ જણાવ્યું કે ' ઘણીજ થોડી બાકી રહી છે,' શાહે, પુછ્યું શા ઉપરથી ની-

ણો છો ?' તેઓએ જવાબ આપ્યો કે 'ખુદાવિંદ! દિવા બત્તીનું તેજ ઝાંખુ લાગે છે તેથી છેવટે પુર્વની નાયકાઓને પુછ્યું કે—'હવે કેટલી રાત બાકી છે?' તેઓએ જવાબ આપ્યો કે 'જીહજુર! મને જંગલ જવાની હાજત થઇ છે, તેથી જાણ્યું કે હવે બહુજ થોડી રાત રહી છે' આવું બોલવું સાંભળી શાહને બીરબલના બોલની ખાત્રી થઇ અને હુકમ કર્યો કે પુર્વ દેશના લોકોને હજુરમાં કે મીજલસમાં દાખલ થવા દેવાજ નહી, કેમકે એઓ તેવા સ્થળને લાયક નથી.

**વારતાનો સાર ખુલ્લોજ છે.**

---

## વારતા ૧૧૦ મી.

ગજા વિના ગજરાજનો, પાર પડે ન ખોરાક. **જમનાબાઇ.**

એક વખત અકબરશાહ લાડ તથા કપુરના નામના ગવૈયાઓના ગાયનથી બહુજ પ્રસન થયો, તેથી એક મકનો હાથી બક્ષીસ કર્યો. ગવૈયાઓએ એક વરસ સુધી હાથીની ખોરાકી પુરી કરી તેમાં તો પોતાની કેટલીક દોલતનો ભોગ અપાઇ ગયો તેથી વિચારવા લાગ્યા કે 'ભાઇ આ શાહની બક્ષિસ તો ખરેખર જુલમી બલા જેવી છે! જો થોડા વખત આ હાથી આપણે ત્યાં રહેશે તો, છૈયાં છોકરાં છાશ પીતાં થઇ જશે, પણ કરવું શું? ન તો એ હાથી વેચી શકીએ,ન તો કોઇને આપી શકીએ અને નરાખી શકીએ માટે હવે કાંઇક ફારસ કર્યા શિવાય આ બલામાંથી છુટકારો થનાર નથી.' એમ વિચારી તે હાથીની કોટમાં ઢોલ તંબુર વગેરે લટકાવી છુટો મુકી દીધો એટલે તે હાથી શહેરમાં ઘુમતો મરજી મુજબ તોફાન કરવા લાગ્યો, તેથી શેહેરના લોકો શાહ હજૂર જઇ અરજ કરી કે 'હજુર છુટો ફરતો હાથી અમોને બહુ નુકશાન કરે છે અને ઘરમાંથી બહાર પણ નિકળવા પામતા નથી.' શાહે હુકમ કર્યો કે તપાસ કરો કે તે કોનો હાથી છે?' તે સાંભળી સીપાઇઓએ તપાસ કરી હજૂરને કહ્યું કે–ખાવિંદ! એ હાથી કપુર, લાડ ગવઇયાનો છે. શાહે તેઓને બોલાવવા ફરમાવ્યું

તેથી સવૈયાઓને શાહ હજુર બોલાવી લાવ્યા. તેઓને જોઈ શાહ ગુસ્સે થઈ બોલ્યો કે 'કેમ તમારા હાથીને છુટો મુકયો છે?' ગવઈયા બોલ્યા કે 'જહાંપનાહ! વર્ષ દિવસ સુધી ખાનપાનમાં ખુશી રાખી તેને અમારો સઘળો હુન્નર શીખવાડી તૈયાર બનાવ્યો, તેથી હવે તેને ઢોલ તંબુર આપી રજા આપો કે મુલક બાદશાહ સરકારનો છે માટે ખુશીથી ફરી ગાન તાનથી અમીરોના મન રંજન કરી તારૂ પણ ગુજરાન કર અને અમોને પણ જે આપવું ઘટે તે આપજે.' આ પ્રમાણે ગવઈયાઓનું બોલવું સાંભળી શાહને હસવુ આવ્યુ અને હાથીને પકડી મંગાવી હાથીશાળામાં બંધાવ્યો અને તેના બદલામાં તેમને એક સારી પેદાશવાળુ ગામ બક્ષિસમાં આપ્યું.

**વાર્તાનો સાર** એ લેવાનો છે કે—શાહ કેવો શબ્દના ભેદને સમજનારો હતો? તથા પોતાની હજુરમાં કેવા અકલવાન પુરૂષો હતા? અને તેઓના ગુણની કદર કરી પોષણ કરવામાં કેવો એક્કો હતો? તે તરફ લક્ષ આપવા જેવુ છે; કેમકે ગુણી જનોના ગુણ જોઈ કદર કરવામાં ન આવે તો તેઓ ના ઉમેદ થઇ જાયછે અને તેથી બીજા ગુણીજનો થવા લક્ષ આપતાં આંચકો ખાય છે માટે ગુણીજનોના ગુણ જોઈ અવશ્ય કદર કરવી, જેથી અન્ય ગુણીજનો થવા હોંશભેર ગુણની શોધ કરે છે અને તેઓની શોધથી આખા જગતને ફાયદો થાય છે.

## વારતા ૧૧૧ મી.

કહિ ચાર કાને જશે વાત વહાલા, થશે હાની નિશ્ચે હસે લોક ઠાલા;
ગઇ જો છ કાને પછી તો તમામી, જશે છુપ લજ્જત થશે ખુબ ખ્વારી.

**શમ્ભો.**

એક સમય અકબરશાહ અને બીરબલ સભાના સમય શહેરની ચર્ચા જોતા કરતા હતા. તે વખતમાં શાહે કહ્યુ કે બીરબલ! તમારા હિંદુઓ કરતાં અમારી મુસલમાનની જાત સંપીલા સમજુ અને શહાણી હોય છે, એમ મને કેટલાંક કારણો ઉપરથી સમજાય છે. બીરબલ બોલ્યો કે 'સાહેન-

શાહ જહાન વાંએ સકંદર તાલેજમાન ! **પોતાની માને કોઈ ડાકણ કહેતું નથી** તથા **પોતાની ભુલ અને પારકાં અછત** ગજના ધ્યાનમાં આવતી નથી; પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરી જાશો તો હિંદુ અને હિંદુમાં પણ જે હોય તે સમાન શહાણી સમજુ અને સંપીલી બીજી એક કોમ જ નહીં, જોકે આપને પરીક્ષા જોયા વિના મનમાં આ વાત ઠસશે નહીં; પણ મારું કહેવું કેટલે અંશે ખરું છે, તે હમણાંજ આપને જણાત આવે છે તો, બતાવી દઉં છું., એમ વાતો કરતા કરતા આગળ ચાલ્યા એટલામાં એક વાણીયણ મળી તેને જોઈ બીરબલે મશ્કરી કરી અને કાંઈ અડપલું પણ કર્યું, તે વખતે આસપાસ વાણીઆનો મોહલ્લો હતો તેથી ત્યાં જતા આવતા વાણીઆઓએ આ બનાવ નજરો નજર જોયો, તેથી તકરાર કે મારામારી થશે જાણ્યે; છતાં પણ વાણીઆ તે બાઈને ઉલટું કહેવા લાગ્યા કે 'બહેન ! કાંઈ નહીં હશે, જે થવું તે થયું' પણ સારા માબાપની દીકરીનું એ કામ છે કે, બોલ્યા ચાલ્યા વગર દાંતમાં છેડો ઘાલી ઘેર જવું, હલકું માણસ હોય તે ગમે તેમ બંડ કરે. એમ કહી અડપલું કરનારને કશું પણ ન કહેતાં પોતપોતાને માર્ગે ગયા. તે જોઇ શાહ બોલ્યો કે 'બીરબલ ! જો કેવી ઢીલગંડી જાત છે, પોતાના જાતની અને વખતે સગી પણ હશે તે સ્ત્રીની અટકચાળી કર્યા અને જોયા છતાં પણ કશું બોલી શક્યા નહીં, તથા પોતપોતાને રસ્તે પડ્યા. ખરેખર બહીકણ અને કીના-ગુસ્સા વગરના બિલકુલ બાયલા છે.' આ પ્રમાણે વાતો કરતા જાય છે એટલામાં તરકવાડો આવ્યો ત્યાં એક નાજુક બદન નખરાબાજ બીબી બની ઠનીને જતાં હતાં તેને જોઇ બીરબલે અડપલું કર્યુ એટલે તો, ઘણો બીબી ગુસ્સો લાવી બરાડા પાડી લાંબાલાંબા હાથ કરતી બોલવા લાગી કે 'હત્ તેરા સતીયાનાશ જાય, તેરી પીટ ગી, પડે, અર તેરી મૈયત નિકાળું, મેરી ઇજ્જત લુંટ લી ! અબ તેરેકું અખ઼ડા અખા કાટ ખાઉં કયા તેરી મા બેણ નથી કે ઉસકી મશ્કરી ન કરતે મેરી કરનેકુ આયા.' વગેરે વગેરે લવારો કર્યો એટલે તો આસપાસ મુ-

મુસલમાન જતુની લાંબી લાકડીઓ અને તરવારો હાથમાં લઇ " પકડો ! પકડો ! મારો ! મારો સાલેકું !" આવી બુમો મારતા આવતા દીઠા કે બીરબલ ખબરદાર કરી પોશાક ફેરફાર કરી તેજમેલામાં આવી ઉભો અને મુસલમાનોને પુછવા લાગ્યો કે ' શું છે ખાં સાહેબ! શું કાંઇ ચોર છે કે હરામજાદો છે?' મીયાં બોલવા લાગ્યા કે ' અરે સાહેબ ! કોઇ બદમાસ સખસ થા સો ઇન બિચારી ઓરતકી ઇજ્જત પર હુમલા કર ભાગ ગયા ! જો સાલા હાથ આતા તો માર મારકે હડ્ડીઓ તોડ ડાલતે, મગર છોડતે નહીં. ક્યા હિંદુ-કાફરકી ઓરત જૈસા હમારા મામલાથા ? કે અહાં ગડબડ મચાઇ ! યા મરને વાલી હોવે જમી બાહરી બાડ મેં જાય. હાય ! કરે ક્યા ઉસકી કીસમતને જોર કીયા ન તો, બેશક ખુન હોતા તો કુછ ડર નથા, ઓર કભી સરકારસે પકડા જાતે તો કરોડો મુસલમાનમેસે એક દીન કે વાસ્તે લીલાહી હો ગયા તો ક્યા હુવા, લેકીન ફીર કોઈ ઐસા કામ તો ન કરે !' આવા પ્રકારે દરેક જણા ફોકટ ફીસીઆરાથી ફુલો મારતા મુરખપણાથી ફાળ મારતા હતા બાદશાહ અને બીરબલે તો આગળ રસ્તો માપ્યો. થોડે છેટે ગયા એટલે બાદશાહ ગર્વાનંદી થઇ બીરબલને કહેવા લાગ્યો કે ' કેમ જોયું ! કેવી મુસલમાનની કોમ સંપીલી અને ઇમાનદાર છે ? પોતાની ન્યાતની ઓરત વાસ્તે મરવા પણ પાછા ન હઠતાં એકદમ ચારે બાજુએથી માણસો દોડી આવ્યા ! આહા ! ખુદાતાલા ! દીનોકા શુકર કરો ! ! દીનકે બ દેનો એક ઔર હી કીસમકે હૈ ' ઉનકે જૈસા ઔર કોમ મેં કોઈ હોને વાલાહી નહી હૈ ' આવાં જ્યારે ગર્વિત વાક્યો સાંભળ્યાં ત્યારે બીરબલ બોલ્યો કે ' જહાન આલી) હું પ્રથમજ કહી ચુક્યો છું કે, મનુષ્ય માત્રને પોતાની કસુર પોતાની નજરે પડતી નથી, પોતાના કામને વખાણો છો, પણ તેમની બેવકુફાઇને પણ ભેગી વખાણતા જાઓ. જો કે આપ હિંદુઓને તદન બાયલા બીકણ અને કુસંપીલા કહેતા હતા, પણ તેઓ મુદાની વાતને સારી પેઠે સમજનારા છે; કેમકે જે વાણીઆણની મેં મશ્કરી કે અડપલાઇ કરી હતી. તેથી વાણીઆ કશું ન બોલ્યા, તે પણ ડહાપણ વાપર્યું. મશ્કરી કે અડપલાઇ કરી

તે ન કરી થવાની નહોતી કદાચ મુસલમાનની પેઠે ઘાંટાઘાંટ કરીધાંધલ મચાવી હતે તો તેથી ફાયદો નહોતો પણ ઉલટી ફજેતી હતી; કારણકે એ વાણીઆણ અને સ્ને જનાર બે ચારકે પાંચવાણીઆઓજ તે વાત જાણી પણ સેંકડો માણુસોએ તો તે વાત જાણી નહીં પણ મીયાંભાઈએ અને બીબીએ બહાદુરી બતાવી તેથી ઉલટી બીબીની તથા તેના ખાવીંદ બાપ, મા અને સંબંધીઓની ફજેતીના લીધે નિચું જોવાનું થયું કે વાણી બીબીએ બહાદુરી બતાવીતેથી ઉલટી બીબીનાતથા તેના ખાવિંદ તેના બદલે આંક જણાત પોતાની ફજેતી પોતાના હાથે ડહોળી જગત જાહેર કરી બતાવી કહો વાણીઆ ડાહ્યા કે—મીયાંભાઈ ડાહ્યા ? તેહવે આપ ફરમાવો ? આપ્રકારનું બોલવું સાંભળી શાહે કાનની બુટ પકડિ કબુલ કર્યું કે બેશક હીંદુકોમ ઉપરથી તો ઘણી ડહાપણ ભરે લી છે એમાં જરા શક નથી ? અને તરકતો જનુનીપણાથી તરત ઉપજ્યું નિપજ્યું કરીદે પછી જે થનાર હોય તે થાયા પણ તે વખતે બળતાહો ગામાં ભુસકો મારીદે માટે ખરી રીતે જોતાં મીયા ભાઈની બહાદુરી પોતાનીજ ફજેતી કરનાર હતી ખરેજ ગારૂ સમજવું પણ અત્યાર સુધી ભુલ ભરેલુંજ હતું આ પ્રકારની વાતો કરતા પોતપોતાના મહેલમાં ગયા

વાર્તાનો સાર એ છે કે કોઈએ આપણી મશ્કરી નીચ ચહના કે ગડબાહ કરી હોય તે વખતે કશું પણ ન બોલતાં મનમાંજ સમજીરહી વખત આવ્યો ચુચુદીપણાથી તેથી ચારગણો દાવ વાળીલેવો પણતેવખતે ગડબડ કરવાથી સ્હામાનો અને આપણોજ ઉભા જાણતો હોય તેને બદલે સેંકડો જણા જાણે અને એથી દુસ્મનોના હાથ વાત જવાથી આપણું કામ બગડે છે, તથા પરિણામે આપણને ગેરફાયદો થાય છે માટે હમેશાં નવ વસ્તુઓ ગુપ્ત રાખવી. એટલે આયુષ્ય, દ્રવ્ય, ઘરનું છિદ્ર, મંત્રવિચાર, મૈથુન સંબંધી વાર્તા, ઔષધ પ્રયોગ, દાન માન અને અપમાન એ નવ બાબતો કોઈને જણાવવી નહીં, જેથી સદા સુખી રહીએ છીએ. માટે ડાહ્યા પુરૂષો કે ડાહી સ્ત્રીઓએ જે થયું તે મનમાં સમજવું પણ પોતાનાં સમજી કોઈને કોઈ પ્રકાર જણાવવો નહીં નહીં તો, પરિણામે અપરિમિત પશ્ચાતાપ થશે.

## વાર્તા ૧૧૨ મી.

માટીમાંથી ઉપજતું મળતું, માટી માંહે; કેદાર.

એક સમય અકબરશાહ બાદશાહ શહેર બહાર હવા ખાવા પધાર્યા હતા ત્યાં કબરસ્તાન હોવાથી કબરો નિહાળતા ફરતા હતા તેવામાં એક આદમીનો પગ એક કબર ઉપર પડ્યો, જેથી તે કબરનો અગ્રો ભાગ તુટી ઘણોજ નિચે બેસી ગયો અને તેની અંદર તપાસવા લાગ્યા તો એવો ચમત્કાર માલમ પડતો હતો કે, મૃતક કલેવર હોય છે તેવું હાડપિંજર દેખાતું હતું અને દેખવામાં તે કબર હજારો વર્ષની હોય તેવી લાગતી હતી. તે કબર જોઇ બાદશાહ અત્યંત આશ્ચર્ય પામી કબરની અંદરનો ભાગ હાથ લગાવી તપાસવા લાગ્યા તો તે હાડપિંજર કેવળ માટી જેવું સડીને થઇ ગયું હતું, તેથી હાથ અડાડતાંની સાથે ચુરે ચુરે થઇ જતા હતા તે જોઇ

એ વખતે શાહે એક શહેર-કવિતા બોલ્યા કે:-

**" બહોત લોગ એસેથે જીનકા હમેશાં,**
**સમાને બદનથા મહતર કફનથા."**

આવું શાહનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે:-

**" જો કબર કહું ઇનકી ખોદી તો દેખા,**
**ના તારે કફનથા ના અજીએ બદનથા.**

આ પ્રકારનું બોલવું સાંભળી શાહ ઘણોજ ખુશી થયો અને અમુલ્ય શિરપાવ આપ્યો.

**વાર્તાનો સાર** એ છે કે,-જેઓ માણસો ખાનપાનથી કપડે-લત્તેથી તથા મોજ મજાહથી અમન ચેન કરતા હતા પણ મરણને શરણ થયા એટલે માટી ભેગી માટી મળી ગઇ; કહેવાનો તાત્પર્ય એજ છે કે, મનુષ્ય દેહ ધરી કેવળ સંસારની માયાના રંગમાં તલ્લીન ન બનતાં ઈશ્વર સ્મરણમાં પણ તલ્લીન બનવું, જેથી સદા સારૂં થાય છે કહ્યું છે કે-

અતિ દુર્લભ હૈ તનુમાનસકો યહ પારસ નિહારીએજી,
ગુરૂ ગમ દિયો જો દયા કરીકેં સોઈ શ્વાશ ઉશ્વાસ સંભારીએજી,
સબે પ્રેમકી જ્વાલ પ્રચંડ કરો તર પાપકે બીજકો જારીએજી,
દુખભંજન નામ નિરંજનકો કબહું મત ભુલ વિસારીએજી

**ભાગ નવમો સમાપ્ત.**

# બિરબલ અને બાદશાહ

## ની રસિક મનમોહન અને ચમત્કારિક વાર્તાઓ.

## ભાગ દશમો.

### વાર્તા ૧૦૩ જી.

એક સરસ સમજે સદા, તે કવિજન કહેવાય; આણું દશા.

એક દિવસ અકબરશાહ શહેરના કિલ્લાની ઉપર ચઢી સાંઝના વખતે જમુનાના જળ પ્રવાહની ગમ્મત નિહાળતા હતા, તે વખતે આસપાસના દેવસ્થાન તથા મકાનોના દીવાઓની રોશનીનો પ્રતિબિંબ જમુનાના જળમાં પડતો હતો, તે જોઈ શાહે એક કવિતાનું પદ બનાવ્યું કે:—

**" હમનું દરિયા કી તરફ શેર ચરાગાન દેખા.**
—મેં દરીયાવની તરફ સહેલ કરતાં તેમાં રોશની જોઈ."

આવું પદ રચી પછી દરબારમાં પધાર્યા અને બીરબલને કહ્યુ કે-'હું જે કવિતાનું પદ કહું, તેનાજ ભાવને મળતું બીજુ પદ બનાવી આપ.'

સર્વ લોકોના જાણવામાં હતું કે, બીરબલને સરસ્વતીનું જોર છે, તેથી તે ગમે તેવી જોએલી કે વગર જોએલી વાર્તા પણ કહી શકે છે અને શાહને પણ તે વાર્તાની પૂર્ણ પ્રતીતિ હતી, તેથી પાદપૂરતિ કરવા ફરમાવ્યું એટલે તરત બીરબલ બોલ્યો કે,

**" આબ વ આતસકું હમ દસ્તા વ ગરેબાન દેખા.-**
પાણી અને અગ્નિનો મેં પ્રતિભાવ અથવા મેલાપ જોયો."

મતલબ કે જ્યારે પાણીના કિનારા ઉપર ફરતા હતા, ત્યારે તમે રોશનીનો જળમાં પ્રકાશ જોયો, પણ હું તો એમ માનું છું કે, પાણી અને

અગ્નિને વિરોધ છતાં; પાણી અને અગ્નિ પરસ્પર મળી ગએલ છે એ અતિ આશ્ચર્ય છે.

આ પ્રકારનું ખુબીવાળું બોલવું સાંભળી શાહ ઘણો ખુશી થયો અને શાબાશી આપી અમૂલ્ય ઇનામ આપ્યું.

**વાર્તાનો** સાર બુદ્ધિની ચમત્કૃતિ દર્શાવનારો છે, માટે તેવી બુદ્ધિવંત ચમત્કૃતિ શિખવા સતસંગ કરો.

## વારતા ૧૧૩ મી.

### ઉત્તમ શોધક આગળે, રહેશું ગુપ્ત પદાર્થ ? [illegible]

એક સમય કોઇ એક સ્ત્રીએ શાહ આગળ આવી ફરયાદ કરી કે મોટા કુવા વાળા મહોલ્લામાં રહેનાર સૈયદ કુતબુદીન [illegible] સ્ત્રીએ જબર દસ્તી–બળાત્કારથી મારી આબરૂ લીધી, માટે આપણા ઇન્સાફી શહેનશાહના નેક રાજ્યમાં એવા જુલમગારોને યોગ્ય નશીહત મળવી ઘટે છે.' આ પ્રમાણે તે સ્ત્રીની ફરીયાદ સાંભળી શાહેતે સૈયદને ચપરાસીને મોકલી તરત બોલાવી પૂછ્યું કે–'આ સ્ત્રી ઉપર તમોએ બળાત્કાર ગુજાર્યો છે, એવી અરજ મારા રૂબરૂ રોશન થઇ છે, તે વિષે તમારૂં શું કહેવું છે?' સૈયદે હાથ જોડીને જણાવ્યું કે 'પાદશાહે આલી ! હું તો એ વાતમાં કશું પણ જાણતો નથી તેમ આ સ્ત્રી કોણ છે ? અથવા તેણીએ શા કારણને લીધે આવું નાહક ખોટું તહોમત મૂક્યું ? તે વિષે પણ કાંઇ કહી શકતો નથી, પછી તો હજૂરના ધ્યાનમાં આવે તે ખરૂં.' આ પ્રમાણે સૈયદનું બોલવું સાંભળી શાહે તેના ચહેરા ઉપરથી વિચાર્યું કે—'સૈયદે આ સ્ત્રી ઉપર બળાત્કાર ગુજાર્યો હોય, એ વાર્તા તદન અસંભવિત જણાય છે; તદપિ ઇન્સાફમાં બારિકી વાપરવાની જરૂર છે.' એમ વિચારી સૈયદને કહ્યું કે— "તમારૂં કહેવું સમજ્યો; પરંતુ મારા ધારવા પ્રમાણે તમો દોષિત છો, માટે

૧૫ રૂપીઆ એ સ્ત્રીને આપી આ ફરીયાદને બંધ પાડો એમાંજ ફાયદો છે નહીં તો, ફોકટ ફજેત થશો.'

આ પ્રમાણે શાહનો હુકમ સાંભળી સૈયદે તે સ્ત્રીને ૧૫ રૂપીઆ આપ્યા, એટલે તે સ્ત્રીને રજા આપી બાદશાહે સૈયદને ફરમાન કર્યું કે 'જાઓ તમે એ રૂપિયા સ્ત્રીના પાસેથી પાછા લઇ આવો,' આવો હુકમ થતાં સૈયદ તે સ્ત્રીની પાછળ ગયો, અને સ્ત્રીના પાસેથી રૂપિયા પાછા લેવા ઘણી તકરાર કરી, તથા બળાત્કારપણાથી ઝુંટાવી લેવા પણ યત્ન ચલાવ્યો; તથાપિ કશું વળ્યું નહીં અને તે સ્ત્રીએ ફિલટી બાદશાહના હજુર આવી ફરી અરજ ગુજારી કે—'ગરીબપરવર! આપે આ બદમાસ પાસેથી રૂપીઆ મને અપાવ્યા છે, તે પાછા છીનવી લેવા માટે કેટલો બધો જુલમ ગુજાર્યો.' શાહે પુછ્યું કે 'તે રૂપીઆ આપ્યા કે નહી?' સ્ત્રીએ જણાવ્યું કે 'સરતાજ! એની મગદુર છે કે, તે મારી પાસેથી પાછા લઇ શકે!?' આ પ્રમાણે તેનું બોલવું સાંભળી શાહે કહ્યું કે—'જ્યારે આ સૈયદ તારી પાસેથી આટલા રૂપિયા પણ બળાત્કાર વાપર્યા છતાં ન લઇ શક્યો, તો પછી બળાત્કાર વાપરી તારી આબરૂ શી રીતે લઇ શક્યો હશે? તે ખરેખર વિચારવા જેવું છે માટે સિદ્ધ થાય છે કે, જો તારી સાથે કદાચ આણે સોબત કરી હોય; તોપણ તારા રાજીપાથીજ થએલી હોવી જોઇએ; પરંતુ હવે કાંઇ અણબનાવ થવાથી આવે રસ્તે તેને સજા અપાવવા પગલાં ભર્યાં છે માટે એના રૂપિઆ પાછા આપી દે અને કચેરીને નાહક તસ્દી આપી તે બદલ ૫૧ રૂપિઆ આપ નહીં તો ૩ માસની સખત મજુરી સાથે તુરંગખાનાની સજા ભોગવ' આવો હુકમ થતાં વેંતજ દુષ્ટ સ્ત્રી થરથર કંપવા લાગી અને પોતાના પાપનો પશ્ચાતાપ કરી ૫૧ રૂપિઆ ઉક્ત દંડના આપી પોતાના ઘરનો રસ્તો લીધો.

**વાર્તાનો સાર એ કે,** વ્યભિચારિણી મૂર્ખ સ્ત્રીઓ વિના કારણે કોઇ આબરૂદારને સતાવવા, અથવા તો પોતાના યાર સાથે રૂઠેલ [illegible]

થવાથી તેને પ્યાર કરવા વારાવાર [પ્રેમ] લડાવી, પોતાનું પાપ વગોવે છે ધિઃકાર છે ! એવી દુરાચારિણી [દુષ્ટા સ્ત્રીઓ] કે, નજીવા બાબતમાં [બાલ્ય] વખતના પ્યારને કિંવા આબરૂદારની આબરૂને કલંકિત કરી પોતાનું મ્હોડું કાળું કરે છે. બીજો સાર એ ગ્રહણ કરવાનો છે કે, પૂર્વનાં દેશપતિઓ કેવા દિર્ઘદ્રષ્ટિવંત હતા કે, સત્ય [વાતને] શોધી અદલ ઇન્સાફ આપતા ?

---

## વારતા ૧૧૫ મી.

લોક રીતિ કે નીતિની, નથી જેને દરકાર;
નાગો તેને જાણવો, આ જગમાં નિરધાર, **પ્રાણજીવન.**

એક વખત અકબરશાહે બીરબલે પુછ્યું કે ' બીરબલ દુનીઆમાં જે નાગો કહેવાય છે તે કેવા પ્રકારનો નાગો સમજવો; કેમકે કપડાં પેહેરે છે છતાં તો નાગો કહેવાય છે, તેવો નાગો હજુ મારા જોવામાં આવ્યો નથી તેથી જોવા ચાહું છું ' બીરબલે કહ્યું કે ' નામદાર ! આપની ઇચ્છા છે તો, હું ગમે ત્યાંથી ખરેખર નાગો ખોળી લાવીશ; પરંતુ થોડો વખત લાગશે !' બાદશાહે કહ્યું કે 'તેની કાંઈ ચિંતા નહી.' ત્યાર પછી બીરબલે ' નગાનો શિરોમણિ એક લાલ ' હતો, તેને બોલાવી ખાનગીમાં કહ્યું કે, હાલમાં મારા સાંભળવામાં આવ્યું છે કે, કાંઈ પૈસે-ટકેથી તમે જરા તંગ હાલતમાં છો માટે કહું છું કે, તમારે કોઇ વાતે મુંઝાવું નહી અને જરૂર હોય તો, કાલે દરબારમાં બાર વાગે આવવું, જેથી બસે પાંચસે રૂપિયા અપાવીશ, તેથી કેટલેક વખત ટહુ ચાલશે પછી વળી પ્રભુ સરખો દયાળ છે. ' આ પ્રકારનું બોલવું સાંભળી નગેંદ્રબાબે કહ્યું કે ' આપ સાહેબ અમારા જેવાની સંભાળ લેતા આવ્યા છો, એટલે વિષમ વખતે બાજી સુધારી લેવા આપ કાળજી ધરાવો તેમાં શું આશ્ચર્ય જેવું છે ? જ્યાં સુધી અમારા જેવા લાલ લોકોની પાસે નાણું હોય ત્યાં સુધી તો, નવલશાહ હીરજીના

દીકરા, પણ જ્યારે ખીસ્સાં ખાલી, ત્યારે તો હાલી મોવાલી જેવા બની ટક્કાના તેપનશેર થય રખડીએ. **મળ્યા તો મીર ન મળ્યા તો ફકીર અને મુવા પછી તો પીર** થનારા અમેજ છીએ, તે માત્ર આપને આશીષ દઇશું કે ભગવત તમોને સલામત તનદુરસ્ત રાખે ! બીજું તો આગો આપીએ કરીએ તેવા શું છીએ. વારૂ હવે હું રજા લઉં છું, અને કાલે કચેરીમાં જરૂર આવીશ.' એમ કહી લાલ સાહેબ રખડપટ્ટી ડિપાર્ટમેન્ટમાં પધાર્યા.

બીજે દિવસે બીરબલ કચેરીમાં બેઠો હતો. તે વખતે સંકેત રચાએલ સમાની વખતે સાચો વાયદો સાચવનાર લાલ આવી પહોંચ્યા અને તેને જોઇ શાહને બીરબલે ખાનગીમાં અરજ કરી કે ' આ બિચારો હાલ પૈસા તરફથી તંગ હાલતમાં છે, જેથી આપ નામદાર પાસે આવેલ છે માટે ગરીબી અવસ્થામાં આવેલ પોતાની પ્રજાને સહાયતા આપી હાલત સુધારવી જોઇએ છે.' આવું બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે ' ભલે જો એમ હોય તો, જે રકમ એને જોઇતી હોય તે આપવા ખજાનચીને હુકમ આપો.' પછી નગેંદ્રલાલને બોલાવી ખાનગીમાં પુછયું કે ' કેટલા રૂપીઆની હાલ જરૂર છે ?' લાલે કહ્યું કે માત્ર પાંચસોની જરૂર છે અને તે એક માસની અંદર પાછા આપી જઇશ.' તદનંતર ખજાનચી ઉપર હુકમ લખી પાંચસો રૂપીઆ અપાવ્યા. માસ થયો બે માસ થયા, પણ લાલ સાહેબ તો સમજ્યા વાજેજ શાના ! છેવટે શીપાઇ મોકલી લાલને બોલાવી રૂપિઆની ઉઘરાણી કરી એટલે લાલે જવાબ આપ્યો કે માફ કરજો, મારાથી મુદતસર નાણાં અપાયાં નથી, પણ હવે હું માત્ર ૧૦ દિવસની અંદર વગર પુછયે આપી જઇશ.' એમ કહી રજા લીધી, દશ દિવસનો વાયદો કર્યો હતો, પણ તેનો પાછા આપવા હોય તેનો વાયદો, પણ જેને મુડીમાં આપવાજ નથી, તેને પછી વાયદાનો કાયદો શું કામનો: ૧૦ દિવસને બદલે બે ચાર મહિના થયા એટલે ફરી શાહને યાદી આપી કે 'કુલકપનાહ ! પેલો

૧૦ દિવસનો વાયદો કરી ગયો હતો, પણ તે તો હવામાં ઉડી ગયો આ તો **દયા ડાકણને ખાય** તેવો ઘાટ બન્યો માટે હવે તો કઠોર કાયદો અમલમાં લીધા વિના રૂપીઆ પતવાના નથી ! આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી અકબરશાહે એકદમ તે લાલને બોલાવી લાવવા હુકમ ફરમાવ્યો તેથી સીપાઇઓએ તેને લાવી હજુર આગળ રજુ કર્યો. એટલે બાદશાહ ક્રોધવંત થઇ લાલને કહ્યું કે 'કેમરે ! તારો વાયદો કયાં ગયો ? બસ આજે રૂપિયા આપ્યા પછીજ જવા દેવામાં આવશે.' એમ કહી સીપાઇઓને કહ્યું કે 'આ બદમાસને તડકે બેસારી મુકો' સીપાઇઓ તો માત્ર હુકમની જ વાટ જોતા હતા. ખાસા મધ્યાહના તડકામાં લાલને બેસારી દીધા. લાલે વિચાર્યું કે 'આજે કમબખ્તી આવી પહોંચી, હવે મને છોડશે નહીં, તડકે તો પ્રાણ જાય છે, અને નાણાંના તો ઠેકાણાં નથી. કેટલાકના દેવાં પતવું ! એમ કહી ધરતી ઉપર લીટા ખેંચી જે જેનું દેવું હતું તે તેના નામનું લીટું ખેંચ્યું એટલે ફલાણાના ૧૦૦) ફલાણાના ૪૦૦) ફલાણાના ૮૦૦॥। ફલાણાના ૧૪૦૦॥। એમ ગણતાં લીટી ખેંચતા છેવટ બાદશાહના ૫૦૦) તેનું અને એક દરરોજ શેર અનાજનું પેટનું દેવું તેનું પણ એક લીટું ખેંચ્યું. આ સઘળો પ્રકાર શાહ ઝરોખામાં બેઠો બેઠો નિહાળતો હતો, લાલ સાહેબ તો લીટાં ખેંચી વિચારમાં પડયા, માથું ધુણાવતા ચિંતામાં તલ્લીન થાય અને છેવટે છેલ્લા સિદ્ધાંત ઉપર આવી વિચાર્યું કે. સઘળાનાં દેવાં છે; પરંતુ મારી પાસે હશે તો લેશે નહીં તો લેશે શું આડી વાટની ધુળ !' એમ કહી એકપછી એક લીટાં ભુશી નાખતાં નાખતાં બાદશાહના દેવાનું લીટું આવ્યું તે વખતે ઘણોજ વિચાર કર્યો પણ છેવટ તેને પણ હશે તો લેશે નહીં તો લેશે શુ આડીવાટની ધુળ! શાહ શું કરશે કેદ પુરશે પણ તે કયાં સુધી? ખાવા આપવુ પડશે એટલે છેવટે થાકીને પોતાની મેળેજ કહાડી મુકશે પણ બીજું શું કરી શકે તેમ છે આમ વિચારી તે

લીટું પણ ભુશી નાંખ્યુ પણ છેલ્લું પેટના દેવાનું લીટું કોઇ રીતે ભુંશી શક્યો નહીં, કેમકે તેનું દેવું આપ્યા વિના છુટકોજ નહોતો એટલે લાચાર! આકાર જોતાં શાહે તેને હજુરમાં બોલાવી પુછ્યું કે તું શું કરતો હ-તો? અને એ લીટાં કહાડયાં તથા વિચાર કરી ભુંસ્યાં અને એક લીટું ભુંશી શકયો નહીં એ શું? લવે હાથ જોડીને કહ્યું કે ગરીબપરવર વાત પુછવામાં કરી માફ નથી નાહક વાત કહેવાથી હું બમણો ગુન્હેગાર થઇ પડું શાહે કહ્યું કે જે વાત હોય તે ખુશીથી કહે તારા ગુન્હા માફ છે આવું બાદશાહનું બોલવું સાંભળી પૂર્વની પેઠે સર્વ હકીકત કહી સંભળાવી, એટલે શાહ બોલ્યો કે 'બીરબલ ! આ તે નાગો છે કે શું ? આની પાસેથી શું આપણે પણ લેવાના હતા? બીરબલે કહ્યું કે હજુર સલામત! નાગાને જોવાની ઇચ્છા ધરાવતા હતા તેથી મારે આ લાખ સાહેબને રૂપિયા અપાવવા પડયા છે હવે જેમ નામદારની મરજી હોય તેમ હુકમ ફરમાવો આ પ્રકારે બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે હશે, રૂપીઆની કયાં માલિકના પ્રતાપે ખોટ છે પણ જેને જોવો હતો તેને તો જોયો જેથી હું ઘણોજ ખુશી છું સાબાશ છે તારી ચાતુરીને, એમ કહી ઇનામ આપી પોતપોતાના આનંદમાં પ્રવર્ત્યા

**વાર્તાનો સાર ખુલ્લોજ છે**

---

## વારતા ૧૧૫ મી.

રાજ્ય તણો મદ પરહરી સમજે સારાસાર
તે ઉતમ નરવર સદા વિલસે ભોગ અપાર **કિશોર**

એક સમય એક ફ્રીકર બાદશાહની હજુર આવી કહેવા લાગ્યો કે હજારો વખત સહનશિલતા રાખે વા, હજારો વખત મોટી મોટી કોઇને બક્ષીસો આપે, અથવા તો હજાર વખત સિજદા કે, નિમાજ પઢે પણ તે

એક જીવના અંતઃકરણને સતાવે છે તો, તે કારણથી તે સઘળાં સત્કૃત્યો સાહેબની દરગાહમાં કબુલ થતાં નથી તો, આપ તો નિત્ય હજારો જણના અંતઃકરણને સતાવો છો, જેથી આપનાં સત્કૃત્યો કેવળ નકામા છે. માટે કદાપિ કાળે પણ આપની દુઆ તો પ્રભુના દરબારમાં કબુલ થશે નહી. શાહે કહ્યું કે ' સાંઇ સાહેબ ! એવો એક ઉપાય છે કે, જેથી હમારી દુઆ-પ્રાર્થના પણ ખુદાની દરગાહમાં કબુલ થાય અને મને નજાત-મુક્તિ મળે ?' ફકીરે કહ્યું કે ' હા એક ઉપાય છે; પરંતુ તે પ્રમાણે જો તમે વર્તો તો બેશક આપની પ્રાર્થના ખુદાની દરગાહમાં કબુલ થાય અને તમને મુક્તિ મળે., શાહે કહ્યું કે-'ત્યારે તે ઉપાય મને કૃપા કરી બતાવો.' ફકીરે કહ્યું કે 'તે ઉપાય એ છે કે 'આપ ખુદાના હુકમ પ્રમાણે ચાલો એટલે બેડો પાર છે.' શાહે કહ્યું કે ' ખુદાનો શું હુકમ છે ?' ફકીર બોલ્યો કે ' ખુદાનો એ હુકમ છે કે, પાપ ન કરો, નેકી કરો બદીને છોડી દ્યો. બુરૂં કરનારનું ભલું કરો અને મારા આશ્રિતોની વખતો વખત સંભાળ રાખો, તથા ઇમાન જરા પણ ન ચૂકો. જુવો કે આ પૃથ્વી ઉપર કેટલા બાદશાહ આવ્યા, પણ આ હુકમ પ્રમાણે ચાલી શકયા નહીં, તેથી છેવટે એવી હાલત થઇ કેઃ—

**આયેથે હંસ બાગમેં, ખાલી દામનકું લે ગયે;**
**ખાક શિરપર દાગ દિલપર, સીનાં બિરાયાં લે ગયે.**

એજ હેતુ માટે કહું છું કે, જો ખુદાને ખુશી રાખવા ચાહતા હો તો, જુદાઈ છોડી દઇ હિંદુ અને મુસલમાનમાં જે ભેદ રખાય છે તે છોડી ખુદાની ખલકને સમાન નજરથી જુવો અને કોઇ પ્રકારનો પક્ષપાત ન કરો તથા સર્વને ઇન્સાફથી ખુશી રાખો.'

શાહ બોલ્યો કે ' સાંઇ સાહેબ ! આ આપની શિક્ષાને હું ખરા અંતઃકરણથી અમલમાં લાવીશ.' ફકીર બોલ્યો કે ' અમારો તો એજ ધર્મ

છે કે, ખરી વાર્તા કહેવી, પછી માનવી વા ન માનવી એ સદાભાની મરજી ઉપર આધાર છે. બ્રાહ્મણ કહી છુટે અને બગાઢ વહી છુટે' આ પ્રમાણે ફકીરે કહી રસ્તો માપ્યો. જો કે, તે વખતે સાહને ઘણા પ્રકારે આગ્રહ કરી રોકતા તથા ખાનપાન માટે એક રાત્રિ રહી પછી આપ પધારજો એમ શાહે કહ્યું; પરંતુ સાંઇએ તો તે વિષે કશું ધ્યાન દીધું નહીં અને ચાલતો થયો. શાહ જ્યારે કચેરીમાં ગયો ત્યારે સર્વ સભામંડળ પ્રત્યે કહેવા લાગ્યો કે 'હે મારા વજીર, દિવાન, સરદારો! ખુદાતાલા કરીમની કૃપાથી હું, આખા હિંદુસ્તાનની બાદશાહી પામ્યો એ માટે હું ચાહું છું કે 'જે પવિત્ર કામો વડે મારી પ્રજા ખુશી થાય અને મારાથી પ્યાર રાખે તેવાં કામો અમલમાં આણવા યોગ્ય છે; કેમકે જો મારા ઉપર પ્રજાનો પ્યાર હશે તો, કોઇ પણ દુસ્મનનો ડર રહે નહીં માટે તમો સર્વે એવી તદબીર-યુક્તિ બતાવો કે, જેથી પ્રજાના દિલમાં મારા પ્રત્યેનો અપૂર્વ પ્યાર નિવાસ કરે.' આ પ્રકારનું શાહનું બોલવું સાંભળી **બીરબલ** બોલ્યો કે 'આલીજાહાં! મારી તો સમજમાં એ આવે છે કે,—

**ન કરના પક્ષ કીસીકા, ન હોના બે ઇમાન,**
**રખકે દીલમે ખોફે ખુદા, ખુશ કરના હર ઇન્સાન**

**મુલ્લાં ફૈજી** બોલ્યો કે—

મત કર કિસિપેં જબરદસ્તી, કિસિકા દિલ દુખના નહીં;
અલ્લાહને તુજકું શાહ કીયા, ફીર બે ઇનસાફ હો જાના નહીં

**ખાનખાના** બોલ્યો કે.—

(પદ) રખ્ખો મુહબ્બત રૈયતસેં જો તુમ, ટરાઓ ગરીબોં;
કા કલબો જીગર તુમ છોડો તઆસ્સબકો હમેશ,
ઉસીદમ હોગી મુહબ્બત કરો જબ અદલ તુમ.

**અબુલફજુલ** બોલ્યો કે,—

**મબાશ દરપે આજાર હરચે ખાહી કુન,**
**કેહર શરીયતે મા ગૈર અજી ગુનાહે નેસ્ત;**

દિલ બદસ્ત આવર કે હજ્જે અકબર અસ્ત,
કર હજારો કાબે યક દિલ બુસ્તર અસ્ત.

**અબુલફૂતેહ** બોલ્યો કે 'બાદશાહે જહાંપનાહ!
ખુદા રહેમ કરતા નહી ઉસ શાહપર, નહો રહેમ ઇન્સાફ જીસકે જીગર પર:
બે અદલી સેઆફત પડ પડે કીસ બસરપર. પડે ગમકા સાયા ઉસી બાદશાહપર.
કરો મહેરબાની તુમ અહલે જમીપર, ખુદા મહેરબાં હોગા અરશે બરીંપર.
દિવાન **ટોડરમલ** બોલ્યો કે-ખુદાવન્દ ન્યામત!

(પદ) અયે શાહ અદલ સબકા કરીઓ.
જીતને પ્રાની હૈ યે ખુદા કે, સબીકે દુખકું હરીએ;
અદલ કમાકર નૌશેર બાંકા, ભવ સાગરસેં તરીઓ. અયે. ૧
ઇસ દુનિયામેં કોઉ નહીં અપના. ધમકો ચિત્તમેં ધરીએ;
પક્ષકરો ન રાઇ કિસિકા. બોઇ ખુદાસેં ડરીઓ. અયે. ૨

રાજા **કોકલતાશ** બોલ્યો કે-હિંદપતિ!
(પદ) જો તુમ અદલસેં કરો બાદશાહી પરજાગી રહેગી શિરકુ ઝકાઇ. જોતુમ. ૧
પક્ષકારો ન કિસીકા ભી રાઇ; કાયમ રહેગી સદા બાદશાહ
પક્ષી કરો ન કિસોકા ભી રાઇ; કાયમ રહેગી સદા બાદશાહી જો તુમ. ૨
હક ધર્મકો ત્યાગોગે જો તુમ; રહોગે અમનસેં સદાઇ. જો તુમ. ૩

આ પ્રમાણે પ્રત્યેક નરરત્નોની જુદી જુદી કવિતા દ્વારાપણ એકજ રૂપને મળતાં વાકયો શ્રવણ કરી, શાહ અત્યંત ખુશી થઇ બોલ્યા કે ધન્ય છો મારા શુભેચ્છક-હિતચિંતકો! આ તમારાં હિતવચનો હ્રદયમાં ધારણ કરી આસ્ત્ર હિંદનો વિશેષ ઉદય થવા તમારી સલાહ પ્રમાણે ઉદ્યોગ આગળ ચલાવીશ, અને હિંદુ મુસલમાનો વચ્ચે કશો પણ ભેદ બુદ્ધિ રાખીશ નહી, આવો કેટલોક સમય વાર્તા લાપ ચલાવી કચેરી બરખાસ્ત કરી.

બીજે દિવસે જયારે બાદશાહ પોતાના રાજમહેલમાં બીરાજ્યા હતા

ત્યારે ત્યાં એવો બનાવ બન્યો કે, એક ગાય આવી જ્યાં બાદશાહ તરફથી એક થાંભલો રોપી અદલ ફરીયાદનો ઘંટ બાંધવામાં આવ્યો હતો એટલે જેને ફરીયાદ કરવી હોય તે આ થાંભલાએ લટકાવેલા ઘંટનો અવાજ કરે, તેથી એ અવાજથી શાહને જાણવામાં આવે કે કોઇ ફરીયાદી આવેલો છે, આમ કરવાનું કારણ એ હતુ કે, કોઇ નિરાગી ગરીબ બિચારા ગરીબ નાહક કોઇ અન્યાયથી અમલદારના ત્રાસથી ખુવાર થતો હોય તો તે ખુદ શાહના કાને પોતાના દુખની ફરીયાદ પહોંચાડવા આ અદલ ઘંટ બાંધેલો હતો ત્યાં ગાય ખરજ ખણવાના કારણને લીધે પોતાનું શરીર તે સ્થંભની સંગાથે ઘસવા લાગી જેથી સ્તંભ હાલ્યો અને ઘંટ વાગ્યો, એટલે શાહે જાણ્યુ કે, કોઇ ફરીયાદી દાદ મેળવવા આવ્યો છે, એમ જાણી બિરબલને કહ્યું કે 'રાજા સાહેબ! ઘંટ બજાવનાર ફરીયાદીને ઉપર બોલાવો.' આ પ્રમાણે શાહનો હુકમ સાંભળી બીરબલ ઉઠી ઝરોખાંથી નિચે જોયું તો, કોઇ ફરીયાદી નહોતો, પણ ગાયમાતા ઉભેલી હતી, તેથી બીરબલે શાહને વિનવ્યું કે 'હજુર કોઇ ફરીયાદી નથી, પણ હવાના જોરથી ઘંટનો અવાજ થયો છે.' આટલું બીરબલ બોલી રહ્યો એટલામાં ફરી બીજો અવાજ થયો, તેથી શાહે બીરબલને હુકમ કર્યો કે—'ઘંટ કોણ બજાવે છે?' ફરી બીરબલે જઇ જોયું તો, ગાય થાંભલાની સાથે પોતાનું શરીર ઘસતી હતી, તેથી શાહને કહ્યું કે 'ગરીબ પરવર! ફરીયાદી કોઇ મનુષ્ય નથી' આટલો શબ્દ બોલતાંમાં ફરી જોરથી ત્રીજો અવાજ થયો ત્યારે શાહે મનમાં વિચાર્યું કે 'આજ દિવસ સુધી કોઇ વખત હવાથી ઘંટ વાગ્યો જાણ્યો કે જોયો નથી; છતાં બીરબલ કહે છે કે, પવનના જોરથી ઘંટ વાગે છે એ કેવળ અસંભવિત છે; કેમકે કોઇ ફરીયાદી તો હશે, પણ શું કારણ માટે તેની દાદ મારે કાને ન પહોંચાડવા આ પ્રમાણે બીરબલ યત્ન કરતો હશે? હું ધારું છું કે, વખતે કોઇ બીરબલનો સતા-

રહેલોજ ફરીયાદ આગ્યો છે, જેથી બીરબલ પોતાનો શત્રુ સમજી મને આગ લગાવે છે: પરંતુ સંબંધે પછીથી બીરબલને પુછવું યોગ્ય છે ' આમ વિચાર કરે છે એટલામાં તો, ફરી ચોથી વાર ઘંટ વાગ્યો, તેથી જરા કોપ કટાક્ષ કરી કહ્યું કે 'રાજા સાહેબ! તમે બરાબર ધ્યાન આપી જોતા નથી, પણ આ ઘડી ઘડી કોણ ઘંટ વગાડે છે, તે જાણવા માગું છું; કેમકે મનુષ્યના વગાડયા વગર પવનથી કોઇ વખત હાલેજ નહીં; કદાચ હાલતો હોય તો, અગાડી કોઈ વખતે પણ કેમ હાલ્યો નથી ? માટે બરોબર તપાસ કરી કહો કે, કોણ ફરીયાદી છે !' જ્યારે ફરી શાહના હુકમથી ઝરોખામાં જઇ નિગાહ કરી તો, તેજ ગાય ઘંટના પાસે ઉભી હતી તેથી બીરબલે વિચાર્યું કે:—હાલમાં ગાયોનો વધ થાય છે, માટે તે ગૌમાતાનો વધ થતો અટકાવવા આ વખતે ઠીક પ્રસંગ મળ્યો છે, જેથી યુક્તિ લડાવી હિંદુઓનાં અંતઃકરણ દુભાતાં અને પવિત્ર પુજ્ય ગૌમાતનું અસહ્ય સંકટ બંધ પાડું.' આ પ્રમાણે વિચાર કરી શાહને કહ્યું કે 'કિબ્લે જહાં ! ઘંટ વગાડનાર ફરયાદણ એક અમંગલથી દૂર કરનારી માતા છે, તેના ઉપર ઘણોજ જુલમ ગુજર્યો છે, જેથી આંખમાંથી આંસુ વહેવરાવતી આપ હજુર આવી છે માટે જો હુકમ હોય તો, નિચે જઇ તેની ફરીયાદનો સાર સમજી આવું. શાહે કહ્યું કે તમે નિચે જઇ તે માતાને ઉપર લઈ આવો હું જાતેજ તેની ફરીયાદ સાંભળવા ચાહુંછું કે તેના ઉપર શું જુલમ ગુજર્યો છે બીરબલ બોલ્યો કે આલમપનાહ આપ આ ઝરોખાથી નેક નજરથી એ માતાને જોઇ લ્યો કેમકે તે પોતાની વૃદ્ધાવસ્થાના સબબથી ઉપર આવી શકે તેમ નથી શાહ બોલ્યો કે ખેર જો તે અહીંયાં ન આવીછ શકે તો હું તેને ઝરોખામાંથીજ જોઇ લઇશ અને તમે નિચે જઇ તેનો વૃતાંત પુરેપુરી રીતે જાણી આવો.

આ પ્રમાણે હુકમ થવાથી બીરબલ નિચે ગયો પણ પાછળથી શાહે

વિચાર્યું કે પ્રથમ તો કેટલા વખત સુધી ઘંટ વાગવાનું કારણુજ બતાવ તો નહોતો જ્યારે જરા હું ગુસ્સે થયો ત્યારે બતાવ્યું કે એક માતા ફરીયાદ કરે છે જેથી કાંઇક આ વાતમાં વખતે ભેદ હોય એવી શંકા રહેછે માટે બીરબલના જાણવામાં ન આવે તેમ ઝરોખાદ્વારા બીરબલ નિચે જઇ શું કરે છે તે જાણવું જોઇએ એમ વિચારી ગુપ્ત રીતે ઝરોખા માં જઇ શાહ જોવા લાગ્યો તો એક ગાય ઝરોખા સ્હામું મ્હોડું કરી આંસુ વહેવરાવતી ઉભી રહી હતી અને તેના શરીર ઉપર કોઇએ માર મારયો હોય તેવાં નિશાનો પણ જણાયાં આ પ્રમાણે ગાય માતની હાલત જોઇ શાહ પોતાંના મન સાથે કહેવા લાગ્યો કે આહા શું ખુદાની કુદરત છે કે એક જાનવરને પણ આટલી બધી સમજ શકિત આપી છે કે. જ્યાં સુધી મે એના તરફ જોયું નહોતું ત્યાંસુધી ઘંટ હલાવતી હતી પણ જ્યારે મે આવી તપાસ કરયો ત્યારે સાહમુંજોઈ આંસુ ઢાળે છે વાહ! ખુદાની કુદરત ખુદાજ જાણે છે પરંતુ હવે જોવું જોઇએ કે બીરબલ એની પાસે જઇ શું કરે છે? એમ વિચારી શાહ ગુપ્ત રીતે ચરિત્ર જુવે છે કે બીરબલ ગાયની પાસે જઇ ગાયના કાન પાસે પોતાનું મ્હોડું રાખી જેમ કાંઇ વાત સાંભળતો હોય તેમ મ્હોં લગાવી ઉભો અને ગાય સ્વાભાવિકપણે પોતાનું માં હલાવતી હતી તેથી જણાતું હતું કે જાણે ગાય ઠીક છે એમ કહી રહી રહેલી છે ફરી બીરબલે પોતાનો કાન ગાયના મુખ આગળ રાખી પોતે માથું હલાવ્યા કરતો જાણે હા હા કહેતો હતો, તે પછી બીરબલ ફરી ગાયના કાન પાસે મુખ રાખી જાણે કાંઈ કાનમાં વાત કહી હોય તેવો ભાવ બતાવી શાહની પાસે ગયો, એટલે શાહ અંજાણ્યો થઇ પુછવા લાગ્યો કે રાજા સાહેબ! માતાજીએ શું કહ્યું? બીરબલ બોલ્યો કે—જી જહાંપનાહ! માતાજી એમ કેહે છે કે—

'હું આપના દ્વારે આવીછું માટે ઇનસાફ આપવો જોઇએ છે, અમે

### છપ્પય.

નેક બખ્ત દિલપાક, સખી જાતાં મર્દ શૈર નર,
આલાઅશી ખુદાય, દિયો નિસ્યાર મુલકજર;
ગુમ ખાસ્સ બહુ વેશ, કિયા ખુદા અલગતર,
નહીં ગફ્લત મુશ્કિલ, તમે દુનિયા પર;
રહીમ ઔર સાફ તુરગોલ કવિ નરહર શુક્રાન ચુની,
અકબર ન બરોબર બાદશાહ, મન દિગર ન દીદમ દર દુની.

વળી ગૌમાતા હાથને બદલે કાન જોડી કહે છે કે—

### છપ્પય.

અરિહુ દંત ત્રણ ધરહિં, તાહિ મારત ન સબળ કોઉ,
હમ સતત ત્રણ ચરહિં, બૈન ઉચ્ચરહી દીન હોઉં;
અમૃત ન હિંદુ હિ દેહિ, કટુક તુરકે હિં ન પિયાવહિં,
પેજ્યું એક હમ જનહિ, પુત્ર જગહિત મન ભાવહિ;
કહ નરહર સુન શાહવર, વિનવત ગૌ જોરે કરન,
કહિ કૌન ચુક મોહિ મારિયત? મુએહિ ચામ સેવત ચરન.

પછી બીરબલ બોલ્યો કે—'જેમ સંત લોકો સદા જગતના જીવોનું કલ્યાણ કરે છે, તેમ ગૌમાતા પણ હિંદુ, મુસલમાન, પારસી કે કસાઈ ગમે તે હો; પરંતુ શત્રુ કિંવા મિત્રને સમાન રીતે મીઠું દુધ, દહીં, ઘી, માખણ અને છાશ વગેરે ઉત્તમ પદાર્થો આપી અમુલ્ય જીવનના આધાર ભુત બને છે, વળી તેનાં સંતાનો-બળદ ખેતીના કામમાં પૂર્ણ મદદ આપી અનાજ ફળ ફુલને ઉત્પન્ન કરે છે, ગાડી ગાડાનો ભાર વહન કરી વિકટ પંથને કાપી પોતાના બાંધવોની ધારણા પાર પાડે છે અને આખી જીંદગી પર્યંત સેવા બજાવે છે; એટલુંજ નહી પણ મુવા પછી પોતાના ચામડા વતે તમામના પગનું રક્ષણ કરી અમુલ્ય સેવા બજાવે છે; છતાં તેવી હિ-

તકરારી ગૌમાતાની કુરબાની કરવામાં આવે છે એ ખરેખર મહા શોચ જનક પ્રકાર છે. જો એ ગૌકુશી–ગાયનો વધ થવો બંધ થાય તો, હિંદમાં હિંદુ મુસલમાનોમાં જે વખતો વખત તકરાર અને ઘોર યુદ્ધ થાય છે તે થતાં બંધ પડે અને હિંદુ મુસલમાનો વચ્ચે અત્યંત પ્યાર વધે, એમાં જરા પણ શક નથી.'

આવા મતલબને મળતીજ બુદ્ધિ પંડિત જગન્નાથ, દિવાન ટોડરમલ રાજા કોકિલ આદિ આર્ય વર્ગ એને શાહેર ફૈઝી, અબુલ ફજલ, હકીમ હમામ, અબ્દુલ કવી અને નવાબ ખાનખાના વગેરે મુસલમાન મંડળે પણ હદીસ, કુરાન, તથા રસુલિલ્લાનાં ફરમાનો અને દાખલા દલિલ આપી ગાયનો વધ કરવો બિલકુલ લાયક નથી એમ પોતાનો મત પ્રદર્શીત કર્યો કે 'જો આપ આપની અને હિંદની ભલાઇ ચાહતા હોતો, ગૌવધ બંધ કરવો ઘટે છે અને ગૌવધ બંધ કરવાથી ઘણાજ ફાયદા છે.', વગેરે વગેરે નવ રત્નોએ અભિપ્રાય આપ્યા, જેથી શાહે વિચાર્યું કે બેશક ગૌવધ થતો અટકાવવો ઘટે છે, ગૌવધ થવાથી અનેક પ્રકારનાં નુકશાનો થાય છે અને વિશેષ નુકશાન તો એ નજરે જણાય છે કે 'હિંદુ મુસલમાનોના વચ્ચમાં નિરંતર લડાઇ થયા કરે છે, બીજું ખેતીવાડી તથા ભાર ઉપાડવા–ખેંચવામાં ગૌવધથી બળદનો નાશ થવાને લીધે મહા અડચણ પડે છે માટે ગૌવધ બંધ કરવોજ યોગ્ય છે, ગૌવધ બંધ થવાથી મુસલમાનોને કશું નુકશાન થનાર નથી અને હિંદુઓનું તો પૂજક પ્રાણી હોવાથી તેના વધના કારણથી પોતાનાં લોહી રેડવા તૈયાર થઇ જાય છે. જેનાથી જેને ફાયદો થતો હોય તે વસ્તુનું અવશ્ય રક્ષણ કરવું ઘટે છે, જેથી બાદશાહી અમલ પણ ઘણો વખત કાયમ રેહેશે ' આ પ્રમાણે નિશ્ચય કરી ફૈઝી પ્રત્યે હુકમ કર્યો કે 'શહેરમાં ઢંઢેરો ફેરવી દો કે, આજથી કોઇ ગૌવધ તથા બ-

ગાહનો વધ કરે નહીં અને કરે તો તેના હાથ તથા તેને મદદઆપનારની આંગળીઓ કાપી નાખવામાં આવશે.

આ પ્રમાણે શાહનો હુકમ થતા વેંતજ ઢંઢેરો ફેરવી ગોવધ બંધ કરાવ્યો અને તેજ કારણથી અકબરશાહ હિંદુઓને વિશેષ પ્રિય થઇ પડ્યો. વાહ! ધન્ય છે નેકન્યાયી અકબરશાહને ! અને ધન્ય છે તેમની સભાનાં નવ રત્નોને કે, જેણે દુષ્ટ કાર્યો થતાં અટકાવવા નિરપક્ષપાત પણે યોગ્ય સલાહ આપી હિંદુ મુસલમાનોને પરસ્પર પ્યાર કરાવી શાહની કારકીર્દિ ઉજાગ કરી શાહના નામને અમર કર્યું તથા તે સાથે પોતાના નામોને પણ અમર કરી આર્ય પ્રજાનો શુભાશિર્વાદ લીધો ! " **જાકી શોભા જગતમેં તાકો જીવિત ધન્ય, જીવતહિ મુવે ભળે (કે)સુણી કુશોભા કન્ન.**

**વાર્તાનો સાર** ખુલ્લોજ છે કે, પ્રજાનો પ્યાર મેળવનાર તથા નિ- ષ્પક્ષપાતિ અને અદલ ઇન્સાફી અકબરશાહ સમાન યવન વંશ ઉજાગ- ર એક પણ શાહ થયો નથી એતો, નિર્વિવાદની વાર્તા છે ! તેમ પ્રત્યેક પંથના પવિત્ર ગ્રંથો જોતાં પણ સિદ્ધ થાય છે કે, ગોવધ ન કરવો; છતાં આધુનિક કાળમાં ફરી થવા લાગ્યો એ રાજ્ય અને પ્રજા વચ્ચે અણુ- બનાવ રહેવાનીજ નિશાની છે. માટે કૃપાળુ કૈશરે હિંદે પણ યોગ્ય વિચાર કરી ગોવધ અટકાવવો ઘટે છે.

---

## વારતા ૧૧૬ મી.

કવિ મન કેરો ભાવ, કાવ્ય વિષે ઝળકે સહી. ગંગાધર.

એક વખત અકબરશાહ જોધપુરવાળી બેગમના મેહેલમાં બેઠેલ હતો તે વખતે અનેક પ્રકારના હાવભાવ સાથે કામકુતૂહલની ગમ્મત ભરી વાતો ચાલતી હતી તેવામાં શાહે કહ્યું કે, જેવો રાજસભામાં વિદ્યાવિનોદનો આ- નંદ પ્રાપ્ત થાય છે તેવો તારી પાસે પણ આનંદ પ્રાપ્ત થાય છે. તે સાં- ભળી હુરમ સાહેબે પુછ્યું કે—જ્ઞાન ચર્ચા ચાલે છે કે સાહિત્યનો વિષય ? શાહે કહ્યું કે જ્ઞાન ચર્ચા તો કોઇક વખતેજ ચાલેછે પણ સાહિત્યનો વિષયતો નીરંતર કાંઇને કાંઇ હોય છેજ; તેમાં પણ બીરબલની ગમ્મત તો ઓરજ

છે ! હાલમાં એક પાદપૂર્તિનો દૂહો બનાવ્યો છે, તે બહુજ ખુબી વાળો છે ? હુરમ બોલી કે ' શિરછત્ર ! હું પણ કાવ્યકળાના વિષયને જાણનારી છું જેથી તે પાદપૂર્તિ સમસ્યા કહી સંભળાવો, કદાચ મારાથી પૂર્ણ થાય તે વી હશે તો તે માટે લક્ષ પહોંચાડીશ ' ! શાહે કહ્યું કે ' તેમ થાય તો ઘણી ખુશીની વાત છે ! જો સાંભળ ત્યારે—**અહો રાત્ર જાગ્રત ખડે, ભ-મરક્ષક મહાશકત; યાં કહુ સુખે સુવે સદા—**

આ સમસ્યા સાંભળી હુરમે હસીને કહ્યું કે—' નાગવરની ઇચ્છા છે તો હું પણ મારી શક્તિ પ્રમાણે પાદપૂરણ કરીશ, પણ બાળા શાહજાદાને જગણાં કેટલીક વારથી સંભાળેલ નથી, તેથી, ત્યાં જવા આતુર છું જો આપ પણ ત્યાં પધારશો તો બાળ વિનોદ જોઇ વિશેષ આનંદ થશે.

આવું હુરમનું બોલવું સાંભળી શાહ પણ જ્યાં બાળા શાહજાદા સૂતો હતો ત્યાં ગયો અને જઇને જુવે છે તો, પારણામાં હાથ પસારી—ફેલાવી ભર ઉંઘમાં પડેલો છે હસ્તુ પુનમચંદ્ર સમાન મુખ પ્રફુલ્લીત થઇ રહ્યું છે. વાત્સલ્ય પ્રેમથી બન્ને જણ તેના મ્હોં તરફ કેટલીકવાર સુધી જોઇ રહ્યાં; એટલામાં તેની ભ્રમર સંકોડાઇ અને તેણે પાસું ફેરવ્યું તથા જરા ચૌંકારો મ્હોં બાહાર નિકળ્યો; એટલામાં તો હુરમે તુરત તેના આશ્વાસના કરવા લાગી, પયપાન કરાવ્યું અને તેનું મુખારવિંદ વિકસ્વર થયું. જો કે શાહ બાળા શાહજાદાના નજીક આસરે પા કલાક ઉભો રહયો હશે તેટલીવારમાં તો કેટલીક વખત હુરમે તેની સાર સંભાળ લીધી; પરંતુ બાળા શાહજાદા તો નિશ્ચંતપણે નિંદ્રા લેતો હતો ! કેમકે બાદશાહને પૂર્ણ વિશ્વાસ હતો કે મારી સદા સંભાળ લેનાર હાજર છે. આ આનંદકારી પ્રકાર જોઇ શાહ બોલ્યો કે ' ખરેખર ! આ જગતમાં માતુશ્રીનો બાળક ઉપર પ્રેમ અને બાળકનો માતુશ્રી ઉપર દ્રઢ વિશ્વાસ અવર્ણનીય પ્રકારેજ હોય છે એમાં જરા શક નથી. ' તે સમય હુરમ બોલી કે ' શિરતાજ ! બીરબલની સમસ્યાનું ચરણ આપ સમક્ષજ સાક્ષાત્કાર પૂર્ણ થઇ ચૂક્યું છે. ' એમ કહી બોલી કે—

**અહો રાત્ર જાગૃત ખડે, ભમરક્ષક મહાશકત;**
**યાં કહુ સુખે સુવે સદા, બાળક માતાસક્ત.**

બેશક બાળક જે માની પ્રિતિમાં આસક્ત છે, તે હમેશાં એમજ જાણે છે કે, આંહા નિરંતર મારી સંભાળ માટે જાગ્રતજ રહે છે; વળી મારી મા મહા શક્તિમાન છે, એમજ તે સમજે છે' અને જે દુઃખ થાય તેમાંથી દુર થઇ શકે તેવું હોય કે ન હોય, પણ બાળકતો એમજ દૃઢ વિશ્વાસથી જાણે છે કે–મારી મા તે દુઃખ દુર કરશે, તેથી તે નિરાંતે સદા સુખમાં સુવે છે, એતો આપે પ્રત્યક્ષ જોયું અને તેથી મેં મારી–અબળાની બુદ્ધિ પ્રમાણે એ સમસ્યા પૂર્ણ કરી.'

અકબરશાહ તો આ સાક્ષાત રીતે દાખલા સહિત સમસ્યા પૂર્ણ કરવા વિષે હુરમની ચતુરાઇ જોઇ ઘણોજ પ્રસન્ન થયો અને હર્ષથી બોલી ઉઠયો કે 'ધન્ય છે પ્રિયા તારી રસિકતાને! તમે રજપૂતાણીઓ તમારી ચતુરાઇથીજ વખણાઓછો એમાં કાંઇ આશ્ચર્ય નથી અને મને ખાત્રી છે કે તમારી પેઠે પાદપૂર્તિ સમસ્યા મારી સભામાંના પંડીતો કરી શકનાર નથી.

બાદશાહને તો ઉક્ત સમસ્યા પૂર્તિ બહુજ સારી લાગી, તથા આતુરતા વધી કે સભામાં સ્થિત થનારા પંડિતો એથી હવે શું વધારે કહી શકશે, તે જાણવા મન તલપી રહ્યું હતું, તેથી દરરોજના નિયમ કરતાં તે દિવશે કચેરી વ્હેલી ભરી અને સભામાં પંડિતોનું આગમન થતાંજ અન્ય કશું ન પૂછતાં ઉક્ત સમસ્યાજ આગળ ધરી, અને કહ્યું કે 'જોઉં હવે એ કોણ પૂરી કરી શકે છે, યાદ રાખજો કે એ સરસ્વતિ કૃત છે તેથી જો તમે આળસમાં રહ્યા તો તમારી અને આ સભાની શોભા રેહેનાર નથી.'

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી સભામાં બેઠેલા સર્વ પંડિતો પોતપોતાના કાવ્ય તરંગને આગળ વધારી પાદપૂર્તિ કરી; પરંતુ અકબરશાહે એના ઉપર આટલો ભાર મૂકયો હતો, તેથી સઘળા વિચારમાં પડયા હતા; એટલામાં તો ઉતાવળીઓ અને પતરાજીખોર મીયાં લબ્બે બોલી ઉઠયો કે 'જહાંપનાહ! એનો શો ભાર છે! આપનો હુકમ હોય તો હું પણ આ સમસ્યાનું પદ પુરૂં કરી આપું', શાહે કહ્યું કે 'કોઇને મના છેજ નહીં જે જેના મનમાં આવે તેમ સમસ્યા પૂર્ણ કરી બતાવો, આવો હુકમ સાંભળી મીયાં લબ્બે હીમ્મતથી બોલ્યા કે ચોથું પદ આ પ્રમાણે હોવું જોઇએ

કે—'**અકબરશાહ અબ જગત**' હમણાં આખું જગત નિરાંતે ઉંઘે છે; કેમકે આપ જેવા મહા શક્તિમાન અને જાગૃત બાદશાહ તેમને માથે વિદ્યમાન છો. બોલ બીરબલ તારૂં એવું પદ આજ છે કે બીજું? જો મારૂં ચરણ લાગુ ન પડતું હોય તો તેનું કારણ બતાવ. શું એ પ્રમાણે અકબરશાહનો પ્રતાપ નથી?

અકબરશાહને આ ખુશામતીયું પદ પસંદ પડયું નહોતું; કેમકે એના મનમાં તો જોધપુરવાળી બેગમનો રસમય અર્થજ રમ્યા કરતો હતો; તોપણ મીયાં લબ્બેની તજવીજ જોઇ હસવું આવ્યું. કેમકે મીયાં લબ્બે એવો પેચ ગોઠવ્યો હતો કે સઘળા સભાસદોને કહેવુંજ પડયું કે બરોબર છે; કારણ કે શાહનો પ્રતાપ એવો નથી, તે કોણ કહી શકે તેવું હતું? એટલે હાજ કેહેવી પડી, તેથી બાદશાહે બીરબલ પ્રત્યે પૂછ્યું કે કવિરાજ આ પદ તમારૂં હોય કે નહિ? તમારી શારદા પણ મીયાં લબ્બેની પેઠે મારી તારીફ કરવામાંજ હોંશિયાર હોય એમ જણાય છે.' મીયાં લબ્બે વચમાંજ વગર આંચકે બોલી ઉઠયો કે 'સચ હૈ કિબ્લે આલમ! આપકી બુદ્ધિ એસી હૈ. બીરબલે જોયું કે મીયાં તો પોતાનોજ કક્કો ખરો કરવા મચ્યા છે, તેમ એ અર્થને ફેરવી શાહને માઠું ન લાગે એવી રીતે કેવા પ્રકારે બોજને અર્થ ગોઠવવો તે વિષે સુઝ પડે નહી: તો પણ ધૈર્યતા સાથે એટલું બોલ્યો કે બંદેનિવાજ! શારદાકૃત પદ એ હોય નહી, તેમ અહિયાં લાગુ થાય છે કે નહી તેનો ખુલાસો પણ આપ જેવા કદરદાન શહેનશાહ અને જગન્નાથ પંડિત જેવા વિચક્ષણ નર બિરાજ્યા છે ત્યાં મારે બોલવું એ બેઅદબી ભર્યું છે. એમ બોલી જગન્નાથને ઇસારો કર્યો તેથી જગન્નાથે કહ્યું કે 'નામવરા બીરબલ ખરૂં કહે છે. આવું છેક અર્થ રહિત બોલે તેના દોષ બતાવવા એમાંજ શરમ છે,' આ વાકય સાંભળી તમામ સભાસદો ચમકયા. 'શું એ એમ કહેવાની શક્તિ ધરાવેછે કે બાદશાહનો એવો પ્રતાપ નથી?' તે સાંભળી મીયાં લબ્બે બોલ્યા કે 'પંડિતરાજ! ત્યારે શું મારો અર્થ ખોટોછે? તો કહી બતાવો, પંડિત રાજ બોલ્યા કે-' મિયાં સાહેબ! બાદશાહ સાહેબની રજા હોય તો કહી બતાવવા તૈયાર છું.' શાહે કહ્યું કે 'ખુશીથી કહો' જગ-

સાથે કહ્યું કે ' ક્ષિતિપતિ ! મિયાં લબ્બે તો શું કહેવાના હતા; પણ ત્રણ ભુવનના વાસિયો કહે છે કે આપના અપૂર્વ પ્રતાપના બળે આપની પ્રજા સુખી છે અને નિરંતર નિરાંતે ઉંઘે છે, પણ અફસોસ ! એ અર્થ આ દુહાની સાથે સંબંધ ધરાવતો નથી; કેમકે જે એનો પ્રજાની ઉકિત ગણીએ તો ' અમરક્ષક ' ને બદલે ' હમરક્ષક ' કહેવું જોઇએ. ' બીરબલે હસીને મીયાં લબ્બેને કહ્યુ કે મીયાં સાહેબ ! પંડિત રાજે તો આપના ચોથા ચરણને મૂળમાંથી કાપી નાંખ્યુ ' મીયાં લબ્બેએ જવાબ આપ્યો કે ' છટ વનચર ચાર ચરણ તો તનેજ કાયમ થાઓ, આદમીને તો બે ચરણ બસ છે!' આવું અવિચારી બોલવું સાંભળી બીરબલે તેવોજ સજડ ફટકો માર્યો કે 'સત્ય છે મારા પ્યારા ! પણ હે ત્રણ ચરણ વાળા ! તું તો આદમિમાં પણ નહી તેમ વનચરમાં-હૈવાનમાં પણ ન રહ્યો તેનું શું કરવું ? આ પ્રમાણે ચકમક ખરવા લાગી એટલામાં તો બાદશાહે રાજા માનસિંહના સામું જોઇ પુછયું કે ' રાજા સાહેબ ! આપ આ સમસ્યાને શી રીતે પૂરો છો ?' રાજા માનસિંહતો સલામ કરી નમ્રતાથી આટલુંજ કહ્યું કે **'બાદશાહ બડભખ્ત.'**

આ સમસ્યા સાંભળી કેટલાકે તો એમ ધાર્યું કે 'હે મહા ભાગ્યવાન બાદશાહ ' આટલું બોલી રાજા સાહેબ તો ચૂપ રહ્યા તેથી સઘળાઓ આ પ્રમાણે અર્થ સમજ્યા કે-મારા સુભટ સરદારો મહા બળવાન અને મારી રક્ષા કરવામાં આઠો નિશ જાગતા ઉભા રહે છે એમ જાણી નસીબ વાળા રાજાઓ સદા નિરાંતે શિવે છે.

જો કે રાજા સાહેબે આ પ્રમાણે અર્થ દર્શાવ્યો, પણ આત્મ બળ ઉપર આધાર રાખનાર શૂરા શાહ અકબરને આ અર્થ રુચ્યો નહીં, તેથી શાહે કહ્યું કે-'રાજા સાહેબ ! આપના જેવા સરદારોની તો એમાં ખુબી છે પણ બાદશાહોને માટે એ કાંઇ સારી રાજનિતી ગણાય નહીં.' આટલું બોલી અબુલફજલના સામું જોયું કે તુરત તે ચતુર કારભારી બોલ્યો કે ' નેક નામવર ! મોટા મુનશીઓ દાલ અને ડાલમાં તફાવત ગણતા નથી માટે આપે પણ ન ગણવો જોઇએ. ' એમ કહી રાજા સાહેબના ચરણનો અર્થ ઉથલાવી બોલ્યો કે-**' બાદશાહ બદબખ્ત. '**

અબુલફજલના આ શબ્દ ઉપરથી શાહ વગેરે સઘળાનાં મન પ્રસન્ન થયાં; પણ રાજા સાહેબને તો બહુજ માઠું લાગ્યું; કેમકે માનસિંહ ખબરદાર, વિચારવંત, થોડા બોલો અને બોલેલું પાળનારો હતો તેથી પોતાના બોલનું ખંડન થયું જાણી ગુસ્સે થયો અને બોલી ઉઠયો કે—મારી સમશ્યા પૂર્તિમાં ઉત્તમ રાજનિતિ રહેલી છે અને જો તે આ સભામાં કોઇથી ન સમજાય હોય તો તે સમજાવવા તૈયાર છું. 'આવા આવેશ ભર્યા શબ્દો સાંભળી શાહે જાણ્યું કે રાજા સાહેબને માઠું લાગ્યું તેથી પોતે ફરમાવ્યું કે—'રાજા સાહેબને જાતે તે બાબત તસ્દી લેવી પડે તે ઠીક નહી. એટલું બોલી સભામાં બેઠેલા કવિ પંડિતોને કહ્યું કે ' રાજા સાહેબના વાક્યનો ગુઢાર્થ કોઈ સમજાવી શકે તેમ છે?' આવું શાહનું બોલવું સાંભળી એક એકના મુખ તરફ નિહાળવા લાગ્યા ત્યારે શાહે જગન્નાથ તરફ નજર કરી એટલામાં તો બીરબલ હિંમતથી બોલી ઉઠયો કે ' એ દૂહાનો પ્રસંગ સમજ્યા વગર એની ખુબી સમજાય નહીં. આપના જેવા પરાક્રમી હિંદપતિ વિક્રમાજીત એક સમય નગર ચર્ચા જોવા અંધારપિછોડો ઓઢી નિકળે છે તેવાજ બારણા આગળના રક્ષકોએ 'કોણ એ' કરી ગર્જના કરી તેમજ મહેલની આસપાસ સો સો સુભટો હાથમાં ખુલ્લી તરવારો લઇ પેહેરા ભરતા હતા તે પણ તેવાજ જાગૃત માલમ પડયા, તેથી પોતે અદૃશ્ય થઇ નગર ચર્ચા જોવા ચાલ્યા, જ્યાં જુવે છે ત્યાં ચોકીદારો ઊભાને ઉભાજ દીઠા, શેહેરના તમામ દરવાજે ફરી વળ્યા પણ કોઇ રખવાળને ઉંઘતો કે બેઠેલો દીઠો નહીં, તેથી તેમણે પ્રસન્ન થઇ છેલ્લા દરવાજા આગળ પહોંચતાં કહ્યું કે—' અહો રાત્ર જાગતખડે, અમરક્ષક મહાશકત;'

આટલો શબ્દ સાંભળતાં વેતજ ત્યાંના પહેરેગીરો તે શબ્દને અનુસારે તેના ઉપર વાઘની પેઠે કુદી પડયા અને કાંડું ઝાલી બાંધવાની તૈયારી કરવા લાગ્યા એટલે હું બાદશાહ છું એમ સુચવવાને માટે ઉપરની લીટી પોતે ફરીથી બોલ્યા તેથી ચોકીદારો સમજ્યા તો ખરા કે આ આપણો રાજા છે, પણ સ્પષ્ટપણે બોલવાને સારૂ તેણે જવાબ આપ્યો કે—'ચૌકસુ સુખે સુખે સદા બાદશાહ બડબખ્ત.'

મતલબ કે અમારો બાદશાહ એમ સમજે છે તેથીજ તે આ સમય નિરાંતે સુતો હશે અને તમે તો કોઇ ચોરજ છો; કેમકે અમારા બાદશાહને તો પોતાના સરદારોનો આટલો અવિશ્વાસ ન હોય એમ વ્યંજન કરી પોતાની જાગૃતી બતાવી તેથી વિક્રમ રાજા ખુશી થયો અને તે પહેરેગીરોને સવારમાં સભા મધ્યે બોલાવી અમુલ્ય શિરપાવ આપ્યો. માટે મહારાજ આ રીતે પ્રસંગ સમજતાં આ દુહામાં રાજનિતિનો કાંઇ દોષ આવતો નથી એમાં સરદારોની ભક્તિ તથા બાદશાહની કદરદાનીજ વર્ણવેલી છે.

બાદશાહે કહ્યું કે ' શાબાસ રાજા સાહેબ! તમારૂં બોલવું બહુ શુદ્ધ છે વારૂ હવે બીજા કોઇને આ સમસ્યા પુર્ણ કરવાનું મન છે? આવો શાહનો પ્રશ્ન સાંભળી વિષ્ણુસ્વામી નામના એક ગોસાઇ હતા તેમણે કહ્યું કે—

**' આસ્થારૂઢ હરિભક્ત. '**

હરિનું નામ સાભળી મુલ્લાં જનુનુંદીન તો બહુજ ચીડવાઈ ગયા કોઈ ભલા મુસલમાને કહ્યું કે હરી કહો કે રામ કહો પણ અર્થ તો અલ્લાજ થાય છે, વસ્તુ એક છે તો નામને માટે ખોટી તકરાર શા માટે કરવી જોઇએ?' આ શબ્દ સાંભળતાં મુલ્લાં તો હાથ પછાડી છેક ભીજાંજને આસ્માન તરફ ઉડાવી બોલ્યો કે—અરે મુજી તું શું સમજે છે? દીનમાં વસ્તુ છેજ ક્યાં? આ માત્ર નામનીજ તકરાર છે! જો કે જનુનુદીનમાં જનુન સિવાય ખરા દીનની સમજ જરાપણ નહોતી; તદપિ આ શબ્દ ઉપરથી તો સાફ જણાઇ ગયું કે માત્ર તકરાર શિવાય કશો ધર્મ સમજ્યોજ નથી. તેથી શાહાણા લોકો તો કંટાળા સાથે હસી તેને તુચ્છ ગણવા લાગ્યા, પણ મુલ્લાં તો પોતાના ડાહાપણમાં ભાગી પડતો હતો, અને દીનના નામે શાહનું અપમાન કરવું તેમાં તે બાહાદુરી સમજતો હતો, તેથી બોલી ઉઠયો કે 'બાદશાહ તું મુસલમાન છે કે કાફિર? અફસોસ! અફસોસ! હું હવે મારી જેરીમાં મારા ચસ્મોથી શું દેખું છું? ' બીરબલ ધીમે રહીને બોલ્યો કે ' કાંઇજ દેખતા નથી, પ્રથમ અલ્લાનેજ નથી દેખતા તો પછી બીજું શું દેખો? ' આવું બીરબલનું મારમિક બોલવું સાંભળી ચોપદારથી તે બાદશાહ સુધી સર્વને ખડખડ હસવું આવ્યું.

એટલામાં રાજા ટોડરમલ સભામાં આવી પહોંચ્યા, એ હિંદુ દિવાન બીજા સભાસદોની પેઠેજ ચતુર અને વિચિક્ષણ હતો, પણ પોતાના મહેનત ભરેલા જમાબંદીના કામમાં એટલો બધો ગુંથાયલો રહેતો હતો કે એને આવી વિદ્યા વિનોદની મંડળીઓમાં આવવાનો ભાગ્યેજ અવકાશ મળતો હતો, તેથી બાદશાહે તેને વિશેષ આવકાર આપ્યો અને અત્યાર સુધી જે ટલી સમસ્યા પુર્તિ થઈ હતી તે કહી સંભળાવીને પુછ્યું કે 'રાજા ! એ વિષે તમે શું કહેવા માગોછો !, આવું શાહનું બોલવું સાંભળી પ્રથમ તો પોતાની દીનતા બતાવી આના કાનીજ કર્યા કીધી, પણ એમ કરતાં જ્યારે વિચાર પૂરતો વખત મળી રહયો ત્યારે કહ્યું કે—

'બાળક ભુપ સુભકત'

અકબરશાહે હસીને કહ્યું કે 'દિવાન સાહેબ વિના સરવાળો કોણ બાંધી આપે? ટોડરમલ તેં પણ ખુબ કરી ! સઘળાની વાત તારામાં આવી ગઈ અને કોઈની તકરાર રહી નહીં. જોઇએ હવે બીરબલ શું કહે છે બોલ તારૂં શારદાકૃત ચરણ છે ?

બીરબલ નમ્રતા પૂર્વક અભિવંદન કરી બોલ્યો કે આલમ પનાહ જ્યાં આવા આવા સમર્થ વિદ્વાનો ભેગા થાયછે ત્યાં તેમના તેજથી શારદા દેવી અહો નિશ હાજરજ હોયછે અને તેથી ત્યાં જે નિર્ણય થાય તે કેમ ખોટો હોય? તથાપી મારૂં ચરણ એથી કાંઇક જૂદું છે, પણ ઝાઝો ફેર નથી. રાજા ટોડરમલ સાહેબ 'બાળક' કહે છે તેને ઠેકાણે મારા પાઠમાં 'બાળકું' છે, શાહે પૂછ્યું કે 'એ બે શબ્દોના અર્થમાં શો ભેદ છે?' ટોડરમલે જવાબ આપ્યો કે—નાજી પણ બાળકું એ જૂનું અને વધારે રસિક રૂપ છે, તેથી મારા કરતાં એ સમસ્યા પૂર્તી સારી છે એમ હું કબુલ કરૂં છુ.

બીરબલે રાજા ટોડરમલને સલામ કરી કહ્યું કે-આપ લાયક છો એટલે, વિવેક કરો એમાં કાંઇ નવાઇ નથી.' પછી બાદશાહ તરફ નજર કરી, બીરબલ બોલ્યો કે—'ખલકના ખવિંદ ! રાજા સાહેબની સમસ્યા પૂર્તિ યથાર્થ છે. મારા અને એમના શબ્દાર્થમાં કાંઇ ભેદ નથી, પણ મારો શારદકૃત દુહો છે, તેથી વિચારીને જોશો તો કાંઈ બીજી પણ ચમત્કૃતિ નિકળી આવશે. શાહે સઘળા સભાસદો તરફ નજર ફેરવી જોયું કે કોઇ બીજી ચમ-

કૃતિ એમાંથી કાહાડી આપે છે. એટલામાં ફૈઝીએ કહ્યું કે-હાજી આ દુહાની ખુબી એ છે કે 'રાજા માનસિંહ અને મુલ્લાં અબુલફઝલની સમસ્યા પૂર્તિમાં જે વિરૂદ્ધતાઓ આવી હતી તે બન્નેનો સમાવેશ એમાં થઇ જાયછે; કેમકે

'બાળકુ ભુપ સુભકત.'

જો એમ શબ્દ તોડીને વાંચીએ તો જૂદોજ અર્થ નિકળે છે અને નહિતો સાધારણ રાજા લોકોને પસંદ પડતોજ અર્થ દેખાય છે.

'બાળકુ ભુપ સુભકત.'

બાદશાહ આ અર્થ સાંભળી ઘણોજ પ્રસન્ન થયો તથા સર્વના વખાણ કરવા લાગ્યો અને કહ્યું કે 'મારી સભામાં આવાં નર રત્નો પરમેશ્વરે આપ્યાં છે તેથી તેમનો મોટો ઉપકાર માનું છું. વારૂ પંડિતરાજ તમો કાવ્ય શાસ્ત્રી છો તેથી નિર્ણય કરો કે આ સઘળા ચરણોમાં સૌથી શ્રેષ્ટ કોને ગણવું ? મારી નજરમાં તો સઘળાં શેષ્ટ માલમ પડે છે. જગન્નાથ પંડિતે સામે રહી ઉત્તર આપ્યો કે બધાંએ ચરણો રસિક છે ખરાં; તો પણ કવિકૃત તો બીરબલનુંજ કહેવાય.

ફૈઝીએ પૂર્વ પક્ષ કર્યો કે-'રસ છે તો કવિતા છે અને કવિતા કહી તો તે કવિ કૃતજ થઇ ચૂકી.' જગન્નાથે હસીને કહ્યું કે-મિયાં ફૈઝી ! આ જે તમે સંક્ષેપમાં વાદ ઠીક ગોઠવ્યો છે '**वाक्यं रसात्मकं काव्यं**' એ આધાર ઉપર તમે હીંગાયતી ધરાવતા હશો, પણ રસ શબ્દનો અર્થ સાધારણ લોકોની પેઠે સમજોછે, તેવો નથી, અથવા રસનો અર્થ તેમજ તમારે કરવો હોય તો હુ. કહું છું કે કાવ્યમાં રસ કરતાં પણ બીજી વસ્તુની જરૂર છે.

આ પ્રમાણે પંડિતરાજનું બોલવું સાંભળી સમસ્ત સભા મંડળ તેમના સામું જોઇ રહ્યું; કેમકે એમાં કોઇને કાંઇ સમજાયું નહીં અને ખુલાસો માગવાની હીમત ચાલે નહીં આ પ્રકારનો મર્મ શાહના લક્ષમાં આવવાથી કહ્યું કે-'પંડિતરાજ ! તમારૂં બોલવું બહુ ગૂઢ છે માટેવિસ્તારથી સમજાવો.' પંડિતરાજે કહ્યું કે 'ઠીક સાહેબ !' એમ કહી પંડિતરાજે ખુલાસો કર્યો કે-હર્ષ શોકાદિ નાના પ્રકારના મનોવિકારને સાધારણ રીતે રસ કહે છે, જો એવો રસ જે વાક્યમાં હોય તેને કવિતા કહીએ તો બહુ વિપરીત થશે; કેમકે પ્રાણિ માત્રના મનોવિકાર છે અને તેથી વિકારી

સ્થિતિમાં તે જે કાંઇ બોલે તેને કવિતા કહેવી પડશી. કુતરૂં ચિડાઇને ભસવા લાગે તો તે વિરરસ કહેવાય અને કોઇ પોતાના બાપની પછાડી પોક મૂકે તેને કરૂણા રસની કવિતા કરે છે એમ કહેવું પડશે. પ્રિયના મરણના શોકથી જે વિલાપ કરતો હશે તેમાં કરૂણા રસ કદાપિ હશે ખરો, પણ એ કરૂણા રસની કવિતા કરે છે એમ તો નહિજ કહેવાય, એમ હોય તો પ્રાણિ માત્ર સુખ દુ:ખના સમય કવિજ છે અને કવિમાં કાંઇ વિશેષ રહેતું નથી; અર્થાત્ પોતાનાજ અનુભવની વાત કરનારો ગમે એવું રસમય બોલે તોપણ તે કવિ છે એમ કહી શકાશે નહીં. જો તેની વાણિમાં રસ છે. તો તે રસિક માત્ર છે એટલુંજ સિદ્ધ થાય છે. કવિ તો તેજ કે પોતાના અનુભવ બ્હારની કથા વર્ણન કરતાં પણ તદ્રુપ રસને દર્શાવી શકે. આ સમસ્યા પૂર્તિઓ જે જે લોકોએ કરી છે તેનો નિત્યાનુભવ વિચારી જોશો તો આ મારૂં કહેવું વધારે સમજાશે. વળી બાળકની લીલા અવલોકવી અને તેથી પ્રીતિમાં મસ્ત રહેવું એ માતાનો ધર્મજ છે, તે પ્રમાણે બુરમ સાહેબે વત્સરસ મુકીને આ દુહો પૂર્ણ કર્યો એમાં કાંઇ આશ્ચર્ય નથી. તેમજ રાજા માનસિંહ જેવા શૂરા સરદાર બાદશાહના સંરક્ષણ પછાડી પ્રયત્ન કરી રહ્યા છે તેમને એમજ લાગે કે અમે છીએ ત્યાં સુધી બાદશાહને કશી પણ ફિકર રાખવાની આવશ્યકતા નથી એ સ્વાભાવિક અને નિત્યક્રમ છે. અબુલફજલ જેવા દિવાન કે જેનું કામ હમેશાં સારી મસલત આપવાનું છે તેને એમજ લાગે કે ગમે એવા બાહાદુર સરદાર હોય તોપણ તેની ઉપર ભરોસો રાખી બેશી રહે તો તે'બાદશાહ બદબખ્ત' જ જાણવો. વિષ્ણુસ્વામી ભક્ત છે એટલે એમને ઇશ્વર ઉપર અચળ આસ્થા રાખવાનું જ સુઝયું. એ પ્રમાણે એ સર્વે જણે પોતપોતાના વ્યવહારનીજ વાત કહી એમાં કાંઇ કવીતા કરી એમ કહેવાય નહીં, ટોડરમલ રાજા મોટા હિસાબી છે એટલે આ બધાની વાત સાંભળી માત્ર એનો સરવાળોજ કરી આપ્યો, પણ બીરબલ જેને એમાંનો એકે અનુભવ નહીં તેણે એ બધાનો અનુભવ રસમય વાણીની છટાથી દર્શાવ્યો માટે એજ કવી કહેવાય અને એની વાણી શારદા પ્રેરીત છે એવો મારો અભિપ્રાય છે.

આ પ્રમાણે પંડિતરાજનું બોલવું સાંભળી બીરબલને 'કવિરાય'નું પદ આપ્યું અને પછીથી કવીરાય કહીને બાદ બોલાવવા લાગ્યો.

**વાર્તાનો સાર** બીરબલની બુદ્ધિ પ્રબળ કેવી હતી? તેનો તાદ્રસ ચીતાર આપી રહેલ છે. તથા કવીઓના વિવિધ તરંગોની છટા પણ આ વારતા બતાવી આપે છે; માટે તેવી છટા પ્રાપ્ત કરવી હોય તો પ્રભુની કૃપા સંપાદન કરો કે જેના પ્રતાપથી સત સંગતી પ્રાપ્ત થાય અને સતસંગતીના પ્રતાપથી અદ્દભુત ચતુરાઈ પ્રાપ્ત થાય.

---

## વારતા ૧૧૭ મી.

ખોટી વાતની ખટક બહુ, સાલે છે દીલમાંહી; **રામદાસ.**

એક વખત બાદશાહે ખાસ મંડળમાં બેસી કાવ્ય વિનોદ ચલાવવો શરૂ કર્યો, સર્વ વિદ્વાનો પોતપોતાની તરંગલતાને વૃદ્ધિ કરતા કાવ્ય વિનોદ દર્શાવવા લાગ્યા, પણ બીરબલ કશું બોલ્યો નહીં તેથી શાહે પૂછ્યું કે 'કેમ કવિરાય?' હમણાં કેટલા દીવસથી મન મુકીને તમારૂં બોલવું થતું નથી? બીરબલ બોલવા જતો હતો તેટલામાં ફૈઝી બોલી ઉઠ્યો કે 'ગરીબ પરવર જે દિવસથી પ્રતિસ્પર્ધિ લોકોએ રૂસવત ખાવાનું ખોટું આળ એના ઉપર મુકયું તે દિવસથી બીરબલના મનમાં ગમે તે પણ સલ્ય દાખલ થયેલ જણાય છે અને તેથીજ પૂર્ણાનંદમાં જણાતો નથી.'

ફૈઝીનું બોલવું સાંભળી શાહ બોલ્યો કે, જો તે વાતનો સલ્ય હજુ એના મનમાં રહેવા પામ્યો હોયતો તે એને ગાંડોજ ગણવો; કેમકે મારી તપાસમાં એ નિર્દોષ ઠર્યો છે તેમ તેના માટે પ્રીતિ પ્રતીતી હતી તેના કરતાં પણ હાલ વિશેષ છે, છતાં ઉદ્દિગ્ન ચિત્ત શા માટે રાખવું જોઈએ. શાહનું આ પ્રમાણે બોલવું સાંભળી બીરબલ નમ્રતાપૂર્વક સલામ કરી બોલ્યો કે— 'ફીઝ્લે આલમ! આપની તો પ્રીતિ પ્રીતીથી પૂર્ણ પણ પ્રતિસ્પર્ધિઓના કુસંગી લોકોમાં જે અપવાદ ઉઠેલ તે માટે મારૂં મન સંકોચને પામેછે, હું બહુ બહુ રીતે મનને વારૂં છું: તદપિ ખોટી વાતની ખટક મટતી નથી.

જોધીરાજે કહ્યું કે 'બીરબલનું કહેવું સત્ય છે બદનામી એ સર્વથી બુરામાં બુરી ચીજ છે. તે કલમ માણસના અંતરમાં અહર્નિશ ખટકયા કરેછે; કેમકે—

બદનામી બુરી બહુત, જગમાં જાન નિશંક;
એક કલંક કે કારને, ક્ષણ ક્ષણ ક્ષિણહિ મયંક.

નિશ્ચય કરીને જાણી લેવું કે આ જગતમાં સર્વથા બદનાગી એ બુરી ચીજ છે, જુવો કે ચંદ્રમા શ્રેષ્ટ અને લોકપ્રીય છે; તોપણ નહિ જેવું કલંક લાગ્યું તે કારણથી બિચારો ચંદ્ર ક્ષણે ક્ષણે ક્ષીણ થતો જાય છે. અર્થાત બિના કારણે કલંગ લાગવાના કારણથી દિવસે દિવસે કળા ક્ષીણ થતો જાય છે.

જનેશીરાજની આ ઉકિત સાંભળી શાહે કહ્યું કે-'તમારી તર્કના યથાર્થ છે, પણ ચંદ્ર અને બીરબલ મને તો બન્ને ગાંડા માલમ પડે છે, પંડિતરાજ! તે બન્નેને શિક્ષારૂપ તમે કાંઇ બોલો, જેથી તેઓ પોતાની ગાંડાઇ મુકી દે.' જગન્નાથ બોલ્યો કે-'નામવર ચંદ્રનો પ્રથમ તેથીજ બોધ મળ્યો છે, તેથી ક્ષિણ થાય છે તો ખરો, પણ પાછો પોતાની મેળેજ સમજી પુર્ણાનંદિ થાય છે અને મને આશા છે કે બીરબલ પણ તેમજ કરશે તે છતાં પણ આપની આજ્ઞા છે તો મારા મારેજ એક દુહો કરેલોછે તે બોલું છું-

**કયોંહી કી ક્ષીણ સબ કળા, શુન શઠકે કટુ બૈન;**
**રસ દર્શીનકી નજરમેં, અમૃત પૈં તું એન.**

તેં તારી સઘળી કળા ક્ષિણ કેમ કરી નાંખી? શું મૂર્ખ માણુસોના કડવાં વચનો સાંભળીને? પણ તારે એમ કદિ કરવું નહીં; કેમકે જે રસના સમજનાર સજ્જનો છે તેમની નજરમાંતો હું અમૃતથી પણ અધિક વહાલછે, તો પછી મૂર્ખ જનોના કથનોનો ક્ષોભ લાવી ક્ષિણ શા માટે થવું જોઇએ.

આ દુહો ચંદ્ર અને બીરબલ એ બન્નેને સરખીજ રીતે લાગુ પડે છે; કેમકે આસો સુદ પૂનમની રાત્રિએ કેટલાંક માણુસો ચાંદની નિહાળતાં તલ્લીન થઇ ગયાં હતાં, તે પૈકી કેટલાક રસના કટ્ટા શતરૂઓ બોલી ઉઠયા કે-ભલે ચંદ્ર ગમે તેવો ખીલ્યો છે, પણ એમાં જે સસલાનું કલંક છે તે છુપું રહેતું નથી, આ વચન સમજુ માણુસોને તો વિપરીત લાગ્યું, પણ કોઇ તે વખતે બોલ્યું નહિ. પંદર દિવસ પછી એટલે દીવાળીની રાત્રીએ તેઓ પાછા એકઠા મળ્યા તે વખતે ચંદ્રની સઘળી કળાઓ નાશ પામી તેથી સર્વત્ર ઘોર અંધકાર ફેલાયલ હતું તે ઉપરથી કોઇ રસિક જને રીસ તથા ઉદાસી સાથે ઉક્ત દુહો કહ્યો.

કવિ પક્ષે તો સ્પષ્ટ અર્થ સમજાય છે કે-મૂર્ખ લોકોનો અનાદર જોઇ મનમાં મુઝાઇને કોઇ કવિ પોતાની કાવ્યકળા પ્રકાશતો બંધ પડયો હશે તેને ઉત્તેજન આપવા કોઇ રસજ્ઞ પુરૂષે ઉપર પ્રમાણે કહ્યું.

આ પ્રમાણે પંડિતરાજ બોલવું સાંભળી બીરબલ અત્યાર સુધી તો મૌન ધારણ કરી રહયો હતો, પણ આ વખતે તેનાથી બોલ્યા વિના રહેવાયું નહીં, તેથી બોલ્યો કે 'પંડિત રાજે ઉક્ત દુહાના બે પ્રકારના અર્થ કરી બતાવ્યા; પરંતુ હું ધારૂં છું કે એ દુહો જે કારણ માટે રચેલો તેમાંતો જન્યજ ચમત્કૃતિ રહેલી છે; એટલું બીરબલનું બોલવું થયું એટલામાંજ પંડિતરાજ હર્ષથી બોલી ઉઠ્યા કે 'ધન્ય છે બીરબલ પરીક્ષા તો ઉત્તમ પ્રકારની કરી! એનો અર્થ શ્રૃંગારપક્ષે ખંડિતા નાયકા પ્રતિ દક્ષ-નાયકની ઉક્તિ વિષેનો છે.'

તદનંતર સભાગાં ચર્ચા ચાલી કે-લોકમાં નિંદા થાય તેથી ડરી રહેવું એજ સારૂછે કે પોતાની નજરમાં જે યોગ્ય જણાય તે કર્યાજ કરવું? કોઇ બોલ્યું કે 'જગતનો સ્વભાવતો છિદ્ર શોધવાનો જ છે, જેથી તેના બોલવા ઉપર લક્ષ આપવા જેવું છેજ નહીં.' કોઈ બોલ્યું 'જે પાંચ માણસો બોલે કહાડે તેને ખરી સમજી કબુલ કરવી; કેમકે પંચ તે પરમેશ્વર છે.' બીરબલના પ્રતિસ્પર્ધિઓમાંથી પણ કોઈ બોલી ઉઠ્યું કે 'જો ચંદ્રમાં કલંક છે તો કોઇની પણ તેમ કહેવાની હીંમત ચાલે છે કેની?' આવાક્ય સાંભળતાં બીરબલને ક્રોધ આવ્યો અને બોલ્યો કે,—

**મૃદુ મયંક કલંક જન, તાકત ભાખત મુખ;**
**દુષ્ટ દ્રષ્ટિ નહિ કર શકે, શુર સૂર સન્મુખ.**

ચંદ્ર કોમળ સ્વભાવનો છે તેથી તેનું કલંક માણસો તાકી તાકીને જુવે છે અને મોઢે પણ કહે છે, પણ શૂરા સૂર્યની સામા જરા પણ નજર કરવાની તે દુષ્ટોની હીંમત ચાલતી નથી.'

બીરબલનો કડી ઉપર કડી સરખો ઉત્તર સાંભળી શાહ પ્રસન્ન થયો પણ એક એકને મ્હેણાં ટોણાં મારતા બંધ પડવા માટે વાતનું રૂપ ફેરવીને બોલ્યો કે 'આ સુંદર વર્ષાઋતુ ચાલે છે તેની ત્યજી અન્ય વિષય ઉપર શા માટે કવીતા કરો છો.'

આ પ્રમાણે શાહનું બોલવુ સાંભળી કોઇ બોલ્યા કે 'આ વખતે સમુદ્રમાં જોવા લાયક ખેલ થતા હશે: કેમકે ઉપરથી મુશળ ધારાએ ઘમે

વર્ષે અને નીચેથી સમુદ્રનાં મોજાં ઉછાળા મારી વાદળ ભેટે છે તેથી તે વખતે એવો ભાસ થાય છે કે-આખું જગત જળમયજ છે.' આટલું બોલવું થતાંજ જોષીરાજે કહ્યું કે.

> જા બાદલકો સિંધુજળ, ઉછલહી ભેટત આપ;
> વર્ષા ઋત મેં હર્ષસેં, દેખ સ્વસુત પ્રતાપ.

વર્ષા ઋતુમાં સમુદ્રનું પાણી ઉછળી વાદળને ભેટે છે તેનું કારણ એજ કે મેઘ પોતાનો પુત્ર છે; કેમકે પાણીની વરાળ થવાથીજ મેઘ ઉત્પન્ન થાય છે તેથી ( તેનો પિતા ) પોતાના પુત્રનો આવો મ્હોટો પ્રતાપ જોઇ હરખાય છે અને તે હર્ષના કારણથીજ ભેટે છે.

જગન્નાથે કહ્યું કે-' વાહ ! જોષીરાજે ઠીક કવિતા કહી સંભળાવી; કેમકે એમાં વર્ષા ઋતુના વર્ણન સાથે વત્સરસ પણ પ્રદર્શીત કર્યો છે.'

વર્સાદની ઝીણી ઝીણી છાંટો-બુંદ પડતે જોઇએ કોઇએ કહ્યું કે—' આ કાશમાં આટલું બધું પાણી ભરયુ છે છતાં વરષાદ કેવો કૃપણ છે કે ટીંપુ ટીંપુજ આપે છે.

રાજા ટોડરમલે કહ્યું કે—' આ પ્રમાણેજ મુર્ખ લોકોએ સુજ્ઞ રાજાઓની નિંદા કરે છે; પણ તેમણે મેઘ રાજાની કૃતિ નિહાળીને દિલાસો લેવો જોઇએ કેમકે—

> બુંદબુંદ ઘન દેત જળ, જદૃપિ સિંધુ સમકોષ;
> અખંડ અવની પાળ કયેં કુરે અનીતિ દોષ

મેઘ રાજાની પાસે સમુદ્ર જેવો મોટો અખુટ ભંડાર છે તોપણ ટીંપે ટીંપેંજ પાણી આપે છે તેનું કારણ એ છે કે જેને આખી સૃષ્ટનું પોષણ કરવું છે તે આવી અનીતિનો દોષ કેમ કરે !

આ પ્રમાણે રાજા સાહેબનું બોલવું સાભળી જગન્નાથે કહ્યું કે—

> નદી નય જલ પાયકે, કુલી કિયા સબખ્વાર;
> ફિર ગ્રીખમકે ખપ વખત, ભુલ કુઇ નિરધાર.

વર્સાદના નવીન પાણીનું પૂર એક ન્હાનીનદીમાં આવ્યું કે ,તે એકદમ ફુલી ગઈ થોડુ મોટું પુર આવ્યું અને ચારે તરફ રેલાઇ થતે

આસપાસના ખેતરો વૃક્ષો બાગ બગીચાઓ હેરાલયો અને ગામો હતાં તેને પણ બને તેટલું નુકશાન કર્યું પણ પોતાની આબાદીની વખતમાં એ ક્ષુદ્ર નદીએ પોતાનું કે પારકું કોઇનું કશું ભલું કરયું, નહીં પણ ઉલટી બધાને દુખ રૂપ થઇ પડી પછી જ્યારે ઉન્હાળામાં પાણીના ખપનો વખત આવ્યો ત્યારે તો પોતેજ સુકાઈ ગઇ અને ત્યાં ધુળ ઉડવા લાગી એટલે પોતાની પાસેજ ધુલ વિના કશું પણ નહતું તેથી તે વખતે બીજાનું શું ભલું કરી શકે? સારાંશમાં અણુસમજુ ઉડાઉ માણસો કોઇને ફાયદો કરી શકતા નથી પણ અંતે પોતાને અને બીજાને તેઓ દુખરૂપજ થઇ પડેછે

આ કવિતા સાંભળી શાહ વગેરે સર્વ સભાસદોનાં મન બહુજ રંજન થયાં અને શાહે કહ્યું કે- જગન્નાથ પંડિતની વાણીમાંજ મિષ્ટતા રહેલી છે બીરબલ હવે ખટકનો ખેદમુકી દઇ! ચિત્તને પ્રફુલ્લીત કર

બીરબલે હાથ જોડી કહ્યું કે— જહાંપનાહ! હુકમ આગળ ખેદ દિલગીરીની શી તાકાત છે કે તે ટકી શકે? એમ કહી કવિતા બોલ્યો કે-

મોર શબ્દકે જોર જહાં, વહાં ન વ્યાલ વિહાર;
કરત સિંહ ક્રીડા વહાં, હોત ન ગજ પરિચાર.
ત્યોં સુભુપકી દ્રષ્ટિ શુભ, જીનપર હેરત હમેશ;
ઉનકું રહે ન રંચ ભર, દુખ ભય કારક

આ પ્રમાણે અજબ ચાતુરી ભરયું બોલણુ સાંભળી શાહ અને સભાસદાદિ સર્વે જણાઓ આનંદ પામ્યા અને બીરબલની ચાતુરી તથા સમય સુચકતાની સરાહના કરવા લાગ્યા

**વાર્તાનો સાર** એ છે કે જે ઉત્તમ મનુષ્યો છે તેમને માથે દૈવના વિપરીતપણાથી કોઇપણ પ્રકારની નામોશી આવી ગઇ હોય તો તે બદનામીને નાબુદ કરવા તેઓને અહોનિશ ખટક રહ્યાંજ કરે છે જે ગલમલનું સ્વેત કપડું છે તે ઉપર જરા શ્યામતાનો આભાસ પડયો હોય તોપણ સ્પષ્ટ દેખવામાં આવે છે પણ ગળીયલ કપડા ઉપર હજારો કાળા ડાઘ પડે તોપણ તે માલમ પડતા નથી અર્થાત નીચ જનો જે નિરંતર કલંકમય છે તેમના માથે કલંક આવે તોપણ શું, પણ જે નિષ્કલંકિત છે તેનેજ રહેજ કલંક માટે અત્યંત ખટક રહે છે; કેમકે.

ઉત્તમ મધ્યમ અધમ ગતિ, પાહન સિકતા તોય;
પ્રીત અનુક્રમ જાનીએ, વૈર વ્યતીક્રમ હોય.

ઉત્તમ જનોનું પ્રીતી કે સુભકૃત્યમાં એવું દ્રઢસ ઠસાવાળું મન હોય છે કે જાણે પત્થરમાં પડેલી રેખા, મધ્યમ પંક્તિના જનો પ્રીતિ તથા સુકૃત્યમાં રેતીમાં પડેલા રેખા સમાન અલ્પકાળ રહેનારાળો સંકલ્પ હોયછે; અને અધમ જનોનો પાણીમાં ખેંચેલી રેખા સમાન તેજ ક્ષણે લય પામનારો સંકલ્પ હોય છે; પરંતુ ઉત્તમ જનોનો વૈરભાવ મટાડવામાં પાણીમાં ખાંચેલી લીટી જેવો, મધ્યમનો રેતીમાં ખેંચેલી રેખા જેવો અને અધમનો પત્થરમાં પડેલી રેખા જેવો સંકલ્પ હોય છે: સારાંશમાં ઉત્તમથી સ્નેહ સારો પણ વૈર નેષ્ટ છે પણ અધમની તો સદા મિત્રતા કે વૈર એકે કામના નથી,

ભાગ દશમો સમાપ્ત.

## વાર્તા ૧૧૮ મી.

જાકી કીજે ચાકરી, તાકોવચન સ્વીકાર. પ્રભાકર.

એક સમય અકબરશાહે બીરબલને પુછયું કે,—'ચુગ્ત સાહેબ! રીંગણાનું શાક બહુજ સરસ સ્વાદવાળુ થાય છે.' બીરબલે કહ્યું કે.—'જી હજૂર ! આપનું કહેવું સત્ય છે અને સરસ સ્વાદવાળું રીંગણાનું શાક થાય છે તેથીજ સર્વ લોકો તેનું શાક ખાય છે.'

તદનંતર કેટલાક દિવસ વીત્યા પછી અકબરશાહ રીંગણાની નિંદા કરવા લાગ્યા તે વખતે બીરબલે કહ્યું કે,—'ખુદાવિન્દ ! રીંગણાથી વિશેષ વાદી કારક એક પણ શાક નથી, તથા રીંગણાના શાકથી કેટલાક રોગો પણ ઉત્પન્ન થાય છે.' આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે—'બિરબલ ! તમે પણ ખરેજ ગપ્પાંના ગોળાગોળા ગગડાવનાર છો અગાઉ એક દિવસ રીંગણાનાં શાકની મેં તારીફ કરી હતી ત્યારે તમે તારીફ કરી હતી અને આજ તેના અવગુણ પણ પ્રકાશમાં લાવવા આગળ પડયા માટે જુઠાના સરદાર છો તેસાંભળી બીરબલ હાથ જોડી બોલ્યો કે ધમાવતાર! આપજ ન્યાય કરો કે હું આપનો નોકર છું કે રીંગણાનો? આટલું વાક્ય સાંભળતાં શાહ હસી પડયો અને બીરબલની તારીફ કરવા લાગ્યો

# શ્રી दंडकारण्य विहारिणे नमः
# ખૂબીનો ખજાનો અથવા ડહાપણનો દરીઆવ
## અપૂર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનારી.
## વાર્તા ૧૧૯ મી.



હાસ્ય કદિ કરવું નહીં, છે દુઃખ સાધન ખાસ. **મોરારજી.**

એક સમય અકબરશાહે બીરબલને કહ્યુ કે ' કવિરાય ! આજ રાત્રીએ મેં એવું તો આશ્ચર્યજનક સ્વપ્ન જોયું કે—જાણે હું અત્તરના હોજમાં પડી ગયો હતો અને તમે મળના હોજમાં પડી ગયા હતા ! ' આ પ્રમાણે ઉપહાસ્ય યુક્ત શાહનો બોલ સાંભળી બીરબલે તરત જવાબ આપ્યો કે— ' હજુર આલી ! મેં પણ આજ રાત્રે તેજ પ્રમાણે સ્વપ્ન તો જોયું હતું, પણ આપના અને મારા સ્વપ્નામાં માત્ર નહી જેવો ફેર છે; તે એકે—હું આપના શરીરને ચાટતો હતો અને આપ મારા શરીરને ચાટતા હતા આટલુંજ વિશેષ છે. આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહ ચુપ થઇ ગયો.

**વાર્તાનો સાર** એછે કે—કોકનું ઉપહાસ્ય—મશ્કરી કરવા જતાં પોતાનું ઉપહાસ્ય જ્યારે થાય છે ત્યારે મ્લાનમુખવંતબની મૂંગે મ્હોંઢે સાંખી રહેવું પડે છે માટે સર્વથી તો એજ ઉત્તમ છે કે, કોઇની મશ્કરી કરવીજ નહીં; કેમકે મશ્કરી એજ મહા હાનિનું મૂળ છે **'રોગનું મૂળ ખાંસી અને વીનાશનું મૂળ હાંસી'** માટે મશ્કરી કરવાની ટેવ રાખવીજ નહીં.

---

## વાર્તા ૧૨૦ મી

વિદેશીનો વિશ્વાસ, વિણુ પ્રતીત કરવો નહીં. **કેસવ.**

એક સમય વિદેશી સોદાગરો સુંદર ઘોડાઓ લઇ દિલીપતિ હાજૂર આવ્યા અને નીતિવંત કિમ્મતિ ઘોડાઓ નિહાળી તેમાંથી ઘણા ઘો શાહેડ

ખરીદી લીધા, તથા તે સોદાગરને શાહે એક લાખ રૂપીઆ અગાઉથી આપી કહ્યું કે—આવતી સાલમાં ઘણાજ સરસ કાંતિવંત પાણીદાર અમૂલ્ય ઘોડાઓ ખરીદી મારા માટે ખાસ લાવવા.

આ પ્રકારે શાહે રૂપીઆ આપી ભલામણ કરી, પણ તે સોદાગર કયા ગામ કે કયા દેશનો રહેનારો છે ? તેમ તેનું શું નામ છે ? તે સંબંધમાં તો કશું પણ પૂછ્યું નહીં અને સોદાગર તો રૂપિયા લઈ રસ્તે પડયો.

એક દિવસ અકબરશાહે બીરબલ પ્રત્યે કહ્યું કે— 'બીરબલ ! મારા મુલકમાં બેવકુફ કેટલા છે? તેની ગણત્રીની યાદી કરવા ચાહું છું માટે તે વિષે તજવીજ ચલાવો. બીરબલ બોલ્યો કે— 'જહાંપનાહ! બેવકુફોની ગણત્રીની યાદી તો મેં પ્રથમથીજ કરી મૂકી છે અને તેમાં સર્વથી પ્રથમ આપનું નામ લખવામાં આવેલું છે. શાહ કોપ કરી બોલ્યો કે 'શું મને જ બેવકુફનો સરદાર ગણે છે? બીરબલ હાથ જોડી બોલ્યો કે— મેં અદબી માફ કરશો પણ નામ, ઠામ, ગામ, દેશ અને પેઠ પ્રતીત જાણ્યા વિના વિદેશી સોદાગરની વાતોની છટામાં રીઝી લાખ રૂપીઆ અગાઉથી આપ્યા એ બેવકુફી નહીં તો બીજું શું ? અકબરશાહે કહ્યું કે ' કદી એ સોદાગર ઘોડા લઇ આવ્યો તો પછી તે યાદીમાં મારૂં નામ લખ્યું છે તેનું શું કરશો ? ' બીરબલ બોલ્યો કે—' જો હવે ઘોડા લઈ સોદાગર આપ પાસે આવશે તો આપનું નામ કાઢાડી નાખી ત્યાં સોદાગરનું નામ દાખલ કરીશ; કેમકે જાણ્યા પૂછ્યા વિના લાખ રૂપીઆ હાથ લાગ્યા છતાં ચુપચુપ ગોથ મારી ઘરમાં બેસી ન રહેતાં ઘોડા ખરીદી લાવે તો એ ખાસો ગજેહનો બેવકુફનો રાજાજ જાણવો. ' આ પ્રમાણે બોલવું સાંભળી શાહ અત્યંત ખુશી થયો અને બીરબલની વચનોક્તિનાં વખાણ કરવા લાગ્યો.

**વાર્તાનો સાર એછે કે**—જેનું નામ, ઠામ, ગામ, જાણતા ન હોઇએ તેનો કોઇપણ પ્રકારમાં વિશ્વાસ રાખવો નહીં, લેવડ દેવડ કે વાતચિત કરવા તેનો પણ ખુબ વિચાર કરવો નહીં તો, '**રાતે સાડલે રાંડ પાશેર લઇ ગઈ ખાંડ**' તેવો પ્રકાર થશે; કહેવાનો તાત્પર્ય એ કે, કોઇપણ પ્રકા-

રનો પ્રબંધ કે સંબંધ કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરી સ્હામા માણસની રીત ભાતથી વાકેફ થઇ આગળ પગલાં ભરવાં; પણ ઉપરના ભાડુતી પોશાકના દબદબાથી અને વાતચિતની છટાથી લોભાઇ તેના પ્રત્યે વિશ્વાસ લાવવો નહીં.

## વારતા ૧૨૧ મી.

### સદ્બુદ્ધિબળ શિવાય જગતમાં એક પણ અધિક બળ નથી.

એક સમય અકબરશાહ બીરબલ સાથે એકાંત ભુવનમાં રમુજી રમ્મત ગમ્મત કરતો હતો, શાહ અને બીરબલની ભેદ બુદ્ધિ રહિત પ્રીતિ હતી તેથી કોઇપણ પ્રકારની વાર્તા, કહેવા યોગ્ય વા ન કહેવા યોગ્ય હોય છતાં પણ પોતાના ઇષ્ટ મિત્ર બીરબલને નિર્મળ અંતઃકરણથી કહી બતાવવાની જેને હમેશાંની ટેવ પડી રહી હતી. કેમકે જ્યાં જગતની ઉત્પત્તિ, પાલન, અને સકળ વ્યવહારો નિંપતા જે નિર્મળ પ્રેમ પ્રકટ થયો ત્યાં પછી કોઇ પણ પ્રકારનો ભેદ કે, જુદાઇ પામતીજ નથી ! અને જ્યાં ભેદ બુદ્ધિ છે ત્યાં સત્ય પ્રેમ હોતોજ નથી એ પણ સત્ય સિદ્ધાંત છે ! કહેવાનો ભાવાર્થ એ છે કે, અકબરશાહ અને બીરબલ વચ્ચે અવર્ણનીય પ્રેમ હતો, તેથી માત્ર શરીર જુદાં પણ પ્રાણ તો એક સ્વરૂપે જણાતા હતા. શાહ પણ નવીન નવીન રસમયી વાર્તાઓ સાંભળવા ઘણોજ રસિક હતો તેમ બીરબલ પણ તેવોજ રસમયી વાર્તાની ગુંટણી કરવામાં અને યુક્તિ યુક્ત તાત્કાળ જવાબ દેવામાં એક્કો હતો. એકાંત ભુવનમાં ચાલતી રમ્મત ગમ્મત વખતે શાહે બીરબલને પૂછ્યું કે—" પ્રીય મિત્તર ! મારા હાથની હથેળીમાં વાળ કેમ દેખાતા નથી ? " બીરબલે વિચાર તરત જવાબ કરી આપ્યો કે,—" ન્યાયમૂર્ત્તિ આપની હથેલીમાં વાળ એ કારણથી નથી દેખાતા કે આપ અતિથી, અભ્યાગત અને અનાથ લોકોને અત્યંત સંતોષ આપવા નિરંતર મ્હોં માગ્યા પદાર્થો આપો છો તેમ કળાવાન તથા વિદ્યાભિલાષી અને વિદ્વાન પુરૂષોના ગુણની કદર બુઝી અનર્ગળ દાન માન આપો છો, અર્થાત્ આપના હાથોથી આપો છો, તેથી તે સોના રૂપાના ઘસારાથી આપની હથેળીમાંના વાળ ઘસાઇ જતાં દેખાતા નથી, "

આ પ્રકારે બીરબલનું બોલવું સાંભળી શાહે ફરી પુછયું કે,–"હું તો દાન આપું છું તેથી મારી હથેળીના વાળ ઘસાઇ ગયા છે, પણ તારી હથે ઉપરના વાળ શા કારણથી ઘસાઇ ગયા છે ? તે કારણ બતાવવું જોઇએ. આવું શાહનું બોલવું થયું તેથી બીરબલે તરત જવાબ આપ્યો કે–"મેં પ્રથમથીજ કહ્યું છે કે, આપ ગુણીજનોની કદરણુઝી અનર્ગળ દ્રવ્ય આપો છો તો, તે દ્રવ્ય લેનાર બક્ષિસો લેનાર પૈકી હું પણ ગણુના બ્હારનો નથી, જ્યારે દ્રવ્ય આપનારના હાથમાં દ્રવ્યનો ઘસારો પડે છે ત્યારે વારંવાર દ્રવ્ય લેનારના હાથમાં કેમ ઘસારો ન પડે ? જેથી મારી હથેળીમાં પણ વાળ દેખાતા નથી."

આ પ્રમાણે ચતુર શિરોમણિ કવિરાયનું ભાષણ સાંભળવા શાહે જવાબ વાળ્યો કે–"કદાચ એકવાર એ તમારૂં બોલવું કબુલ રાખીએ, પણ આપણુ બન્ને શિવાય તમામ સભાસદોની હથેળીમાં પણ વાળ દેખાતા નથી તેનું શું કારણ છે ?" તે સાંભળી બીરબલ પોતાના પ્રતિપક્ષિઓના કૃત્યોનું સ્મરણ કરાવવાના હેતુથી બોલ્યો કે,–"ધર્માવતાર ? તેનું કારણ તો કેવળ ખુલ્લુંજ જણાય તેવું છે કે–જ્યારે આપ નાગવર વખતો વખત મારા ઉપર અત્યંત પ્રસન્ન થઇ અમુલ્ય વસ્ત્ર અને અપાર દ્રવ્ય તથા મોટી જાગીરોની બક્ષિસો આપો છો, તેથી તે નીરાશ થએલા બિચારા સભાસદો ઇર્ષ્યારૂપ અગ્નિમાં રાળના પુંજની પેઠે સળગી ઉઠી પીસતા હાથ ઘસ્યા કરે છે, તે કારણના લીધે તેમની હથેળીઓમાં વાળ દેખતા નથી."

આ પ્રકારે અદ્ભુત ચમત્કૃતિવંત અને અર્થસૂચક ઉત્તર સાંભળી શાહ અત્યંત પ્રસન્ન થયો અને તેજ સમય સુંદર પોષાક અર્પણ કરી પુનઃ આનંદ ક્રીડામાં પ્રવર્ત્યો.

---

## વારતા ૧૨૨ મી.

### નીમકહલાલી એ સર્વથી મહાન્ ગુણ છે.

એક સમય બીરબલ, શાહ પાસેથી રજા લઇ પોતાની તનદુરસ્તીને સુધારવા સુંદર હવાના સ્થાનોમાં પરિભ્રમણ કરતો કરતો અક્લાનીરતાનની

રાજધાનીના પાયતખ્ત ( ગીજની ) શહેરમાં જઇ પહોંચ્યો, શેહેરના લોકો આ નવીન પોષાક અને નવીન દબદબાવાળા તેજસ્વી પુરૂષને જોઈ અનેક પ્રકારના તર્કવિતર્ક ઉઠાવી આસપાસના ચાકર નોકરોને પૂછવા લાગ્યા, તેથી જણાવ્યું કે, દિલ્લી શહેરના શાહનો આ કોઇ કાબેલ જાસુસ છે અને આપણા રાજ્યની ચર્ચા જોવા અહીં આવેલો છે માટે આ વાત આપણા શાહને જણાવવીજ જોઇએ નહીં તો, વખતે આ કાફરોના મુલકપતિનો કાફર જાસુસ આપણા રાજની ચર્ચા જોઇ પોતાના શાહને વાકેફ કરે તેથી કોઇકિ વખતે તો શાહ આપણા મુલકને પોતાના તાબે કરવાની ખટપટ ચલાવે, પણ જો તો વખત તેઓને ન આવવા દેતાં પ્રથમ આ જાસુસનેજ પરહેજ કરાવી. ...માં મોકલાવવા હિલચાલ કરીએ તો વધારે સારૂં "દુશમન અને ...રદને ઉઠતાંજ દૂર કરવું" એજ અતિ ઉત્તમ છે. આવા આવા દુષ્ટ ...ચારોને દિલમાં જન્મ આપી પોતાના શાહ પાસે જઇ સઘળી હકીકત જાહેર કરી, જેથી ગીજનીના શાહે હુકમ કર્યો કે—'તે કાફર જાસુસને એકદમ મુસ્કેટાટ કરી મારી આગળ લાવો હું જોઊં કે તે કોણ છે અને કેમ આવ્યો છે? જો દુષ્ટ બુદ્ધિથી આપણો ભેદ લેવાજ આવ્યો હશે તો, સમશેરના તાબેજ કરી દેવો અને જો બીજા કોઈ કારણથી આવ્યો હશે તો તે જોઇ લઇશું. આ પ્રકારનો શાહનો હુકમ થતાંજ જમદુતરૂપ ઝનુની અફઘાનીઓ ધસ મસતા બીરબલના મુકામમાં જઇ પહોંચ્યા અને પુછ્યાગાછ્યા વગરજ બીરબલને ચતુર્ભુજ સ્વરૂપ બનાવી પાકા પહેરાના બંદોબસ્ત સાથે શાહ હજૂર લાવી ઉભો કર્યો. તેને જોઇ શાહે પુછ્યું કે—"તું કોણ છે? અને દિલ્લીથી અહીંયાં શા કારણને લીધે આવ્યો છે? તે તરત સાચેસાચું કહી બતાવ, જો તું તારી ચતુરાઇના દીમાગમાં રહી સાચી હકીકત નહીં જણાવીશ તો—આ સમશેરથી તારી ચતુરાઇ અને તારા પાપી જીવને ખુદાની હજૂરમાં મોકલાવી દઇશ."

બીરબલે જાણ્યું કે, આ ઝનુની લોકોએ શાહને આડું અવળું સમજાવી તેનું મન શંકાવાળું કરી મુકયું છે, પણ મને શું હરકત છે; કેમકે

'**સાચને આંચ હોતી નથી.**' એમ વિચારી બીરબલે કહ્યું કે "નેક નામવર! હું દિલ્લી શહેરમાં રહું છું અને અકબર શાહની હજુરમાં હું નોકર છું અને મારૂં નામ બીરબલ છે. હું મારા શાહની રજા લઇ મારી તનદુરસ્તી સુધારવા માટે સારી સારી હવાવાળા દેશોમાં ફરતો ફરતો આપના શહેરમાં આવી પહોંચ્યો છું, ફક્ત આપનું શહેર જોઇ મારા વતન તરફ જવાનો છું. આ સાચેસાચી હકીકત આપ આગળ રોશન કરી પછી જેમ આપની નિગાહમાં આવે તે ખરૂં.

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે પુછ્યું કે–" શું તારૂં જ નામ બીરબલ છે? જો તારૂં જ નામ બીરબલ હોય તો, તુંજ કહે કે, દેશો દેશના બાદશાહની ભેટ લેતો અથવા જોતો જોતો આવ્યો છે, પણ કોઇ મારા જેવો બાદશાહ છે.

શાહનું આવું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે—"નામવર! બીજા રાજા–બાદશાહ ક્યાં અને આપ ક્યાં! આપ તો ખાસ પુનમના ચંદ્રમા સમાન તેજવાળા અને પૂર્ણ વૈભવવંત છો." આ પ્રમાણે બીરબલના મુખથી પોતાના ગુણોત્કર્ષની પ્રશંસા સાંભળી ફરી પૂછ્યું કે–"જ્યારે હું પુનમનો ચંદ્રમા છું ત્યારે તારો બાદશાહ કેવો છે?" જ્યારે આ પ્રમાણે કટાક્ષ યુક્ત ગર્વનાં વચનો સાંભળ્યા ત્યારે બીરબલે કહ્યું કે–" ખુદાવિંદ! આપ નામવર તો પુનમના ચંદ્રમા છો અને મારો શાહ તો માત્ર બીજનો ચંદ્રમા છે માટે આપનું તેજ ક્યાં અને ક્યાં મારા શાહનું તેજ! પુનમચંદ્ર તે તો પૂર્ણ કળવાન્ છે."

આ પ્રકારે બીરબલનું બોલતું સાંભળી શાહ ઘણોજ ખુશી થયો. અને બીરબલને બંધનથી મુક્ત કરી સુંદર પોશાક અને પુષ્કળ સોનામ્હોરો ઇનાયત કરી પોતાના મુકામ ઉપર પહોંચતો કરાવ્યો.

જ્યારે બીરબલ પર્યટન કરતો કરતો પોતાના વતનમાં આવ્યો ત્યારે પોતાના સગાં સંબંધી જનો આગળ દેશાંતરમાં બનેલી બાબતો, રીત–રીવાજો, સુંદર સ્થાનો, શહેરો અને વિદ્યા હુનરો વિષેનું બયાન કર્યું તે

વખતે ગીજનીના શાહ આગળ બનેલી વાર્ત્તા પણ પ્રસંગોપાત કહેવાણી અને તે વાર્ત્તા નોકરો ચાકરોદ્વારા શહેરના લોકોના જાણવામાં આવી અને તેથી પોતાના વિરોધી મંડળવાળા મનુષ્યોના જાણવામાં પણ આવી એટલે તેઓ આનંદમાં બની અંદરો અંદર ખુશી થતા, હાથ તાળીઓ લેતા કહેવા લાગ્યા કે " જોઇએ તેવો લાગ હાથ લાગ્યો છે ? શું જે શાહે પોતાના શાહજાદા સમાન સમજી સર્વે પ્રકારની સંપત્તિથી સુખી કર્યો. છતાં તેજ શાહનું પરરાજ્યના શાહ આગળથી છુટવાની લાલચના લીધે પોતાના શાહની હીનતા બતાવી, એ શું નિમકહલાલીપણું છે ? કદાચ જીવ જાયતો બરજાહ નમ છે, પણ જેનું લુણ ખાતું તેનુંજ ઘસાતું બોલવું ! ! ગમે તેટલા ડાહ્યા પણ આખર લોટના માગનાર તુમડાંજ કે નહીં ! જો વૈરાગીઓથી બારવટાં ખેડાતાં હોત તો, શરા સરદારોનો ભાવજ કોણ પૂછત ! કોણ જાણે શાહે તેનામાં શું ઝવેરાત દીઠીછે ! જ્યારે આપણે આ દર્શનીક બનાવ દલિલ સાથે દર્શાવીશું છતાં શાહના મનમાં તેના પ્રત્યે ઇતિરાજી ઉત્પન્ન નહીં થાય તો જાણીશું કે, શાહ કોઇપણ રીતે એના દબાણ નીચેછે નહીંતો, પોતાનાજ માણસે પોતાની લઘુતા પરરાજ્યકર્તા અગાડી બતાવી એ શું ઓછી લાગણી દુખાવા જેવો પ્રકારછે ! "

આ પ્રમાણે મનમાં આવે તેમ વાતો કરતા સાંજની કચેરીના સમય શાહના હજૂર જઇ પહોંચ્યા અને પોતાથી બનતી ચતુરાઈ ચલાવી ગીજનીના શાહ આગળ બનેલી બીના જાહેર કરી; જોકે શાહ તો ઘણો શાહાણો અને પરમ ચતુર હતો, તેથી જાણી ગયો કે, આ બીરબલના પ્રતિસ્પર્ધિજનો છે અને મને બીજના લઘુ ચંદ્રમાની અને ગીજનીના શાહને પૂર્ણ ચંદ્રમાની ઉપમા આપી કેવા પ્રકારના અલંકારથી સ્તુતિ કરી છે તે હું સર્વ સમજાુછું; તોપણ આ લોકોને બીરબલની ચતુરાઇ પ્રદર્શિત કરવા અને તેઓને સારૂં લગાડવા ચોપદારને હુકમ કર્યો કે " બીરબલને બોલાવી જમાદારને સૂચના આપો. " આ પ્રમાણે હુકમ થતાં વેંતજ બીરબલને ત્યાં રાજ સેવકો જઈ પહોંચ્યા અને બીરબલની પણ શાહના હુકમને શિર ઉપર ચઢાવી તેજ સમય

શાહ હજૂર આવ્યો. અદબ સાથે કુરનસ બજાવી યોગ્ય આસને બેઠો. સર્વ સભાના દેખતાં અકબરશાહે બીરબલ પ્રત્યે પૂછ્યું કે-"કવીરાય ! જ્યારે તમો ગીજની શહેરમાં ગયા ત્યારે શું બીના બની હતી ?"

આ પ્રકારે શાહનો પ્રશ્ન સાંભળી હાથ જોડી બીરબલે કહ્યું—આલમ પનાહ ! હું જ્યારે ગીજનીમાં ગયો ત્યારે ત્યાંના લોકોને એવી શંકા થઇ કે—આ કોઇ રાજ્યનો જાસુસ છે અને તે આપણા રાજ્યતંત્રની ચર્ચા જોવાની ઇચ્છાએ આવેલ છે, એવો તેઓને શક પડવાથી શાહ અગાડી આડી અવળી વાતો કરી, તેથી મને મુશ્કે ટાટ બાંધી શાહ હજુર ખડો કર્યો અને મારૂં નામ ઠામ તથા આવવાનું કારણ પૂછ્યું ત્યારે મેં યથાસ્થિત હકીકત કહી સંભળાવી તદનંતર શાહે પૂછ્યું કે—મારા જેવો શાહ કોઇ તારા જોવામાં આવ્યો છે ? ત્યારે મેં કહ્યું કે આપતો પુનમના ચંદ્રમા સમાનછો, જેથી આપ જેવો બીજો શાહ કોણ હોય. આ વાત સાંભળી શાહે ફરી પૂછ્યું કે જ્યારે હું પુનમના ચંદ્રમા સમાનછુંત્યારે તારો શાહ કેવો છે? ત્યારે મેં કહ્યું કે, આપ તો પુનમના ચંદ્રમાછો અને મારો શાહતો બીજનો ચંદ્રમા છે આ ઉપરથી શાહ બહુ ખુશી થયો અને સારી નવાજસ-બક્ષીસ કરી મને વિદાય કર્યો આટલી વાર્તા બનેલી છે.

આ પ્રકારનું બોલવું સાંભળી શાહે પૂછ્યું કે –" ગીજનીના શાહને પુનમના ચંદ્રમા જેવો મ્હોટો પૂર્ણકળા વાળો બનાવ્યો અને મને બીજના ચંદ્રમા જેવો નાનો બનાવ્યો તેનું શું કારણ?"

બીરબલે જ્યારે આ પ્રષ્ણ સાંભળ્યો ત્યારે વાતનું સ્વરૂપ સમજી બોલ્યો કે-" શિરતાજ? ગીજનીના શાહે આપની ન્યુનતા બતાવવા અને પોતાની પ્રભુતા વધારવા ગર્વથી પ્રષ્ણ પુછયો ત્યારે મેં મારૂં નિમકહલાલીપણું જાળવી તેને વ્યાજનિંદા સ્તુતિ અલંકારવડે પ્રસન્ન કર્યો; એટલે ઉપરથી સ્તુતિ પણ ગર્બિતપણે નિંદા રૂપ પ્રશંસા કહી બતાવી. તેને પુનમના ચંદ્રની અને આપને બીજના ચંદ્રની ઉપમા આપી તેમાં એ ભાવ સૂચવ્યો કે, પુનમનો ચંદ્રમા દેખવામાં પુર્ણકળાવાળો પ્રકાશમાનછે, પણ જ-

ગતને વંદન સ્તુતિ કરવા યોગ્ય નથી, તેમ વળી પુર્ણચંદ્ર વિરહિ જનોને સંતાપ કર્તા છે, તેમ પુર્ણચંદ્રમાને ગ્રહણ લાગુ થાય છે; અર્થાત્ બીજાના છાયા નીચે દબાઇ નિસ્તેજ થાય છે અને પુનમ પછી દિનપ્રતિદિન ક્ષય થવાનો સમય છે, પણ વૃદ્ધિ થવાનો તો સમ્યજ છેજ નહીં, તેથી સૂચવ્યું

તમે જગત્ વંદ્ય કે સ્તુતિ પાત્ર નથી, બીજા બળવાન્ શતરૂઓના તેજથી અંજાવાપણાના ભયથી યુકત છો દુઃખી જનોને દુઃખ દેનાર છો, કલંકિત છો, અને હવે વૃદ્ધિ ન પામતાં આત્મશ્લાઘાના અભિમાનથી ક્ષય થશો. આપને બીજના લઘુ અને વક્ર ચંદ્રમા સમાન ઉપમા આપી તેમાં એ ભાવ રહેલો છે કે, હિંદુ, મુસલમાન કે પારસી વગેરે સર્વે કોઇ પુનમના પુરા ચંદ્રમાને પગે લાગતા નથી, પણ બીજના તેજ વગરના વાંકા ચંદ્રને પ્રેમ સહિત પગે લાગી સ્તુતિ કરે છે. તે પ્રમાણે આપ જગત્ વંદ્ય અને સ્તુતિ પાત્ર છો, વળી બીજનો ચંદ્ર ગ્રહણથી, કલંકથી, ક્ષયપણાથી અને વિરહીને સંતાપ કરવાથી રહિત છે, તે પ્રમાણે આપ અન્યના દબાણથી કે પરચક્રના ભયથી રહિત છો, કોઇ પ્રકારનું કલંક નથી, તથા હમેશાં વૃદ્ધિપણાને પામી પુર્ણકળા યુકત થવામાં ઉત્સુક છો અને દુઃખી જનોનાં દુઃખ હરનારછો. રાજ્યની સલામતીપણાની નિશાની રૂપ તોપોના બ્હાર પણ બીજના ચંદ્રોદયથીજ થાય છે. મુસલમાનોના મહિનાની શરૂવાત પણ બીજના ચંદ્રોદયથીજ મનાય છે. બીજના ચંદ્રોદયને જોવા તમામ લોકો હર્ષ સહિત આતુર બને છે. નોકર ચાકરોના પગારનો ચુકાદો પણ વિશેષે કરીને બીજના ચંદ્રોદય થવાથીજ થાય છે અને જે બીજના ચંદ્રને અબીલ યોગિંદ્ર સદાશિવજીએ મસ્તકમાં ધારણ કરેલ છે તેજ પ્રમાણે આપ પણ રાજ્યોની સલામતીરૂપ, ધર્મની મર્યાદારૂપ, લોકોને પરમ દર્શનીયરૂપ અને વ્યવહારના અગ્રણીયરૂપ તથા દેવોને પણ અતિ વલ્લભરૂપ બીજ ચંદ્રવત્ છો. મારી બુદ્ધિ પ્રમાણે તો આ ભાવ રહેલો છે પછી આથી વિશેષ ભાવ તો હજૂરના સમજવામાં હોય તે ખરા."

આ પ્રમાણે બિરબલનું બોલવું સાંભળી શાહ અને સકળ સભાસદો

બીરબલના બુદ્ધિ બળની ઉત્તમ પ્રશંસા કરવા લાગ્યા. અને દુર્જનો ખીન્ન મુદ્રાયુકત બની પૃથ્વી ખોતરવા લાગ્યા. શાહે ઉત્તમ પ્રકારનો પોષાક આપી તેની જાગીરમાં વધારો કરી આપ્યો.

**વાર્તાનો સાર એ છે** કે--સંકટ સમય આવે તે વખતે પ્રત્યેક બુદ્ધિવાન્ મનુષ્યે પોતાની બુદ્ધિ અનુસાર બુધિ કૈશલ્યતા કેળવી સંકટમાંથી છુટવું તથા જેનું લુણ ખાતા હોઇએ તેનું કોઇપણ સ્થળે ચાહે તો તેની નોકરીમાં કાયમ હોઇએ કે, નોકરી છોડી દીધી હોય; છતાં પણ કુલીનની એ રીત છે કે, પોતાના અન્ન દાતાનું ઘસાતું બોલાવવા આપણને કોઇપણ પ્રકારનો પ્રષ્ણ પુછે; તદપિ તેની લઘુતા થવા રૂપ વાકય ન ઉચ્ચરતાં અને સ્હામના પ્રષ્ણનો સારો પ્રતિ ઉત્તર દેતાં યોગ્ય વચનો પ્રકાશ કરવાં, તથા પોતાના દુશ્મનો પોતાનું માન ખંડન કરાવવા ચાંપતા ઇલાજો લ્યે તો તે વખતે એમનાજ લીધેલા ઇલાજથી તેઓનું માન ખંડન કરાવવું એવી યુક્તિ ચલાવવી, વગેરે વગેરે સાર લેવાનો છે.

---

## વાર્તા ૧૨૩ મી.

### મારવો તો હાથી અને લુંટવો તો ભંડાર !

કોઇ એક ખાનદાન કુટુમ્બનો ગ્રહસ્થ પણ કાળની વિષમ ગતિના બળપણાથી દુર્બળ સ્થિતિમાં આવી ગયેલો, તેથી પુનઃ ગુજરાન જેટલું ધન સંપાદન કરવા પ્રયત્ન ચલાવવા લાગ્યો. કહ્યું છે કે.—

**સુની દુખી જનકી કથા, આપ વિપત્તિ વિસાર;**
**દુખ કે ધોસ ગુજારિએ, ધીરજ ઉર મેં ધાર.**
**દુખ પીછે સુખ આતહૈ, સુખ પીછે દુઃખ આત;**
**આવત જાવત અનુક્રમે, જ્યું જગમે દિન રાત.**

તે ગરીબ ગ્રહસ્થે વિચાર્યું કે—કોઇ ગરીબને પ્રપંચમાં કે લાલચમાં નાંખી પોતાનું કાર્ય સાધિ લેવું એ અઘટિત છે, કેમકે—

**તુલસી હાય ગરીબકી, કબહુ ન ખાલી જાય;**

**મુએ ઢોર કે ચામસેં, લોહા ભસ્મ હો જાય.**

માટે ખાસ દિલ્લીપતીનેજ ત્યાં મારી ચતુરાઇ ચલાવી ગુજરાન જોગ દ્રવ્ય સંપાદન કરૂં, ત્યાં કાંઇ ખજાને ખોટ નથી તેમ મોટા અને દયાળુ મનના શાહ શિવાય અન્યને શહાણપત બતાવવું વ્યર્થ છે કેમકે—

**જાઇકે કછુ પાઇએ, કરીએ તાકી આશ;**
**રીતે સરવર પેં ગયે; કૈસે બુઝત પ્યાસ ?**

એમ વિચારી જ્યાં અકબરશાહ દાદ સાંભળવાના ઝરૂખા ઉપર જઇ બિરાજમાન થયા હતા તે વખતે ત્યાં તે ગૃહસ્થ પણ એક પાંજરાની અંદર બે સુંદર પોપટ અને એક નીલવંદરને લઈ ઝરૂખા સાહમેં જ્યાં શાહની નજરે પડે ત્યાં આવી ઉભો. થોડીકવાર પછી શાહની નજર તે ગૃહસ્થ ઉપર પડી જેથી તેને આગળ બોલાવી અત્રે આવી ઉભું રહેવાનું કારણ પૂછ્યું. તેથી તે ગૃહસ્થ બોલ્યો કે—" જહાંપનાહ ! હું આપના નામ ઉપર આજે સરત મારી બેઠો હતો ત્યાંથી આ ત્રણ જનાવરો જીતી લાવ્યો છું માટે તે આપને આપવા આવ્યો છું. " આ પ્રમાણે તેનું બોલવું સાંભળી શાહે હુકમ કર્યો કે 'જાઓ તેને જનાવરખાનામાં મુકી આવો." પછી તે ગૃહસ્થ તો જાનવર ખાનામાં જઇ પેલા ત્રણ જાનવર સોંપી આવ્યા.

ફરી બીજે દિવસે તે ગૃહસ્થ ધોળા સસલાની જોડ લઇ તે ઝરૂખા સ્હામોજ આવી ઉભો અને ગયા દિવસ પ્રમાણે શાહ સાથે ઉત્તર-પ્રત્યુત્તર થતાં તે પણ જાનવર જાનવરખાનામાં પહોંચાડવા હુકમ કર્યો.

પુનઃ ત્રીજે દિવસે પણ એક કાળીયારને લઇ પૂર્વવત્ ઝરૂખા નીચે આવી ઉભો અને તે દિવસે પણ પ્રથમ પ્રમાણે હુકમ થવાથી તેને જાનવર ખાનામાં મુકી આવ્યો.

આમ કરતાં તે ગૃહસ્થ બે ચાર દિવસનો વચમાં અંતર પડ્યા બાદ પછી તે ઝરૂખા સાહમો જઈ ઉભો અને તેની સંગાથે એક માણસ પણ હતો. તેથી તે દિવસે શાહે પૂછ્યું કે—" આજે શું જાનવર લાવેલ છો ? " આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી તે ગૃહસ્થ બોલ્યો કે—" ગરીબ પર-

વર! આ મારી સાથે મારા સ્નેહી છે તેમની સાથે આજે આપના નામ ઉપર પાંચ હજાર રૂપીઆની સરત લગાવી હતી, પણ કમનસીબે હું હારી ગયો છું. જેથી પૈસા માટે આ સ્નેહી હવે મને સતાવે છે તેથી તેને આપ પાસે લઇને આવ્યો છું."

આ પ્રમાણે તેનું બોલવું સાંભળી શાહે વિચાર્યું કે—"આ મનુષ્યે મારા નામ ઉપરથી ત્રણ દિવસ લગી સરત લગાવી તેમાં જીત્યો અને તે જે સરતમાં જીતી લાવ્યો તે મારા સ્વાધીન કર્યું તો, આજે મારા નામ ઉપર પાંચ હજારની સરતમાં હાર્યો તેથી તેને પૈસા તો આપવાજ જોઇએ. એમ વિચારી તેને પાંચ હજાર રૂપીયા અપાવી કહ્યું કે—"હવેથી તમો મારા નામ ઉપર કોઇપણ પ્રકારની સરત લગાવતા નહીં અને જો લગાવશો તો હું તે વિષે કશી પણ મદદ આપનાર નથી." આ પ્રમાણે કહી તેને વિદાય કર્યો, પણ તેના ગયા પછી શાહના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે—એ મનુષ્ય કોઇ પ્રપંચી કે ઠગારો તો નહીં હોય? મને ત્રણ દિવસ પ્રમાણિકતાપણું બતાવી પાંચ હજાર રૂપીયા યુકિતવડે ઓકાવ્યા હોય તો પણ કોણ જાણે?" આવા વિચારો કરે છે. એટલામાં બીરબલ આવી પહોંચ્યો, જેથી તેને પૂર્વનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને તે મનુષ્યને શોધી પકડી લાવી જો ઠગારો ઠરે તો, યોગ્ય શિક્ષા કરવી. આ પ્રમાણે પોતાનો વિચાર દર્શાવ્યો. તેથી બીરબલે તેની આકૃતિ અનુસારથી શોધ મેળવી પરહેજ કર્યો અને તેણે ખુદ શાહનાજ આગળ ઠગાઇ ચલાવી, જેથી ભારે શિક્ષાને પાત્ર કરવા હુકમ અમલમાં આણવા વિચાર કર્યો; એટલામાં તો એક કોઇ સારા ઘરની પણ ગરીબ દશામાં આવી પડેલી આબરૂદાર સ્ત્રીએ આવી બીરબલ હજૂર ફરીયાદ કરી કે—"બીરબલ સાહેબ! મારો પતી આજે છ દિવસ થયાં કયાં ગયેલ છે તેનો પતો નથી, તેથી હું અને મારો એક ન્હાનકડો ધબરૂ પુત્ર અન્ન વિના ટળવળીએ છીએ વળી અમો પરદેશી છીએ અમારૂં અત્રે કોઇ સગુ વ્હાલુ પણ નથી કે, જેનો આશ્રમ લઇ દુઃખના દશ દિવસ આઘા ઠેલીએ, વિશેષ વિપત્તિની કહાણી આપ આગળ શું

કહું માત્ર નશાની રૂપ માથે દુઃખનું ઝાડ ઉગવું બાકી રહ્યું છે માટે મારા પતીને આપ મેળવી આપો તો જાણીશ કે મને જીવીતદાન આપ્યું

આ પ્રકારે તે સ્ત્રીનું કરૂણાજનક બોલવું સાંભળી બીરબલે તે સ્ત્રી પૂછ્યું કે–" બાઇ! તમારા પતીનું શું નામછે? કેવા વર્ણતથા કેટલા કદનોછે?

આવા બીરબલના પ્રષ્ણો સાંભળી બોલી કે " મારા પતીનું પૂર્ણકળાના અવતાર રૂપ શ્રી રઘુનાથજીના પિતાશ્રીનું જે નામ હતું તે નામે નામ છે. સાધારણ કદના અને ગોર વર્ણું છે તથા મુદ્રા શાંત છે "

આ પ્રકારનાં તે બાઇનાં વચનો સાંભળી બીરબલ વિચારમાં પડયો. કે–"આ બાઇના કહેવા પ્રમાણે વિચારતાં જે હાલ શાહને ઠગી ગયેલ ઠગરાજ પકડયો છે તેને મળતાંજ સર્વ નિશાનો મળતાં આવે છે, રખેને તેજ આ સ્ત્રીનો પતી હોય નહીં " આમ વિચાર કરી તે સ્ત્રીને ત્યાંજ ઉભી રાખી તે કેદી પાસે જઇ બીરબલે તેને કહ્યું કે " ભલા દશરથલાલ! તારી મુખમુદ્રા શાંત અને ખાનદાન હોય તેવી આકૃતી જણાય છે; છતાં આવા કૃત્યને શા માટે આચરવું પડયું તે વિષે જે સાચે સાચી હકીકત હોય તે કહે, જો તું સત્ય કહીશ તો તને ગુન્હાથી મુકત કરી તારા માટે સારો વિચાર કરીશ.

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી તથા મારૂં ખરૂં નામ તેમના જાણવામાં શી રીતે આવ્યું? તેથી આશ્ચર્યવંત થઇ વિનવ્યું કે–"ગરીબ પરવર! હું કાશી–બનારસનો રહીશ છું, મારી પૈસા સંબંધી અતિ ઉત્તમ સ્થિતિ હતી; પરંતુ આપ જાણોછો કે, કાળની વિષમ ગતિ છે તેમ લક્ષ્મી સદૈવ ચપળવૃત્તિવંત છે, જેથી એકાએક વિપત્તિનું સાતપડું વાદળ મારા મસ્તક ઉપર ઝુકયું, તેથી ઘરબાર સંપતિ વિનાનો થવાથી દેશ છોડી પરદેશ આવવાની ફરજ પડી. મને અહીંયા આવ્યે લગભગ આઠેક માસ થયાં, મેં ગુજરાન જોગ ઉદ્યમ માટે બહુ બહુ ઠેકાણે માથા માર્યાં, પણ વગ વશીલા વિના વગર દામવાળા વ્યાપારીને કયો સહાયતા આપે? જગત માત્રમા જ્યાં ત્યાં "દામ કરે છે કામ' ગરથ વિનાના ગાંગલા ગરથે ગાંગા શેઠ' જેથી આશ્રય ન મળવાથી અન્ન વિના ઉપવાસ પડ–

લાગ્યા; તદપિ કેટલોક વખત તો પ્રમાણિકતાપણું જાલવ્યું, છેવટે પ્રમાણિકતાપણું છોડી કોઇપણ પ્રકારનો પેંચ લડાવી ગુજરાન જેગ નાણાં લાવવાં એવા નિશ્ચય ઉપર આવ્યો; તદપિ કોઇ ગરીબને ત્યા પેંચ લડાવી ગરીબની હાય ન લેવી એમ ધારી અખુટ ખજાનાના ધણી દુલા દેશપતીને ત્યાં પેંચ લડાવી ગુજરાન જેગ પૈસા હાથ કર્યા, હવે જેમ આપને કરવુ ઘટે તેમ કરો, મારી ઇજ્જત આપનેજ ખોળે છે, બધુ દુઃખ વેહાય છે, પણ ભુખનું દુઃખ વેહાતું નથી તેમજ મારૂં બબરૂં બાળ અને સ્ત્રી પણ અનાજ વિના તથા મારા વિના કેવા દુઃખીયાં થયાં હશે તેનો ખ્યાલ કાંઇ આપ સાહાનુભુતીના જાણવા બહાર નહી હોય એટલે વધારે કહેવાની જરૂર નથી. " આ પ્રમાણે બોલતાં બોલતાં તેની આંખમાં પાણી આવી ગયું અને કેવળ દયાજનક મુખમુદ્રા બની ગઇ. "

આ પ્રમાણે દશરથલાલનું બોલવું સાંભળી તથા દયાજનક સ્થિતિ જેઇ બીરબલના અંતઃકરણમાં પણ દયાના અંકુરો ઉદ્‌ભવ્યાં, જેથી તેની સ્ત્રીને બોલાવી કહ્યું કે—" શું આમને તમો ઓળખો છો ? " તે સાંભળી સ્ત્રી બોલી કે—"જેને માટે આપને તસ્દી આપવામાં આવી હતી તેના કારણ રૂપ આ પોતેજ મારા પતી છે" આ પ્રમાણે સુશીલા સ્ત્રીનું બોલવું સાંભળી બીરબલ તે દશરથલાલને કારાગ્રહથી મુક્ત કરી શાહ હજૂર લઇ જઇ શાહને વિનવ્યું કે " આ ગ્રહસ્થનો ગુન્હો માફ કરવો યોગ્ય છે; કેમકે કાળની વિષમ ગતિના વેગથી દુર્બળ સ્થિતિ થવાથી અન્યને ત્યાં કળા ન કેળાતાં ખુદ પ્રજાપાળક પિતાશ્રીને ત્યાંજ કળાવડે કરી ગુજરાન જેગ વેપાર કરવા જેટલાં નાણાં લીધાં છે માટે એ નાણાં બક્ષીસ કરવાં ઘટેછે. " એમ કહી સર્વ વિતકની વાર્તા કહી સંભળાવી, જેથી શાહને પણ તે ગ્રહસ્થની દયાજનક સ્થિતિ માટે બહુજ કરૂણા ઉત્પન્ન થઇ, તેથી તે નાણાં બક્ષિસ કરી ફરી કોઇ પ્રકારની મદદ જેઇએ તો ખુશીથી મદદ લેવા નિઃશંકપણે આવવું, હોય, રેળા વેળાની છાંયડી છે માટે મનમાં ઓછું ન લાવતાં તમારા કાર્યમાં તત્પર રહો અને સ્થિતિ સુધારવા માટે બનતી કોશીસે કાર્ય

કરો. તદનતર તે દશરથલાલ, શાહ અને બીરબલનો ઉપકાર માનતો ખુશી સહિત પોતાના સ્થાનકે ગયો અને દ્રવ્યવડે વ્યાપારોદ્યમથી અરિતાર્થના નિર્વાહ રૂપ યત્નમાં વિચર્યો.

**વાર્તાનો સાર** એ છે કે—કોઇ ગરીબની દુરાશીસ ન લેતાં તવંગરને કળા કેળવી વિત્ત–પૈસા સંપાદન કરવું. બીજું - આ વાર્તા ઉપરથી એ સમજવાનું છે કે—ગુન્હેગાર ઉપર પણ દયા લાવી અપરાધને વિસારી દઇ આશ્રય આપવા સાથે અભય વચન આપ્યું એ મહાન્ દયાળુ મહાવીર અકબરશાહ અને ચતુર શિરોમણિ બીરબલની મહત્તા અને મહાન્ ઉદાર ગુણો દર્શાવનાર રૂપ દાખલો બસ છે. ધન્ય છે એવા આર્યભૂષણ વિદ્યાગુણ યુક્ત નરોને ! !

———:o:———

## વાર્તા ૧૨૪ મી.

### પારસ સંગથી લોહ પણ કંચન બને કબીર. કબીર.

એક સમય શાહના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે–"બીરબલ મહા ચતુર અને પ્રવિણ પુરૂષ છે તો, તેના ઘરનાં માણસો તેના સહવાસથી કેવાં વિચક્ષણ હશે ? માટે ગુપ્ત વેષથી આજે તેની ગેરહાજરીમાં તેના ઘરની ચર્ચા જોઇ આવું." એમ વિચારી પોતે વિચિત્ર વેષ ધરી બીરબલને ઘેર પહોંચ્યો અને વગર પુછ્યે ગાછ્યે એકદમ ઘરમાં દાખલ થયો, તેથી બીરબલનો નાની વયનો રમતો પુત્ર પોતાની બ્હેનને કહેવા લાગ્યો કે "બ્હેન તે આવ્યો" તે સાંભળી બ્હેન બોલી કે "પણ તે નથી. આ-" પ્રકારે ભાઈ બ્હેનનો વાર્તાલાપ સાંભળી તેની માતા બોલી કે "તેમ પણ હોય છે અને એમ પણ હોય છે. આ પ્રકારનાં વચનો સાંભળી શાહ તો વિચારમાં પડી ગયો અને મુંગે મ્હોઢે જેવો આવ્યો તેવોજ પાછો પોતાના ઘર ભણીનો રસ્તો માપ્યો અને જ્યારે કચેરીમાં ગયો ત્યારે નવરત્નોના સમક્ષ પ્રશ્ન કર્યો કે–"તે આવ્યો, પણ તે નથી, તેમ પણ હોયછે અને એમ પણ હોયછે." આ વાક્ય રચનામાં શો ભાવ રહેલોછે તે વિગતવાર સમજાવો.

આ પ્રકારનો પ્રશ્ન સાંભળી સર્વ જણાઓ વિચારમાં પડ્યા; એટલામાં

તો બીરબલ બોલી ઉઠયો કે–" જહાંપનાહ ! આ આપના પ્રશ્નમાં કોઇ મૂર્ખ માણસની મૂર્ખાઇનું બયાન કરેલ સંભવ છે; અર્થાત્ એ ત્રણ સ્વાલની એવી મતલબ છે કે–કોઈ પુરૂષ ઘરમાં ન હોય, તે વખતે વગર પૂછયે કોઇના ઘરમાં કોઇ જન જાય તો તે ઘરનાં સુજ્ઞ મનુષ્યો આમ બોલે કે–તે આવ્યો અર્થાત્ બળદીઓ આવ્યો; કેમકે પશુ અને તેવા મનુષ્યમાં કશો અંતર રહ્યો નહીં 'પણ તે નથી' એટલે બળદ કહે છો પણ શિંગડાં અને પૂંછ નથી ત્યારે અન્ય વૃદ્ધજન બોલે કે–'તેમ પણ હોય છે અને એમ પણ હોય છે; અર્થાત્ શિંગડાં અને પૂંછવાળા પશુઓ પણ છે અને શિંગડાં તથા પૂંછ વગર કે જે અક્કલ, વીવેકશૂન્ય મૂર્ખ મનુષ્યો હોય છે તે પણ પશુ હોય છે.' આ આપણે આ શબ્દોમાં ભાવ રહેલોછે."

આ પ્રકારનું બીરબલનું બોલવું સાંભળી શાહ તો મનમાં ને મનમાં બીરબલના ઘરનાં મનુષ્યોની ચાતુર્યતા અને પોતાની મૂર્ખતાનું ચિત્ર નિહાળી મૌનવૃત્તિ ધારણ કરી અન્ય વિષયમાં પ્રવર્ત્યો.

**વાર્તાનો સાર** એ છે કે–કોઇ પણ મિત્ર, ગૃહસ્થ કે સાધારણ સ્થિતિવાળા મનુષ્યના ઘરમાં જતાં પહેલાં ઘર ધણીને અવાજ આપી સાવધાન કરવો; કેમકે વખતે એ પોતાના ખાનગી કામમાં બેઠેલ હોય તો તેમાંથી નિવૃત્ત થઇ આપણી ભેટ લ્યે. અથવા તો તે વિશેષ અગત્યના કામમાં હોય તો, આપણને જે યોગ્ય ઉત્તર યુકત પુનઃ ભેટ લેવાનો વખત આપે તે વખત માન્ય રાખવો, પણ ફકત પોતાનો સ્વાર્થ સાધવાની વિચારણાથી દુરાગ્રહ આદરવો કે,કટાક્ષ વચન કહેવાં તે કેવળ મૂર્ખતાજ ગણાય છે. તેમ વગર ચેતવણી આપ્યે ગમે તેવો પોતાનો સંબંધી હોય;તો પણ તેના ઘરમાં જવું નહીં;કેમકે ઘરની સ્ત્રીઓ વગેરે કેવી સ્થિતિમાં બેઠેલ કે, પ્રવર્તેલ હોય અને તે વખતે એકદમ જવું એ કેવળ અસભ્યતા ભરેલું ધોરણ છે માટે કહેવાનો તાત્પર્ય એ છે કે, વગર બોલાવ્યે, વગર ચેતવણી આપ્યે કે, વગર આદર સન્માન મળે તે સ્થળે જે મનુષ્ય જાય છે તે પશુ સમાજન જણાય છે; માટે પ્રત્યેક મનુષ્યોએ આ દાખલો યાદ રાખવો ઘટે છે.

## વારતા ૧૨૫ મી.

કુલીન રૂપ સંપત્તિ સહ. આ સુત ભૂલ પરિવાર;
તોપણ નર એક બુદ્ધિ વિણ, મા નલડું ન લગાર. **શામળ.**

એક સમય અકબરશાહના ખાસ બગિચામાંથી કોઈ એક ચોર સાત કેરીનું ઝુમખું પુષ્કળ ચોકી-પહેરાના બંદોબસ્ત છતાં પણ ચોરી ગયો. અકબરશાહને નિરંતર તે બગીચામાં હવા ખાવા માટે જવાનો નિયમજ હતો તેમજ તે બારમાસી રસિલા આંબાની કેરીઓ વિગેરેની તપાસ ખાસ પોતે પણ રાખતો હતો. જ્યારે બીજે દિવસે શાહ તે બગીચામાં ફરવા ગયો અને તે આંબા ઉપર નજરમાં રાખેલું સાત કેરીનું ઝુમખું નજરે ન પડ્યું ત્યારે બગિચાના રખવાળને બોલાવી પૂછ્યું કે—" આ બગીચામાં કોઈ મારા શિવાય મારા ઘરનું મનુષ્ય આવ્યું હતું? " બાગવાન બોલ્યો કે" હજૂર ! આપ શિવાય હાલ અહીંયા કોઈનું પધારવું થતું નથી." શાહે કહ્યું કે "જ્યારે મારા વિના બીજાનું આવવું થતું નથી તો, આ આંબા ઉપરનું સાત કેરીનું ઝુમખું કે જે તારી પણ નિગાહમાં હતું તે ક્યાં ગયું? જો તેં કોઈને કદાચ ભેટ દાખલ આપ્યું હોય તો, તે કહી દે નહીં તો, તેનો તપાસ કરવો જોઈએ કે, આટલા મજબુત ચોકી-પહેરાના બંદોબસ્તના વચ્ચેથી કોણ આવી ચોરી ગયું." બાગવાને જણાવ્યું કે—" ગરીબપરવર ! મેં કોઈને પણ આપ્યું નથી; તેમ કાલ સુધી તો હતુંજ, ગમે તે પ્રકારે કોઈ ચોર આજે રાત્રિના સમય લઈ ગયો હોવો જોઈએ—બાગની અંદર કોઈનો પ્રવેશ થયો જણાતો નથી; તોપણ શું ખબર પડે; કેમકે **માલધણીની બે આંખ્યો અને ચોરની ચાર આંખ્યો.** " આવા પ્રકારનું બાગવાનનું બોલવું સાંભળી શાહ વિચાર કરતો કરતો મહેલે ગયો, પણ મનમાં તે વાર્તા વિસરતી નહોતી, જેથી બીરબલને બોલાવી કહ્યું કે—"બીરબલ ! આપણા ખાસ બગીચામાંથી કોઈ હરામખોર આંબા ઉપરથી સાત કેરીનું ઝુમખડું ચોરી ગયો છે, તપાસ કરતાં કશું માલમ પડતું નથી માટે તને

તે યુક્તિ પ્રયુક્તિથી કરી ચોરનાર ચોરને શોધી કાહાડવો જોઈએ ”

આ પ્રકારે શાહનુ બોલવુ સાંભળી બીરબલે કહ્યું કે-“ જેવો નામદારનો હુકમ. ” એમ કહી બીરબલે ત્યાંથી રજા લીધી રસ્તામાં ચાલતાં એક જગ્યા ઉપર મદારી ખેલ કરતો હતો, તે જગ્યાએ બહુ માણસોની મેદની ભરાયલી જોઈ, તેથી ત્યાં જઈ ઉભો રહ્યો જ્યારે મદારી ખેલ કરતો ખલાસ કરી ચુકયો ત્યારે બીરબલ સર્વ લોકની વચ્ચે બોલ્યો કે-“ભાઈઓ! આટલા બધા અકલવાન માણસો ભેગા થયા છો, તે જોઈ મને પણ ઘણો આનંદ થયો છે, તેથી એક રમુજી વાર્તા કહી બતાવું છું, તેનો જરા પોત પોતાની મરજી પ્રમાણે અભિપ્રાય આપતા જાઓ”

આ પ્રમાણે લોકપ્રિય બીરબલનું બોલવું સાંભળી લોક અતિ હર્ષિત થયા અને જાણ્યુ કે, બીરબલ સાહેબની વાત ખાસ રમુજ ભરેલી હશે એમ વિચારી સ્વસ્થચિત્તથી ઉભાં રહ્યાં.

હમેશાં એવો નિયમ છે કે-કોઈ પણ મનુષ્યે કોઈ પણ પ્રકારની ચોરી; અર્થાત્ જે કામ કરવાથી રાજ્યની શિક્ષાને પાત્ર થવાય તે સર્વ કામોને ચોરીમાંજ ગણવામાં આવે છે; પછી ચાહે તો, ખુન, દગાઈ, વિશ્વાસઘાત, ધનહરણ. વ્યભિચાર કે, અનિષ્ટ આચાર કરેલ હોય; તદપિ કામ કરનારના મનમાં ભય અને વ્યાકુળતા રહે, તેથી ચોરીનું કામજ કહેવાય છે તે કારણથી ચોરી કરનાર મનુષ્ય જે જગ્યાએથી ચોરી કરી ગયો હોય ત્યાં પોતે હરતો ફરતો ગુપ્ત તપાસ રાખતોજ રહેછે; કેમકે થયેલી ચોરી માટે લોકોનું બોલવું કેવા પ્રકારનું થાય છે, કોન ઉપર શક છે અને રાજ તરફથી કેવા પ્રકારે તપાસ ચાલે છે? તે જોતોજ રહે છે; કહેવાનો ભાવાર્થ એ છે કે-ને ફુરી ચોરનાર ચોર પણ તેવાજ કારણથી ફરતો હતો, અને જ્યાં આ માણસોની મેદની મળેલી હતી તેમાં તે પણ સામેલ હતો.

બીરબલ બોલ્યો કે-”ભાઈઓ! સુરત શેહેરની અંદર એક ગફુરશાહ કરીને એક શાહુકાર છે તેની ચંદ્રગૌરી નામની દિકરીએ એક વ્રત લીધું કે-મારે પોતાનાજ હાથથી ફુલવાડીમાંથી જગદંબેને ચઢાવવા

ફુલો લાવવાં, એક ફુલવાડાવાળા સાથે ફુલો માટે કરાર કરી લીધો. તે બાળા રોજ ત્યાં ફુલ વીણવા માટે જતી હતી. શાહુકારની કન્યા, સુખીયા ઘરમાં ખાવા પીવા પહેરવા ઓઢવા વગેરેના સુખમાં ઉછરેલી અને વળી યૌવન વન પણ ખીલી આવેલું એટલે પછી તેની રૂપલાવણ્યતા વિષે કહેવા સરખુંજ શું રહ્યું? આવી રૂપયૌવન સંપન્ન બાળાને જોઇ કોનું મન ન ચળે? જુવો કે, જગતના દંડદાતા અજીત યોગિંદ્ર સદાશિવ તે પણ ભીલડી ઉપર આશક થયા, ઈંદ્ર અહલ્યા ઉપર, જગત્ ગુરૂ બ્રહ્મા પોતાનીપુત્રી ઉપર અને નારદજી વિશ્વમોહિની ઉપર આશક થયા,તેત્પછી બીજાઓની વાત જશી

હમેશાં તે કન્યાને એકલી આવતી જોઇ વાડીવાળા માલિકનું મન તેના ઉપર આશક થયું અને ધીરે ધીરે તે સાથે બોલવા ચાલવાની છુટ કરતાં કરતાં પ્યાર કર્યો; એટલે જેવી તે નવયૌવન મદથી ભરેલી હતી તેવોજ તે વાડીનો માલિક પણ રૂપ યૌવનના મદથી ભરેલો હતો.

સદાકાળથી સ્ત્રીઓનો એવો સ્વભાવિક નિયમ છે કે—કોઇ રૂપ, ધન, યૌવન સંપન્ન ગાન તાન કરનારો, કપડે લત્તેથી ઠાઠમાઠ રહેનારો, અત્તર ફુલેલ વગેરે સુગંધદાર વસ્તુઓથી સહિત અને હાથનો છુટો તથા ચેટકવાળી છટા દર્શાવનારો પુરૂષ જુવે છે તો, તેના મનમાં સ્વાભાવિક પ્યાર ઉત્પન્ન થાય છે. તો આ વાડીનો માલિક તો તેવા ગુણો યુક્તજ હતે અને વળી નિર્મળ મનોવૃત્તિને નાશ કરનાર એકાંત સ્થાન મળ્યું એટલે તો પછી. ગમે તેવી ડાહી સ્ત્રીઓ હોય તદપિ તે પરપુરૂષના તાબે થયા વિના રહેજ નહીં. અને અહીંયાં એકાંત સ્થળ માટે તો જરા પણ પુછવા જેવુંજનહતું આ પ્રમાણે સર્વે અનુકુળતા હોવાથી તે બન્નેને પરસ્પર પ્યાર થયો

જો કે આટલો બધો તેઓનો પ્યાર બંધાયો હતો, પણ તેઓની પાક મહોબત હતી; કેમકે તે કન્યાએ વાડીના માલિકને કહ્યું કે "હું હજુ કુમારિક છું માટે મારૂં પાણીગ્રહણ થયા વિના અનાચાર આદરવો એ કેવળ અયોગ્ય છે માટે હાલ તો પાક મહોબત રાખો અને આ વર્ષમાંજ મારાં લગ્ન થવાનાં છે તે થાય એટલે પેહેલો તમારે મેલાપ કરી પછી મારા પ-

તિ પાસે આમ્યધર્મમાં પ્રવર્તિશ એ મારી દ્રઢ પ્રતિજ્ઞા છે" આવી પ્રતિજ્ઞાના કારણથી પેલે પુરૂષે પણ 'પરાણે પ્રીતી ન કરવી, એ નિયમને અનુસરી તેનું કહેવું માન્ય રાખ્યું અને હાસ્ય વિનોદમાં આનંદ માનતો આશાએ આશાએ દિવસ ગુજારવા લાગો.

કેટલોક વખત ગયા પછી તે કન્યાનાં સારા કુલીન પુરૂષ સાથે લગ્ન થયાં એટલે રાત્રિના સમય તે સ્ત્રી સંપૂર્ણ શ્રૃંગાર સજી અલબેલા બની પોતાના પતી પાસે જઇ હાથ જોડી કહેવા લાગી કે "પ્રાણનાથ! આપની પાસે સત્ય બોલવું એ મારો ખાસ ધર્મ છે માટે આપ સમક્ષ નિવેદન કરૂંછું કે-હું જ્યારે ઉછરતી વયમાં સારો પતી મળવાની આશાએ દેવીપૂજન કરવા જતી હતી અને દેવીપૂજન માટે જોઇતાં ફુલો મારે હાથેજ ચુંટી લાવતી હતી. દૈવસંયોગે જે વાડીમાં પુષ્પ ચુંટવા જતી હતી તે વાડીના ધણીની નિષ્ટા મારા પ્રત્યે જુદાજ વિચારની થઈ તેમ મારી વૃત્તિ પણ તેના તરફ લલચાઇ; તેથી મેં કુમારિકા વ્રત ભંગ ન કરતાં તે સાથે એવો કરાર કર્યો કે, હાલ તો તમારા કહેવા પ્રમાણે હું વરતીશ નહીં, પણ જ્યારે મારૂં પાણીગ્રહણ થશે ત્યારે હું પ્રથમ તમારો સમાગમ કરી પછી મારા પતીની ભેટ લઇશ. આ પ્રમાણે હું કોલ દઇ ચુકી છું, જેથી હવે જેમ આપ આજ્ઞા આપો તેમ કરૂં."

આ પ્રમાણે પોતાની નવલવધુનું બોલવું સાંભળી શહાણા શાહુકારે દીર્ઘ દ્રષ્ટિથી વિચાર્યું કે-"જોઇએ તેવો એકાંતનો વખત મળવા છતાં પણ જેણે પોતાના ઉન્મત્ત મદનને દબાવી કુમારિકા વ્રત જાળવ્યું તે માટે ખરેજ ધન્યવાદને પાત્ર છે! માટે હું ખાત્રીથી જાણી શકું છું કે, આ સ્ત્રી પોતાના પતિવ્રતને ચુકશે નહીં, તેમ ટેકવાળી છે; માટે તેને તેની પ્રતિજ્ઞા પૂરી કરવા જવા દેવામાં કશી હરકત નથી, કદાચ તે પોતાના ચરિત્ર કેળવી દુષ્ટ બુદ્ધિને પૂરી પાડવા ગુપ્ત રીતે ગઇ હોત તો હું કયાં જાણવાનો હતો? પણ જ્યારે પ્રતિજ્ઞા માટે પૂછીને સલાહ માગે છે તો તેનું

અંતઃકરણ શુદ્ધ હોવુંજ જોઇએ." એમ વિચારી તેણે સ્ત્રીને કહ્યું કે-"વ્હાલી વિનતા! મનુષ્ય માત્રને કરેલી પ્રતિજ્ઞા પાળવી એજ ઉત્તમ ધર્મ છે. પ્રતિજ્ઞાનો ભંગ કરતાં પહેલાં પ્રાણનો ભંગ કરવો એ વિશેષ સ્તુતિપાત્ર છે, પણ પ્રતિજ્ઞા જતાં પ્રાણ રહે તેના જીવિતને ધિક્કાર છે માટે ખુશીથી હું રજા આપું છું કે, તમે તમારી પ્રતિજ્ઞાને પૂરી પાડી આવો." વાહ ધન્ય છે આવા ધર્મવાન્ ધણીને ! !

તદનંતર તે સ્ત્રીએ હાથમાં ખાનપાનનો ભરેલો થાળ લઇ પોતાના પ્યારા પ્રિયતમ પાસે જવાનો માર્ગ લીધો. રસ્તામાં જતાં તેને ચોર મળ્યા અને તેને લૂટવાનો વિચાર દર્શાવ્યો તેથી તે સ્ત્રી બોલી કે 'હું અત્યારે આશા ભરી જાઉં છું માટે મને પ્રભુ માટે નિરાશ કરો નહીં અને હું પ્રતિજ્ઞાથી કહું છું કે, પાછી વળી આ ઠેકાણે હું જરૂર આવીશ માટે ખુશીથી તમો અહીંયાં બેસો." આ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી ચોરોએ વિચાર્યું કે, કોઇની આશા ભંગ કરવી એમાં બહુ પાપ લાગે છે અને એ આપણા હાથમાંથી જવાની ક્યાં છે? માટે એને જવા દેવામાં કશી અડચણ નથી" આમ વિચારી તે સુંદરીને ચોરોએ આગળ જવા દીધી.

થોડો રસ્તો કાપ્યો એટલામાં તે અંધારી રાત્રિમાં એક રાક્ષસ તે સ્ત્રીના સન્મુખ ખાઉં ખાઉં કરતો આવી ઉભો. ત્યારે તેને જોઇ સ્ત્રી બોલી કે-"હે દેવ! ભલે મને ખાવી હોય તો ખાઓ, પણ એક મારી અરજ છે કે-હું મારા ઘણા દિવસના વાયદાવાળા પ્યારા પ્રાણને મળવાની આશાએ આશા ભરી જાઉં છું માટે હાલ મને જવાદો અને આશ પૂરી કરી પાછી અહીં આવું એટલે સુખેથી મારૂં ભક્ષણ કરી જજો." આ પ્રકારનું તે સ્ત્રીનું બોલવું જોઇ તે દુષ્ટ માંસ મદિરાના ભોગી રાક્ષસે તે સ્ત્રીનો ભરોંસો રાખી તેને આગળ જવા દીધી અને નિઃશંકપણે સંકેત સ્થાને જઇ પહોંચી. તે વાડિનો માલિક વાડીમાં સૂઇ રહ્યો હતો, ત્યાં જઇ તે ચપળા-ચતુરાએ તેને જાગ્રત કર્યો અને રસ્તામાં વીતેલ વૃત્તાંત કહી

પછી કહેવા લાગી કે–" મારું પાણી ગ્રહણ થઇ ચુક્યું છે, માટે મારી કરેલી પ્રતિજ્ઞા પાળવા મારા પતિની રજા લઇ તમારી પાસે આવી છું માટે હવે ઇચ્છા પ્રમાણે અનુકુળતાને અંગીકાર કરો."

આ પ્રમાણે તે સુંદર મનમોહન મોહિનાનાં વચન સાંભળી આશ્ચર્ય-ચકિત બની વિચારવા લાગ્યો કે "જે પુરૂષે સંસારિક સુખ સંપાદન કરવાની આશાએ પુષ્કળ ધન વાપરી પાણી ગ્રહણ કર્યું તેવી નવ વિવાહિતાનો પોતે ઉપભોગ ન લેતાં અન્ય પુરૂષનો પ્રથમ સમાગમ કરવા પોતાની સ્ત્રીને ખુશીથી રજા આપી જેથી ધન્ય છે તેવા ધર્મધ્વજ પુરૂષને ! અને ધિક્કાર છે મને કે, તેવા વિશ્વાસપાત્ર પુરૂષના સર્વ હક્કો ડુબાવી પર સ્ત્રીને પોતાની ગણી લેનારને; નહીં નહીં તે કેવળ અયોગ્ય વાર્તા છે. એમ વિચારી બોલ્યો કે–" વ્હાલી ધર્મ ભગિની ! આટલા દિવસ જે મારાથી મન અને વચનથી તમારા પ્રત્યે કુદૃષ્ટિ–કુવિચારો થયા તે માટે ક્ષમા ચાહું છું અને જે મને મળે છે તે તમોને સાસરવાસો કરૂં છું તે સ્વીકારી લ્યો, તમારા ટેક અને પ્રેમ માટે ખચિત ધન્યવાદ આપું છું અને એજ ભલામણ આપું છું કે, પોતાના પવિત્ર મનવાળા પતિની સેવામાં રહી પતિવ્રતા ધર્મ પાળી સ્વર્ગ સુખ સંપાદન કરો." એમ કહી તેને સાસરવાસો આપી તેમ ઘર ભણી જવાની રજા આપી.

તદનંતર તે સ્ત્રી સાસરવાસા સહિત જ્યાં રાક્ષસ માર્ગ પ્રતિક્ષા જોતો હતો ત્યાં આવી અને વાડામાં બનેલી હકિકત કહી બતાવી કહ્યું કે–"હવે તમારે મને ભક્ષણ કરવી હોય તો ભલે રીતે કરો." આ પ્રકારે દ્રઢ ચિત્ત વાળી ચતુરાનું બોલવું સાંભળી મનમાં વિચારવા લાગ્યો કે–" અહો ! જે કામિ પુરૂષ કેટલાક કાળથી આશાએ દિવસ ગાળતો હતો, તેમ છતાં જ્યારે આશા પૂર્ણ થવાનો વખત હાથ લાગ્યો અને એકાંત વગેરે સર્વ પ્રકારની અનુકૂળતા છતાં નવ યૌવન રૂપ ગુણ સંપન્ન છટાદાર છબીલીની છેડ કર્યા વગર ધર્મની બ્હેન કરી સાસરવાસો આપી છળ રહિત ચિત્તે

છોડી દીધી, તો તેવી પ્રતિજ્ઞાપાળ સ્ત્રીને મારે મારી નાંખવી–ભક્ષણ કરી જવી યોગ્ય નથી; કેમકે તેના દર્શનથી મને પણ અન્યસ્થળેથી ભક્ષણ મળી ચૂક્યું છે, તેથી મને જે કાંઇ મળે તે સાસરવાસો આપી વિદાય કરવી જોઇએ. એમ વિચારી એક અમૂલ્ય રત્નનો હાર આપી તેને વિદાય કરી.

જ્યારે તે યૌવનગર્વિતા અને યુગલ સ્તન ભારથી નમેલી માનુની આગળ ચાલી જ્યાં ચોર લોકોને વાયદો આપી ગઈ હતી ત્યાં આવી ચોરોને પ્રથમની બનેલી સર્વ હકિકત કહી કહ્યું કે " ભાઇઓ! હવે ખુશીથી પેહેરવાનાં વસ્ત્ર રહેવા દઇ દાગીના માત્ર લઇ લ્યો."

આ પ્રમાણે તે ભાગ્યશાળિ ભામિનીનું ભાષણ સાંભળી ચોર લોકો પણ ચકિત ચિત્તવાળા બની વિચારવા લાગ્યા કે, જ્યારે કામ વિહ્વલ કામી પુરૂષે કામપાત્ર કામિનીને બ્હેન ગણી પાછી કાહાડી, તેમજ નિર્દય નઠોર મનવાળા રકતલોલુપ રાક્ષસેપણ જતીમૂકી તો આપણે તેની પ્રશંસાલાયક લલનાને લૂંટવી લાયક નથી. તેમ તેના પગલાના પ્રતાપથી આજે બીજેથી પણ સારો ભરખ પાક્યો છે માટે આપણા ગજા પ્રમાણે સાસરવાસો કરી આપણે પણ જવા દેવી એજ વ્યાજબી છે, એમ વિચારી યોગ્ય સાસરવાસો કરી તે મોહિની સુંદર સુંદરીને વિદાય કરી.

ત્યાર પછી તે પૃષ્ટ પુષ્ટ ભાગવાળી પ્રેમદાએ પોતાના પ્રીયતમ પાસે આવી પગેલાગીસંપૂર્ણ વૃત્તાંતકહી સંભળાવ્યો અને તેનીપ્રતીતિ દાખલ મળેલાસાસરવાસામાં વસ્ત્ર દાગીનાઓ પતિના પદકમળમાં મૂકયા તે જોઇ પુણ્યશાળી પવિત્ર મનવાળો પતિ બોલ્યો કે " હે શશીવદની શ્યામા! મને પ્રથમથીજ તારી પ્રતીતિ હતી તેથીજ મેં પ્રતિજ્ઞા પાળવા રજા આપી હતી તેમ તેં પણ પોતાનો ધર્મ જાળવ્યો માટે તારા જેવી ટેકવંત સ્ત્રીઓને સતકોટી ધન્યવાદછે. આ પ્રમાણે કહી તે ચારૂ ચંદ્રવદનીને ચુંબન સહ પ્રેમાલિંગન આપ્યું.

આટલી વાર્ત્તા કહી બીરબર બોલ્યો કે–"કહો ભાઇઓ! એ સ્ત્રીનો ધરધણી, ચોર, રાક્ષસ, કે વાડીનો માલિક એ ચારમાંથી વિશેષ લાયક કો-

ણુ કહેવાય ? તેને ખુલાસો જણાવો."

આ પ્રકારે ચમત્કાર ભરી વાર્તા સાંભળી સર્વે ચકિત થઈ પોતપોતાના મન સાથે વિચાર કરી પોતપોતાને મનને ભાવતી બાબતને વખાણી એટલે જે પ્રમાણિક અને નીતિને જાણનાર પુરૂષો હતા તે પૈકી એક જણુ તે સ્ત્રીના ધણી માટે કહેવા લાગ્યો કે,–" ખરા રીતે, જોતાં તો પ્રથમ સ્ત્રીના ધણીને ધન્ય છે કે, જેણે દેખાતે રીતે પ્રથમ સમાગમના સમય બીજાનો વાયદો સાચવવાની રજા માગવા માટે સ્ત્રીએ અભિપ્રાય જણાવ્યો છતાં તેણે કશો દ્વેષ ન લાવતાં સ્ત્રીને યાર સાથે પ્યારનો વાયદો પુરો પાડવા રજા આપી માટે એનાથી વધારે કયો પુરૂષ લાયક ગણાય ? ! "

ચોર લોકો અને ચોરીના કામો ઉપર પ્રીતિ રાખનાર હતા તેઓમાંથી એક જણ બોલ્યો કે–" બસ ! એના ધણીને ધન્ય નથી પણ, ચોરને ધન્ય છે કે, અંધારી રાતે દાગીનાથી ભરપુર સ્ત્રીને લુટયા વગર તેના બોલવાના વિશ્વાસ ઉપર રહી જવા દીધી અને પાછા વળતાં ન લુટતાં ઉલટો સાસરવાસો કર્યો માટે તે ચોરોથી વધારે લાયક કોણ કહેવાય ? "

માંસ મદિરાના લોલપી જનોમાંથી એક જણ બોલ્યો કે–"ધણી પણ રજા આપે, ચોર પણ વખતે આશાએ વળગી ન લુટે, પણ પેટમાં સત્તર ગણનો ખાડો પડયો હોય તે વખતે જેવું જોઇએ તેવું તાજું ખાજ મળ્યા છતાં જે રાક્ષસે કપટરૂપ સ્ત્રીના બોલવા ઉપર ભરોસો રાખી જવા દીધી; એટલુંજ નહી પણ પાછી આવી તે વખતે પણ અમૂલ્ય રત્નહાર આપ્યો એ માટે સર્વેથી રાક્ષસને વધારે શાબાસી ઘટે છે."

જે છેલડી છબીલાના છંદમાં આનંદ માનનારછટકદાર છેલ હતા તે પૈકી એક રસિલો બોલી ઉઠયો કે–"સ્ત્રીનો ધણી, ચોર, રાક્ષસ હજુ સમજાવ્યા સમજે; પણ કામ રૂપ મદિરાથી મસ્ત બનેલા કામાંધ, વિષયાસક્ત, ભરી વસ્તિમાં બાર ગાઊ સુધી ઉજ્જડ જોનાર અને ઘણો કાળ આશામાંને આશામાં વ્યતીત કરેલ કામીને નવ પરણિત સ્ત્રુંગાર અને રૂપ લાવણ્યતા-

આ અપ્સરાને લજાવે તેવી સ્ત્રી ઘેર એકે રાત્રિએ ચાલી આવેલ. કેવળ પ્રેમની પુતળીનો એકાંત સમાગમ થએલો તે વખતે તેના પ્રત્યે કશો પણ દુષ્ટ વિચાર ન લાવતાં બ્હેન ગણી સાસરવાસો આપી અપરાધની ક્ષમા માગી તેમને ઘેર પાછી જવા દીધી એ સર્વથા આડો આંક વાળ્યા સરખો પ્રકાર છે; કેમકે મનુષ્ય માત્ર સર્વ વસ્તુને, એટલે મદવંતા હાથીનાં કુંભસ્થળનું, કેશરીસિંહના દાંતનું, મહારથીઓના મદનું, અને પ્રબળ પરચક્રનુ ચૂર્ણ કરી શકે છે, મહાવેગ વાળી નદિઓને તરી પાર જાય છે, ગહન પાકડને બોહા કે, ફગેડી પોતાની ધારણા પાર પાડે છે, મોટા મોટા દેવો અને દાનવોને વસ્ય કરી લે છે, પણ અંગ વિનાનો અનંગ–કામદેવ તેના વેગને તેવા પુરૂષો જરા પણ ઝીલી શકતા નથી અને કેવળ સ્ત્રી આગળ કંગાલ બની મદારીના માંકડાની પેઠે જેમ સ્ત્રી નચાવે તેમ નાચ્યા કરે છે; કહેવાનો ભાવાર્થ એ છે કે, મહાન્ સમર્થ વીરનરો પણ કામદેવના તાબે થઇ કામદેવની સહાયતા ભૂત સુંદરીની એક સાનમાં શાંત થઇ ભાન ભૂલી જાય છે; છતાં સર્વ વાર્તાના અનુકૂળતાનો અનાદર કરી જીતેંદ્રિયની ગણનામાં ગણાયો માટે તે પુરૂસને અનંતાનંત ધન્યવાદ છે.”

આ પ્રમાણે લોકો પોતપોતાના મતને અનુકુળ વાતો કહી ચુપ રહ્યા એટલે જેણે ચોરને ધન્યવાદ આપ્યો હતો તે પુરૂષને તરત પોતાના સેવકોને તાબે કરી રાજદ્વારમાં લઇ જઇ કહ્યું કે–“ બોલ તેં સાત કેરીઓનું ઝુમખું કેવા પ્રકારે ચોર્યું અને તેમ શામાટે કરવું પડ્યું ? તે સત્વર નિવેદન કર નહી તો હવે તારી ચાલાકી ચાલનાર નથી. વિચારી જો કે, જેણે ખરા ચોરને પકડી પાડવામાં બુદ્ધિ વાપરી છે તે આગળ હવે કશો પ્રપંચ ચાલવાનો નથી. ”

આ પ્રકારે બીરબલનું બોલવું સાંભળી ચોર ગભરાયો અને કહેવા લાગ્યો કે–“ પ્રભો ! આપથી કંઇ કમ અંજાણી છે, દાયાણી આગળ પેટ કેટલોક વખત સંતાડયે નહિ શકે તેમ છે ! મહારાજ ! મારી સ્ત્રી ગર્ભવંતી

છે, જેથી તેને કેરીઓ ખાવાની ઇચ્છા ઉત્પન્ન થઇ અને મને પ્રાર્થના કરવા લાગી તેથી મેં તેની ઇચ્છા પરીપૂર્ણ કરવા બાણુવિદ્યાના બળથી કિલ્લા બહાર રહી બાણદ્વારા કેરીનું ઝુમખું મારા સ્વાધીન કરી ઘેર જઇ એને આપી સંતોષમાન કરી છે, માટે હવે જેમ આપની ધ્યાનમાં આવે તે કરો મારૂં મસ્તક આપની સમશેરને તાબે છે, ચાહો તો કાપી નાખો કે, ચાહો તો શીરપાવ બંધાવી સુશોભીત કરો."

આ પ્રમાણે સત્યવકતા ચોરનાં કથન શ્રવણ કરી અતી હર્ષવંત થયો અને શાહ પાસે જઇ અભય વચન લઇ સર્વ હકિકત કહી સંભળાવી, તે સાંભળી શાહ બોલ્યો કે—"ભલા તેં જે વિદ્યાના બળથી કેરીનું ઝુમખું તીર ફેંકી હાથ કર્યું, તે વિદ્યાં મને બતાવી દે એટલે થયું."

આ પ્રમાણે શાહનું બોલવું સાંભળી ચોર તે વિદ્યા શીખાડવા લાગ્યો પણ વિદ્યા સીદ્ધ થાય નહીં, તેથી શાહ ગુસ્સો કરી કહેવા લાગ્યો કે—"તું મનમાં કપટ રાખી હજુ મને વિદ્યા શીખવે છે?" એમ કહી કેટલીક ધમકી આપી, તે જોઇ બીરબલ બોલ્યો કે,—"મહારાજ! પારકા પાસેથી વિદ્યા આ પ્રકારે ન લેવાય; કેમકે એક અક્ષરના ભણાવનારને પણ ગુરૂ કરી જાણવો જોઇએ અને સર્વ પ્રકારે તેનું માન જાળવવું જોઇએ; છતાં આપ ઉંચા આસને બેસી તેને ધમકી આપતાં અહંભાવથી વીદ્યા શીખો છો તેથી ફળીભૂત થશેજ નહીં, **વિદ્યા તો માત્રજ વિનયનાજ આધીન છે,** જેથી એને ઉંચા આસને બેસાડી આપ શીષ્યભાવે તેના આગળ વીનયયુક્ત ઉભા રહી વિદ્યા શીખો, જુવો પછી ક્ષણવારમાં સીદ્ધ થાય છે કે નહીં;

બીરબલનું બોલવું ધ્યાનમાં લઇ શાહે તેજ પ્રમાણે કર્યું એટલે વીદ્યા તરત સીદ્ધ થઇ, જેથી અતી પ્રસન્ન થઇ વીદ્યાદાતાના ઉપકાર યોગ્ય શીરપાવ અને બક્ષીસ આપી તેને ઘેર પહોંચતો કરાવ્યો,

**વાર્તાનો સાર** એ છે કે—ચોર લોકોની ચાતુરી પણ ચાવથી છે. તેમ તેવા ચોરોને પકડનાર ચતુર નરોની ચાતુરી પણ અનહદ હોય છે મા-

ટે સાચા ચોરેને પકડવાની ચાલાકી શીખવા ચતુર નરોની સેવા કરો બી જો સાર એ લેવાનો સ્ત્રી બગાડવાનું કારણ સ્વતંત્રતાજ છે માટે તેને બાળવયથી તે વૃદ્ધાવય સુધી સ્વતંત્રતા આપવી નહીં; અર્થાત્ બાળવયમાં પીતાના અંકુશમાં, યૌવન વયમાં પતીના અંકુશમાં અને વૃદ્ધાવસ્થામાં પુત્રના અંકુશમાં, રહી સ્ત્રી પોતાના ધર્મને જાળવે, પણ જો સ્વતંત્રતા મળે તો તરત આંગળી ચીંધામણું કરાવેજ ! જુવો કે, હાલના ડોળઘાલુ સુધારકોની સ્ત્રી પુરૂષના સમાન હક ગણી સર્વ પ્રકારે સ્વતંત્રતા આપી છે પણ તેના પરીણામો કેવાં આવે છે અને હજુ કેવાં આવશે તે અનુભવી સત્ય સુધારકો સારી પેઠે સમજે છે માટે અમારો ખાસ એ સીદ્ધાંત છે કે, સ્ત્રીને કેવળ સ્વતંત્રતા આપવીજ નહીં, તેમજ સ્ત્રીઓએ અન્ય પુરૂષ સાથે તો શું પણ પીતા કે ભાઇની સાથે પણ એકાંતમાં વીશેષ વખત રહેવું નહીં. ત્રીજો સાર એ લેવાનો છે કે વીદ્યાદાતાનો જોઇએ તેવો વીનય કરીએ તોજ વીદ્યા પ્રાપ્ત થાય છે અને થોડી પ્રાપ્ત કરેલી વીદ્યા પણ અનેક ફળને આપે છે. માટે વીદ્યાગુરૂનું દીલ દુભાય કે તેની અવગ્યા થાય તેવું કાર્ય કિંચીત માત્ર પણ કરવું નહીં અને જેમ બને તેમ તેની સારી આશીષ મેળવવી એજ પરમ કલ્યાણકારી છે. આ શિવાય સુજ્ઞ પતિની સહન શીલતા, ટેકવંત સ્ત્રીની ટેક, આશાબદ્ધ પુરૂષની ધર્મપરાયણ વૃત્તિ, રાક્ષસ ચોરાદીનો સંતોષ અને સત્યનો સદા જય અને શાહ તથા બીરબલનું ગુણગ્રાહીપણું વગેરે વગેરે સાર લેવાનો છે.

---

## વાર્તા ૧૨૬ મી.

સંચિત પુર્વ સુકર્મથી, ઉરમાં પ્રકટે આપ;
અતુલિત બળ બુદ્ધિ તણું, ટાળે સહુ સંતાપ. પુર્ણેંદુ.

એક સમય અકબર શાહે બીરબલ પ્રત્યે પૂછયું કે—"કવીરાય ! સર્વ મનુષ્યો શા દુખથી મરણને શરણ થાય છે ?" બીરબલે કહ્યું—"આલમ-

પનાહ ! મનુષ્ય માત્ર ભૂખના દુઃખથી મરણને શરણ થાય છે ! ” તે સાંભળી શાહે જણાવ્યું કે–“ શું મારા બાપ દાદાઓ પણ ભૂખે મરતા મરી ગયા ? ” બીરબલ બોલ્યો કે—“ બેશક તેમજ થએલું ” શાહ બોલ્યો કે– “ આ વાત મારા ધ્યાનમાં બેસતી નથી માટે એ વિષેનો દાખલો જોઇએ” એ સાંભળી બીરબલ બોલ્યો કે—“ શિરતાજ ! થોડા દીવસ પછી તેનો દાખલો આપને આપીશ.”

તદનંતર બીરબલે ક્ષુદ્ધવર્ધક અને ભોજનપચનાદિ ચૂર્ણજ બનાવી તૈયાર કર્યાં કે જેના સેવનથી ગમે તેટલું ભોજન કર્યું હોય; તદપિ ફરી ભોજન કરવાની ઇચ્છા થાય; અર્થાત્ એવી પાચન શક્તિવાળાં ચૂર્ણ બનાવી લીધાં. પછી એક દિવસે પોતાની ચતુરા સ્ત્રીને કહ્યું કે–“ હે સૂક્ષ્મ મધ્ય પ્રદેશવાળી મનોહારિણિ ! આજે શાહને એક દાખલો આપવો છે, જેથી અનેક પ્રકારની રસોઇઆઓની પાસે રસોઇ બનાવી તૈયાર કરવો; કેમકે શાહને આપણે ત્યાં જમવા બોલાવવાના છે માટે નવીન નવીન પકવાનો શાકો, ભજીયાં, તળ્યા વઘાર્યાં પદાર્થો, રાઇતાં અને આચાર વગેરે અભિનવ પ્રકારના પાક સામગ્રી બનાવરાવો. અને જે જે વસ્તુઓ જેટલી જેટલી વજનમાં લાવો તેટલી તેટલી વજન સાથે કાગળ ઉપર તેની નોંધ કરી લેવી.”

આ પ્રકારે પ્રીયતમનું વચન સાંભળી પ્રીયતમાએ તેજ પ્રમાણે સકળ પ્રકારના પાકના પદાર્થો તૈયાર કરાવ્યા એટલે બીરબલ શાહને પોતાને ત્યાં જમવા માટે તેડી લાવ્યો. પછી જમવા બેસાડયા અને પોતાની રૂચિ પ્રમાણે જમી રહ્યા એટલે બીરબલે તે ચૂર્ણમાંથી જરા ચૂર્ણ ખાવા આપ્યું ચૂર્ણ ખાધાને થોડીકવાર થઇ એટલે શાહને તો જાણે જમ્યોજ નથી તેમ ક્ષુધા ઉત્પન્ન થઇ, જેથી શાહ બોલ્યો કે–“ બીરબલ ! મને તો જાણે ભૂખ લાગી હોય તેમ જણાય છે. ”તે સાંભળી બીરબલ બોલ્યો કે–“ ગરીબ પરવર ! જે જોઇએ તે તૈયાર છે ” એમ કહી પ્રથમ જમ્યા હતા તેથી અન્ય પ્રકારનાં ભોજનના પદાર્થો પરમ રુચિકર્તા લાવી આગળ ધર્યાં અને

મન તૃપ્ત થાય ત્યાં સુધી જમ્યો એટલે ફરી પૂર્વ કથિત ચૂર્ણનો પ્રયોગ કર્યો, જેમ જેમ ચૂર્ણના પ્રયોગ કરતો ગયો તેમ તેમ ક્ષુધા લાગતી ગઇ અને વારવાર જમતાજ ગયો જ્યારે અતિ ઉપયોગ થવા જેવું જણાયું ત્યારે બીરબલે ચૂર્ણ પ્રયોગ બંધ પડયો અને મુખવાસાદિ આપ્યા. તદનંતર શાહ બોલ્યો કે–" રાજા સાહેબ આજે તો જાણે ભસ્મ નામનો રોગ પ્રાપ્ત થયો હોય અને ખાધેલું હજમ થઇ જઇને ભુખ્યોનો ભૂખ્યો તેમ મને પણ થયું. હું ધારૂં છું કે આજે મારાથી હમેશાં કરતા બહુજ વધારે ખવાયું છે બહુ ઠીક છે; પણ પેલી વાર્તાનો દાખલો આપવાનો છે તે ક્યારે આપશો ?" તે સાંભળી બીરબલ બોલ્યો કે–" જીલ્લેઆલમ ! આજે દાખલો આપી ચુકયો છું" એમ કહી પાક સામગ્રી લાવેલા તેના તોલની યાદીનું કાગળિયું શાહને આપ્યું અને કહ્યું કે–" ફક્ત આટલી, ભોજન સામગ્રીમાં એક હજુરજ જમ્યા છો, એ ઉપરથી વિચાર કરો કે, ખાસ તેની સો વર્ષની આવરદા છે, તે જ્યારે નિરંતર આટલી ભૂખ સહન કરે છે ત્યારે આખી જીંદગીમાં કેટલી ભૂખ સહન કરવી પડે? તો જ્યારે ઘણા દિવસનું ભુખનું દુઃખ એકઠું થાય કે–એક દિવસ ભૂખના સપાટામાં આવી મરણને શરણ થાય છે." જો મનુષ્યમાત્રને મનગમતું વખતસર બીજું ભોજન મળ્યાં કરે તો અવશ્ય સો વર્ષનું આયુષ ભોગવે એમાં જરા સંદેહ નથી.

આ પ્રમાણે બીરબલનાં વચન સાંભળી અને ભોજન સામગ્રીની યાદી જોઇ અતી આશ્ચર્યવંત થઇ બોલ્યો કે–" આ હીસાબ પ્રમાણે ખરે મનુષ્યમાત્ર ભૂખના દુખથી મરણને શરણ થાય છે. ધન્ય છે બીરબલ તારી બુદ્ધિને.

**વાર્તાનો સાર એછે કે**–પ્રાણી માત્રને સારૂં અને સ્વાદિષ્ટ ભોજન નીયમસર મળ્યા કરે તો તેથી મન પ્રસન્ન રહે છે અને મન પ્રસન્ન રહેવાથી શરીરની સર્વ ઇંદ્રિયો તૃપ્ત રહે છે અને સર્વ ઇંદ્રિયો તૃપ્ત રહે તો

શરીરમાં ઉત્સાહ બળ, બુદ્ધિ નીરાલસપણું ધૈર્યતા વીરતાદી અનેક ગુણો અને સમસાધુઓ વૃદ્ધી પામે છે. એટલુંજ નહીં પણ નિરોગતા રહે છે અને નીરોગતા રહે છે તેથી દીર્ઘાયુ થાય છે માટે જેમ બને તેમ ખાનપાનમાં નીયમસર વર્તવું જેથી સ્વાર્થ સાધન થાય છે.

——(૦)——

## વાર્તા ૨૨૭ મી.

વણિક વિલક્ષણ જાત, ઘાત ઘણી ઘરમાં ઘડે:
સાકર મુખે સાક્ષાત, પણ અકળિત વિષ થઇ અડે:

પૂર્ણચંદ્ર.

એક સમય શાહે વાણીઆને બોલાવી કહ્યું કે—" તમો કહો છો કે, શાહ ભારે ભાગ્યવાળા છે માટે મારૂ ભાગ્ય ભારે છે તેનું તોલ કરી આપો જ્યાં સુધી ખરૂં તોલ કરી નહીં આપો ત્યાંસુધી છેર જવા પામશો નહીં. "

આ પ્રમાણે કઠોર હુકમ સાંભળી વાણીઆઓએ વીચાર્યું કે આજે પૂરેપુરી કમબખ્તી આવી, ભાગ્ય તે કાંઇ વસ્તુ નથી કે જેનું તોલ કરી શકાએ! હશે ખેર જે બન્યું તે ખરૂં **આફત સમય ધીરજ રાખવી.** એ ઘરડાંની કહેવતને હૈયામાં ધરી નંદ કળા કેળવી જ્યારે શાહને ખુશી કરી ન જઇએ તો પછી આપણે શાહ શાના! એમ વીચારી એક કાંટો લઇ ચણોઠીઓ કહાડી ચણોઠીઓનો તોલ કરવા લાગ્યા, પણ ચણોઠીઓનો બધીનો તોલ સરખો ક્યાંથી આવે, જેથી જે બાજુએ કાંટો નમે તે બાજુએથી એક રતી કહાડી લઇ જોવા લાગ્યા તો પેલી બાજુએ કાંટો નમવા લાગ્યો એટલે તે બાજુએથી કહાડવા લાગ્યા એટલે આ બાજુએ ઉંચો જવા લાગ્યો. આ પ્રમાણે તેઓ ધડબાંગ કરવા લાગ્યા તે જોઇ શાહ બોલ્યો કે—"આમ દીવાનાની માફક શું કર્યા કરોછો! તે સાંભળી વાણીઆઓ બોલ્યા કે—" એ આપના ભાગ્યનું તોલ કરીએ છીએ." શાહ બોલ્યો કે—" શું મારૂ ભાગ્ય રતી સાથે સરખામણી કરવા જેવું છે?" વાણીઆ બો-

લ્યા કે " હા સાહેબ ! એક રતી પ્રમાણ આપનું ભાગ્ય છે એમ અમારી ધારણા પ્રમાણે નિશ્ચય થાય છે " આવું વાણીઆઓનું બોલવું સાંભળી શાહની ભ્રકુટી વિચીત્ર થઈ આવી અને કહેવા લાગ્યો કે–" અરે ! મારા ભાગ્યની અતુલીત રચનાને માત્ર એક ચણોઠી બરાબરજ માનોછો, અથવા તેનો પુરે પ્રકારે હાખલો નહી તો, હવે મોત માથેજ ભમી રહ્યું છે, જેને તેને ચપટીમાં ઉડાવો છો તેમ મને પણ ઉડાવવા માંડ્યે ? મીઠું મીઠું બોલી જગતનું કાળજું કોલી ખાનાર ઉંદર રૂપે નંદ રૂપ પ્રગટ થઇ પૃથ્વી પાળકને ત્યાંજ પોતાની કળા પ્રકાશવા લાગ્યા છો."

વાણીઆ હાથ જોડી બોલ્યા કે ગરીબપરવર ! સાપ બધે વાંકો ચાલે છે, પણ દરમાં તો. સીધો દોર જેવો થાય છે, તેમ અમે ગમે તેવા શાહણા આપ પર ચલાવનાર; તદપી આગળ અમારી કળા ફેળાવીએ એતો અમારા મોતની નીશાની છે એમ સારી પેઠે સમજીએ છીએ માટે આપ આપનો મીજાજ ગરમ ના કરો અને અમારી પુરેપુરી વારતાઓ સાંભળો પછી જો આપના ધ્યાનમાં અમે ચાલાકી ચલાવી છે એમજ જણાય તો પછી અમે ક્યાં આપની નજર આગળથી જવા પામીએ તેમ છીએ. "

તે સાંભળી શાહ બોલ્યો–" ત્યારે બોલો એક ચણોઠી બરોબર મારૂ ભાગ્ય કેવી રીતે ઠરાવ્યું.

આ પ્રશ્ન સાંભળી શાહુકારો બોલ્યા કેઃ—

સુંદર રૂપ અનુપ સુધાસમ વાકય વદે મન ભાવન નીકે,
વાચ્ય કળા ગુણ મંડિત પંડિત જાનત ભેદ ભલે સબહી કે;
માણુવદે સબકે ગુન ઔગુન માંઝ ખપૈ અરૂલાગત ફીકે,
હૈ રતિતો રતિનાથ અહૈ નહિ એક રતિ તો હૈ એક રતી કે.

માણુસ માત્ર ગમે તેવો ગુણી કળા કૌશલ્યતાથી ભરપુર તથા સર્વે સમૃદ્ધિવંત ગ્રહસ્થ કે, દેશપતી હોય, પણ જો તેનામાં એક રતીની ખામી છે તો તે એક રતીનોજ ગણાય છે, પણ આપ સાહેબમાં રતીની ખામી

નથી અર્થાત્ રતી ભાગ્યવાળા છો જેથી દિદપની ગણાઓ છો. અને કરોડો માણસો આપના મુખ સામું જોઇ જીવન ગુજારે છે જેથી આપના ભાગ્યનુ તોલ એક રતી પ્રમાણે છે. જો આ વાત અયોગ્ય હોય તો હવે જેમ આપની તબીઅત ચાહે તેમ શીક્ષા કરો."

## વારતા ૧૨૭ મી.

એક સમય શાહે બીરબલને પૂછ્યું કે—" રાજાસાહેબ ! આ આકાશમાં ચળકતા તારા કેટલા હશે ?" તે સાંભળી બિરબલે વિનવ્યું કે "આ વાર્તાનો આપને કાલ ઉત્તર આપીશ." તદનંતર બીરબલ પોતાને ઘેર ગયો અને એક મોટો કાગળ લઇ સોય વતે તેને એવો તો છેદયુક્ત કરી નાખ્યો કે, કોઇ તે છેદ—કાણાં ગણવા માંડે તો ગણાય પણ નહીં, કેમકે ગણતા ભ્રાતો ઉત્પન્ન થાય છે કે ક્યાં ગણ્યાં અને ક્યાં ના ગણ્યાં? તેવાં ઝીણાં જોડાજોડ કાણાં કાગળમાં પાડી તે કાગળ લઇ બીજે દીવસે રાજ્યકચેરામાં ગયો ત્યારે શાહે પૂછ્યું કે—" કાલના પ્રશ્નનો ઉત્તર શોધી કહાડ્યો?", બીરબલે અરજ કરી કે " જી જહાંપનાહ! તેની ગણત્રી કરી મેં કાગળમાં નિશાન કર્યાં છે એટલે જેટલાં કાગળમાં કાણાં છે તેટલાંજ આકાશમાં ચળકતા તારાઓ છે" એમ કરી પેલો છેદયુક્ત કાગળ શાહ આગળ મુક્યો અને અરજ કરી કે "હવે જે આપના દરબારમાં વિશેષ ગણિતમાં હુશીઆર હોય કે વધારે અક્કલબાજ હોય તેને ગણત્રી કરવા આપો એટલે તારા કેટલા છે તેનો સરવાળો આવીજ રહેશે."

આ પ્રમાણે બીરબલનું બોલવુ સાંભળી શાહે અક્કલવાન સભાસદોને હુકમ કર્યો કે—" આ કાગળમાં કેટલા છેદ છે તે તરત ગણી આપો" આ પ્રમાણે હુકમ થતાં ગણત્રી કરનારા શહાણા સભાસદોએ બહુ બહુ પ્રયત્નો કર્યા, પણ તેની ગણત્રી થઇ શકી નહીં જેથી આખરે અરજ કરી કે—" ગરીબ પરવર આ છેદો તો અગણીત છે, એ ઉપરથી સરવાળો જણાય છે કે, આકાશમાં ચળકતા તારાઓ અગણિત છે."

**અગીઆરમો ભાગ સમાપ્ત.**

श्री दंडकारण्य विहारिणे नमः

# ખૂબીનો ખજાનો અથવા ડહાપણનો દરોઆવ

અપૂર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનારી.

# બિરબલ અને બાદશાહ

ની મનમોહન અને ચમત્કારિક વાર્તાઓ.

---

## ભાગ બારમો.

### વારતા ૧૨૮ મી.

બ્રજ ભાષા ભાવત સકલ, સુર બાની સમ તુલ;
તાહિ વખાનત સકલ કવિ, જાનિ મહા રસ મૂળ. લલ્લુલાલ.

એક સમય નામાંકિત ગવૈયા તાનસેને અકબરશાહના દરબારમાં અનન્ય કૃષ્ણભકત કવિશ્વર સુરદાસ કૃત વિષ્ણુ પદ ગાયું કે—

"જસોદા બાર બાર યહ ભાખે, હૈ કોઇબ્રજમેં હિતુ હમારો ચલત ગોપાલહિ રાખે."

શાહે તાનસેનને પૂછયું કે–'આ પદનો શું અર્થ છે તે કહો ?' તાનસેને કહ્યું કે–'આ પદનો એ અર્થ છે કે, 'જસોદા માતા ઘડીએ ઘડીએ કહેતી હતી કે, કોઇ વ્રજમાં મારો હેતુ-મિત્ર છે કે ગોપાળ-શ્રી કૃષ્ણચન્દ્રને (મથુરાં જતાં) રોકી રાખે.

તે સાંભળી બીરબલ બોલ્યો કે–' મારી સમજ પ્રમાણે તો એ-પદનો આ અર્થ સંભવે છેકે 'બાર એટલે પોળ; અર્થાત્ જસોદામાતા પોળે

પોળે એમ કહેતાં હતાં કે આ વ્રજમાં મારો કોઇ મિત્ર છે કે ગોપાળને જતાં અટકાવે, મતલબમાં ગોપાળને મથુરાં ન જવા દે એવો કોઇ છે ?"

રાજા **ટોડરમલ** બોલ્યો કે, રાજન સાહેબનું કહેવું યથાર્થ છે, પણ બાર બાર " શબ્દનો અર્થ મને એમ ભાસે છે કે, વાર એટલે પાની અને બાર એટલે દ્વાર; અર્થાત્ જસોદાજી પાણીના દ્વારે-ઘાટે ઘાટે એમ કહેતાં ફરતાં હતાં કે-કોઇ વ્રજમાં મારો સ્નેહી છે કે, ગોપાળને મથુરાં જતાં પાછા વાળી લાવે.'

મુલ્લાં **ફૈઝીએ** કહ્યુ કે, દિવાન સાહેબે ઠીક અર્થ ઘડ્યો, પણ મારા મનમાં એથી કાંઇ જુદાજ પ્રકારનો અર્થ ભાસે છે; કેમકે પત્ર વિયોગના સમયમાં શોક છવાઇ રહેલો, તે સમય જે જસોદાજીનું બોલવું થયું છે, તેમાં એ અર્થ ઘટે છે કે-વાર એટલે પાણી અને તેનું દ્વાર નેત્ર અર્થાત્ નેત્રમાંથી આંસુ વહેવરાવતાં કહેતાં હતાં કે-આ વ્રજમાં એવો કોઇ મારો શુભચિન્તક છે કે જે ગોપાળને ન જવા દે ?'

તદનતર **ખાનાખાના** બોલ્યો કે-તમો સર્વ જણાઓ એ જે જે અર્થ ઘટાવ્યા છે તે તો સર્વ પોતપોતાના મનમાં અનુભવના છે; પરંતુ માતુના સત્ય વાત્સલ્ય પ્રેમભાવને પ્રતિપાદનરૂપ અર્થ ઘટાવી શકયા નથી, ગવૈયા તાનસેને નામ તોમની પેડે " બાર બાર " શબ્દનો ઘડી ઘડી અર્થ ગોઠવ્યો. બીરબલ પોળે પોળે ફરનારો બ્રાહ્મણ તેથી તે શબ્દનો અર્થ પોળ પોળ કર્યો, દિવાન ટોડરમલ ઘાટમાંજ રમનારા તેથી તે શબ્દનો અર્થ ઘાટ ઘાટ ઘડી કાઢ્યો અને મુલ્લાં ફૈઝીએ તે શબ્દનો અર્થ રોવામાંજ ઘટાવ્યો; પરંતુ ખરો અર્થ કોઇએ કર્યો નહીં.

આ પ્રમાણે ખાનખાનાનું બોલવું સાંભળી અકબરશાહે કહ્યું કે ' ત્યારે ભલા આપ જો ખરો અર્થ જાણતા હો તો ફરમાવો.'

આવું શાહનું બોલવું સાંભળી **ખાનાખાના** બોલ્યો કે—' બાર એટલે વાળ-રોમ; અર્થાત્ જસોદા માતા રોમ રોમથી પ્રેમ વાત્સલ્યતા

પ્રકટ કરી કહેતાં હતાં કે આ બ્રજમાં કોઇ એવું હિંમતી છે કે—મારા ગોપાલને અવશ્ય પાછા વાળી લાવે.'

આ પ્રમાણે જુદા જુદા ભાવ ભરેલ અર્થ શ્રવણ કરી શાહ ઘણોજ પ્રસન્ન થયો અને વ્રજ ભાષાની કવિતાનાં વિશેષ વખાણ કરવા લાગ્યો.

**વાર્તાનો સાર**-કવિ લોકોની બુદ્ધિની ચમત્કૃતી દર્શાવનારો છે તથા અકબરશાહની સભાના નામાંકિત નવ રત્નો કેવાં બુધ્ધીવંત હતાં ? તે જોવાનું છે.

——(૦)——

## વાર્તા ૧૨૯ મી.

જન્મીને જગમાં જનો, કરે ન તરત વિકાસ;
પ્રયત્ન કરતાં થાય છે, દિલમાં બુદ્ધિપ્રકાશ. **દેવરામ.**

દિલ્લી શહેરમાં એક શિવચંદ નામનો શાહુકાર હતો અને તેની દુકાન ઘણા લાંબા વખતથી ચાલતી હતી તેમ તેની મજલ પણ ઘણીજ સારી હતી, તેની આડતો પણ દેશોદેશમાં ચાલતી હતી, પણ સહુકો સમજુ જનોના જાણવામાં છે કે, ઘોડે ચડે તેજ પડે બાળુ હસે તેજ રડે અને વ્યાપાર ખેડે તેજ ખાદમાં પડે, પણ જેઓ બાયલાની પેઠે બૈરાની સોડમાં ભરાઇ પેસે તે શું નુકશાનીમાં આવવાના હતા ? જગતમાં એવું એકે પણ કામ નથી કે જેમાં જરા પણ જોખમ ન હોય, જોખમ વિના લાભ મળતોજ નથી જ્યાં હરકત ત્યાંજ બરકત છે. રણસંગ્રામમાં જતાં પહેલાં જીવતા જય મેળવી ઘેર આવવું તે તો પછી વિચારવાનું છે, પણ મોતની નિશાની તો શુકનમાંજ જાણી લેવી: કહેવાનો ભાવાર્થ એછે કે જે માણસ લાભ મેળવવા ઉદ્યમ કરે છે તેજ તેને કોક વખત ખોટ પણ હાથ લાગી આવે છે, જેથી મહાન્ વ્યાપારી શિવચંદ પુષ્કળ વ્યાપાર ખેડતો હતો ત્યાં દૈવસંયોગે એવો બનાવ બન્યો કે, વકરો થએલા માલનાં નાણાં આવી પહોંચ્યાં નહીં અને ખરીદેલા માલનાં નાણાંની ઉઘરાણી થઇ, જેથી નાણાંની તંગાસને લીધે તે શાહુકાર ભારે મુંઝવણમાં પડયો અને વિચારવા

લાગ્યો કે-' હવે નાણાં વિના તો ટાકણું સચવાવાનું નથી અને નાણાં બીડ પુષ્કળ છે, લહેણા રૂપીઆ આવે ત્યારે ખરા, પણ દેણાવાળાને ઘડી એકનો વાયદો ઇજ્જતદાર વ્યાપારીથી થઇ શકે નહીં, રૂપિયા પણ થોડાને ઘણા પાંચ લાખ જોઇએ છે એટલા કાંઇ એકદમ ભેગા થઇ શકે નહીં, તેમ એટલી મોટી રકમ પણ જેવા તેવા સરાફને ત્યાંથી મળે નહીં અને કાલ ચાર વાગતાં પહેલા રૂપિયા તો આપવાજ જોઇએ, ખેર, જે બને તે ખરૂં. 'હિમ્મતે મરદા તો મદદે ખુદા' એ કહેવતને અનુસરી યત્નને આગળ ચલાવવો, કાંઇ લમણે હાથ દઇ બેસી રહેવાથી દહાડો વળવાનો નથી. આપણી શાખ સાચી છે તેમ ધાનત પાક છે તો રૂપીઆની શી ખોટ છે, જેને લઇને પાછા આપવા નથી તેને રૂપિયા મળવા મુશ્કેલ છે, ચાલ જીવડા કોઇ ગર્ભ શ્રીમંતને ત્યાં એટલે પાસા પોબાર." આમ વિચારી એક મનરૂપચંદ સરૂપચંદ નામના સીરોહીઆ સરાફની દુકાને ગયો અને તે સરાફને જઇ મળ્યો. સરાફ પણ તે નામચિન શેઠને સારી પેઠે ઓળખતો હતો તેથી સારો આદર સત્કાર પણ કર્યો અને આવવાનું કારણ પૂછ્યું ત્યારે બાબુ શિવચંદ્રે પોતાની વિચારણા જણાવી જેથી મારવાડી સરાફ ઘણો રાજી થયો રાજી થવાનું કારણ એ હતું કે બાબુ શિવચંદ્રની દુકાન ધમધોકાર ચાલતી હતી તેથી આ સરાફ જોઇએ તેટલો નફો મેળવવાને લાગ ફાવતો નહોતો તેથી અંદર ખાનેથી તે સરાફ આ બાબુ પ્રત્યે એવું ચાહતો હતો કે, કોઇ હાથ લાગે તો બાબુને અંત કરી નાંખુ, અને પછી આખા શહેરમાં એકલો મન મોજ પ્રમાણે લાભ મેળવવા લાંબા પગ પસારૂં. જયારે ઘેર બેઠે જોઇએ તેવો લાગ આવ્યો છે ત્યારે આ વખતે ભૂલવું એ મૂર્ખનું કામ છે, ફરી ફરીને કાળી ચૌદશને આદિતવાર મળવો મુશ્કેલ છે જેથી એવી સરતમાં તેને ફસાવી દઇ તેનો ઘાટજ ઘડી નાંખુ." એમ વિચારી તે સરાફે કહ્યું કે "કેટલા દિવસને વાયદે જોઇએ છે?" બાબુએ જણાવ્યું કે-" ફક્ત દશ દીવસના વાયદા માટેજ." સરાફ

બોલ્યો કે-" કદાચ મોટી રકમ હોવાને લીધે દશ દિવસમાં પાછા આપી ન શકો તો કેવી સરતથી બંધાઓ છો?" બાબુએ કહ્યું કે " તમે જે સરત કહો તે પ્રમાણે બંધાઊં, જેને મુદતસર નથી આપવા તે સરત કરવાથી ડરે છે. પણ મારે તો માત્ર અગ્નિ સચવાયાનીજ જરૂર હોવાથી આપને તસ્દી આપવી પડે છે નહીં તો મને પૈસા સંબંધી પરમેશ્વરની કૃપાથી જરા ચિંતા જેવું નથી એ ક્યાં આપના જાણવા બહારની વાર્તા છે, તેમ આ રીત તો વ્યાપારીઓમાં જુગો જુગથી ચાલતી આવી છે માટે જે આપની ધ્યાનમાં આવે તે આંટ કહો."

આ પ્રકારે જ્યારે બાબુનું બોલવું થયું ત્યારે નિર્દય કઠોર સરાફ બોલ્યો કે-"જો આ રૂપિયા દશ દિવસને વાયદે લઇ ગયા છતાં મુદતસર ન આપી જાઓ તો તેના બદલામાં તમારા શરીરનું સવાશેર માંસ મારી મરજીમાં આવે તે અંગમાંથી કાપી લેઊં અને વાયદાસર આપી જાઓ તો તમારે ને અમારે હીરણીરને દીવાળી." આવું સરાફનું બોલવું થયું; તદપિ અગ્નિ સાચવવાને આતુર એવો બાબુ શેઠ આપ જેવું જગત જાણી અને વાયદેસર રૂપીયા ભરવાની હીમ્મતથી બોલ્યો કે-" જાઓ એ પ્રમાણે પછી કાંઇ? જ્યારે વાયદો ચુકીશ તો તમારી સરત અમલમાં આવશે ને! હરકત નહીં." સરાફ બોલ્યો-" હરકત નહિ હરકત નહિ કહો છો, પણ જો વાયદામાં જરા વિલંબ થયો કે હું કોટી ઉપાએ મારી સરતની બજાવણી કરીશ, એમાં જરા ફેર સમજશો નહિ આ કાંઇ હસવાની કે મશ્કરીમાં વાત કહેતો નથી!" બાબુ બોલ્યો કે-"હસવાની કે મશ્કરીની વાત છે એમ ક્યાં માનું છું, ભલે તમારી મરજીમાં આવે તે પ્રમાણે જો સરત ચુકું તો ગમે તે સ્થળેથી મારા અંગનું માંસ કાપી લેવું." આ પ્રમાણે ચોખવટ કરી રૂપીયા પાંચ લાખ પોતાનો પેચ પાર પાડવાના હેતુથી વગર વ્યાજે દશ દીવસને વાયદે આપ્યા, એટલે બાબુ શેઠ માણસો દ્વારા પોતાને ઘેર લઇ ગયો અને અગ્નિ સાચવી પુનઃ પોતાના કાર્યમાં પ્ર-

ડયો; અર્થાત્ વાયદેસર રૂપીયા આપવાની ગોઠવણમાં ગુંચાયો. દૈવયોગે તેના શરીરમાં એકાએક શૂળનો ભયંકર વ્યાધિ પ્રકટ થઇ આવ્યો, જેથી બાપુ શેઠ મહા વિપત્તીમાં આવી પડયો. ગુમાસ્તાઓએ પાંચ લાખ રૂપીયા મેળવવાની ખટપટ તો ઘણીએ કરી, પણ લ્હેણા રૂપીયા વખતસર વસુલ થયા નહી એટલે ઇધર ઉધરથી તે રકમ એકઠી કરેલી જમા રહી; પરંતુ શેઠની તબીયત વિશેષ બગડેલી હોવાથી તે વાયદા તરફ લક્ષ રહ્યું નહી. જો કે જગત્માં સ્રી, ધન, પુત્ર અને મીત્ર વગેરે પ્રાણ સમાન વ્હાલાં હોય છે, તોપણ એ સર્વની હાણ થતાં પ્રાણ બચતો હોય તો બચાવવા માટે માણસનું મન લલચાય છે; કેમકે તે સઘળાં પ્રાણ પછી છે, જ્યાં સુધી ખરેખરી ઉપાધિ આવી લાગી નથી ત્યાં સુધી તો સર્વ મમતા બતાવે છે, પણ જ્યારે પ્રાણ ઉપર તડી પૂરે પૂરી રીતે આવી પડી ત્યારે તે સર્વને ભૂલી જઇ કોઇ પ્રકારે પોતાનો પ્રાણ બચે તેવાં પ્રયત્ન આદરે છે, સારાંશમાં એ કે પ્રાણ કરતાં અન્ય કોઇ વ્હાલી વસ્તુ છેજ નહીં.

જ્યારે શેઠને જરા દરદ શાંત થયું ત્યારે યાદ આવ્યું કે, મારો વાયદો પૂરો થઇ ગયો અને મુનીમે રૂપીયા મોકલાવ્યા કે મારી વેદનાની ગડબડથી તેની સરત ચુકમાં ગયું? જો સરતચુકમાં ગઇ હશે તો સવાશેર માંસ આપવું પડશે, પણ હશે, મારી તબિયત બહુજ નાદુરસ્ત હતી તે સારા સારા હકીમો અને મહાજનોના જાણવામાં છે તો, પછી બહાનું ને લીધે આજે દશ દીવસ પૂરા થયા છે; એટલે વ્યાપારીઓની રીતી પ્રમાણે બજાર બંધ થઇ ગયો છે, પણ કાંઈ દશમો દીવસ ગયો નથી માટે જો ન મોકલાવ્યા હોય તો અત્યારે તેના ઘેર જઇને આપવામાં પણ કશો વાંધો આવશે નહિ, જો આજનો દીવસ ભૂલ્યા હોત તો બુરૂં પરિણામ આવ્યું હતું, પણ જે થયું તે સારૂં થયું. એમ વિચારી દુકાને ખબર કહાવી તો મુનિમની સરત ચુકથી સાડાચાર વાગતાં રૂપિયા પહોંચાડી શક્યા નહતા; પણ પાછળથી તેને યાદ આવવાથી સરાફને ઘેર મોકલાવ્યા, પણ તેણે

તે રૂપિયા ન રાખતાં પાછા મોકલાવ્યા અને જણાવ્યું કે-" વ્યાપારીના નિયમ પ્રમાણે દશ દિવસની કરેલી મુદત તમારો શેઠ હારી ચુકયો છે માટે સરત પ્રમાણે સવાશેર માંસ લેવાનું છે માટે તૈયાર થઇ રહેવું."

આ પ્રમાણે હકિકતથી વાકેફ થઇ, મોકલેલ માણસે શેઠને આવી સઘળી હકિકત જાહેર કરી, તેથી બાબુ શેઠે જાણ્યું કે-" સરાફની દુષ્ટવૃતિ છે એમ સિદ્ધ થાય છે નહિ તો વાયદાસર દશ દિવસમાં નાણું મોકલાવ્યા છતાં માંસ માગે છે એ તેની કેવળ ઉંધાઇ છે. હશે જે થનાર હશે તે થશે. ઇન્સાફની અદાલતે કદાચ તે ચઢશે તો અદાલતોમાંથી કાંઇ ઇન્સાફ નાશ પામ્યો નથી તો પછી તેનાથી બીહીવા જેવું શું છે? જેમ હરિની ઇચ્છા હશે તેમ થશે." આ પ્રમાણે નિશ્ચય કરી પોતાની વ્યાધિને મટાડવા યત્ન આદર્યો.

પેલા પાપી મનના સરાફે તો પુછવા ગાછવા વગર એકદમ અદાલતની અંદર બાબુ શેઠ ઉપર ફરીયાદ કરી અર્થાત્ દાવો દાખલ કર્યો. અદાલતથી બાબુ શેઠને અમુક દિવસે હાજર થવાની સુચના પણ મળી ચુકી તેથી નિમાયલા દિવસે પોતાના પુત્રા સાથે કાજીની કોરટમાં હાજર થયો. જ્યારે તેનો કેસ ચાલવા માંડયો અને આમન સામન બન્નેની જબાની લીધી, તેથી કાજીએ ફરી બાબુ શેઠને પૂછ્યું કે, " તમે વાયદાસર રૂપિયા ન આપો તો તેના બદલામાં સવાશેર માંસ તમારા અંગમાંના ગમે તે અંગનું કાપી આપવા કબુલ થયેલ છો કે નહીં?" બાબુ શેઠે કહ્યું કે-" હાજી, મેં સરત કરી છે, પણ જો વાયદાસર રૂપિયા ન આપું તો તે સરત અમલમાં આવી શકે છે, પણ મેં તો ગુમાસ્તા સાથે દશમા દિવસેજ રૂપીયા મોકલાવ્યા હતા પણ વાદીએ લીધા નહીં, તેથી સરત રદ થઇ ગઇ છે." આ પ્રમાણે બાબુનું બોલવું સાંભળી કાજીએ સરાફને પુછ્યું કે-" આ બાબુ શેઠ કહે છે તે ખરૂં છે અને ખરૂં છે તો સરત પ્રમાણે રૂપીયા મોકલાવ્યા છતાં કેમ લીધા નહીં? તે ખરેખરૂં જણાવો." કાજીનું બોલવું સાંભળી દુષ્ટાત્મા સરાફે જણાવ્યું કે-" ગુમાસ્તા સાથે તેણે દશમે દિવસે નાણું મોકલાવ્યાં હતાં

એ વાત ખરી છે, પણ અહીંના વ્યાપારીઓના રીવાજ પ્રમાણે સાડાચાર વાગ્યા પછી દશમો દિવસ ગણાય નહિ, મતલબમાં જો સાડાચાર વાગ્યાની અંદર રૂપીયા આવી પહોંચ્યા હોત તો મારે કશી તકરાર નહતી, પણ વ્યાપારીના નિયમ પ્રમાણે બજાર બંધ થયા પછી પ્રતિવાદિએ નાણાં મોકલ્યાં માટે તે પોતાની સરત પ્રમાણે પોતાના અંગમાંથી મારી મરજીમાં આવે તે જગ્યેએથી મને સવાશેર માંસ કાપી લેવા દે એટલે તકરાર પતી ગઈ, કદાચ મારા કહેવા ઉપર આપને અવિશ્વાસ હોય તો શહેરના સારા વ્યાપારીઓને બોલાવી ખાત્રી કરો કે વાયદાસર નાણાં સાડાચાર વાગ્યાની અંદર લેવાય દેવાય છે કે નહીં? કાંઇ એવો નિયમ નથી કે જે દીવસનો વાયદો હોય તે દીવસ બીજા દિવસનું વ્હાણું વાત્તાં સુધી ગણાય છે;માટેજ પ્રતીવાદી હવે તકરાર લે છે તેટલી નકામીજ છે.'

આ પ્રમાણે કાજીએ વાદીની તકરાર સાંભળી શહેરના વ્યાપારીઓનાં રીવાજ પ્રમાણે બાબુશેઠ હારી ચુકયો છે એમ જણાવાથી બાબુશેઠને કાજી સાહેબે જણાવ્યું કે—"તમો તમારી સરત પ્રમાણે હારી ચુકયા છો એમાં તો જરા ખોટું નથી માટે કોરટ હુકમ ફરમાવે છે કે, તમો અને વાદી વચ્ચે થએલી સરત પ્રમાણે વાદી તમારા શરીરના ગમે તે ભાગમાંથી સવાશેર માંસ કાપી લેવા હકદાર છે માટે હવે એ વિષે તમારે કાંઇ કહેવું છે?" આ પ્રકારનું કાજી સાહેબનું બોલવું સાંભળી શીવચન્દ્ર બાબુ ઘબરાયા, પણ સંકટ સમય ધીરજ રાખવી એમ વીચારી અરજ કરી કે—"આપનો હુકમ માથે ચઢાવ્યો; પરંતુ મારે આ પાષે શહેનશાહની હજૂરમાં અપીલ કરવી છે માટે તે અપીલનો ચુકાદો થાય ત્યાં સુધી આપના હુકમના પ્રતિવાદી મારા ઉપર બજામણી ન કરે તેવી કૃપા થવી જોઇએ છે." બાબુશેઠનું આવું બોલવું સાંભળી કાજી સાહેબે વાદીને જણાવ્યું કે—"જ્યાં સુધી વરિષ્ટ કોરટમાંથી પ્રતિવાદીએ કરેલી ફરીયાદનો ફેંસલો મળે નહીં ત્યાંસુધી તમારે બાબુશેઠ ઉપર હુકમ બજાવવાનું કામ મુલતવી રાખવું.

આ પ્રમાણે હુકમ મળવાથી બન્ને સાહુકારો ઘેર ગયા. બીજે દિવસે

બાબુશેઠે શાહના હજુરમાં અપિલ કરી, જેથી તે અપીલની તકરાર શાહે ધ્યાનમાં લઇ વિચાર્યું કે—આ મારા શહેરના થાંભલા રૂપ સદ્‌ગૃહસ્થ છે, તેના ઉપર આવી આફત આવી પડી એ અતિ સંતાપ જનક પ્રકાર છે માટે આ તકરાર માટે ઉંડા ઉતરી તપાસવું ઘટે છે. ઘણા પુરાતન વખતથી આ શેઠના પૂર્વજો રાજ્યની સારી શેવા બજાવતા આવ્યા છે માટે બને ત્યાંસુધી તેને અદલ ઇન્સાફ મળે અને ઘરમેળે તકરાર પતી જાય તો વધારે સારૂં એમ ધારી બીરબલને બોલાવી તે અપીલનું કામ સોંપ્યું. શાહને ખાત્રી હતી કે, બીરબલ ગમે તે પ્રકારે કાયદાથી, તર્કથી, ન્યાયથી અને યુક્તિથી બારીકી શોધી કહાડી નાગચિન શેઠનો જીવ બચાવવા યત્ન કરશે. **ભેંસ મરે નહી અને વાછરડી નીકળી આવે** એવો પ્રકાર થાય તો અતિ ઉત્તમ ગણાય.

તદનંતર બીરબલે તમામ તકરારથી વાકેફ થઇ બાબુશેઠને કહ્યું કે—" કાલે તમો અહીં આવજો એટલે સહુ સારાં વાનાં થશે, બાકી કોઇ મોશ્યા કરી શકનાર નથી, પણ બનતી કાળજીએ અદલ ઇન્સાફ તમોને મળશે." આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શહાણા શેઠને કાંઇક રૂપીએ પા આની જેટલી ધીરજ આવી, રજા લઇ પોતાના સ્થાનકે ગયો. પછીથી શાહે, કોઇ પ્રકારે તેનો જીવ બચે અને અન્યાય ન થાય તેવી યુક્તિ શોધવા બીરબલને ભલામણ કરી.

બીજે દીવસે જ્યારે શિવચન્દ્ર બાબુ કચેરીમાં રજુ થયો ત્યારે બીરબલે રાજસેવકોને હુકમ કર્યો કે—સરાફ મનરૂપચંદ સરૂપચંદને બોલાવી લાવો. હુકમ થતાં વેંત રાજસેવકો મનરૂપચંદ સરાફને તેડી લાવ્યા અને પુછ્યું કે—"તમો શીવચંદ્ર બાબુ પાસેથી રૂપીયા લેવા ચાહો છો કે તેમના શરીરનું માંસજ લેવા ચાહો છો?" સરાફે જણાવ્યું કે—"સાહેબ! એ સરતમાં મારી ચુકેલ છે એટલે હવે તો રૂપિયાના બદલે માંસજ લેવા હકદાર છું."

આ પ્રકારે જ્યારે સરાફનું બોલવું થયું ત્યારે બાબુશેઠને ઉઘાડે શરીરે સરાફના સાહમો ઉભો રાખી બીરબલે કહ્યું કે—" લ્યો હવે તમારી સરત પ્રમાણે બાબુસેઠના શરીરના ગમે તે ભાગમાંથી સવાશેર માંસ કાઢી

લ્યો, પણ એટલુ યાદ રાખવું કે, સવાશેર માંસની સરત છતાં જો જરા પણ વધારે માંસ કાપી લેશો તો તમારી દુષ્ટતાના બદલે દેહાંત શીક્ષા કરવામાં આવશે માટે સવાશેરમાં ઓછું પણ નહીં તેમ વધારે પણ નહીં, માત્ર કરાર પ્રમાણે સુખેથી માંસ કાપી લ્યો.

આવો હુકમ થયો સાંભળી સરાફ ઘણો ગભરાયો અને વિચારવા લાગ્યો કે, માસ કાપતી વખતે કાંઇ બરોબર અંદાજથીજ કપાય તેમ કોઇ દીવસ બની શકવાનુંજ નથી અને વધારે ઓછું કપાય તો મારા જીવનું જોખમ થાય માટે હવે ઉપાય શો? આમાંતો ઘેટું કપાસ ખાવા જતાં ગાંઠની ઉન ગુમાવી બેઠું તેવો ઘાટ થયો. મારા જીવ કરતાં અન્ય કશું વધારે નથી તેથી જીવ બેવાની યોજનાને એટલેથીજ બંધ પાડવી એ વધારે લાભકારક છે " એમ વીચારી સરાફે વીનવ્યું કે 'હજુર મારે તેમ કરવાનો વીચાર હવે નથી; કેમકે વખતે વધારે કે ઓછું માંસ કપાઇ જાય તો તે સાથે મારૂં માથું પણ કપાઇ જાય જેથી એવું સોનું પહેરવું શું કામનું કે જેથી કાન તુટી જાય! માટે મને વ્યાજ સુદ્ધાં રૂપીઆ મળે એટલે મારે કશી તકરાર નથી."

આ પ્રમાણે સરાફનું બોલવું સાંભળી બીરબલે કહ્યું કે " બાણુશેઠે તમારા માગતા રૂપીઆ તમોને મોકલાવ્યાજ હતા, છતાં તે ન લેતાં તમે તો માંસ લેવાજ દુરાગ્રહ કર્યો તો હવે તમોને રૂપીઆ નહિ મળે, હવે તો તેનું માંસજ લેવું પડશે માટે વિલંબ ન કરતાં ઉતાવળ કરો! જો હાલ માંસ નહીં લેશો તો પછી માંસ કે રૂપીઆ એ બેમાંથી એક પણ મળશે નહીં, માટે શું કહેવા માંગો છો, તે ઝટ બોલો."

સરાફે જણાવ્યું કે—" ગરીબપરવર! મારે તો માંસે નથી જોઇતું અને એ રૂપીઆએ નથી જોઇતા અને હું રાજીનામું લખી આપવા ખુશી છું." બીરબલ બોલ્યો કે—" જ્યારે આમ કરવા માગે છો ત્યારે કોરટને નાહક તસદી આપવાનું કારણ શું હતું? માટે કોરટમાં હુકમને માન્ય કરો અને

ન કરોતો સાત લાખ રૂપીઆ કોરટના અપમાન કર્યાને બદલે દંડ અને નામચિન શેઠ શીવચંદ્ર બાબુની ઇજ્જત ઉપર હુમલો કરી બદધાનતથી તેને નુકશાન કરવા તથા ખુનની કોશીષ કરવા યત્ન ચલાવ્યો તે માટે છ માસની સખ્ત મજુરી સાથે કેદખાનાની શીક્ષા આપવામાં આવે છે.

આ પ્રકારે થએલી શીક્ષા સાંભળી સરાફનાં તો સોએ વરસ પૂરાં થઇ ગયાં. અને નિરૂપાય થઇ વિનાભાડાના મહેલમાં સહેલઘા કરવા જવું પડ્યું.

આ પ્રમાણે આપેલા ઇન્સાફથી સભાસદો અને શાહ બહુજ રાજી થયા. દંડની રકમ વસુલ કરી રાજકોષમાં મોકલાવી અને બાબુ શેઠે બજાવેલી રાજસેવાના બદલામાં અને પોતાની પેઢીની ટેક રાખવા કરેલી સરત માટે ધન્યવાદ તથા સુંદર પોષાક બક્ષિસ કરી માન સહિત વીદાય કર્યા. અને બીરબલના બુદ્ધિ બળની બહુ તારીફ કરી બહુ મૂલ્યવાળો ઉત્તમ મુક્તહાર ઇનાયત કર્યો.

**વાર્તાનો સાર** એ છે કે-દુષ્ટ માણસો પારકાની ચઢતી જોઈ જેમ જવાસો મેઘ ઘટામાંથી પડતી છાંટને નીહાળી વીના કારણે સુકાઇ જાય છે તેમ રાત દીવસ હૃદયમાંનું અંતર બીખ્યા કરે છે અને તેને ગમે તે પ્રકારે નકશાન લગાડવા માથાં માર્યા કરે છે પરંતુ જેને '**રામ રાખે તેને કોણ ચાખે ?**' કહ્યું છે કે—

કરે કરૂરમાં પાડવા, દુર્જન ક્રોડ ઉપાય;
પણ પરમેશ્વર પાંસરો, તો વાળ ન વાંકો થાય. ૧
અનિષ્ટ કરતાં અન્યનું, સ્હામો તે સપડાય;
પણ ન વીચારે પ્રથમથી, પાછળી બહુ પસ્તાય. ૨
માટે મારા મીત્ર સહુ, પેણી પર સુખ પૂર;
ઉલટવંત ઉલટા બનો, પણ ન બનો કદી ક્રુર. ૩

## વાર્તા ૧૩૦ મી.

કરે કામ કોઈ એક કદી, પણ નહીં પડે પસંદ;
નીજ કરથી બગડે કદા, તો પણ પડે પસંદ. શારંગ.

એક દીવસ અકબરશાહ અને બીરબલ યમુનાના કીનારા ઉપર ઝુલતા ઝરોખાવાળા હવા મહેલમાં જમુનાના જગતરંગી શે.ભા નીહાલતા વીવીધ પ્રકારની રમુજી અને બોધ લેવા લાયક વાર્તાઓનો વીનોદ ચલાવતા હતા, તે સમા નેચરલ-કુદરતી બનાવોના નીયમો ઉપર નજર કરતા બીરબલ બોલ્યો કે-" જગતના પ્રાણી માત્રથી ઉત્તમ દેહ મનુષ્યનો છે; કેમકે તે સુંદર જ્ઞાનશકિત અને અન્ય પ્રાણીઓને અંકુશમાં રાખવાની તથા તેઓનું ભરણ પોષણ કરવાની શકિત ધરાવે છે, જો તેમાં એક માયાની જાળ જગતકર્તાએ ન નીપજાવી હોત, તો પ્રાણી માત્ર મહાસુખ માણત, પણ 'માયા બડી મોહિની, જેના વજ્રમય ગાળા, સાંગો કહે સલબાણ રહ્યા, તે કૈંક ચડયા અને કંક પડયા. એ પીશાચીની માયાના પ્રપંચમાં પ્રાણી માત્ર સપડાય છે, અને તેથી અનેક પ્રકારની અઘટિત ચેષ્ટાઓ સાથે અનાચાર આદરે છે. વળી એજ માયાના લીધે પોતાનું ગમે તેવું કદરપું ગદું અને રોગીષ્ટ બાળક હશે; છતા પણ તેનું પ્રેમથી લાલન પાલન પોષણ અને પ્રીણન કરી આનંદ માનશે અને પારકાનું ગમે તેવું રૂપાળું ચોખ્ખું અને બળિષ્ટ નીરોગી હશે; તોપણ તેના તરફ તીરસ્કારની નજરે નીહાળશે. એ સર્વ માયાના વીપરીત બનાવો છે. જે મીથ્યા હશે તેમાં સત્યપણાનો ભ્રમ ઉપજાવનાર પણ માયાજ છે " આમ બીરબલ વાર્તા કરતો હતો તેટલામાં વચમાં શાહ બોલી ઉઠયો કે—" બીજુ તે કહેવું ઠીક છે. પણ કદરૂપા, ગંદા અને રોગગ્રસ્ત બાળકને કાંઇ રૂપાળા ગણે તેવું તે કોઇનું સમજવું હોય? રૂપાળાને રૂપાળુંજ કહેવાય અને કદરૂપાને કદરૂપુંજ કહેવાય, માટે આ તારા બોલવા ઉપર વિશેષ વજન રાખવા જેવું ધારતો નથી.

બીરબલ બોલ્યો કે—" હજુર આલી! પ્રત્યેક મનુષ્યને પોતાની ભુલ અને પારકી અછત નજરે આવતી નથી, પણ તેના પ્રતીતી આપવા કાલ હું આપને દલિલ સાથે દાખલો આપીશ એટલે આપ પણ પોતાની મેળેજ કબુલ કરશો, સમજુ જનને સમજાવવું સ્હેલ છે."

બીજે દિવસે શાહ હજુર બીરબલે એક સિદિ બાદશાહને બોલાવી કહ્યું કે–"સરકારને એક વિશ્વાસુ અને નીમકહલાલ હજુરીઓ રાખવાનો છે, પણ તે ફુટતી મૂછવાળો જોઇએ, માટે તમારી નજરમાં જે ઘણો રૂપાળો લાગે તેને લઇ આવો.તમને પણ આ કામના બદલામાં જમાદારની જગ્યા આપવામાં આવશે માટે જેમ બને તેમ ચીવટ રાખી વહેલો ખોળી લાવો' આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી સીદી બાદશાહ બહુ ખુશી થયા અને કહ્યું કે, "બહોત અચ્છા જૈસા સરકારકા હુકમ" એમ કહી બીરબલના કહેવા મુજબ હજુરીઆને ખંતથી ખોળવા લાગ્યા, પણ આખા દીલ્હી શહેરમાં કોઇ આવતી જવાનીવાળો રૂપવંત હજુરીઓ નજરમાં આવ્યો નહી જેને તેને જોઇ કહેતો કે–"રૂપાલા નહી હૈ છેવટે તેના મનમાં આવ્યું કે મારો છોકરો સોળ સતર વર્ષનો જેનો રૂપાળો અને સમજુ છે તેવો કોઇ મને તો જણાતો નથી તો, તેના રૂપાળાને છોડી બીજા લોકોનાં કદરૂપાં કુંવરડાને શોધવાં અને લઇ જવાં એતો કેવળ માથાકુટજ છે. એમ વીચારી પોતાના છોકરાને શણગારી સાથે લઇ શાહ હજુર આવી બીરબલને કહેવા લાગ્યો કે–'આપના હુકમ પ્રમાણે મેં ઘણા ઘણા જવાનીયા જોયા,પણ એકે રૂપાળો જણાયો નહીં તેથી છેવટે આ મારી નજર ઠરવા લાયક જણાયો એટલે આપ હજુર તેને લઇ આવ્યો છું.

આ પ્રમાણે તેનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે 'સીદી સાહેબ! આ તમારો શું સગો થાય છે? સીદી બાદશાહે મોં મલકાવી કહ્યું કે 'માલતો ખુદા રસુલનો છે પણ મારો દીકરો છે.' આવું સીદીનું બોલવું સાંભળી શાહ પ્રત્યે કહેવા લાગ્યો કે–" કહો હવે આપનું કહેવું ખરૂં થયું કે ખોટું? જુવો કે, સીદીનો છોકરો મુગલ, તથા બ્રાહ્મણ વગેરેના છોકરાથી પણ આ સીદી બાદશાહે રૂપવંત માનેલ છે. એના કલેડાના કાનાજેવા કાન, કોઠીના મોના જેવા હોઠ,કોડીના જેવી આંખ, બાવરી કુતરા જેવા માથાના વાળ અને મેંશને શરમાવે તેવો વર્ણ; સરવેથી રૂપાળો જાણી હજુરીઓ

બનાવવા હાજર કરેલ છે. માટે જગતમાં બીજાનાં અવગુણો ઉપજાવે તેવું પોતાનું બાળક હોય;તોપણ બહુ પ્યારૂં અને કૃપાળુ લાગે એ સર્વેના મનનો સ્વાભાવિક નીયમ છે "હાથના બાંધ્યા લાળા પણ સારા ગણાય છે."

આ પ્રમાણે વાતચીત થયા પછી બાદશાહ શાહનાછોકરાને ઇનામ આપી વીદાય કર્યો, અને બીરબલને ધન્યવાદ આપી તેનું કહેવું કબુલ રાખ્યું.

---

## વાર્તા ૧૩૧ મી

જે જનને વીસા હોય વિતક, તે તસ ભેદને જાણે:
પણ જેને નહીં વીતી હોયતે, અહંકાર આણી આણે. પ્રાણજીવન.

એકસમય અકબરશાહની કચેરીમાં કોઇ ગુંચવાડાભરેલો કેસ આવ્યો અને તેમાં કોઇને કાંઇ સમજ પડે નહી અને તેવા કેસોને પાર પાડી શકે તેવો બાહોશ બીરબલ તે દીવસ કાંઇ કારણવશથી આવી શક્યો નહતો; જો કે તેની ઘડી બેઘડી વાટ જોઇ; તદપી બીરબલ આવ્યો નહીં, તેથી શાહે તેને બોલાવી લાવવા પટાવાળાને મોકલ્યો. પટાવાળે બીરબલને જઇ કહ્યું કે—"આપને નામદાર શાહ બોલાવે છે માટે તરત પધારો." તે સાંભળી બીરબલે કહ્યું કે—'જાઓ હું આવું છું" પટાવાળો પાછો વળ્યો અને શાહને આવી કહયું કે—"રાજાસાહેબ હમણાં આવે છે." પટાવાળાને આવ્યાને અર્ધો કલાક થયો પણ બીરબલ ન આવ્યો; ત્યારે ફરી બીજા પટાવાળાને મોકલ્યો, તેને પણ ઉપર પ્રમાણે જવાબ દઇ વીદાય કર્યો. ફરી એક ઘડી શાહે વાટ જોઇ; તદપિ બીરબલ આવ્યો નહી ત્યારે ફરી ત્રીજી વખત પટાવાળાને મોકલ્યો, તેને પણ તેજ પ્રમાણે કહી વીદાય કર્યો. આમ ત્રણ વખત તેડું કર્યા છતાં જ્યારે બીરબલનું આવવું થયુનહીં એટલે એક અમલદારને હુકમ કર્યો કે—–જાઓ, બીરબલને તેડી આવો, જો કહેતાંની સાથે આવે તો ભલે નહીં તો તેને પકડીને લઇ આવો."

આ પ્રમાણે હુકમ થતાં વંત એક અમલદાર બીરબલને ત્યાં જઇ

કહેવા લાગ્યો કે—"ચાલો હવે સરકાર ગુસ્સે થાયછે. જો આવવું હોય તો હા કહો નહી તો ના કહો?" આ પ્રમાણે તે અગલદારનું બોલવું થયું એટલે બીરબલ સમજી ગયો કે—"राजा मित्रं केन द्रष्टं श्रुतं वा"—રાજા કોઇના મિત્ર થયા જોયાકે સાંભળ્યા નથી બડાગાં જે મસ્તકનું જરકશી શિરપેચ બાંધી સુશોભિત કર્યું હોય તેજ મસ્તકને ઘડીકમાં ધડથકી જુદું કરવામાં પણ વાર લગાડે નહીં માટે હવે માઝાસર જવું એજ અતી ઉત્તમ છે કહ્યું છે કે—

જજો રુધિર તનકા તણું, પણ ન જજો જરી નીર;
નાક સહિત મસ્તક જજો નાક જજો લગીર.

એમ વીચારી તરત પોષાક પહેરી તે અગલદાર સાથે બીરબલ કચેરીમાં આવ્યો અને અદબ સહીત શાહને સલામ કરી નીત્યના નીયમ પ્રમાણે પોતાને આસને બેઠો. તદનતર શાહે બીરબલને પુછ્યું કે—"રાજા સાહેબ! આજે આટલા બધાં તેડાં થયા છતાં પણ આવવાનો અવકાશ નહતો મળતો તે આવા શું કામમાં પડેલા હતા? બીરબલ હાથ જોડી બોલ્યો કે—"હજુર આલી! છોકરો હાડા ઉપર ચઢ્યો હતો, તેથી તેનું મન મનાવવામાં ગુંથાયો હતો.

શાહે જણાવ્યું કે—"હાલ તમારામાં પણ કળિયુગે પ્રવેશ કર્યો જણાય છે. તેથી જુઠું બોલવું શરૂ કર્યું છે બાળક હઠ લઇ બેઠો હોય તો તેને જોઇતી વસ્તુ આણી આપી એટલે રાજી રાજી! એમાં તે આટલી બધી વાર શાની!! કામ કાંઇ હશે અને બતાવવું બીજું(!) તે મારા માનવામાં કેમ આવે?" આવા શાહનાં વચન સાંભળી બીરબલ બોલ્યો કે—"શિરતાજ! ભલે આપ જે ફરમાવો તેનો મારાથી અનાદર થઇ શકે તેમ નથી, પણ 'દરદીકા જીયા જાને બેદરદીકી બલા જાને' જેનો જેવો અનુભવ તેને તેવો તેવો આભાસ ભાસે છે; પરંતુ જ્યારે પુરે પૂરું વીતક વીતે છે ત્યારે મૂંગે મોઢે તેનો સ્વીકાર કરવો પડેછે કહ્યુંછેકે

જુહિમ જેહના તાપને, જાણે શું જલચારિ;
નાજર નહી જાણે નકી, રતિ વિલાસ સુખકારિ

જ્યાં સુધી આપને અજ્ઞાન બાળકોનો સહવાસ થયો નથી ત્યાં સુધી, સાસુનું ડહાપણ વહુ ન આવે ત્યાં સુધી અને પુરૂષનું ડહાપણ છોકરાં ન થાય ત્યાં સુધી."

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહ ગર્વ સાથે બોલ્યો કે "કવિરાય જો તમારા ઠેકાણે મારા જેવા હોત તો પળમાં છોકરાને મનાવી લેત, બલા ભલાનાં મન મનાવીએ તો પછી અજ્ઞાની બાળક તો કેટલ લયને આધીન છે, તેનું મન મનાવવું એમાં શું મોટી વાત છે.!" બીરબલે કહ્યું કે-"ગરીબ પરવર! કહેવું સુહેલું છે પણ કરી દેખાડવું સહેલું નથી.

કરણી મિશ્રી ખાંડહૈ, રહેણી તાતા લોહ;
કહેણી કહે રહેણી રહે, ઐસા વિરલા કોય."

આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી શાહે કહ્યું કે-"ઠીક છે કોઇ સમય તેનો સચોટ દાખલો બતાવીશ એટલે એની મેળે સમજાશે." આવા પ્રકારનું શાહનું બોલવું સાંભળી બીરબલ બોલ્યો કે—"બે અદબી માફ કરશો. આપ સકળ પ્રજાના પિતા છો જેથી આપજ પિતા બનો અને હું નાનો બાળુડો બનું એટલે પછી આપ મારો હાડો પૂર્ણ કરજો, જે કામ પછી કરવાનું તે કામ હમણાંજ કરવું યોગ્ય છે; કેમકે જે કર્યું તે કામ અને કરવાના તે વાયદા સમજવા. જે કામ એકદમ કરવાનું હોય તે તરતજ કરી દેવું, તેને આવતી કાલ ઉપર મુલતવી રાખવું નહીં; કારણ કે આવતી કાલે બીજી શી ઉપાધી આવી પડશે તે આપણે જાણતા નથી. માટે વાયદાની વાત વિચારમાંથી વિસારી દઇ અત્યારેજ અપલમાં આણવી એજ અતિ ઉત્તમ છે. જે કામ આપણુ જાતે કરવા સરખુ હોય અને આપણે કરી શકીએ તેવું હોય તે કામ બીજાને સોંપવું નહી." શાહે કહ્યું કે-"ઠીક, ત્યારે બનો બાળુડો એટલે હાડો પૂરો પાડું" આવું શાહનું બોલવુંજ સાંભળતાંજ બીરબલે પોતાનો પોષાક ઉતારી અજ્ઞાન બાળકસમાન જેવો તેવો પોષાક પહેરી લઇ જમીનમાં આળોટતો અને રડતો બાળચેષ્ટા

કરવા લાગ્યો એટલે શાહ તેને મનાવવા પિતારૂપ મિષ્ટ વચનો કહી પુષ્કળ રીતે ફોસલાવવા લાગ્યો કે-"બેટા! રડેછે શામાટે જોઇએ તે માગી લે! હું હાલ તે ચીજ લાવી આપીશ" આ પ્રમાણે કહી જેમ જેમ સમજાવવા લાગ્યો તેમ તેમ તો તે બાળક રૂપ બીરબલ વધારે વધારે રડવા લાગ્યો અને છેવટે ફોસલાવતાં ડસકાં ભરતો ભરતો કહેવા લાગ્યો કે મને શેરડી આણી આપો' આ પ્રમાણે તેનું બોલવું સાંભળી શાહે દોડતો સિપાઈ મોકલી શેરડીનો ભારો મંગાવી તેમના આગળ મૂક્યો અને કહ્યું કે-"લે આ શેરડીના સાંઠા, એમાંથી જે સારા તે તારા અને મારી પસંદગી ઉપર રહે તો આ સાંઠો સહુથી સારો છે" એમ કહી એક રસીલો સાંઠો આપ્યો એટલે એકદમ ગુસ્સો કરી ફેંકી દીધો અને કહેવા લાગ્યો કે-"આ નહીં પેલો" આમ કરતાં કરતાં છેવટે એક સાંઠો પસંદ કર્યો એટલે હાથમાં લઇ ફરી રડવા લાગ્યો; એટલે તેને ફરી રડવાનું કારણ પૂછ્યું એટલે તેણે જણાવ્યું કે—'આ સાંઠો બેશ કરીને તું છોલી આપ' પછી શાહે તે સાંઠો છોલી આપ્યો અને તેના હાથમાં આપ્યો એટલે ફરી રડવું શરૂ કર્યું શાહે પુનઃ પૂછ્યું ત્યારે બોલ્યો-"તેના મજેના નાના નાના કડકા કરી મારી ટોપીમાં નાંખી આપ," જ્યારે તેના કહેવા પ્રમાણે કડકા કરી ટોપીમાં ભરી આપ્યા ત્યારે ફરી બહુજ રોવા લાગ્યો એટલે શાહે કહ્યું કે-"હજુ શું બાકી રહેલું છે તે રડે છે?" બાળક બોલ્યો કે તેં ઝીણા ઝીણા કડકા કરી નાંખ્યા માટે મારો હતો તેવો ને તેવોજ આ સાંઠો કરી આપ, ' ઊં ઊં ઊં ઊં એમ કહી ટોપીમાં ભરેલા કડકા ફેંકી દઇ આળોટવું ને રોવું જેમતું તેમ ચાલુજ રાખ્યું તે જોઇ છેવટે શાહે પેલા કડકા વીણી લાવી કહ્યું કે જોઇએ તો બીજી એકની બે છોલી આપું પણ તેના કડકા થઇ ગયા તે હવે આખો શી રીતે થાય. રોતાં રોતાં જણાવ્યું કે 'તે થાય કે ન થાય પણ કરી આપ નહીં તો રડતો રહીશજ નહીં.' શાહે કંટાળીને બીરબલને કહ્યું કે-'બસ કર તારા કહેવા પ્રમાણે અજ્ઞાની છોકરાઓની

હદ કેમે કરીને પૂરી થઇ શકે નહિ, અને નહીં જેવા કામ માટે કોઈ લોકના બનાવથી અત્યંત કંટાળો આપે, તેનેજ શાબાશી આપવી ઘટે છે કે, તેવાં હઠીલા છોકરાને તુંજ રોજ સમજાવી શકે! હું તો તારા અધઘડીના બનાવથીજ નાકે લીટી ખેંચી ગયો, માટે સત્યછે કે જ્યાંસુધી જે વસ્તુનો જેને જોઇએ તેટલો અનુભવ ન થયો હોય, ત્યાં સુધી તે વસ્તુ મારે મનમાં સર્વ કરે છે એમાં જરા શક નથી.

આ પ્રમાણે કહી રહ્યા પછી બીરબલે કહ્યું કે–" ધર્મ મૂર્તિ ! જે જગતમાં ન્યાયથી અને લોકથી વિરૂદ્ધ હોય તેવી વસ્તુ અને તેવા હાડા હઠી બાળક બેસે છે, એ તો ઓઓજ તેને સામ, દામ, ભેદ અને દંડને અનુસરી તેનું સમાધાન કરી ઉછેરી મોટાં કરેછે, બાગે જોગે બાર્યા જમરાજનું ભક્ષ થઈ પડે તો ભીખારી હાલત જેવા બની તેઓને મોટાં કરતાં તો ત્રાસ ખેંચી જઇએ અને વખતે આંખમાં આંસુ લાવી કહેવાનો વખત આવે છે કે ભગવાન્ હવે તો આ બલાથી મારો છુટકો કર એટલે બધી ઓરીઓ વીતિ ચુકયો હવે મને સંતાન સુખની અભિલાષા નથી; કહેવાનો ભાવાર્થ એ છે કે એ એનાથી પ્રસુતોબા છે." આ પ્રમાણે વાતચિત થયા પછી શાહે અત્યંત પ્રસન્નતા સાથે બીરબલને એક સુંદર પેશાક ઇનાયત કર્યો અને બુદ્ધિબળના વિચારમાં મસગુલ બન્યો.

**વાર્તાનો સાર એ છે કે**–બાળ હઠ બહુજ વસમો છે માટે જેને અનુભવ થયો હોય તેજ જાણી શકે છે માટે પ્રત્યેક વાતોનો જ્યાં સુધી અનુભવ ન થયો હોય ત્યાં સુધી તે વિષે હતું એમાં શું, તે તો સપાટામાં પાર પાડી દેત ' એમ જે ગર્વના વચનો કહેવાં એ કેવળ ગેરસમજ ગણાય છે. માટે પૂર્વાપરનો વિચાર કર્યા પછી જે કાંઇ બોલવા ઇચ્છા હોય તે બોલવું; પણ વિચાર કર્યા વિના એક શબ્દ પણ ઉચરવો નહીં નહિ તો મહત્તાને મોટી હાનિ પહોંચે છે.

---

## વાર્તા ૧૩૨ મી.

વિબુધ જનોનો વખત સહુ, વિનોદમાં વ્યય થાય;
મૂર્ખ તણો મદ દ્રોહમાં, વ્યર્થ વખત વહી જાય. પ્રાણજીવન.

એક સમય અકબરશાહ આલીએ બીરબલ પ્રત્યે પૂછયું કે—"પ્યારા મિત્ર! જગતમાં કોનું જીવવું ધન્ય છે? મૂર્ખ કોણ? સન્ત કોણ? દુષ્ટોનાં કર્તવ્ય શું? ખરી મજાહ શામાં છે? પવિત્ર ધર્મનો રહસ્ય શું? ન્યાયીરાજા કોણ? અને તરણ તારણ ગુરૂ કોને કહેવા? આ આઠ પ્રશ્નોનું યથાર્થ રીતિએ પ્રમાણોસહ વીવેચન કર."

આવા પ્રશ્નો સાંભળી બીરબલ મન સાથે વિચાર કરી બોલ્યો કે—"બુલંદ બખ્ત બાદશાહ આલી જહાં! શાસ્ત્ર પ્રમાણ, અનુમાન પ્રમાણ અને પ્રત્યક્ષ પ્રમાણ વડે વિચાર યુક્ત આપના પેહેલા પ્રશ્નનો એ ઉત્તર છે કે—

જાકી શોભા જગતમેં, તાકો જીવીત ધન્ન;
જીવત હી મુવે ભલે (જો) સુણી કુશોભા કન્ન.

અર્થાત્ જેણે આ નિ:સાર સંસારમાં જન્મી જગતના જીવોના જીવને જેમ બને તેમ સંતોષાનંદ આપવા ઉત્તમ કૃત્ય આચરી લોકોના મુખથી ઉત્પન્ન થએલી જય સુંદરીને વર્યો નથી—લોકોએ જેના માટે ધન્યવાદ આપ્યો નથી અને કેવળ પોતાની નિંદા થતીજ સાંભળી છે, તે મનુષ્યનું જીવવા કરતાં મરવું એ અતિ ઉત્તમ છે. કહેવાનો ભાવાર્થ એ છે કે, જગતમાં જન્મી જેણે કીર્તિ સંપાદન કરી નથી તે જીવતોજ મુવા સરખો છે, માટે પરોપકાર કરવો જેથી સ્વયં કીર્તિ સંપાદન કરી જીવીતને ધન્ય કરે છે.

આ પૃથિવી તળમાં મૂર્ખને ઓળખી લેવા માટે અમૂલ્ય વચન એછે કે—

ઉદયરાજ મૂરખનિકી, કહા હોત હૈ ખાન?
બિન મુતલબ ખારેઃ પડે, સોહી મૂરખ જાન.

ઉદેરાજ કવિએ કહ્યું છે કે—શું મૂર્ખાઓની ખાણ હોય છે કે જેથી

ઉત્પન્ન થતા મૂર્ખાઓને પારખી શકીએ ? ના, ના, તેમ નથી. માત્ર મૂર્ખાઓને ઓળખી કાહાડવાનો તો એજ ઉત્તમ અને કિમ્મતી દાખલો છે કે; –જે માણસ વિના મતલબે જેના તેના અગાડી અળખામણો થાય અર્થાત્ પોતાનો સ્વાર્થ જે કામ સાથે જરા પણ ન હોય છતાં તેમાં ડહાપણ ડહોળી જેની તેની આંખ્યે થાય, તેનેજ મૂર્ખ જાણવો. વળી બીજા પણ સત્તર પ્રકારના મૂર્ખ શ્રી સ્વાયંભુવ મનુએ માનેલા છે; એટલે પેહેલો મૂર્ખ તે છે કે–જે શિષ્ય ગુરૂભાવને જાણતો નથી એવા કુશિષ્યને શિષ્ય માની વિદ્યા આપે અથવા શિખામણ આપે ૧, બીજો મૂર્ખ એ છે કે–જે દુઃખી જનનું દુઃખ દેખી તેને ધનાદિ આપી તેનું દુઃખ દૂર કરતો નથી. ૨, ત્રીજો મૂર્ખ એ છે કે–જે લાગ આવ્યા છતાં શત્રુનો બચાવ કરી પોતાનું કુશળ ચાહે છે. ૩ ચોથો મૂર્ખ એ છે કે–કામ કર્યા વિના પોતાના મુખથી બડાઇની વાતો બોલે. ૪, પાંચમો મૂર્ખ એ છે કે–પોતે નિર્બળ છતાં બળવાન સાથે વૈર બાંધે છે. ૫, છઠો મૂર્ખ એ છે કે–જ્ઞાની ગુરૂથી જ્ઞાન પામ્યા છતાં નિંદિત કર્મો કર્યાં કરે છે. ૬, સાતમો મૂર્ખ એ છે કે–ગુરૂની વાર્તાઓ કહે તે ઉપર શ્રદ્ધા રાખે નહીં. ૭, આઠમો મૂર્ખ એ છે કે–ગુરૂની સ્ત્રી અથવા ગોત્રમાંની સ્ત્રી સાથે દુષ્ટ કૃત્ય કરે. ૮, નવમો મૂર્ખ એ છે કે–પાપના પુંજરૂપ જે સ્ત્રી તેના કહેવા પ્રમાણે કામ કરી પોતે પ્રતિષ્ઠા અને માન મેળવવાની ઇચ્છા રાખે છે. ૯, દશમો મૂર્ખ એ છે કે–પોતાનું બીજ બીજા ખેતરમાં વાવે અર્થાત્ પોતાની સ્ત્રી સાથે રમણ ન કરતાં પર સ્ત્રી સાથે રમણ કરે. ૧૦, અગ્યારમો મુર્ખ એ છે કે છાની રાખવા લાયક જે વાર્તા છે તે સ્ત્રીને કહી દે. ૧૧, બારમો મૂર્ખ એ છે કે–કોઇને કાંઇ ચીજ આપવાનું કહયા, છતાં તે ચીજ આપે નહીં. ૧૨, તેરમો મૂર્ખ એ છે કે–સ્હામા માણસની વાતચીતનો મર્મ જાણ્યા વિના પોતે વચમાંજ બોલી ઉઠે. ૧૩, ચૌદમો મૂર્ખ એ છે કે–કર્મ કરી તેનું ફળ ચાહે છે અર્થાત યજ્ઞ, ધર્મ કર્માદિ નિષ્કામ વૃત્તિથી ન કરતાં સકામ—અમુક ઇચ્છાને

પાર પાડવા માટે કરે. ૧૪, પંદરમો મૂર્ખ એ છે કે-યાચક તથા ભીખારી અભ્યાગતને કશું ન આપતાં ઉલટાં કડવાં વચનો કહી તેનો તીરસ્કાર કરે ૧૫, સોળમો મૂર્ખ એ છે કે-ધનવાન્ છતાં દાન ભોગ ન કરે; અર્થાત્ પૈસા પાસે પુષ્કળ છે, પણ તેમાંથી પોતે પણ ખાતો વાપરતો નથી તેમ પરના ઉપકાર માટે પણ ઉપયોગમાં લેતો નથી. ૧૬, અને સતરમો મૂર્ખ એ છે કે-પોતાના ભાઇનો ભાગ પણ હરણ કરી લેવા ચાહે છે. આ ઉપરાંત જે આ લોક અને પરલોકની ચિંતા નથી રાખતો તે સર્વોપરી મૂર્ખરાજ છે; કેમકે અમુક કામ કરવાથી મારૂં આ લોકમાં સારૂ અને પરલોકમાં પણ સદગતિ પ્રાપ્ત થશે એવું કામ કરવાની જેને જરાપણ કાળજી નથી. તે સર્વ મૂર્ખાઓનો રાજા ગણાય છે.

શુદ્ધ સંતના લક્ષણ એ છે કે-પોતે અનેક પ્રકારનાં દુઃખ સહન કરે, પણ પરને દુઃખ ન ઉપજાવતાં સુખ કરવા ચાહે છે. પારકા દુઃખે દુખીઆ અને પારકા સુખે સુખીઆ, સંસારમાં રહેતાં છતાં જળમાં કમળની પેઠે શંસારના વિષયોથી નિર્લેપ રહે, શાંત પ્રકૃતિવંત, મદ રહિત વૈરાગ્યવંત, મિત્ર અને શત્રુ ઉપર સમાન ભાવ, લોભ, ઇર્ષા, હરખ ભયાદિ સર્વનો ત્યાગ કરેછે, દયાળુ મનવાળા, ગરીબ ઉપર દયા રાખનાર, મન વચન અને કાયાથી પ્રભુ ભજનમાં તલ્લીન રહે. કામ ક્રોધ, માયા, માનથી રહિત,અતિ નમ્ર, શાંતિ વિરતી તથા રામપરાયણ છે. શિલતા, સરલતા, દ્વિજપદ ઉપર પ્રેમાલવૃત્તિ, મન તથા ઇંદ્રિયોને નિગ્રહ કરેલા અખંડ નિયમ ધારી, કોઇને માઠું લાગે તેવો શબ્દ ન બોલે, નિંદા સ્તુતી કરનારને સમાન ગણે અને કેવળ જેનું મન જગત નિયંતાના ચરણમાંજ લાગ્યું હોય તેજ સંત કહેવાય છે. હમેશાં દુઃખ સહન કરનાર ઉત્તમ ગણાય છે અને પરને દુઃખ દેનાર નીચ ગણાય છે તેમ દુઃખ સહનારને ઉત્તમ અધીકાર અને દુઃખ દેનારને અધમ ગતિ પ્રાપ્ત થાય છે જુઓ કે-મલયાગીરી ચંદનને કો હાડે કાપે છે. તદપી તેનું મુખ સુગંધદાર કરે છે એવી જેની દુઋતા કર-

નાર ઉપર પણ દયાળુતા છે. તેથી ચંદન દેવતાઓના મસ્તક ઉપર ચઢે છે અને પોતાનું મ્હોડું દુષ્ટતા બતાવતાં છતાં પણ સુગંધદાર કરે છે; તદપી તેને કાપવા ઉત્સક રહે છે તેવા કૃતઘ્ન પણ તેથી કોહાડો વૃક્ષ કાપ્યા પછી બુઠો થાય એટલે પાછો લવારને હાથ જાય છે અને તેને દેવતામાં લાલચોળ કરી ઘણના માર મારી તેનું મ્હોડું ટીપેછે એજ તેની કૃતઘ્નતાનો દંડ મળે છે; તેમજ દુષ્ટતા કરનાર ઉપર પણ સંત લોકો પરમ દયાળુતા દાખવે છે.

દુષ્ટા સ્ત્રીનાં કર્તવ્ય કર્મ એ છે કે-પ્રાત:કાળમાં ઉઠી પ્રભુ સ્મરણ ન કરતાં કલેશનું સ્મરણ કરે છે, કાંતો પોતાના પતિ સાથે કાંતો પાડોસી આડોશી સાથે ગમે તે વાતમાં વચકાં પાડી વાટે જતી તકરાર વ્હોરી કંકાસ કરે છે અને કદાચ લડવાના અપાર યત્ન કરતાં છતાં પણ તે સાથે લડનાર ન મળ્યું તો પોતાના બાળકોનું તે કુંભારણ કૂટીવું કહાડી નાંખે છે. ભાંડી ભાંડીને બીતરમાં બાત પાડી નાખે, પોત પોતાનું પેટ ઠારે પણ પારકાના પેટની પંચાત કરે નહીં, પતિને ઘડીએક ઘરમાં જંપવા દે નહીં. ચાર ઘડી જ્યારે ચહુટામાં જાય ત્યારે તે પતિ અને કુસતિને જરા કળ વળે છે, સર્વ સાથે કુસંપ કરનારી, દુષ્ટ આચાર વિચાર વાળી, કપટી કુટીલ, કૃતઘ્ની, કુચ્છંદ કારિણી કુલટા, ક્રોધમુખી, કામ વિહ્વલ, કલેશ વલ્લભ, કુકર્મ કર્તા, અને કુવાક્યવદિની વિગેરે વિગેરે સર્વ દુષ્ટ ગુણોના ભંડારરૂપ હોય છે. કદાચ તે ધણી સાથે, લોક સાથે કે સંબંધીઓ સાથેસમતા બતાવનારી હોય તો જાણવું કે અવસ્ય સર્વની આંખ્યોમાં ધૂળ નાંખી આડો વ્યવહાર આદરનારી છે એમ સ્પષ્ટ રીતે સમજી લેવું; અર્થાત્ વિશેષ નખરાં સાથે મમત બતાવનારી સ્ત્રી પતિને ઠગનારી ઠગારી, જારીણીજ હોય છે. સુકૃત્યમાં જેનું જરા પણ મન નહીં, પણ પ્રત્યેક કુકૃત્ય અને દુ:ખદાયક આચરણોજ આચરવા જેનું મન સદા એક સરખું લાગી રહેલું હોય છે, જેથી એવી દુષ્ટ સ્ત્રીઓના સુખ સહવાસમાં રહેવા કરતાં તો,

એકાંતપણામાં કે વાંઢા રહી વિયોગીપણામાં જીંદગી ગાળવામાં અપાર સુખ છે; કેમકે—

> જેકી ઉત્તંગ ચઢી ફિર પતન, સો ઉત્તંગ નહીં કૂપ;
> જો સુખમેં દુઃખ હી બસે, સો સુખ હૈ દુઃખ રૂપ.
> દુષ્ટ સંગ દેતાં પ્રથમ, દેજો મ્હોત દયાળ;
> દુષ્ટ સંગ જેવું મરણ, કરે ન હાલ બેહાલ.

કિબ્લે આલમપનાહ! મનુષ્ય માત્રને રાજ્ય, ધન, સંપદા, સ્ત્રી, પુત્ર પરિવાર કે મિત્રાદિના મળવાથી જેવી મજાહ મળતી નથી તેવું સુખ ક્ષણવારના સંત સમાગમથી મળે છે, કહ્યું છે કે—

> તાત સ્વર્ગ અપવર્ગ સુખ, ધરિયે તુલા એક અંગ;
> તુલેન તાહિ સકલ મિલિ, જો સુખ લવ સત સંગ.

મહારાજ! ધર્મ વિષયમાં અનેક પંથો પ્રકટ થએલ છે: પરંતુ સર્વ ધર્મનો સાર "**अहिंसा परमो धर्म**" કોઇ જીવની હિંસા ન કરો, ચોરી ચુગલી, કપટ, પાખંડ, જૂઠ, ઇર્ષ્યા ન કરો પરધનને પત્થર અને પરસ્ત્રીને જનેતા સમાન જાણો, કોઇની લાગણી દુભાય તેવાં કામ ન કરો, સત્ય સદ્‌આચારમાં રહી સર્વને સંતોષ આપો; કેમકે—પારકાનું હિત કરવું તે સમાન કોઇ પુણ્ય નથી અને પારકાને પીડા આપવી તે સમાન કોઈ પાપ નથી. એજ પવિત્ર ધર્મનો રહસ્ય છે.

જગજીવન! ન્યાયી રાજા એજ કે—પોતાની પ્રજાનેપીડા આપનાર કે ન્યાયનું ખંડન કરનાર પોતાનો પ્રિય પુત્ર હોય; તો પણ તેને ઈન્સાફની રાહે યોગ્ય શિક્ષા કરી પ્રજાને નેક ન્યાય આપી તેનું પાલન કરવું એજ ન્યાયી રાજા કહેવાય છે, કહ્યું છે કે—

> ન્યાયી તેજ નૃપાલ, સત્ય નિજનું નહીં ચુકે;
> ન્યાયી તેજ નૃપાલ, ધર્મ મર્યાદ ન મુકે;
> ન્યાયી તેજ નૃપાલ, પુત્રવત પાળે પ્રજાને;
> ન્યાયી તેજ નૃપાલ, ન્યાય સમ સિંહ અજાને;

ન્યાયી નરવર તેજછે, પક્ષ કરે નહીં પુત્રનો;
ધન્ય ધન્ય ધરણીતે જાણો, પતિ જગ સૂત્રનો.

અને તરણુ તારણુ ગુરૂ એજ કે-પવિત્ર શાસ્ત્રના વાકયો વડે જેમ બને તેમ શિષ્યનું હિત ચિંતવી શુદ્ધ ઉપદેશ આપે અને પોતે પણ શુદ્ધ નિયમ ધર્મમાં પ્રવરતે તેજ તરણુ તારણુ ગુરૂ કહેવાય છે, કહ્યું છે કે—

આપે શુભ ઉપદેશ દ્વેષ લવલેશ ન રાખે;
જન હિત કરતા જેહ, તેહ વાકયો મુખ ભાખે;
સહિ સંકટ અતિ આપ, તાપ શિષ્યોના ટાળે;
ભવરૂજ ભિષગ સમાન, જ્ઞાન બળથી દુઃખ બાળે;
અતિ દયાળ ગુણમાળ ગુરૂ, જન્મ મરણ ભવ ભય હરણ;
અસરણ શરણ યુગ ચરણ વર, જયો જયો તારણ તરણ.

આ પ્રમાણે બીરબલના આપેલા ઉત્તરો સાંભળી શાહ અતિ આનંદ પામ્યો, અને તેના બુદ્ધિબળની અત્યંત સરાહના કરી અમુલ્ય શિરપાવ બક્ષ્યો.

**વાર્તાનો સાર** વારતા ઉપરથી ખુલ્લોજ સમજાય છે.

**મનહર છંદ.**

સ્થાપવા સુનીતિ રીતિ કાપવા કંકાસ ત્રાસ,
આપવા સુબોધ મોદ એજ હેતુ ધારીને;
બાદશાહ બીરબલનાજ ભાગ બાર પૂર્ણ;
લખ્યા પૂર્ણચંદ્રે પ્યારથી સુધારીને.
શ્રેષ્ટ શ્રેષ્ટી **મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેએ,**
છપાવી પ્રસિદ્ધ કર્યા લાભદા વિચારીને;
વાંચો વ્હાલા વાંચકો વિચારી વાત સાર,
વારૂ દયા આણી દિલ સહુ દોષોને વિસારીને.

---

**શ્રીરસ્તુ ! કલ્યાણ મસ્તુ !!**